## • અનુક્રમણિકા •

# આશીર્વાદ

[ઉદ્ધરેદાત્માનમ્]

[ ૧૨ ફેબ્રુઆરી-૧ ૫ ]

## બાપુનું વાત્સલ્ય

ગાંધીજીની નજીકના અમે બધા સેવકો એમને 'બાપુ' કહેતા પછી આખો દેશ એમને 'બાપુ' કહેવા લાગ્યો પરંતુ જ્યારે હું બાપુ વિશે વિચારવા બેસું છું ત્યારે મારો અનુભવ એમ કહે છે કે એ પિતાથી વિશેષ માતા હતા ! આ દેશની સંસ્કૃતમાં એક વાક્ય છે 'સહસ્ત્રં તુ પિતૄન્ માતા ગૌરવેણ અતિરિચ્યતે' -હજાર પિતાથી માતા શ્રેષ્ઠ છે બાપુમાં જેમ પિતૃત્વ પ્રગટ થતું હતું, તેમ માતૃત્વ પણ પ્રગટ થતું હતું, અને આજે દશ વર્ષ પછી જ્યારે પણ કોઈ વાર હું એમનું સ્મરણ કરું છું ત્યારે એમના બીજા બધા ગુણોથી વધારે સ્મરણ વાત્સલ્યનું થાય છે એમના એ વાત્સલ્યનો અનુભવ નજીકના માણસોએ કર્યો અને દૂરનાએ પણ કર્યો એમાં કોઈ જાતના ભેદને માટે કશું સ્થાન ન હતું

વિનોબા

જન કરના સમગ્ર જીવનને વ્યાપવાની અને સંયોજન કરવાની શક્તિ સત્યાગ્રહમાં છે એમાં જીવનના સ્થૂલ વ્યવહારથી માંડી જીવનના સૂક્ષ્મતમ આધ્યાત્મિક સ્તર સુધી ઊંડા ઊતરવાની પ્રબળતા છે તેથી તે જડવાદીથી માંડી આધ્યાત્મવાદી સૌને સંતોષી શકે છે તેમ જ રાજકારણીઓથી માંડી ધર્મશાસ્ત્રીઓ સુધી સૌને આકર્ષી શકે છે આ દૃષ્ટિએ સત્યાગ્રહી વિચારદર્શન માનવજીવનના સર્વાંગી વિકાસ માટેનો રાજમાર્ગ છે

આ રાજમાર્ગ એવો છે કે જે માનવજીવનના કોયડાઓનો ઉકેલ આપવાની ગુરુચાવી આપે છે અને એ તે પોતે જ તેનો ઉકેલ બને છે એ મુક્તિઓનું સાધન પણ છે અને મુક્તિ સ્વયં પણ બને છે રાજકીય ક્ષેત્રમાં સત્યાગ્રહ વડે સ્વરાજ મળ્યું એ જ રીતે તેને આર્થિક ક્ષેત્રે પણ પૂરા ઉપયોગમાં લેવાય તો આર્થિક આઝાદી મેળવવી પણ સહેલ બને તેમ છે ધર્મક્ષેત્રમાં સત્યાગ્રહ માણસના આંતર બાહ્ય જીવનશોધનનું અજોડ સાધન છે પરમ સત્ય પરમેશ્વરને પામવાનું નિદાન સૌને પ્રાપ્ય એવું સહજ સાધન સત્યાગ્રહ છે સત્યાગ્રહ જીવનના વિકાસની શ્રેણી સમ ઋત સત્યાનું ક્રમિક અને ઝડપી ભાનસાન કરાવે છે ઋતમાં [illegible] ધના ઋત સત્યાને વળગી રહેતા તો જ આગ્રહ રાખતા ને તે સહજ મનતા પરમ સત્યમાં સ્થિતિ પ્રાપ્ય છે ગાંધીજીનો ઝડપી જીવનવિકાસ આ શક્યતાનું અનુપમ ઉદાહરણ છે ☆

## શિવ–અન્નપૂર્ણા

રોજ સવારે વનકેડી આ માનસરવથી જાણે
કાષ-કુહાડી, હાથે દબલા લઈ માનવગણ હાલે
બીડી-ધુમાડા, હાસ્યો તીખા, ઝરમર ઝીણી વાતો
કોઈ વળી અલગારી સાથે જ જાય દુહાઓ ગાતો
ટોળામાં ને છુટક છુટક એ માનવ-ઝણ્ વેરાતો
ઝડપે ઝડપે પામે કોઈ કર્મ કેડીએ જાતો
ઝરમર, ઝાકળ શીત કકડતી અગ્નિ વરસે તાતો
ભિંજાતો ધ્રુજતો ઠરતો, બળતો જાતો ને ખસ જાતો
બસ હો કે સીધી કેડી, તળેટીમાં કે ઊંચે
એક જ આરત ગુરુગિરનારી મરપણ અમને દીજે
હરણા દીપડા સમડા, ગીધડા ભલે કરે મસવાદ,
શિવ ગિરનાર ભલે, અન્નપૂર્ણા એની જ મહા-નાદ

રતિલાલ–અનિલ

[૩૫]

નામવિમુખના મૂગ પાપ છે
એને ધોઈ નાખવા માટે કોઈ પણ તીરથ કામ આવવાનું નથી
પરંતુ જો નામ-સ્મરણ રહ્યુ,
તો મોટામા મોટા પાપમાથી ઉદ્ધાર થઈ શકે છે
વાલ્મીકિ આદિના ઉદાહરણથી આ સ્પષ્ટ થયુ છે
એટલા માટે જ્ઞાનદેવનુ કહેવુ છે
આસ્થાપૂર્વક નામ લેતા રહો
એનાથી તમારુ પાપ નાશ પામશે જ
તમારી પાછળ તમે એક વિશુદ્ધ પરંપરાનુ નિર્માણ કરી જશો

[૩૬]

"મુખમા રામનુ નામ અને હાથમા ભૂતદયાનુ કામ
દ્દ.કામા ભક્તિમાર્ગનુ લક્ષણ આમ રી શકાય છે
નારાયણ —આ એક શબ્દમા
ભક્તોનુ જ્ઞાન ધ્યાન, જપ-અપ્ બધુ આવી જાય છે
નારાયણ નર-સમુદાયના દેવ છે
એટલે 'નારાયણ' નામ ભૂતદયા અને સમાજ-સેવાનો ઉદ્ઘોષ છે
સંકુચિત ભાવનાને કારણે
સંસારમા ધનાદિ સચય કરવાની વૃત્તિ થાય છે
પરંતુ નારાયણનામ, અર્થાત ભૂતદયા જ સસારનગરીમા સર્વોત્તમ ઉપયોગી બને છે

આ છે નિવૃત્તિનાથનુ કથન,
અને એ જ એમ લાગી છે જ્ઞાનદેવને લગન

[૩૭]

વેદોએ અનેક માર્ગો બતાવ્યા છે,
શાસ્ત્રોમા અનેક દુર્ગમ ચર્ચાઓ કરવામા આવી છે
પુરાણોમા અનેક કથાઓ ભરી પડી છે
એ બધાનુ નવનીત છે ઈશ્વર-દર્શન
એક જ પરમેશ્વર આત્મરૂપમા શાન ગાયો છે
જીવ એ છે અને શિવ પણ એ જ છે
એ જ સર્વત્ર ભરપુર છે
બસ, એટલુ જ યાદ રાખ,
અને બાકીનુ બધુ જ ભૂલી જા

[૩૮]

હરિ કહેતા જ બધા પાપો ક્ષણભરમા હરાઈ જાય છે
'હરિનામ' મ ત્રની સામે, ભૂતબાધા ટકી રહેતી જ નથી
મત્ર એ ભૌતિક સૃષ્ટિને જ આત્મિક સ્વરૂપ આપનારો એ મંત્ર છે
એનુ સામર્થ્ય અગાધ છે
એની ગહનતા ન માપી શકવાને કારણે
ઉપનિષદોને પણ 'નેતિ,' 'નેતિ' કહીને મૌન સ્વીકારવુ પડ્યુ છે

[૩૯]

'હરિ' સર્વવ્યાપક અને સર્વ ગરીબોમા બિરાજમાન છે
પરંતુ એ મનુષ્યના ધ્યાનમા આવતુ નથી

અને એ એકલો પોતાના શરીરમા જ
ગૂચવાયેલો રહે છે

પછી પરમાર્થ કડવો લાગે છે અને
સ્વાર્થ મીઠો લાગે છે

આ રીતે પરસ્પર વિરોધી સ્વાર્થોમા
ઝગડો શરૂ થઈ જાય છે

સસાર કઠણ થઈ જાય છે -

જીભરૂપી ધનુષ્યમા હરિનામનુ તીર
ચઢાવીને તન્મયતાથી નિશાને તાકો કે
વ્યાપક તત્વ હસ્તગત થયુ જ

અર્થાત એને માટે જરૂર છે સાહસિક
અને સુતજ્જ મનિભાની.

એ રહે તો વ્યાપક બુદ્ધિનો લાભ થાય છે

અને પ્રેમરૂપ દેવ઼ુ બિલકુલ નજીક
આવે કે હુ યમા દેખાવા માડે છે

આ રીતે બધા ઝગડા અને પાપોનુ
છેદન હરિનામથી થયા જ કરે છે

જ્ઞાનીઓને એનુ જ્ઞાન છે

અને જ્ઞાનદેવને ધ્યાન છે

[૪૦]

પરમ શાતિ પામેલા નિવૃત્તિ ગુરૂએ
જ્ઞાનદેવને હરિનામનો મત્ર આપ્યો અને
કહ્યુ કે ઈશ્વર પ્રાપ્તિના બધા માર્ગોમા નામ
સ્મરણનો માર્ગ અત્યત સરળ અને
અચૂક છે

સ્થિર બુદ્ધિરૂપ સમાધિ

કર્મયોગની સાધના,

દયા, શાતિ, આદિ દૈવી સપત્તિના ગુણ,

ભૂત માત્રમા સમત્વરૂપ ભક્તિ

યમ-દમાદિ યોગ

અને અતમા, અજ્ઞાનનુ નિરસન
કરનાર જ્ઞાન વિજ્ઞાન.

સારાશ—બધા સાધનો અને સિદ્ધિ
ઓનો સમાવેશ હરિનામમા થઈ જાય છે

હરિનામ જ નવજીવન દેનારી મધુર
સજીવની છે

[૪૧]

એક હરિનુ નામ લીધુ,

તો લેવાને માટે બીજુ નામ શેષ રહેલુ
જ નથી

હરિનામમા અદ્વૈતની એ તો ખૂબી છે

એને ગાઈ વીરલો જ જાણે છે

સમબુદ્ધિથી હરિનામ લેવામા આવે

અને સર્વત્ર હરિ સમાન રૂપે જય
ભર્યા જોવામા આવે

પછી એ જ હરિ

યમ-દમોના સમજો કે વેરી થઈ જાય છે

કેમ કે પછી યમ કહે છે કે કોનુ યમન કરૂ ?

અને દમ કહે છે કે કોનુ દમન કરૂ ?

એવી સ્થિતિ થઈ જાય છે

સૂર્ય સહસ્ત્ર કિરણોમા ત્રિભુવનમા
વ્યાપે છે

એ જ રીતે આત્મ રામ બધા શરીરોમા
વ્યાપેલ છે

પરિણામ એ આવ્યુ કે એનુ સમસ્ત
ભાવી જીવન સમાપ્ત થયુ

---

☆ પ્રશસા અને વગોવણીથી પર એવા રે મૃત્યાદનો દેખ છે

☆ બહારમા ઈન્કાર અને અતરમા સ્મરણ—સ્તુતિથી આ યે એક રીત છે

☆ જીવનના વિવિધ ક્ષેત્રોને જીવનની ભાષામા વર્ણવી ન શકાય તો એમને
જીવનથી એટલા દૂર સમજવા

☆ સામાન્ય થયા વિના સામાન્યજન માટે અ સરળ, સુલભ થવુ—એ કાવ્યનુ
સાધારણીકરણ

—અ

'અલ્યા, આ તારા ભણવાના દિવસ, ભણાય એટલું ભણી લે, પછી મોકો નહીં મળે! આ ભૂદાન–પ્રવાસ અને આ ગ્રીષ્મ-શિબિર–બધે જિંદગીના ધડપડવે હાલી નીકળશે તો ભણશે શું ?'

'એ બધા અનુભવો પણ એક જાતનું ભણતર જ છે, બાપુ! અમને એમાંથી ઘણું શીખવાનુ મળે છે!' કિશોરે દલીલ કરી.

'એ બધા અનુભવ ખરા-પણ આટકાટ, મૂળ ભણતર તો તું ભણે છે એ. આવી આડી અવળી ઉફાંદમાં પડીશ તો મૂરતનું ટાણુ વણસાડી બેસીશ. હમણાં ભણ. પછી, મોટો થાય ત્યારે ખભે ઝોળી લઈ ને નીકળજે – નવરાશ હોય તો !'

'પછી શેની નવરાશ મળે ? ત્યારે તો કમાવામાં પડીશું. હું તો મૂરતનાં ફૂલ–ચોખા જ માથે ચડાઉં છું. વણસાડતો નથી. આવા બધા અનુભવોથી અમને નવી દષ્ટિ મળે છે, અને ભણતરમાં જે નથી સમજાતું તે ઊલટું, એના થી સમજાય છે !'

'અમે તો કહી છૂટીએ. આજના છોકરાં થોડું કોઈનું માને છે !'

'બાપુ, એમ ન કહો. તમે ના પાડો તો નહીં જાઉં. પણ મારો જીવ તો ત્યાં જ હશે.'

'જા ભાઈ, એમ હોય તો. પાકે ઘડે કંઈ કાંઠા ચડતા નથી.'

'એટલે જ તો ધડપડવે જાઉં છું બાપુ! હમણાં જે સંસ્કાર પડ્યા તે પડ્યા, પછી એટલા સંસ્કાર નહીં પડે. ત્યારે હું, જઈશ હોં!'

'ધડપડવે નીકળે છે તો સબ રસના શુકન કરજે.'

'એ હો....એ નહીં ભૂલું !'

☆ ☆ ☆

'બાપુ, હું ચે કન્યા છાત્રાલયમાં જોડાઉં ને ?'

'બંગલામાં રહેવાનુ, મઝાશે ખરું ?'

'બધા સાથે રહીએ તો સંસ્કાર પડે !'

'તે અહીં એકલી રહે છે ? અમારામાં સંસ્કારની ઓછ૫ વરતાય છે ?'

'ના, ના. તો યે સમૂહજીવન ગાળવાથી શિસ્ત કેળવાય.'

'અને કોઈની દેખત, કામ ચોરી પણ શીખાય. ખરું ?'

'એ બધું તો ઘરમાં ગ્હે પણ

કરવું હોત તો થાય’

‘પણ બાપો કરવા દે તો ને?’

‘ત્યાં યે બહેન ચોકી તો રાખે જ ને?’

‘તારી મા જેવી? તારી મા આ ચારને સંભાળતા ગળે આવે છે ત્યાં બહેન પાત્રીસ છોડિયું પર કેટલીક નજર રાખશે?

‘બહેન હોશિયાર છે’

‘ને તમે છોડિયું ઓછી હુંશિયાર, ખરું?’

‘પણ મારી ઘણી બહેનપણીઓ જોડાય છે’

‘જો દીકરી, તું યે જોડાય એમાં મને વાંધો નથી પણ આપને ત્યાં બંગલો નથી ને સાસરે પણ નહીં હોય અહીં હાથપગ ચલાવવાના છે ને સાસરે પણ સાગામાચી પર બેસીને ખાવાનું નથી ભણતર ભણ તો ભલે, પણ કામચોરી ન ભણતી દોંગાઈ ન શીખતી કોઈનો મહેલ જોઈને આપની ઝૂંપડીને ન વગોવતી એ તો ઘાસ સાથે ઘાસ ને ગદબ સાથે ગદબ બંધાય છે તે ખોઈને નવું ન લાવતી ધડપડવો સુધર્યો તો વરસ આખું શુકન જ છે આટલું ધ્યાનમાં રાખી ભલે છાત્રાલયમાં જા’

‘એ હો બાપુ તમારા વેણ નહીં ભૂલું

ને ભૂલે તોય, હું થોડો ભૂલવા દેવાનો છું?

---

## મૃત્યુંજય

ખોવાણું ભરદરિયે મોતી પાછું કેમ મળે?
અટવાયું અંધારે જ્યોતિ પાછું કેમ મળે?

મૂઢ થયા જન વ્યાકુળ રોતા લમણે હાથ ધરે!
નજર હજી પૂરી ના જાતા મહુની ઉામ સરે!
મન ઉછળતા જળ ખડકાતા તિમિર ન શેરા ચળે.
ખોવાણું

ક્ષિતિજ ઊખડતી એવા વાનો પવન પડીય ન જંપે!
વીજો પણ ચમકે ના તારો ગગન છળી જઈ કંપે!
મરજીવા ત્યાં કોઈ મળે કે મશાલથી નીકળે
ખોવાણું.

મરજીવો મૃત્યુ કે મોતી અવ ન લઈ આવે!
મશાલથી મૃત્યુ કે જ્યોતિ વિણ નવ કંઈ જાણે!
બડભાગી આ જગતઃ નિરંતર સંપતુ જેહ કૂળે
મૃત્યુંજય અવધૂત કોઈ ન કો'ક મળે જ મળે.
ખોવાણું.

રસિત મુન્ય

# દલો તરવાડી ——————————————— કક્કી

દલા તરવાડીએ રીંગણાં તોડતા પૂછેલું કે, ઓસ ભાઈ, રીંગણું એકલઉં કે બે-પાંચ?' અને વાડ વતી પોતે જ જવાબ આપેલો કે, 'તોડને ભાઈ પાંચ-પચાસ!' પરિણામે એને કુવામાં કેટલીક ડૂબકી ઓ ખાવી પડેલી.

દલા નામનો કોઇ તરવાડી હતો કે કેમ, તે કોઈ જાણતું નથી. પણ તે હતો જ અને અત્યારે પણ છે એમ કહેવામા અસત્ય નથી.

સાહેબ પોતાને પૂછે છે કે, 'પટાવાળા પાસે ઘરકામ કરાવું કે નહીં?' અને પોતે જ જવાબ આપે છે, 'અરે કરાવ ને પૂરા ચૌદ કલાક!' અને સાહેબ પટાવાળા પાસે ઘરકામ કરાવે છે.

કોન્ટ્રાક્ટર પોતાને જ પૂછે છે, 'સિમેંટમા પાચ ટકા કાકરી વધારે નાખું કે નહીં?' અને પોતે જ જવાબ આપે છે, 'અરે નાખ ને પંદર પચીસ ટકા!'

ગામડાનો માસ્તર પોતાને જ પૂછે છે કે, 'છોકરાને એકાદ સોટી મારું કે?' અને પોતે જ જવાબ આપે છે, 'અરે માર ને એક સાથે બે-પાંચ સોટી!'

વેપારી પોતાને પૂછે છે, 'માલની અછત છે, નફો પચ્ચીસ ટકા લઉં કે પાંત્રીસ ટકા?' અને પોતે જ જવાબ આપે છે, 'અરે મળતો હોય તો લે ને, પચાસ-પોણોસો ટકા!'.

કારકૂન કહે છે, 'આ પતરાની અરજી કરનારને એક ધક્કો ખવાડું કે બે-પાંચ?' અને પોતે જ જવાબ આપે છે, 'અરે ખવાડ ને પચાસ ધક્કા, કયો કાકો ના પાડે છે!'

ભિખારી પોતાને પૂછે છે,'શેઠ પાસે પૈસો માગું કે આનો?' અને પોતે જ બેધડક જવાબ આપે છે, 'અરે માંગ ને પૂરી પાવલી જ! માગવામાં શું જાય છે?'

સુધરાઈ પોતાને જ પૂછે છે, 'સરકાર પાસે હજારની ગ્રાંટ માંગવી કે દસ હજારની?' અને પોતે જ નક્કી કરે છે, 'અરે માગો ને પૂરા અર્ધા લાખની, માગવામાં શું જાય છે?'

આ યાદીને લંબાવવી નિરર્થક છે. છતા જેમણે લંબાવવી હોય તે ઓછા શ્રમે આસપાસ નજર નાખીને અનેક દાખલા આમા ઉમેરી શકે છે.

માણસ રોજરોજ નાની નાની બાબતોમા નિર્ણયો કરતો હોય છે. પણ તે આત્મનિર્ણય છે કે રમતનો દાવ છે તે નક્કી કરવા તે થોભતો નથી. પરિણામે દલા તરવાડીનું આયુષ્ય વધતું જ જાય છે. કોઈક વાર એને કુવામા ડૂબકીઓ ખાવી પડે છે, છતાં તે તેની આદત છોડતો નથી.

આ જાત ટકી રહ્યું છે તેના મૂળમા માનવીનો સદ્વ્યવહાર હજી

એની ના નથી, પણ હવે એ મોટા [illegible] પોતાને જ છેતરવા લાગ્યા છે એમનો દુનિયાનો હાલનો વ્યવહાર જોતાં જોવું પડશે

શાણાઓ કહે છે કે આદર્શ સાથે વ્યવહારની સમજૂતી કરવી જ પડે છે. પણ એ સમજૂતી છે કે પોતાને એટલે કે આત્માને છેતરવાની રમત છે એટલું તો જોશો કે નહીં?

ઉપર ગણાવ્યા જેવી સમજૂતી કર્યા કરનારો છેવટે પતનથી કઈ ઊંડી ખીણમાં પહોંચી જાય એ વિચારવા જેવું નથી કે?

મહાસત્તાઓના મોવડીઓ પોતાને જ પૂછે છે 'વિશ્વશાંતિ માટે એટમ બોમ્બ બનાવીએ કે હાઈડ્રોજન બોમ્બ?' અને જાણે પોતે જ પોતાને જવાબ આપતા જણાય છે, અરે નેવડ હોય તો બસો પાંચસો હાઈડ્રોજન બોમ્બ જ બનાવો ને! સામા પક્ષને સીધો પડકાર જ ફેંકી શકાય!!'

દંડો તરવાડી આમ, ઊંચામાં ઊંચા સ્થાને પહોંચી ગયો છે; એવા સ્થાન પર, કે જ્યાં એને દોરડે બાંધી હાલ તુરત તો કોઈ કૂવામાં ડૂબકીઓ ખવડાવી શકે એમ નથી અને એટલે આજે વાડ કે રીંગણ—કશાની મનામણી રહી નથી!

વિશ્વમાં સાધન-સગવડોની ફેલાવો કરતી આટઆટલી વિપુલતા છતાં, ગુપ્ત અને પ્રગટ કેટકેટલી અશાંતિ છે! એનાં અનેક કારણો અપાય છે, પણ એમ કોઈ નથી કહેતું કે દંડા તરવાડીને આપણે દેહ સિંહાસને જ બેસાડી દીધો છે તેથી એ અશાંતિ છે

માણસે આત્મનિર્ણય ફગાવી આત્મનિર્ણયને નામે સ્વાર્થનિર્ણયને સ્વીકારી લીધો છે નાના મોટા ન્યાય માટે વિશ્વમાન્ય માણસાઈના કાયદાનો એ આધાર લેતો નથી પણ પોતાની ઇચ્છાનો આધાર લે છે પરિણામે અનેક ક્ષેત્રોમાં અન્યાય પ્રવર્તતા જણાય છે

આમાંથી ઊગરવાના [illegible] ઉપાયો તો એ જણાય છે કે સમજૂતી-સમાધાનને નામે આપણે આપણા આત્માને છેતરતા તો નથી ને? જે નિર્ણય કરીએ છીએ તે આત્મનિર્ણય છે કે સ્વાર્થનિર્ણય? મારા પ્રશ્નનો જવાબ આપનારી મારી વાસના છે કે મારો આત્મા? મારા નિર્ણયમાં પક્ષપાત કેટલો અને તટસ્થતા કેટલી? જે ન્યાય કરું છું તે મારો ન્યાય છે કે વિશ્વમાન્ય માણસાઈનો? અને જે તટસ્થ ન્યાયી જવાબ મળે તેને અનુસરવા મુશ્કેલી પડે તોયે તત્પર રહેવું જોઈએ એટલી ન્યાયનિષ્ઠા વિના દુનિયાની કાયમી મુશ્કેલીઓ ઘટશે નહીં, વધશે અને દંડો તરવાડી અનંત આયુષ્ય લઈને વિશ્વવિજેતાની ગાદીએ ચઢી બેસશે અને ન્યાયને નામે બીકુ ભજાશે શાંતિ તો ન્યાય સાથે જ જોડાયેલી છે એ કેમ ભૂલીએ?

# ધર્મસંકટ

**રતિલાલ-અનિલ**

'૪૩નો લગભગનો પ્રસંગ છે. મારો એક જેલસાથી અને મિત્ર મુંબઈમાં રેલવેમાં નોકરી કરતો હતો. મને કહે કે, 'ચાલ મુંબઈ!' મેં કહ્યું કે, 'આવું તો ખરો, પણ પાસે પૈસા ક્યાં?'

'તું તારે ચાલને, હું છું ને!' એણે કહ્યું.

મુંબઈ જોવાની હોંશ કોને નહીં હોય? હું તો રાજીરાજી થઈ ગયો. થોડા રૂપિયા આમતેમથી ભેગા કરી તેની સાથે ઊપડ્યો મુંબઈ!

મિત્ર પાસે રેલવે પાસ હતો એટલે એને તો ટ્રેનભાડાનો પ્રશ્ન જ ન હતો—મારી ટિકિટ એણે લીધેલી કે નહીં તે મને અત્યારે યાદ નથી.

એ ભાઈ રહે વાદરામા, પોતાના ઘરમા નહીં, એક મિત્રની ખોલીમા સૂઈ રહે અને તેમા વળી મારો ઉમેરો! છતા એટલો મઝાનો હતો એટલે ગમે ત્યા સૂતા. અને દિવસે તો 'મુંબઈ જોવાનું' હોય, એટલે ખોલીનો ઉપયોગ હોય તો જમવા ને નાહવા પૂરતો.

શનિવારે અધો દિવસ અને રવિવારે આખો દિવસ રજા હોય ત્યારે મિત્ર મને મુંબઈ બતાવવા લઈ જાય. તે સિવાયના સમયનું શું? મારા મિત્ર મને રેલવે–લાઈન અને ટ્રામની બધી વિગત - રોજ કહે ને લખી પણ આપે. એક આનામાં ટ્રામમાં કેટકેટલું ફરી શકાય તે સમજાવે. અને માર્ગ ભૂલવાના ભય અને નવું નવું જોવાના કુતૂહલ સાથે રોજ રોજ હું આમતેમ ફરવા નીકળી પડતો. એમ પંદરેક દિવસ નીકળી ગયા. મુંબઈમાં શું જોયું એની વાત અહીં લખવા બેઠો નથી. વાત બીજી જ છે.

એક દિવસ સવારે હું અંધેરીની દિશામા ઈલેક્ટ્રીક ટ્રેનમાં નીકળી પડ્યો અને દૂર દૂર પહોંચી ગયો. પરાના ગુજરાતીઓની વસતિવાળા દરેક સ્ટેશને ઊતરું અને રાજમાર્ગના રસ્તે છેડા આવે ત્યા સુધી ચાલ્યો જાઉં. આ બે બાજુના ઘરો, બંગલાઓ, તબેલા જેવી કોટડીઓ જોતો જાઉં, વિચાર કરતો જાઉં આનંદ થાય, મૂંઝવણ પણ થાય કે આમ આ સમૃદ્ધિ સાથે આટલી કંગાલિયત કેમ? પણ મનસમાધાન થાય નહીં. માણસોના વાન ને પહેરવેશના આભજમીનના તફાવત પણ સમજાય નહીં.

જ્યાં કંઈ રસ્તાની સૂઝ પડે નહીં કે પાછો જે રસ્તે ગયો હોઉં તે જ રસ્તે ગાવચેતીથી પાછો ફરું અને આગના સ્ટેશનની ટિકિટ કઢાવી ઇલેક્ટ્રીક ટ્રેનમા બેસી જાઉં: મારો દેખાવ જ નહીં, વર્તન પણ અબૂધ માણસ જેવું. એટલે ટ્રેનમાંના માણસોને મન કદાચ 'ભાગી છૂટેલું નવું

પચ્ચી' લાગેલો હોવાથી કે બીજા કારણે ગમે તે કારણે હું કુતૂહલરૂપ બન્યો હોઈશ એમ અત્યારે મને લાગે છે કેમ કે, ત્યારે તો એટલી સમજ અને દુનિયાનો અનુભવ-જરાય ન હતા

એમ કરતા કરતા હું જોગેશ્વરી સુધી પહોંચી ગયો ત્યાંની ગુફાઓ જોવાનો લોભ તો ખરો પણ રસ્તો જાણું નહીં, એટલે રાજમાર્ગ પર રસ્તો ભૂલાય નહીં એવી સાવચેતીથી જઈ શકાય ત્યાં જઈને સ્ટેશને પાછો ફર્યો ત્યાંથી તે વાદરા સુધીની ટિકિટ પૂરી તો એટલા પૈસા ગજવામાં હતા નહીં હવે શું થાય? ભારે મૂઝારો

છેવટે ખાર સુધી જવાના પૈસા હતા એટલે ખાર સુધીની ટિકિટ કઢાવી અને ઈલેક્ટ્રીક ટ્રેનમાં બેઠો

ખાર ઊતર્યો પણ હવે જ મૂઝવણ શરૂ થઈ રસ્તા જોયા નથી વાદરા સુધી જવું શી રીતે? બહુ વિચાર્યું કંઈ સૂઝે નહીં વળી ત્યાં સુધી પૂછતા પૂછતા જવું એ પણ બને નહીં એક જ રસ્તો સૂઝ્યો કે રેલવેના પાટે પાટે સીધા વાદરે પહોંચવું! અને હું રેલવેના પાટે પાટે વાદરાની દિશામાં ચાલવા લાગ્યો અહીં તો આડમાર્ગે ચાલ્યા જવાનો ભય હતો જ નહીં પણ બપોરના અઢી વાગ્યાનો સમય અને ઉનાળાનો દિવસ ચાલતા ચાલતા દમ નીકળે પરસેવાગ માર્ગે ચાલતાય થાક લાગે અને તરસે જીવ નીકળી જાય પણ ચાલવા સિવાય છૂટકો ન હતો અને ક્યાંક રોકાઉં તો કદાચ સાંજે પણ વાદરે ન પહોંચું એવી બીક એટલે ચાલતો જ રહ્યો વચ્ચે ઘડી થાભતો પાણી પીતા અને આગળ વધતો એમ કરતા જ્યારે વાદરાના સ્ટેશને પહોંચ્યા અને ત્યારે જ ભાન થયું કે એક ધર્મસંકટ હાથે કરીને વહોરી લીધું છે! કેમ કે સ્ટેશનના ફાટકેથી જ બહાર નીકળવાનું હતું તે ટિકિટ વિના ન નીકળાય? ટિકિટ-ચેકરને શી રીતે ખાત્રી કરાવવી કે ભાઈ હું પગે ચાલીને આવ્યો છું? ભારે મૂંઝાયા

દુનિયાદારીના દાવપેચનું પાપ જરા જેટલુંયે મનમાં પ્રવેશેલું નહીં એટલે નીકળી જવાનો માર્ગ સૂઝતા તોયે તે અજમાવવાની હિંમત નહીં મન ડખ્યા કરે આખરે સૂઝ્યું કે મારો મિત્ર ઑફિસેથી છૂટી અહીંથી જ જશે ને! હવે ઝાઝો સમય નથી ત્યાં સુધી એની રાહ જોઉં! અને બસ સ્ટેશનને નાકે બેસી રહ્યો-ફાટકમાંથી બહાર જનારી વ્યક્તિઓ પર નજર માંડીને

મારો મિત્ર સાજો-સારો આવી પહોંચ્યો એને પકડ્યો અને વાત કરી એની પાસે રેલવે-પાસ એટલે એ પહેલા નીકળી ગયો જઈને પ્લેટફૉર્મ પાસ કઢાવી લાવ્યો ફરી આવી મને આપ્યા અને હું સ્ટેશનની બહાર નીકળ્યો ત્યારે

જીવને નિરાંત થઈ!

બીજો એવો જ ધર્મસંકટનો પ્રસંગ એ જે મુસાફરીમાં મુંબઈ છોડતાં થયો.

પોણો માસ મુંબઈની સહેલ–ક્ષેમ-તરસે દૂરદૂર સુધી વસતિમાં અને નીરવ સાગરકાંઠે પગે ચાલીને ફરવાની ને અવલોકન કરવાની સહેલ–માણીને ઘરે પાછા ફરવાનું નક્કી કર્યું, પાસેના પૈસા તો એક પુસ્તક વિક્રેતાને ત્યાં ગયો અને સાહિત્ય રસિયો જીવ હાથ ન રહ્યો એટલે છેલ્લી પાઈ ખર્ચીને એક માસિકનું લવાજમ ભર્યું ને ચોપડી ખરીદી–ખલાસ કર્યા હતા. મિત્રે ક્યાંકથી ઉછીના કરીને ટિકિટનો જોગ કરી દીધો. જેને ત્યાં અમારા બંનેનો ધામો. તે ભાઈને તેમની વહુ ભલાં–કે મારા જેવા અકિંચન અને અબૂધને કશી ફરીયાદ વિના સાચવી લીધો! કવિતા લખવાની શરૂઆત કરેલી તે છપાએલી તેના કટિંગ એ ભાઈએ સાચવી રાખેલા! એ જ ઓળખાણે છેવટ સુધી એમનો મારા પર ભાવ રહેલો! ત્યારે રેશનિંગ ચાલતું. મુંબઈમાં તો રેલવેવાળાને રેલવેની શોપમાંથી ખાધ્યા ભાવે ઘણું સાહિત્ય મળતું તેમાંથી થોડી બચાવેલી ચીજો તેમણે મને ભેટરૂપે ઘરે આપવા ભળાવી. તેમાં અનાજ પણ હતું! તેની હેરફેર કરવી એ પણ ત્યારે ગુનો હશે!

મારો મિત્ર મને દાદર સ્ટેશને મૂકવા આવ્યો. મને તો ગાડીઓની પણ ઓળખ ત્યારે નહીં. મારે લોકલમાં બેસવું હતું. તે પ્રમાણે તેં જ ટિકિટ પણ કઢાવી લાવ્યો. અને મને ગાડીમાં બેસાડ્યો.

ગાડી ઊપડવાના સમયે ખૂબ હેતથી ભેટી અમે છૂટા પડ્યા. ગાડી ઊપડી. હું તો સરી જતાં મુંબઈનું છેલ્લું દર્શન–એ મુસાફરીનું છેલ્લુ દર્શન–કરવામાં પડ્યો હતો. એમ ને એમ અર્ધો કલાક નીકળી ગયો પણ ગાડી ક્યાંય પણ રોકાઈ નહીં. વહેમ પડ્યો કે ગાડી કેમ ક્યાંય ઊભી રહેતી નથી?

મારી વાત સાંભળી પાસેના ઉતારુ હસીને કહે, 'ફાસ્ટ તે વળી થોભતો હશે? આ તો વસઈ છોડ્યા પછી થોભશે!'

માર્યા! મેં કહ્યું, 'હું તો આને લોકલ સમજીને બેઠો છું!'

'નવા પ્રવાસી લાગો છો!' ઉતારુએ હસીને કહ્યું.

પણ મારો જીવ હાથો થઈ ગયો. ફાસ્ટમાં બેસવાનો ચાર્જ કોણ જાણે કેટલો ય ભરવો પડતો હશે! અને ગજવામાં તો માત્ર સ્ટેશનેથી ઘરે પહોંચવા જેટલા ગાડી–ભાડાના જ પૈસા છે!

ત્યાં જ ટી.ટી. આવી ચડ્યો. બધાં ગજવાં ફેંદ્યાં પણ ટિકિટ જ ન મળે! મિત્ર ઉત્સાહમાં ને ઉત્સાહમાં, વાતોના તડાકા મારવામાં ટિકિટ મને આપવાનું ભૂલી ગયા હતા, અને મને ય માગવાની સુધ ન હતી!

ટી.ટી એ અગાઉ દમ ભીડાવ્યો.

પૈસા લાવો" મે કહ્યું કે, 'મારી પાસ એટલા પૈસા જ નથી !' તો કહે 'ત્યારે તો તું મફતિયો મુસાફર છે તે ટિકિટ લીધી જ નથી ! વળી નોકવની વાત કરે છે પણ ફાસ્ટમા બેસે છે અમને બનાવે છે ?"

હુ તો ડરી ગયો પુતળુ બની ગયો મોઢુ પડીકુ થઈ ગયુ

આસપાસના ઉતારૂઓ ધીમેધીમે હસતા હતા !

મુસાફરીનો બધો આનદ મારો ગયો મેં વિચાર્યું વિરાર સુધીમા ક્યાક પણ ગાડી થોભે તો ઉતરીને ફરી વાદરે જાઉં એટલા પૈસા તો પાસે હતા પણ ગાડી તો ઊભી જ ન રહી હવે તો જે થાય તે સહન કરવા સિવાય છૂટકો ન હતો મારી પાસે કોઈ કીમતી ચીજ ન હતી. હતી એક મારી પેન તે કાઢીને ઉતારૂને કહ્યુ કે, 'મને તો આ લઈ લો અને જે યોગ્ય લાગે તે આપો ટિકિટના અર્ધા પૈસા તો નીકળી જશે' પણ કોણ લે ? મનેમા શકા હશે કે ક્યાકથી તફે કાઢેલી હશે !

ટી.ટી. આવી ગયા પછી કેટલાક ઉતારૂઓની દૃષ્ટિ બદલાઈ મને શંકાથી જોવા લાગ્યા જિંદગીમા ક્યારેય ન દુભાયો હતો એટલો દુભાયો મારા મિત્ર પર એટલી તો ચીઢ ચઢી કે પાસે હોત તો તેના તમાચામા શરીરનુ બધુ જોર હાથમા લાવી એકાદ ઠોસો જરૂર માર્યો હોત ! અત્યારે તો બધુ હસવા જેવુ લાગે છે પણ ત્યારે તો હૃદયમા નિર્દોષતા એટલી ભરી હતી કે ખોટુ થાય જ કેમ ? એ તો નર્યું પાપ ! એવુ ન કર્યુ હોય છતા તેનો આરોપ આવે એ તો વળી માથાનો ઘા !

પાચ કલાક એવી કારી વેદનામા ગાળ્યા અને સુરત સ્ટેશન આવ્યુ ટી.ટી. ક્યાય વચ્ચે આવ્યો જ ન હતો ! આજે લાગે છે કે એને મફતિયા મુસાફરો એ તો રોજનો બનાવ છે એમ લાગ્યુ હશે

જે થાય તે ખરું' વિચારીને ગાડી માથી ઊતર્યો અને ફાટક આગળ બધા મુસાફરો નીકળી ગયા ત્યા સુધી ઊભો રહ્યો બધા ગયા પછી હુ ફાટકે ગયો અને ટિકિટ ઉઘરાવનારને બધી વાત કરી

'અરે બનાવવાની વાત છોડ પૈસા કાઢ પૈસા !'

મેં કહ્યુ હુ સાચુ કહુ છુ'

સાચુ કહે તોયે ટિકિટ વિના ન જવા દેવાય જલદી પૈસા કાઢ !"

મે ગજવામા જે કંઈ હતુ ન પરચુરણ કાઢ્યુ અને ધર્યું એણે ચૂપચાપ લઈ લીધુ હવે શુ કહે છે તે જોવા તેની સામે જોતો હુ ઊભો પણ એ કઈ બોલ્યો નહી બીજા આવતા રહ્યા ખસ્યા ઉતારૂ તરફ જોતો રહ્યો એટલે થોડી વાર થોભીને મે ચાલવા માડ્યુ !

મ પેનરાનો ભાર ઊચકીને મધરાતે હસડાતો હસડાતો ઘરે પહોંચ્યો અને હાથમો ધોઈ પાણી પીને પથારીમા પડ્યો તેવો જ ઊંઘી ગયો

બીજે દિવસે મુબઈના મિત્ર પર પત્ર લખીને બધો ગુસ્સો ઠાલવ્યો

# રાજકીય સહિષ્ણુતા — 'તટસ્થ'

આત્માની શાંતિ માટે જેમ ધર્મની જરૂર છે અને માનવ-શાંતિ માટે વિવિધતાથી ભર્યા વિશ્વમાં પાંગરેલા વિવિધ ધર્મો પ્રત્યે સમભાવની જરૂર છે તે જ પ્રમાણે વિશ્વશાંતિ માટે રાજકીય સહિષ્ણુતાની પણ એટલી જ જરૂર છે

રાજકારણ આજે જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં સીધું કે પરોક્ષપણે પ્રવેશેલું જણાય છે ત્યારે તો રાજકીય સહિષ્ણુતાની અત્યંત આવશ્યકતા છે જીવનના જુદા જુદા ક્ષેત્રોમાં જેમ જેમ રાજકીય અસર વધતી જાય છે તેમ તેમ વિશ્વ સહીન સ્થિરતા માટે એકબીજાના દૃષ્ટિબિન્દુઓ પદ્ધતિઓ આવશ્યકતાઓ સમતોલ શાંત ચિત્તે સમજવા-વિચારવાની જરૂર પણ વધતી જ જાય છે એમ નહીં કરીએ તો રાજકીય વિખવાદનો ભોગ થઈ પડવાનો ભય ઊભો જ છે

જુદી જુદી રાજ્યપદ્ધતિઓ દ્વારા જુદી જુદી પ્રજાઓ ઈચ્છે છે તે રાજકીય સ્વાતંત્ર્ય પ્રજાવિકાસ અને બહેતર જીવન જ ને ? જુદા જુદા ધર્મો પાળનારાઓનું ધ્યેય જેમ એકમાત્ર ઈશ્વર-પ્રાપ્તિનું જ છે તેવું જ રાજકીય બાબતમાં નથી ?

રાજ્ય-વ્યવસ્થા સમાજને સ્વાધીન રહેતા માનવ સમુદાયની સમૃદ્ધ જીવન માટેની જરૂરિયાત છે પણ આખરે તો તેના પતન ઉન્નતિનો આધાર જોઈશું તો સામાજિક અવનતિ ઉન્નતિ પર જણાશે છતાં વર્ષોની સાધનાથી પ્રાપ્ત કરેલી સામાજિક ઉન્નતિ પણ રાજકીય અશાંતિએ આણેલા યુદ્ધથી ક્ષણમાં છિન્ન-ભિન્ન થતી દેખાય છે એ સંરક્ષક બળ સંહારકમાં ઝટ ફેરવાઈ જાય છે એટલે જ આજે રાજકીય સહિષ્ણુતાની અત્યંત આવશ્યકતા ઊભી થઈ છે કેમ કે, આજે આપણે ઠંડા યુદ્ધ અને તોળાઈ રહેલા ત્રીજા ભયાનક યુદ્ધની પરિસ્થિતિમાં જીવીએ છીએ

દેશ દેશ વચ્ચે તેમ જ પ્રાંત પ્રાંત વચ્ચે જુદા જુદા રાજકીય પક્ષો વચ્ચે પરમત સહિષ્ણુતાની જરૂર છે એ કડી તાકાત છે આવેશના ઉભરા જેવી ક્ષણજીવી નથી

રાજ્યભક્તિ એ પણ માનવપ્રેમનો જ એક પ્રકાર છે એની મારફત આપણે આપણા દેશજનો સાથે પ્રેમના તાંતણે ગૂંથાઈએ છીએ તે પ્રમાણે વિશ્વના માનવો સાથે પણ એવો જ નાતો જે નાતો છે અને દેશપ્રેમ પણ વિશ્વપ્રેમનો જ એક ભાગ બનવો જોઈએ એકાદ અંગમાં થતી પીડા આખા શરીરને સ્પર્શે છે તેમ પૃથ્વીના કોઈ ભાગમાં

## કુંભકર્ણી વિષમતા કેમ મટે ?

નાનપણમાં મેં માને પૂછ્યું હતું કે, 'કુંભકર્ણના પેટમાં શી રીતે, બળદ, ભેંસ, હાથી, ઘોડા વિગેરે જતું હતું!' એણે એનો શો ઉત્તર આપેલો તેનું મને સ્મરણ નથી, પણ જ્યારે હું મારી ચારે તરફ નજર નાખું છું ત્યારે એ વાત હવે સમજાય છે!

સન ૫૨માં લખનૌ સ્ટેશન પર એક વિદેશી મિત્ર સાથે વાત કરતો હતો, એમણે મને કહ્યું કે, ' પગારની બાબતમાં જેટલી વિષમતા તમારા દેશમાં છે એટલી બીજા કોઈ દેશમાં નથી. રશિયામાં ૨૦-૨૫ ઘણો તફાવત છે. અમેરિકામાં ૪૦-૪૫ ઘણો, ચીનમાં ૧૨-૧૪ ઘણો તફાવત છે. પણ હિંદુસ્તાનમાં ૨૦૦ ઘણો તફાવત છે! એટલે તમારા દેશમાં જ્યાં સુધી આ વિષમતા, સમજાય એવી વિષમતા જેટલી ઘટે નહીં ત્યાં સુધી અંદર ને અંદર આગ સળગતી રહેશે. કેટલાક સમય સુધી એનાં ચિહ્ન બહાર નહીં દેખાય, પણ કોઈ પણ વખતે એ ભભૂકી ઊઠશે આજની હડતાળો તો એની પૂર્વ સૂચના માત્ર છે!'

જે દેશમાં મહાત્મા ગાંધીજીની સાધના અને સત્યનિષ્ઠાએ સ્વાતંત્ર્ય અપાવ્યું, અને જેમણે પોતાના આશ્રમમાં દેશના એક મહાન નેતાની એંઠી થાળી ઉટકતી વખતે પણ કહ્યું હતું કે અમારા આશ્રમમાં કોઈપણ નોકર નથી, અમે બધા હળીમળીને કામ કરી લઈએ છીએ. એ ભવ્ય પુરુષના દેશમાં હજૂર અને મજૂરના પગારમાં આટલી બધી વિષમતા જે સંપન્ન વિદેશી લોકોને પણ ખૂંચે એ ચિંતાની વાત છે

આમદાનથી જમીન માલિકો સ્વેચ્છાએ પોતાના સ્વામિત્વનું વિસર્જન કરી ગામના જમીન વગરના માણસો સાથે સમરસ થાય છે એનું અનુકરણ વેતનભોગી મિત્રો પણ કરી શકે તો તે વિશેષ સમયાનુકુળ થશે વિનોબાજીએ એકવાર કહ્યું હતું કે વિષમતાને દૂર કરવાનો એક સરળ રસ્તો એ પણ છે કે બધા નાના મોટા પોતાનો પગાર, મળે ત્યારે ભેગો કરી દે અને જરૂરિયાત પ્રમાણે વહેંચી લે ત્યારે લોકો સામે તમે સક્રિયરૂપે રજુ કરી શકશો કે વિષમતા દૂર કરવાનો કાર્યક્રમ કેવો રાખી શકાય. એટલે મારી નમ્ર અરજ છે કે ગ્રામદાન પ્રમાણે શહેરમાં વેતનભોગી આદિ, મોટે ભાગે ભારે પગારો મેળવનારા મેનેજર, ડાયરેકટર વગેરે પણ એમાં સામેલ થાય તો ગ્રામદાન સાથે નગરદાનનું પ્રથમ રૂપ ફલિભૂત થઈ શકશે અને રોજના રાગદ્વેષ, અશ્રુવાયુ, ગોળીબાર, હાર-જીતથી તો આપણે છૂટકારો પામી શકીશું!—૨. નાના ગધવાન

## બાબા રાઘવદાસ — માતાનામ રફવદા

બનારસ સેન્ટ્રલ જેલમાં બાબા રાઘવદાસજી કેદી હતા. જેલમાં આવતાં સાથે જ હું એમના રસોડામાં દાખલ થયો. અને લોકોએ મને રસોડાનો વ્યવસ્થાપક નીમી દીધો. ત્યારે શાકાહારી કેદીઓને નવ આનાની ભોજન સામગ્રી અપાતી, માંસાહારીઓને નવ આનાનું સીધું બકાલું અને બે આનાનું માંસ અપાતા જે માંસાહારી માંસ ન લે તેને, માંસને બદલે બે આનાનું દહીં લેવાની ઝગવડ હતી બધા કેદીઓ અગિયાર આનાની ચીજ-વસ્તુઓ લેતા. બાબાના રસોડે જમનારા પણ અગિયાર આનાવાળા જ હતા. કેટલાક સમય સુધી લોકોને નવ-અગિયાર આનાના ભેદની ખબર ન હતી વ્યવસ્થા મારા હાથમાં આવ્યા પછી કેટલાક દિવસ પછી મને ખબર પડી કે જેલ અધિકારીઓએ કેદીઓને બે ભાગમાં વહેંચી નાખવાને બદલે પોતાની વહીવટી સરળતા ખાતર એક જ વર્ગના ગણી સૌને જ અગિયાર આનાની ખાદ્ય-સામગ્રી આપતા. મેં જ્યારે શાકાહારી અને માંસાહારી કેદીનો ભેદ જાહેર કર્યો ત્યારે શાકાહારી કેદીઓએ કહ્યું કે, 'બે આના વધારે લેવામાં કશું ખોટું નથી, કેમ' કે, બે આનાનું માંસ લેવું ફરજિયાત નથી, એને બદલે દહીં મળે છે. એટલે અગિયાર આનાની જ ખાદ્ય-સામગ્રી લેવી '

બાબાજીએ તરત કહ્યું, 'બે આનાના લાભ માટે માંસાહારીઓની પંક્તિમાં પોતાનું નામ લખાવવું એ ખોટું છે ! '

મોટાભાગના કેદીઓએ એમના કથનનો વિરોધ કર્યો આજીવન શાકાહારી હોવા છતાં માંસાહારીઓની યાદીમાં પોતાનું નામ લખાવી અગિયાર આનાની ખાદ્ય-સામગ્રી લેતા રહ્યા, પરંતુ બાબાજીએ અમારા જેવા કેદીઓ સાથે શાકાહારીઓની યાદીમાં જ નામ લખાવી નવ આનાની ખાદ્ય-સામગ્રી જ લેતા રહ્યા

☆

આદર્શ કળા પરાધીનતામાંથી મુક્ત કરે છે અને મુક્તિ સાથી મહાનતા પ્રદાન કરે છે — વિ હ્યુગો

## પ્રેરક પ્રસંગો

'અંજુમ' વાલોડી.

ખલીફા મામૂન-અલ-રશીદનો એક ગુલામ મહેલમાંથી અવાર નવાર પાણી પીવાના કિંમતી ગલાસ તફડાવી લઇ બજારમાં વેચી આવતો. અંતે ખલીફાને એ ગુલામ ગલાસ ચોરી વેચી આવે છે, એ બાબતની ભાળ મળી. પણ એ અંગે ગુલામને તુરત જ શિક્ષા કરવાનું ખલીફાએ યોગ્ય ધાર્યું નહિ. અને તેઓ યોગ્ય તકની રાહ જોવા લાગ્યા.

આખરે, એક દિવસ ખલીફાએ પેલા ગુલામને એકાતમા બોલાવી કહ્યું : "હવે જ્યારે પણ તું કોઈ ગલાસ ચોરે ત્યારે સીધો મારી પાસે લઈ આવજે. યોગ્ય કિંમત આપીને હુ ખરીદી લઇશ."

"બહુ સારું." ગુલામે જવાબ આપ્યો, અને ઓરડામા ચારે, તરફ પોતાની નજર ફેરવવા લાગ્યો. એક ખૂણામાં પડેલા એક ગ્લાસ ઉપર તેની નજર પડી.તેણે જઇને પેલો ગલાસ ઉપાડી લઇ ખલીફાને કહ્યું: "લ્યો હજુર! આ ગલાસ ખરીદી લ્યો."

ખલીફાએ પુછ્યું · "કેટલામા ?"

"બે સોનામહોરમાં." ગુલામે જવાબ વાળ્યો.

ત્યારે ખલીફાએ ગંભીર ભાવે કહ્યું· "પણ હુ એ શરતે એ ગલાસ ખરીદીશ કે, હવે પછીથી તું ગલાસની કે કોઇ અન્ય વસ્તુની ચોરી કરે નહિ. નહિતર યાદ રાખજે કે, તારો ગુનો સાબિત થઇ ગયો છે અને તને સખ્ત સજા કરવામા આવશે."

"ભલે એ શરત મને મંજૂર છે." ગુલામે કહ્યું. અને ખલીફાએ તુરત જ તેને બે સોનામહોરો આપી ગલાસ લઇ લીધો.

અને ખલીફાના આ સદ્‌વર્તનથી પ્રભાવિત થઇને પેલા ગુલામે હવેથી કોઈ પણ પ્રકારની ચોરી નહિ કરવાના મનોમન શપથ લઇ લીધા; ને તે પછીથી મહેલમાંથી કોઇ પણ વસ્તુ ચોરાઈ નહિ.

☆ ☆ ☆

હજરત મોહંમદ પેગંબર સાહેબના એક અનુયાયી હજરત કૈસ બિન સઅદની આ વાત છે.

એક વાર એઓ ખૂબ બીમાર પડયા. એમની ખબર લેવા ઘણા લોકો આવતા. પણ એમના ભાઈ આવતા નહિ. હજરત કૈસને એ બાબતનું ઘણું આશ્ચર્ય અને દુઃખ

થતું. એક દિવસ એમણે પોતાના એક મિત્રને પૂછ્યું: "શું વાત છે-મારા ભાઈ મારી ખબર લેવા શા માટે નથી આવતા?"

જવાબ મળ્યો: "તેમના શિરે તમારું થોડું લેણું બાકી છે પોતાનું એ દેવું અદા કરવાનો કોઈ પ્રબંધ હજી તેઓ કરી શક્યા નથી, એટલા માટે તેઓ તમારી પાસે આવતાં શરમાય છે."

એ જવાબ સાંભળી હઝરત કૈસ બિન સઆદને ખૂબ જ રંજ થયો. કહેવા લાગ્યા "નાશ થાઓ એવા ધનનો, કે જેના કારણે એક ભાઈ પોતાના ભાઈ સાથે મળતા શરમાતો હોય." અને પછી ઉમેર્યું, "જાઓ, અત્યારે જ સૌને એની જાણ કરી દો કે, જે કોઈના ઉપર પણ કૈસનું લેણું બાકી હોય તે તેણે અલ્લાહને માટે માફ કરી દીધું છે."

અને એ વાત જાહેર થતાં જ એમના ભાઈ સહિત બીજા અનેક કરજદારો એમની ખબર લેવા વિના સંકોચે આવવા લાગ્યા

## હઝરત અલીનાં વચન-મૌક્તિકો

કાન્તિલાલ શાહ

☆ મનુષ્ય એની જીભ નીચે સંતાયેલો છે
☆ મીઠી જીભ ઘણા મિત્રો મેળવી આપે છે
☆ તમારી જીભ જેવી ટેવાયેલી હશે તેવી જ વાણી બોલશે
☆ મૂર્ખનું મન તેની જીભ પાછળ છે
મૂર્ખ વિચાર્યા પહેલાં જ બોલી નાખે છે.
મૂર્ખ વગર વિચાર્યે બોલે છે
☆ જીભ મનનો અર્થ પ્રગટ કરે છે
જીભ મનની વાત પ્રગટ કરે છે
☆ માણસની જીભ એ જ એની સમતુલા છે
☆ જીભ ભાલાની અણી કરતાંયે વધારે તીક્ષ્ણ છે તે વધારે ઊંડો ઘા કરી શકે છે.
☆ સત્ય એ જ દિવ્ય વાણી છે
☆ જીભથી હમેશાં સાવચેત રહેજો. કારણ, એ એક એવું બાણ છે, જે ઘણી વાર ઊંધી દિશામાં જાય છે
☆ વાણી વિનાનો માણસ કાં તો મૂર્તિ છે અથવા પશુ છે
☆ ડાહ્યા માણસની જીભ એના મનમાં વસેલી છે.

'કળા ખાતર કળા કે જીવન ખાતર કળા?' આ પ્રશ્ન આપણે ત્યાં ઠીક ઠીક ચર્ચાયો છે. ગાંધીયુગમાં 'જીવન ખાતર કળા' એવો મત જોરજોરથી પ્રતિપાદિત કરવામાં આવ્યો અને હવે તો એ ચર્ચા પણ 'જૂની' થઈ ગઈ ગણાય. પણ 'જીવન ખાતર કળા' એ મતને જરા જુદી રીતે તપાસવાનો વિચાર કેમ કોઈને આવ્યો નહીં એમ મને થાય છે. એનું કારણ તો એ લાગે છે કે ચર્ચાકારો માટે એ જેટલો ચર્ચાનો વિષય હતો એટલો પ્રત્યક્ષ અનુભવનો વિષય કદાચ ન હતો.

ચિત્રકળાની વાત કરીએ તો તે પણ ઉચ્ચ કળાઓ પૈકીની એક છે. કોઈ પણ એક સુંદર, સુરેખ ચિત્ર જોઈએ તો તે આપણને શાથી ગમે છે? એમાં વિષયને અનુરૂપ જોઈતા જ રંગો યોગ્ય પ્રમાણમાં–જરા યે ઓછાવત્તા નહીં–હોય છે, તેની એકે એક રેખા સંપૂર્ણ હોય છે. ચિત્રકારને કોઈ રંગ વિશેષ ગમતો હોય તો પણ ચિત્ર વિષયને તે અનુરૂપ ન હોય તો તેણે સંયમ જાળવી તે રંગ અળગો રાખવો પડે છે. જાડી રેખાઓ ગમતી હોય છતાં ચિત્ર એ જાડી રેખા સહન ન કરી શકતું હોય તો પોતાની વૃત્તિને સંયમમાં રાખી ચિત્ર–વિષયને વફાદાર રહીને યોગ્ય પાતળી રેખાઓ જ દોરવી પડે છે. ટૂંકમાં ચિત્રકારને શું ગમે છે તેના કરતાં ચિત્ર શું માગે છે એ જ ચિત્રકાર માટે જરૂરી બની જાય છે. સર્જન કરતી વખતે એણે પોતાને ભૂલીને પોતાનો આત્મા ચિત્રમાં રેડવાનો હોય છે.

ચિત્રકાર પોતાના અંગત જીવનમાં ગમે તેટલો અવ્યવસ્થિત હોય છતાં તેણે ચિત્રમાં તો વ્યવસ્થા જાળવવી જ પડે છે. એ ભલે લઘરવઘર વેશમાં રહેતો હોય છતાં ચિત્ર તો સુઘડ જ હોવું જોઈએ. એક સફળ ચિત્રમાં જે કંઈ હોવું જોઈએ તે બધું તેણે પોતાની અંગત વૃત્તિઓને બાજુએ રાખી ચિત્રમાં આલેખવું રહ્યું.

પણ જે જીવનવીર છે તે શું જીવન અને કળા વચ્ચે ભેદભાવ રાખે ખરો? ચિત્રકળા, વ્યવસ્થા, ચોકસાઈ, સુઘડતા સંયમ, અને સૌન્દર્યની અપેક્ષા રાખે છે. ચિત્રકળા ખરેખર, બીજી કળાઓ જેટલી જ પ્રેરણાદાયી છે. અદ્ભુત ચિત્રો જોનારા પર અદ્ભુત અસર કરતાં હોય છે. પણ સામાન્ય ચિત્ર લઈએ તો પણ તેમાં ઉપર્યુક્ત ગુણોની અપેક્ષા તો રહે જ છે.

ચીન, જાપાન દેશોની લિપિ જ ચિત્રલિપિ છે. એટલે ત્યાંના વિદ્યાર્થીઓનો, ભણતરની શરૂઆતથી જ ચિત્રકળા સાથે સંબંધ જોડાઈ જાય છે. પણ આપણે ત્યાં એવું નથી. આપણે ત્યા

તો માધ્યમિક શાળાઓમાં જ કરવાના ચિત્રશિક્ષણની શરૂઆત થાય છે

ચિત્રકળા ચિત્રકાર પાસે પસંદગીનો વિવેક સૌ પ્રથમ માગે છે સર્જનની ઈચ્છા તો અનિવાર્ય જ છે સંયમ, સુઘડતા અને સૌન્દર્ય દૃષ્ટિની અપેક્ષા રાખે છે બાળતરની શરૂઆતથી જ પ્રાથમિક ચિત્રકળાનું શિક્ષણ આપવામાં આવે તો, વિદ્યાર્થીઓમાં અત્યારે જે અસંયમ, તોછડાઈ, સાગાનરસાની સાચી પસંદગીનો અભાવ, ગોબરાપણું, વિવેકપૂર્ણ સૌન્દર્યદૃષ્ટિનો અભાવ આદિ દેખાય છે, તો તે ઓછાં થાય ખરાં કે નહીં?–જરા વિચારવા જેવું છે

આજે તો પ્રાથમિક શાળામાં ભીંત–ચિત્રોનોયે અભાવ દેખાય છે અને હોય તો કદાચ કોઈ બજારુ કેલેન્ડર ટાંગેલું જણાશે!

કેટલી સચિત્ર ચોપડી ઘરમાં પડી હોય છે તો બાળકો તે જોવાની કેટલી હઠ પકડે છે? કેટલા ઉત્સાહથી તે ચિત્રો જુએ છે? અને તેવી ચોપડી તેની પાસેથી પાછી મેળવવી કેટલી દુષ્કર હોય છે તે તો મા–બાપો સારી પેઠે જાણે છે

સારા રમકડાં પેઠે જ સારાં ચિત્રો–બાળમાનસને તરત સમજાય એવાં સારાં ચિત્રો–બાળકોને અત્યંત ગમે છે ઈશ્વરની લીલા આ જગતમાં જે વિવિધ રૂપે વીસ્તરી રહી છે, બાળકો ચિત્રો દ્વારા તેનો આનંદ માણવા ઈચ્છે છે

ઘણી વેળા આપણને મળેલા કોઈ માણસને સાવ ભૂલી જઈએ છીએ, તેનું નામ સુદ્ધાં! તેને કોઈવાર અચાનક રસ્તામાં મળી જાય તો તરત તેની આકૃતિ પરથી આપણને યાદ આવે છે કે આ માણસને મે ક્યાંક જોયો છે ખરો! આમ કેમ બને છે? એકવાર આપણા માનસપટ પર કોઈ આકૃતિ અંકાઈ જાય છે તો બધું ભૂલાવા છતાં તે ભૂંસાતી કે ભૂંસાતી નથી. આ માનવ–સ્વભાવ છે કહો કે, માનવને મળેલી અત્યંત કીમતી ઈશ્વરી બક્ષીસ છે

સ્ટીમરનું ચિત્ર જોનાર બાળકને કોઈ દિવસ દરિયા કિનારે સાચી સ્ટીમર બતાવીશું તો તે આપોઆપ જ બોલી ઊઠશે કે ઓ! રહી સ્ટીમર! કશું કહેવાની જરૂર નહીં રહે ચિત્રકળાનો આ કંઈ ઓછો ચમત્કાર નથી.

દિવાળી–ટાકણે બહેન આંગણું સાથિયા પૂરતી હશે તો નાનકડો ભાઈ પણ તેમાં રેખા કે રંગ પૂરવાની હઠ પકડતો જણાય છે બાળકની એ સાહજિક વૃત્તિને મુખ્યત્વે 'સાથિયો બગડશે' માનીને ઉવેખીએ છીએ, પણ એ વૃત્તિ બતાવે છે કે એને આકૃતિ કાઢવી ગમે છે

ઘણી વાર રાત્રે, બાળક ભીંત પર પડતા પોતાના પડછાયાને મુગ્ધ થઈને જોઈ રહે છે, એની સાથે રમત પણ માંડે છે ત્યારે આપણે ડાહ્યાઓ 'માંજો ગાંડો'

કહીને તેને વારીએ છીએ! પણ એનામાં એ વૃત્તિ ક્યાંથી જન્મી એ જો શોધીશું તો જણાશે કે એ વૃત્તિના મૂળમાં આનંદલક્ષી જિજ્ઞાસા રહેલી છે. બાળકની એ જિજ્ઞાસાવૃત્તિને, એમને સમજાય એવાં સરળ, ગમતાં પ્રાણી-ચિત્રો, પ્રકૃતિચિત્રો બતાવીને સંતોષવી જોઈએ. અને એને કઈ નહીં એ રીતે ચિત્રવિષયની સરળ સમજ આપીને તેનું જ્ઞાન પણ વધારવું જોઈએ.

ઘરમાં દાદીમા સાથે ઘરના દેરાસરમાં નાનો બાળક પણ પૂજા વખતે બેસે છે અને તેને દેવમૂર્તિ હાથમાં લેવાની પ્રબળ ઈચ્છા થાય છે, અને ક્યારેક તે લેવાની હઠ પકડીને કજિયો પણ કરે છે. બાળકને સૌન્દર્યપૂર્ણ આકૃતિ ગમે છે, હાથે દોરેલી કે કંડારેલી.

આટલી ઉપયોગી ચિત્રકળાને આપણે જીવાતા જીવનથી કેટલી અલગ રાખી છે! અને કેટકેટલું ગુમાવ્યું છે!

આજે તો સામાન્ય ઘરમાં બહુ તો ભેટ મળેલાં બજારુ ચિત્રોવાળાં કેલેન્ડરો ભીંતે લટકતાં હશે કે બાળકને અપરિચિત પરદેશી વેશ-આકૃતિવાળાં પરદેશી રમકડાં!

બાળકને નાનપણમાં આપણા દેશની સંસ્કૃતિને અનુરૂપ એવાં રમકડાં આપો, વિશ્વના વિવિધ જીવો અને વિવિધ લીલાનું આનંદ સાથે જ્ઞાન આપતા ચિત્રો બતાવો અને એ મોટું થાય કે એ ચિત્રો દોરતાં શીખે એવું શિક્ષણ આપો, એ સંસ્કારબળે મોટપણે એનામાં સાચી રમણીયતાનો આનંદ માણવાની વૃત્તિ અને યોગ્યતા, સંયમ, સુઘડતા અને વિવેકનો આગ્રહ આવે છે કે નહીં તે જોજો, અમને લાગે છે કે એ ગુણો એનામાં આવવા જ જોઈએ અને તો એટલા ગુણોથી એનું જીવન કેટલું સમૃદ્ધ થયું હશે!

'અવેતન રંગભૂમિને નામે ઓળખાતી બિનધંધાદારીઓની નાટ્યપ્રવૃત્તિ મોટા શહેરોમાં ઠીક વિકસતી જાય છે એમ કેટલાકો સંતોષપૂર્વક કહે છે.

હમણાં એવી એક સંસ્થાએ એક નાટ્ય-પ્રયોગ કર્યો, તે રજૂ કરતા પહેલાં રિહર્સલો અને સજાવટ આદિ પાછળ પંદર હજાર રૂા. ખર્ચાયા છતાં એવી વિગત બહાર આવી

આવી મોટી રકમ જેની તૈયારી પાછળ ખર્ચાઈ હોય તે પ્રયોગ નિષ્ફળ જાય તો? એ પ્રશ્ન બાજુએ રાખીએ તોપે, સફળતાથી ભજવાય તો પણ તે મોંઘો કેટલો? એનો લાભ ભદ્ર વર્ગના લોકો સિવાય બીજા લઈ શકે ખરાં? અને વળી આ તો અવેતન રંગભૂમિ' એ ધંધાદારી રંગભૂમિ બને તો તે માત્ર ગર્ભ-શ્રીમંતો માટે જ મર્યાદિત બની રહે!

આઝાદ દેશમાં સાંસ્કારિક પ્રવૃત્તિઓ ફાલે એ ઠીક, પણ ગરીબ દેશ અને તેનો પ્રજાજનોનું ગજું વિચાર્યા વિના ચાલતી આવી ખર્ચાળ પ્રવૃત્તિ સરવાળે, કેટલી આવશ્યક એ પ્રશ્ન છે

એક અજબ પ્રકૃતિના વિદેશી મિત્રે મૈત્રીના પ્રતીકરૂપે ખુશમનભાઈને કેટલાક બિયાં આપ્યાં એ વિદેશી મિત્રને પ્રવાસનો ઘણો શોખ એક અજાણ્યા પ્રદેશના જંગલના કેટલાક આદિવાસીઓએ પોતાની મૈત્રીના પ્રતીક તરીકે એમને એ બિયાં આપ્યાં હતાં એ બિયાં અવશ્ય હતાં વાવવામાં આવે અને બરાબર ઊગે તો એના છોડ પર સોનેરી ફૂલ લાગતાં એ ફૂલ કરમાઈ ગયા પછી પણ તેનો સોનેરી રંગ કાયમ રહેતો અને વર્ષો સુધી ટકતો એ એની ખાસ વિશિષ્ટતા હતી

ખુશમનભાઈ પોતાને મળેલી ભેટથી અત્યંત રાજી થયા આજ વર્ષે, વાવવાની મોસમ હતી એટલે પોતાના બંગલાના બાગમાં વાવવાનું ખુશમનભાઈએ નક્કી કર્યું

ગણતરીનાં જ બિયાં હતાં અને તેમાંથી એક પણ બગડે નહીં એ જોવાનું હતું વળી એ બિયાં એવાં હતાં કે જો વધારે પાણી પીવડાવવામાં આવે તો ભેજથી કહોવાઈ જાય માટે વધારે ભેજ ન રહે તે માટે વિદેશી મિત્રે ખાસ સૂચના આપી હતી અને તે ચોમાસામાં જ વાવવાનાં હતાં

ખુશમનભાઈ બહુ ડાહ્યા એમનાઓ ડહાપણની બોલબાલા એમના પ ધામાં ભારે હતી અને એવા ડહાપણને કારણે જ એમણે લાખો રૂપિયા પેદા કર્યા હતા એમ કહેવાતું હતું

બી કઈ રીતે ક્યાં ક્યારે વાવવાં એ માટે ખુશમનભાઈએ દિવસો સુધી વિચાર કર્યો અનેક નર્સરીઓના નિષ્ણાતો સાથે પત્રવ્યવહાર કર્યો હવામાન અને ઋતુ વર્તારાઓનો અભ્યાસ કર્યો પછી આખરે નક્કી કર્યું કે એક ઘટાદાર ઝાડની છાયામાં બી વાવવાં જેથી ત્યાં વધારે વરસાદ પડે નહીં અને બી ધોવાય નહીં તેમ તેને ઝાઝો ભેજ પણ લાગે નહીં

એક દિવસ શુભ મુહૂર્ત જોઈ અને નાહી ધોઈ પિતાંબર પહેરી દેવપૂજાથી પરવારી આમ મિત્રો અને કુટુંબીજનોની હાજરીમાં ખુશમનભાઈએ જાતે માટી ગોદી અને બી વાવ્યાં બ્રાહ્મણોનો એવો મત હતો કે દેવસ્નાનનું પવિત્ર જળ પ્રથમ છાંટવું જેથી દેવના આશીર્વાદ ઊતરે અને સોનેરી ફૂલના છોડ બરાબર ઊગે

ને ફૂલે. ખુશમનભાઈએ પંચામૃત વાળું દેવસ્નાનનું 'પવિત્ર જળ' છાંટી ણી વાવ્યાં. બ્રાહ્મણોએ આશીર્વાદ આપ્યા અને મિત્રોએ અભિનંદન. એ પ્રસંગની ખુશાલીમાં ખુશમનભાઈએ મિત્રોને જમાડ્યા.

કોણ જાણે કેમ, પણ બીજા દિવસની વરસાદની હેલી શરૂ થઈ તે ત્રણ દિવસ ચાલી. ખુશમનભાઈએ માળીને બરાબર તાકીદ આપેલી કે પેલાં બીયાં ધોવાય કે બગડે નહીં તે ધ્યાન રાખજે. અને માળીએ પણ ખડી ચોકી રાખેલી. ખુશમનભાઈ પણ નવરા પડે એટલે જોઈ આવે. જાતજાતની સૂચના વૈજ્ઞાનિક રીતે વિચાર કરીને માળીને આપે. પણ રાત્રે તો માળી પોતાની ઝૂંપડીમાં જઈને ઊંઘી જાય. એટલો સમય વાવેલાં બિયાનું ધ્યાન ન રહે.

ઝાડ નીચે વરસાદ સોંસરો તો ન આવે. પણ ઝાડ પરથી પાણીનાં ટીપાં-મોટાં મોટાં ટીપાં-સતત પડ્યા કરે અને વરસાદ ઠરતાંયે બિયાવાળી જગ્યાએ દડારે પાણી પડે! દિવસે તો માળી ધ્યાન રાખે પણ રાત્રે તો બિયાવાળો ક્યારો પાણીથી ડાંગરની ક્યારી જેવો બની રહે. શેક ખિજાઈ નહીં એ માટે માળી વહેલો ઊઠી પાણી કાઢી નાખે અને સાચવી રાખેલી કોરી માટી થોડી છાંટી-દે તે ભીંજાઈને એવી લાગે કે ખાસ વરસાદ લાગ્યો નથી. પણ તેની નીચે તો ગચકાણ જ. ત્રણ દિવસમાં તો અંદરનાં બિયા કોહી ગયાં. પછી વરસાદ ઉઘડ્યો. વિદેશી મિત્રે સૂચના આપેલી કે અઠવાડિયામાં બિયાં કોળીને જમીન બહાર નીકળશે. અઠવાડિયું થયું પણ કોંટા બહાર નીકળ્યા નહીં. ખુશમનભાઈને ચિંતા થવા લાગી, બે-ત્રણ દિવસ વધારે કાઢી નાખ્યા, તોય કોંટા ફૂટ્યા નહીં. હવે શું કરવું? બાગાયતના નિષ્ણાતને બોલાવી ખુશમનભાઈએ હકીકત કહી અને પૂછ્યું કે 'હવે શી રીતે જાણવું કે બિયા સડયાં છે કે ફાલ્યાં છે?'

નિષ્ણાતે કહ્યું કે, 'બિયાં કોળે તો જમીનમાં તરડ પડે. એવી તરડ દેખાતી નથી એટલે બિયા ફાલ્યાં નહીં હોય.'

ત્યારે બિયાંનું શું થયું હશે? એ પ્રશ્ન ખુશમનભાઈને મૂંઝવવા લાગ્યો. વિદેશી મિત્રને લાંબો તાર કરીને વિગત જણાવી સલાહ માગી ખુલાસો આવ્યો તે પ્રમાણે તજવીજ કરી એમાં બીજા ત્રણ-ચાર

દિવસ નીકળી ગયા. આખરે કંટાળીને ખુશમનભાઈએ ભલે બે ત્રણ બી બગડતા—એમ વિચારીને જમીન ખોદાવી તો તે સડી ગયેલા જણાયા.

ખુશમનભાઈના શોકનો પાર રહ્યો નહીં. માળીને સખત ઠપકો મળ્યો. બ્રાહ્મણને પણ ઉપાલંભ મળ્યો કે તેં બરાબર મુહૂર્ત જોયું નહીં હોય.

ખુશમનભાઈના મનમાં તો સોનેરી ફૂલ આવે ત્યારે ખાસ સમારંભ કરીને પોતાના મકાને વેપારી, રાજદ્વારી મિત્રોને નોતરીને, ઉત્સવ ઊજવવાનો વિચાર હતો.

એમણે નક્કી કર્યું કે હું જાતે જ વિદેશી મિત્રને ત્યાં જઈને બિયાં કેવી રીતે વાવવામાં આવે છે, કેવી જમીનમાં વાવવામાં આવે છે, કેવી રીતે ઊછેરવામાં આવે છે તેનો પ્રત્યક્ષ અનુભવ લઈ આવીશ, અથવા મારા પુત્રને મોકલીશ અને પછી બીજાં થોડાં બિયાં મિત્ર પાસેથી મેળવીને ફરી રોપીને ઉગાડીશ. સોનેરી ફૂલ એમ જતું ન કરાય.

એ વાતને દિવસો વહી ગયા. ધંધાના રોકાણમાં વાત વિસારે પડી.

એક દિવસ પાંચ વર્ષના ચંપકે દોડતા દોડતા કુટુંબના બધા માણસો બેઠા હતા ત્યાં આવી કહ્યું, 'બોલો ભાઈ, હું તમને સોનેરી ફૂલ બતાવું તો મને શું ઇનામ આપશો?'

ખુશમનભાઈનું મોઢું ખુલ્લું રહી ગયું 'હેં! સોનેરી ફૂલ!'

'હા, હા સોનેરી ફૂલ!'

'બતાવ, બતાવ! તને આ વેકેશનમાં કાશ્મીર મોકલીશ!'

અને ચંપકે પીઠ પાછળ છુપાવેલું સોનેરી ફૂલ આગળ હાથ લાવી સામે ધર્યું! બધા આશ્ચર્યમુગ્ધ નયને જોઈ રહ્યા!

કેવું સુંદર! કેવું ઊગતા સૂર્યના રશ્મિઓ પડે ઝગારા મારતું ફૂલ!

ખુશમનભાઈએ આસનથી ઊઠીને સાવચેતીથી ચંપકના હાથમાંથી ફૂલ લઈ લીધું. એક ફૂલદાનમાં ગોઠવી તે કાચની નાનકડી આલમારીમાં મૂકી તેને તાળું માર્યું.

પછી તરત એમણે ત્રીજું નેત્ર ખોલ્યું.

ફૂલ કેવી રીતે ક્યાં ઊગ્યું? ત્યાં કોણે બિયાં વાવ્યાં? બિયાં ક્યાંથી આવ્યાં? વિગેરે અનેક પ્રશ્નોની ઝડી તેમણે ઉગ્રતાથી ચંપક પર વરસાવી.

ચંપકના જવાબનો સાર

આવ્યો હતો—

એક રાત્રે એ છાનોમાનો જઇ વાવેલાં બિયાંમાંથી એક બી કાઢી લાવી વરંડાના એક ખૂણે પડેલા કાટમાળના ઓટા પાછળ એણે વાવ્યું હતું, અને છાનોમાનો રોજ ત્યાં જઈએ બીની સંભાળ રાખતો, પાણી પાતો.

આઠ નીચેનાં બિયાં કોહી ગયાં તેથી પિતાજી એટલા ખિન્ન થયા હતા કે એણે, વાવેલાં બીમાંથી ઊગેલા છોડની વાત ન કરી. એની હિંમત જ ન ચાલી. કદાચ તડી પડે.

અને તડી પડી જ. 'હવે સમજાયું! કેમ પેલા બિયા કોહી ગયાં તો! તું રોજ બિયાં ખોળતો ને માટી નાખતો હશે એમા જ એ કોહી ગયા!' ખુશમનભાઇએ નિર્ણય જાહેર કર્યો!

પછી આટકાટ પાછળ ઊગેલા સોનેરી ફૂલના છોડને બધાં જોવા ગયા. અહોહો! કેવો સરસ, રૂપાળો, સોનું ઊગ્યું હોય એવો છોડ. અહી તે હોય? ખુશમનભાઈએ બંગલામાં ખાસ જગ્યા પસંદ કરીને સરસ કયારો ચણાવ્યો. આજુબાજુ આરસના પથ્થર જડયા. અને ખાસ વિધિપૂર્વક પેલા છોડને ખૂબ જ કાળજીથી માટી સહિત ઊખેડીને ખાસ કયારામા રોપ્યો. તે પ્રસંગે ઉત્સવ કર્યો. આખા શહેરમાં વાત પ્રસરી ગઈ. લોકો જોવા આવવા લાગ્યા. છાપાના પ્રતિનિધિઓ આવી માહિતિ અને તસ્વીર લઈ ગયા.

ખુશમનભાઇએ તો ખુશાલીમાં વિદેશી મિત્રને છોડ જોવા માટે પધારવા આમંત્રણનો તાર કર્યો.

પણ ધીરેધીરે છોડ કરમાવા લાગ્યો ખુશમનભાઇને વહેમ ગયો કે ચંપક કંઇ સળી કરતો હશે. એને અહવાડિયું હવાફેર માટે માથેરાન મોકલી આપ્યો.

પણ છોડ કરમાતો જ ગયો, કરમાઈ જ ગયો.

માત્ર પેલું સોનેરી ફૂલ હજી કાચના કબાટમાં હસતું હતું.

પણ માથેરાનના બંગલામાં ચંપક તાવથી કરમાતો હોવાનો તાર આવતાં ખુશમનભાઈ ઉદાસ થઈને સીધા માથેરાન ઊપડ્યા.

☆

સ્પુટનિકમાં શ્વાન

એકલા સ્વર્ગે જવાની ના કહી યુધિષ્ઠિરે,
લઈ જવા ચાહ્યો જ સાથે પ્રિય નિજના શ્વાનને
આજના બિરાદરો પોતે જવા પ્હેલાં અનિલ,
મોકલે છે ઉપગ્રહે મરવાને માટે શ્વાનને!

રસિયા—અનિલ

# સૌથી મોટુ અસ્ત્ર ________ શ્રી. રા. વીશ્વિનાથન

ગાડીમા પુષ્કળ ભીડ હતી લોકો પોતાની જગ્યા શોધવા આમતેમ દોડધામ કરતા હતા રમેશ બીજા વર્ગમા મુસાફરી કરતો હતો એને જગ્યા મેળવવાની ચિંતા ન હતી એ પોતાનો સામાન લઈને પોતાની જગ્યા પર બેસી ગયો અને છાપુ વાચવા લાગ્યો

થોડીવાર રહીને પહેલો ઘટ થયો એક વૃદ્ધ માણસ ઝડપથી ડગલા ભરતો આવ્યો અને રમેશના ડબ્બામા પ્રવેશ્યો એની પાછળ પાછળ માથે સામાન લઈને કુલી આવ્યો, સામાન ઉતારી મજૂરી લઈને ચાલતો થયો

વૃદ્ધે પોતાનો સામાન બરાબર ગોઠવી માથુ ઊચુ કરી જોયુ તો છાપુ વાચતા રમેશને જોયો એવામા ગાડીએ સીટી મારી અને ચાલુ થઈ

'ડમ, તમારે ક્યા સુધી જવુ છે ?'

'નાગપુર ' રમેશે કહ્યુ

'અચ્છા, મારે પણ નાગપુર જ જવુ છે'

'ચાલો, ઠીક સથવારો થયો ! કોઈ કામસર અહી આવ્યા હતા શુ ?'

'ના, હુ અમેરિકાથી આવુ છુ નાગપુર મારી જન્મભૂમિ છે એટલે રજા ગાળવા જાઉ છુ '

'તમે અમેરિકામા રહો છો ? ત્યા તમે શુ કરો છો ?'

હુ વૈજ્ઞાનિક છુ ત્યા પ્રયોગશાળામા કામ કરુ છુ રજા ગાળવા દેશમા આવ્યો છુ

'કેટલા દિવસની રજા મળી છે ?'

'રજા તો છ મહિનાની છે, પણ શરત એવી છે કે જ્યારે તેડુ થાય ત્યારે તરત જવુ '

આમ વાતચીતનો તાર ણ્યો લબાયો અને બને ગાઢ મિત્ર બની ગયા

ગાડી પોતાની ગતિમા ચાલી જતી હતી વૃદ્ધને કોઈ ચીજની જરૂર પડી અણે પેટી ખોલી પેટીમા જેમતેમ બધી ચીજો ઠાસી ઠાસીને ભરી હતી ચીજ કાઢી તો ખરી પણ પછી પેટી બધ ન થઈ શકી વૃદ્ધ એટલો કટાળ્યો કે એણે અદર કાર્ડબોર્ડની એક નાની પેટી હતી તે કાઢી લીધી એટલે પેટી બધ થઈ શકી

એ જ વખતે રમેશે દુવાવ

કાઢવા માટે પોતાની ટ્રંક ખોલી. એમાં બહુ ઓછી ચીજો હતી. વૃદ્ધે પૂછ્યું: 'કેમ ભાઈ, આ કાર્ડ-બોર્ડનું બોક્ષ તમારી પેટીમાં મૂકશો ? આમાં જગ્યા નથી અને બહાર રાખવું યે ઠીક નથી. મને નાગપુર સ્ટેશને પાછું દઈ દેજો!'

રમેશે ના ન પાડી. બોક્ષ લઈને પોતાની ટ્રંકમાં મૂકી દીધું.

વાતચીત દરમ્યાન રમેશે પૂછ્યું: 'પેલા બોક્ષમાં શું છે?'

'એની અંદર એક અદ્ભૂત અસ્ત્ર છે! એનું રહસ્ય કહી શકાય એવું નથી.'

વૈજ્ઞાનિક જેમજેમ રહસ્ય છુપાવતો ગયો તેમતેમ રમેશની જિજ્ઞાસા વધતી જ ગઈ! 'હેં! એવું તે વળી કેવું અસ્ત્ર છે?'

'અરે, ત્રીજા વિશ્વયુદ્ધને રોકવાની એમાં શક્તિ છે! અણુબોમ્બ, હાઇડ્રોજન બોમ્બ એની સામે કશી ગણત્રીમાં નથી!'

એ સાંભળીને રમેશને તો જબરી ફાળ પડી! અરે, આ આફત વળી મેં ક્યાં વહોરી! એ ઊંડા વિચારમાં ડૂબી ગયો.

અધવચ્ચે એ બોક્ષ વૈજ્ઞાનિકને પાછું આપી દેવું એમાં યે વિવેક તો નહીં જ. ત્યારે શું કરવું? રમેશની સ્થિતિ સાપે છછુંદર ગળ્યા જેવી થઈ ગઈ.

ગાડી નાગપુર પહોંચી અને બંને એકબીજાથી વિદાય લઈ છૂટા પડ્યા. પોતપોતાને ઘરે જવા રવાના થયા.

રમેશને પેલું બોક્ષ ટ્રંકમાંથી કાઢી આપવાનું ધ્યાન ન રહ્યું અને પેલા વૈજ્ઞાનિકે પણ ઘરે જવાની ધમાલમાં બોક્ષ માગ્યું નહીં.

ઘરે રમેશ નાહીધોઈને પરવારી પોતાના ઓરડામાં આવ્યો તો એણે જોયું કે પોતાનો છોકરો વૈજ્ઞાનિકનું પેલું બોક્ષ ખોલવાની મથામણ કરતો હતો!

એ થીજી ગયો! હવે શું કરવું? અરે, આ તે કેવી આફત!

રમેશ ઝટ દોડ્યો અને પુત્રના હાથમાંથી બોક્ષ ધીરેથી લઈ લીધું. આખરે, અંદર છે શું એ તો જોઉં? જે થવાનું હશે તે થશે! એમ વિચારી રમેશે કાળજીથી બોક્ષ ઉઘાડ્યું તો—

દાંત વિનાના, હસી રહેલા ગાંધીજીની હાથીદાંતની મૂર્તિ હતી!

હા, વૈજ્ઞાનિકે સાચું જ કહ્યું હતું. અણુબોમ્બ અને હાઈડ્રોજન-બોમ્બને મહાત કરનારી અજેય અહિંસા એમાં ભરી પડી હતી!

રમેશને લાગ્યું કે વૈજ્ઞાનિકે સાચું જ કહ્યું છે, અહિંસાના શસ્ત્રને જીતનારું કોઈ શસ્ત્ર આ વિશાળ દુનિયામાં છે જ નહીં!—('ભારતી')

ઊભા કર્યાં છે—એમાના કેટલાય તેને જકડી રાખતી જેલની દિવાલો જેવાં બની ગયાં છે, તેના વિચારમાં હું હતો. માથે એક અધૂરી ગઝલનો છંદલય મનમાં ગુંજતો હતો. ત્યાં મેં મારા પડછાયાને ભીંત પર મારા કરતાં પણ ઊંચે ચઢેલો જોયો !

મને વિચાર આવ્યો: માણસ કહેતાં તેનો આત્મા, મારી પેઠે જ અત્યારે નીચે છે, અને માણસના પડછાયા જેવી તેની વાસના, કામના, વૃત્તિઓ તેનાથી પણ ઊંચે છે !

માણસની વાસના આ જગતમાં વધારેમાં વધારે સમય, અને વધુમાં વધુ સારી રીતે જીવવાની છે—પણ એ જીવન શારીરિક, સ્થૂળ જીવન છે,—એટલે એ પોતે શરીર હણાય નહીં એ માટે અનેક પ્રકારનાં રક્ષણના સાધનો ઊભા કરે છે, અને સાધનોની દિવાલો વચ્ચે કેદીની માફક જીવે છે આમ તે પોતે આત્માની જમીન પર રહી જાતજાતની વાસના, આદિ-પિંડના પડછાયાને પોતાના કરતાં ઊંચે ચઢાવે છે. એવો વિચાર મને આવ્યો અને એક ગઝલ કડી સ્ફુરી—

માનવે રક્ષણને નામે ભીંત પણ ઊંચી ચણી,
લાયપરનો એનો પડછાયો કદી અંદર થયો!

'લાય પડેલો' એટલે પરાજિત, એ પરાજિતને માણસે સંરક્ષણની લાલસામાં વિજેતાનું પદ આપ્યું-ઊંચે ચઢાવ્યો!—આમાંને કેંકે પાડજો.

આ બીજી કડી, જે કાવ્ય પ્રકારના મસ્કાર વર્ષોથી મારા ચિત્ત પર દૃઢ થયેલા છે અને તેનો લય પણ રચના કાળે મારા મનમાં ગુંજતો હતો, તેથી. તે પરંપરામાં જ ગોઠવાઈ ગઈ. કે મા મેં કશો આકારનો આગ્રહ રાખ્યો ન હતો. સંભવ છે કે બીજી કડીના છંદોના સંસ્કાર મારા ચિત્તમાં વધારે દૃઢ હોત તો તેમાંના કોઈક છંદમાં એ અનુભૂતિ અભિવ્યક્ત થઈ હોત.

પણ જગતનાં તોલ માપનાં કાટલાં ઘણીવાર જુદી જ રીતે સર્જનને જોખે છે. આ કાવ્ય પ્રકાર ઉચ્ચ છે, શિષ્ટ છે, પેલો સામાન્ય છે, ગ્રામ્ય છે,-આવું કંઈક નક્કી થઈ ગયેલું છે. એવાં નક્કી કરેલા માપ કોઈ વાર સામાન્ય કૃતિને અસામાન્ય કે અતિસામાન્ય ઠેરવી દે છે.

સૌન્દર્ય-હરિફાઈમાં પરીક્ષકોએ દેહ-અવયવોનાં અમુક ચોક્કસ માપ નક્કી કરી રાખ્યાં હોય છે. નિર્ણયમાં એ માપો ધ્યાનમાં લેવાય છે અને તે પ્રમાણે પરિણામ જાહેર પણ કરવામાં કરવામાં આવે છે

પણ સાચું સૌન્દર્ય તો અનેક જુદા-જુદાં માપ-આકારમાં પણ વિલસે છે. અને માનવ આકી મર્યાદા હોય ખરી? મર્યાદામાં પુરાયેલું સૌન્દર્ય સાચું સૌન્દર્ય હોય તોયે તે સૌન્દર્ય સમસ્ત નથી, સૌન્દર્યનો એક ભાગ

# બે પ્રસંગો — અનંત વ્યાસ

બાપુ એકવાર લંડન ગયા ત્યારનો આ પ્રસંગ છે.

બાપુ બકિંગહામ પેલેસથી પાછા ફરતા હતા. સાથે એક મહારાજા હતા. બાપુએ તો કપડામાં ટૂંકી ધોતી અને એક પછેડી શરીરે વીંટેલી—એટલું જ હતું. જ્યારે રાજા સાહેબના કપડાનો ઠઠારો કંઈ ઓર જ હતો. જરિયાન વાઘા જ હતા. અને કીમતી આભુષણો પાર વિનાના. બંનેનાં કપડા વચ્ચે ભારે વિરોધાભાસ. એક, ચર્ચીલના શબ્દોમાં ભારતનો 'નાગો ફકીર' હતો તો બીજો શણગારેલું પૂતળું!

બાપુના આછા કપડાની રાજા સાહેબ અને બાપુ સાથે ચાલતા એક ભાઈએ ટીકા કરી.

બાપુનો વિનોદી સ્વભાવ તરત ઝળકી ઊઠ્યો. 'ભાઈ, હું ઝાઝા કપડા ક્યાંથી પહેરું? મારા ભાગનાં કપડા તો રાજાસાહેબે પહેર્યાં છે! તેથી જ તો હું આવા લેબાશમાં છું!'

બાપુનો વિનોદ સાંભળી સાથેના ભાઈઓ હસી પડ્યા. ટીકા કરનાર ભાઈ મૂંઝા થઈ ગયા ને રાજાસાહેબ છોભીલા પડી ગયા. ✱

એક મહારાજા કપડાં શીવડાવવા દરજી પાસે ગયા.

મહારાજાને જોઈ તેમના માનમાં દરજી તરત ઊભો થઈ ગયો. અને આવકાર આપ્યો.

'જો ભાઈ–' મહારાજાએ કહ્યું–'ઠંડીના દિવસો છે મારે કુટુમ્બ માટે ગરમ બંડીઓ શીવડાવવી છે'

'ભલે નામદાર. હું શીવી આપીશ.' દરજીએ કહ્યું.

'જુઓ, આ રહ્યું તે માટેનું કાપડ.' એમ કહીને મહારાજાએ ગરમ કાપડનો એક વીંટો ધર્યો.

દરજીએ વીંટો હાથમાં લઈ ગડી ઉકલી કાપડ જોયું તો તે આશ્ચર્યમાં પડી ગયો. કેમ કે, તે એક જૂની, ઝરી ગયેલી સાલ હતી.

'મહારાજ! આ તો જૂની સાલ છે અને ક્યાંક ક્યાંક ઝરી પણ ગયેલી છે!'

'બરાબર છે. પણ બંડી એમાંથી જ બનાવવાની છે!'

દરજી તો દંગ થઈ ગયો! આવડા શ્રીમંત મહારાજ અને જૂની સાલમાંથી બંડી બનાવવાની વાત કરે છે!–તે વિચારમાં પડી ગયો.

દરજીને વિચારમા પડી ગયેલો જોઈ મહારાજાએ કહ્યુ 'એમા શુ વિચારમા પડી ગયો ? આ સાલ માથી જ બંડી બનાવવાની છે !'

દરજીએ શાલ લઈ, લીધી મહારાજા પાછા આવ્યા.

બંડી તૈયાર થઈને આવી ત્યારે મહારાજાએ કુટુંબના માણસોને પહેરવા આપી

'અમે રાજકુટુંબના માણસો અમે આવી બંડીઓ પહેરીએ ? પહેરીએ તો લોકો હસે નહીં ?' કુટુંબીજનોએ ના પાડતા કહ્યુ

'કોઈ હસે, એટલે શું આવા કપડા ન પહેરાય ? માણસે કરકસરથી રહેવુ જોઈએ' મહારાજાએ કહ્યું

પણ કોઈએ ગરમ બંડીઓ ન પહેરી

મહારાજાએ એ બંડીઓ વાપરતી રહીને ફાટી

લક્ષ્મીની અપાર મહેર પોતાના પર વરસતી હોવા છતા સાદાઈ અને કરકસરનો પોતાના વર્તનથી સુંદર બોધ પાઠ આપનાર મહારાજા તે કચ્છના મહારાવશ્રી ખેંગારજી

## — નથી !

કોણ મહાનારો બીજામાં આપને ખોતો નથી ?
આયનામાં હું હવે મુજ જાતને જોતો નથી

પંખી ય સાંજે આકુળ નીડમાં પહોંચી જાય છે
તેથી હવે હું આ જગતના ભાગ્યપર રોતો નથી

એટલી ખારાશ ઉરમાંથી બાસે આછી થતી,
આંસુને મોતી ગણીને માળ હું પ્રોતો નથી

એમ તો આનંદ છે અફસોસ હો તો આટલો
કે ખ્વાબમાં જે જોઉં છું તે ખંડમાં જોતો નથી

ઊંચુંનીચું ધરતી પર જોનારને દેખાય છે
આભના જોનારને સમ ભેદ એ હોતો નથી

આ રૂપ જોગાની જગતનું જ્યારથી દૃષ્ટિ મળી
ત્યારથી જાણે જગતથી હું જુદો હોતો, નથી

જયન્ત પાઠક

મહિલાશ્રમ, વર્ધા ૧૮ જૂન ૧૯૩૮

હું શિક્ષણને રાષ્ટ્રનિર્માણના અનેક સાધનોમાંનું એક સાધન સમજું છું.

રાષ્ટ્રનિર્માણ માત્ર સ્કૂલો દ્વારા નથી થતું. એને માટે અનેક પ્રકારની સંસ્થાઓ છે, જેમ કે, (૧) મંદિર અને મસ્જિદ, (૨) રાજનૈતિક સંસ્થાઓ, ઇત્યાદિ.

આપણે વર્તમાન શિક્ષણ-પ્રથાને વખોડીએ છીએ, છતા પણ કાર્યાન્વિત કરીએ છીએ. એવું એટલા માટે થાય છે કે એ આપણી કેટલીક મહત્ત્વાકાંક્ષાઓ તથા આવશ્યકતાઓ પૂરી કરે છે.

આપણી નિંદા મનોમાલિન્ય-પ્રેરિત ન હોવી જોઈએ.

વર્તમાન શિક્ષણ પ્રથા એક વિશેષ સભ્યતા માટે છે.

નવી શિક્ષણ-યોજના પણ એક વિશેષ સભ્યતા માટે છે.

એ બે સભ્યતાઓ વચ્ચેનું અંતર નિઃસંદેહ છે.

વર્તમાન શિક્ષણ-પ્રથાની સભ્યતા 'ભદ્રલોક'-સભ્યતા છે. મારા ખ્યાલ પ્રમાણે છેલ્લા એક હજાર વર્ષોમાં રાજ્ય તરફથી 'ભદ્રલોક' સિવાય અન્ય કોઈને માટે પણ કંઈક કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો નથી.

એ શિક્ષણ-પ્રથાના લક્ષણો છે—[૧] તર્કશાસ્ત્રની યોગ્યતાની વૃદ્ધિ, અને [૨] કલ્પનાશક્તિ(?)નો.

એ બંને ભારતમાં ઘણા દિવસો સુધી ખૂબ ખાલ્યા-ફાલ્યાં. એનું પ્રકટીકરણ વૈદ્યો, નૈયાયિકો, કલાકારો આદિ દ્વારા થતું રહ્યું.

બ્રિટીશરોએ એને નવું રૂપ આપ્યું. એવું જ મુસ્લિમોએ કર્યું હતું. એમણે 'ભદ્રલોક'ના ધંધા પ્રચલિત કર્યા. જેમ કે—એન્જિનિયરીંગ, ખેતી, ઇત્યાદિ એમાં એમને નફાખોરી(?) પણ મળી. એ બધું એવી ધારણાઓના આધારે કરવામાં આવ્યું કે બધા માણસો સરખા નથી. એમનામાંનાં કેટલાકનો હક વધારે છે. એ લોકો એ અંતરને જરૂરી માનતા હતા. એ વિભેદને કાયમ રાખવા માટે દમન યા હિંસા જરૂરી છે. એમનો વિચાર છે કે 'સમાજ પર દંડ'નો પ્રયોગ નિર્ભયતાથી થવો જોઈએ.'

એ પ્રથાનો ઉપયોગ સૌને માટે એકસરખો ન થયો. જે ભદ્ર સભ્યતાને નિર્વાહ કરી શકે એમને માટે જ એ છે. એટલે નવી યોજનાની જરૂર ઊભી થઈ.

બીજી સભ્યતા 'સંત-સભ્યતા' છે. એ બેમાં અસુર્ગ(?) એકે નથી. એક સંતોની છે, બીજી ભદ્રોની.

'સંત-સભ્યતા' ગુણોની સભ્યતા છે. એમાં વિશેષાધિકારોને કશું સ્થાન

ભૂખે મરતા હતા એમની ભૂખ ભાગવા શહેરમાં તમાશો કર્યો, લોકોએ પૈસા આપ્યા ને તાળીઓ પાડી. લોકો કદરદાન સાબિત થયા, દયાળુઓ પણ કહેવાયા!

અને ખાસ તો દર નાઈટ ૧૦૧ રૂપિયા આપીને ખાસ યજમાન થયા તેમને ફૂલહાર પહેરાવીને હસતે મોઢે દુષ્કાળ વિશે બે શબ્દો સ્ટેજ પરથી કહેવાનો મોકો મળ્યો. તેની છબિ પણ પડી અને એકાદ છાપામાં તે છપાઈ પણ ખરી. તેની પાસે જ ભૂખમરાથી મરી ગયેલા એક ગામડિયાની છબિ પણ છપાઈ હતી

☆

## વેદનાની વાણ

☆

પુષ્પમાં ધબકી રહેલો પ્રાણ છું,
રંગ-ખુશ્બૂમાં સદા રમમાણ છું.

અવનવા રંગોતણું રહેઠાણ છું,
જિંદગી છું, જીવતું રમખાણ છું

આમ જો કે. ધૂંધળું ઓસાણ છું,
કિન્તુ મંજિલનું અસલ એંધાણ છું.

માંયલો મબલખ ખજાને છે ભર્યો;
હું નથી ખાલી, ખુશીની ખાણ છું

હાથ સૌએ લાગવા દીધો નથી,
પારદર્શક છું, હું આરસપહાણ છું.

પાંગરે છે પુષ્પ પેઠે પથ્થરો,
એ બગીચાનો પમરતો પ્રાણ છું.

પાપને પણ પુણ્યમાં પલટી દઉં;
પોત છું એવું પનોતું પાણ છું.

ગેબમાં ગોતો મને. કે ગેબના
હાથથી છટકી ગયેલું બાણ છું.

કોઈ પરખંદો જ 'ઘાયલ' પેખશે!
વેદજૂની વેદનાની વાણ છું.

અમૃત 'ઘાયલ'

## સ્નેહ અને સેવા

☆

વૈરાગ્યની પરિણતિ આધ્યાત્મિકતામાં ન થાય તો તે વ્યક્તિવાદ અને અતડાપણાનું રૂપ ધારણ કરે છે એનો મોટો ખ્યાલ આશ્રમમાં વસેલી અનેક વ્યક્તિઓનાં જીવનમાંથી મળે છે.. એમને બીજા લોકો સેવાનાં સાધન હોય છે, અથવા તો પોતાની સાધના માટેનાં જીવતાં ઓજાર હોય છે.

અહીં એક નમૂનો જોવા મળ્યો. એક વ્યક્તિ બીમારની સેવા કરવા આવી. સેવા કરતાં આગ્રહ જન્મ્યો. રોગીને એ સેવા સાલવા લાગી. રોગી ત્રાસી ગયો. એને સેવક તરફ તિરસ્કાર આવ્યો. આમ છતાં પેલી વ્યક્તિનો સેવાગ્રહ તો ચાલુ જ રહ્યો

સ્નેહ એ જીવનનું તત્ત્વ છે, સત્ત્વ છે. ઉપાદાન છે. સેવા એ નથી. સ્નેહની કૂખથી સેવા જન્મી શકે. પણ સેવા એ સ્નેહની જનેતા હોય એવું ન પણ બને જે સેવાની પરિણતિ અને પરિસમાપ્તિ સ્નેહમાં નથી થતી તે સેવા, સેવા જ નથી

દાદા ધર્માધિકારી

ઘણુ ઓછુ છે પણ તેની છાપ ઞારી નથી આ સાહિત્ય તો દરેક ઘરના નેઠો પાગે જ્તુ જોઇએ ને માટે તે સરતુ હોય તેમ સુઘડ હોય એ પણ જરૂરી છે સર્વ સેવા સઘના હિન્દી પ્રકાશનો એન ઉદાહરણ છે

**ગર્વોદય અને ભૂદાન યજ્ઞ** ·

લે બ્યનભાઈ મહેતા મૂ ૧૫ નયા પૈસા

ભૂદાન—પ્રવૃત્તિ વિશે ટૂ કમા સ્પષ્ટ ખ્યાલ આપતી પુ િ મ ની બીજી આવૃત્તિ

**વેપારીઓને સ્ટેવ** વિનોબાજી

અનુ સુનીભા વૈદ્ય મૂ ૧૦ નયા પૈસા

ગાધીજીએ ધ નિકોને સ પત્તિના સાન ટ્રસ્ટી થવાનો આદેશ આપગ હતા એ ગાધીવિચારને વેપારીઓની એક સભામા પૂ વિનોબાજીએ વિસ્તા થી સમજાવી વર્તમાન પરિસ્થિતિમા તેઓ સામે ભૂ ાન પ્રવૃત્તિમા અ ગરૂપ થવાની ટહેલ નાખી હથી ત પ્રવચનનો ગુજરાતી અનુ રા

**સ્નેહદીપિકા** વિમનાતા

મૂ ૨૧ નયા પૈસા

આ પુસ્તિકામા ભૂ ાન દીપ ના ભૂદાન વિચાર પર પ્રકાશ પાડતો તેમ છે યજ્ઞ દીપિકા' અ સામ્યવા અને સામ્યયોગ પર પ્રકાશ પાડતા તુલના ત્મક અભ્યાસ કરાવતા સુત્રા મક રચનો છ સ્નેહદીપિકા'મા ક્રાતિથી માડીને 'હવે તો આ જ એક ઝ ખના' સુધીના તેત્રીસ વિષયા પરના દાદા ધર્માધિકારીના ટૂ કમા ઘણુ કરી જના સચોટ વિચારો છે

**અર્પણ પ્રકાશનો**

**શ્રદ્ધા.** દેવજીભાઈ રા મો L

પ્રાપ્તિસ્થાન મેસર્સ મેઘજી એન્ડ સન્સ રાજકોટ મૂ ે રૂપિયા •

શ્રદ્ધા'ની કવિતા સરળ પ્રાસાદિક અને પ્રસાદી છે સ ગ ન તત્ત્વોમા કવિને અખૂટ શ્રદ્ધા છ એવો પ ઘો ઘણી કવિતામા સ ભળાય છે એટલે સ ગ્રહનુ શ્રદ્ધા' નામ સાર્થ છે

શ્રદ્ધા'ની કવિતા ગીના ચા ન નથી તેમ વર્તમાન કવિતાના અવનવા પ્રયોગો અને શૈલીથી પણ દૂર છે અની તરી આવતી વિશ પતા અન્યાઈ છ લોકપ્રિયતા કે નવી કવિતાના મ f ઇચ્છના ગ ા સારે મ મ ભિનારતાનાં ખ્યાલે કવિએ કશુ લક્ષ્યુ નથી સામા ન્યપણે નરક કા વ્યસંગ્રહમા સ ભળાત આછા ઘે । શૃ ગારગાનનો શ્રદ્ધા'મ ર ભાવ છ આમ છતા શ્રદ્ધા'ના કાવ્ય વિર । મર્યાદિત નહીં પ ગ વિવિધ ઘ

સાગર—કાંઠે વસના આ કવિ એ કેટલીક સુ દર સાગર કવિતા આપી । તે ઉલ્લેખનીય છ

જી વનની વિવિધ બાજૂને વિરવ કરતા કેટલાક કાવ્યો પણ માણવા સરખા । ૮૦

## સંસ્કૃતિ—માનવી પુરુષાર્થનો નિચોડ

વિધાતાની તરફથી આપણને જે જે મળે છે તે છે આપણી પ્રકૃતિ; એ જ આપણી કાચી મૂડી છે. પૃથ્વીના પેટાળમાંથી જે ખનિજ પદાર્થ મળે છે, સમુદ્રમાંથી જે સમૃદ્ધિ આપણે પામીએ છીએ, પૃથ્વીની સપાટી પર જે વનસ્પતિ ઊગે છે અને એના પર જે પશુ–પંખી જીવે છે—એ બધું આપણી પ્રાકૃતિક પૂંજી છે, વિધાતાની દેન છે.

એટલું જ નહીં, આપણા શરીરમાં જે પ્રગટ અથવા ગુપ્ત શક્તિઓ મળે છે, જે વાસનાઓ અને ભાવનાઓ આપણા હૃદયમાં સ્વાભાવિક પમાય છે—એ બધું આપણી પ્રકૃતિ જ છે.

આટલી બધી દેન મળવા પછી આપણે પોતાનું આરોગ્ય, સામર્થ્ય, સમૃદ્ધિ અને સંતોષને માટે એ પ્રકૃતિમાં જે જે પણ પરિવર્તન કરીએ છીએ, એને નવું રૂપ આપીએ છીએ તે બધું છે—આપણી સંસ્કૃતિ.

પ્રકૃતિ વિધાતાની દેન છે; સંસ્કૃતિ છે મનુષ્યના પુરુષાર્થનું પરિણામ. પેઢી–દર–પેઢી મનુષ્ય એ સંસ્કૃતિનો સંગ્રહ અને વિકાસ કરી શકે છે. કદી કદી એને બગાડી નાખે છે અથવા એનો નાશ કરે છે. એ હોય છે વિકૃતિ. માનવી પુરુષાર્થનું સર્વશ્રેષ્ઠ ફળ જ છે સંસ્કૃતિ. —'મંગલ પ્રભાત'

## અનુક્રમણિકા

૪

# આરાધના

[ઉદ્ધરેદાત્મનાત્માનમ]

વર્ષ-૧૧ [૧૨-માર્ચ-એપ્રિલ-૧૯૫૮] અંક-૨


## ગાંધીવાક્યસુધા

ભાષાન્તરકારઃ દેસાઈ વાલજી ગોવિન્દજી

'અણુગોળાના આ યુગમાં શુદ્ધ અહિંસા એ એક જ શક્તિ છે જે હિંસાની ચાલાકીમાત્રનો પરાભવ કરી શકે.'

'આપણા ગવર્નરને ૫,૫૦૦ ચતુર્થાંશ માસિક પગાર મળે છે. પણ એના માલિક કરભતોને વર્ષે સરેરાશ ૨૭૫ રૂ. ની જ આવક છે. એટલે આ નોકરની આવક શેઠની કરતાં ૨૦×૧૨÷૪=૬૦ગણી થઈ'( દે. વા. ).

'અમેરિકામા ગવર્નરનો પગાર નાગરિકની સરેરાશ આવક કરતાં વીસગણાથી વધારે નથી'( ઠાકુરદાસ બંગ ).

'ન્યૂઝીલૅંડમાં મોટામા મોટો પગાર ટૂંકામાં ટૂંકા કરતાં આશરે પાંચગણો છે' (ડી એન. ખુરોડી) .

'મોટા પગાર, અને સરકાર એના નોકરોને વધુમાં વધુ તથા ઓછામાં પગાર આપે છે તેમાં રહેલી ભારે વિષમતા વિષે એણે કહ્યું છે તેને ટેકો આપતાં મને લેશમાત્ર સંકોચ નથી.'—ગાંધીજી

'મારું ચાલે તો હું દેશ બહારથી અનાજનો એક દાણો ન પેસવા દઉં. મને દૃઢ વિશ્વાસ છે કે આજ પણ દેશમાં પૂરું અન્ન છે.'

'યુનિવર્સિટી સ્થાપવા પૈસા પૂરા પાડવા તે લોકતંત્રી રાજ્યનું કામ નથી. લોકોને એનું પ્રયોજન હોય તો તે પોતે જ પૈસા આપે.'

'માણસની પ્રગતિમાં એક એવી ઊંચી ભૂમિકા આવે છે કે તે પછી તેને પોતાના વિચાર પ્રકટ કરવા યે પડતા નથી; બાહ્યકાર્યથી તે દર્શાવવાની તો વાતજ કેવી? માત્ર વિચારજ કાર્ય કરે છે, કેમ કે તેમાં એવું બળ આવી જાય છે.'

'આપણી માણસજાતની આ જ સ્થિતિ નથી કે નિર્દોષે દોષિતના વતિ દુઃખ સહન કરવું? અને એમ છે તેજ ઠીક છે. નિર્દોષ દુઃખ વેઠે છે તેથી જગત્ વધારે સમૃદ્ધ તથા શુભ બને છે.'

'તે (એનો પ્રેમ) નિઃસ્વાર્થ હોત, તો જીવનસંગિનીના મરણથી એનું જીવન સમૃદ્ધ બન્યું હોત. કારણ, વિદેહ સંગિનીના સ્મરણને પ્રતાપે જાલીમના પગ નીચે કચરાતી માનવજાતિની સેવામાં એ વધારે તલ્લીન થયા હોત.'

'માનસહિત તથા બહાદુરીથી મરવાની કલા હાથ કરવા સારુ ભગવાનમાં જીવતી જાગતી શ્રદ્ધા ઉપરાંત કોઈ ખાસ તાલીમની જરૂર નથી.'

'શુદ્ધ હૃદયથી દોષ જાહેર રીતે કબૂલ કરીને માણસ પોતાનો મેલ ધુએ છે અને એ રીતે ફરીને દોષે ભરાતો બચી જાય છે.'

'જે લોકો જનસેવા કરવા ઇચ્છે છે તેણે અપાર ધીરજ તથા સહિષ્ણુતા રાખવી જોઈએ બીજા ઉપર પોતાનો વિચાર ઠોકી બેસાડવાનો પ્રયત્ન કદાપિ ન કરવો.'

'ભલાઈ માત્ર ભલાઈથી જ પેદા થાય છે. પ્રેમથી પ્રેમ પેદા થાય છે વેર વાળવું હોય તો વેરીને ભગવાનના હાથમાં સોંપે એમાંજ માણસની શોભા છે.'

'તમને ભગવાન વિના બીજું કોઈ નહીં બચાવી શકે. કોઈ એક માણસ બીજાને બચાવી ન શકે.'

'મૃત્યુ પ્રાણિમાત્રને ભગવાને આપેલી ભેટ છે......સદાચારને પ્રતાપે જ તે મહા તથા સુંદર પણ બને છે.'

'ટ્રૅક્ટર તથા રાસાયાનિક ખાતર આપણને બરબાદ કરશે તેમા મને જરાયે શંકા નથી'

'ભક્તની ભક્તિને લીધે મંદિર સાચું મંદિર બને છે. મંદિરમાં રહેલા દેવ ભક્તની ભક્તિના પડછાયા સમાન છે'

'પરદેશી રાજ ગયું', એટલે પરદેશી કાપડ મંગાવાય એમ કેમ કહી શકાય? સ્વરાજમાં તો એકલી ખાદીને જ સ્થાન હોય.' [ દેશી મિલના કાપડને નહિ, પરદેશી મિલના કાપડને તો નહિ જ. છતાં સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી સો કરોડ રૂપિયાનું કાપડ પરદેશથી આવ્યું છે.]

'બધી શાળા તથા કૉલેજોમાં આરોગ્યશાસ્ત્રનું શિક્ષણ ફરજિયાત હોવું જોઈએ.'

'ખાદી દ્વારા સંચાને ઠેકાણે માણસની પ્રતિષ્ઠા કરવાનો, આજ ભારે વિષમતા વર્તે છે તેને ઠેકાણે સર્વ પુરુષો તથા સ્ત્રીઓની સમાનતા સ્થાપવાનો, ઉદ્ધત મૂડી મજૂરીનો પરાભવ કરે છે તેને બદલે મૂડીને મજૂરીના તાબામાં આણવાનો આપણો પ્રયત્ન હતો.'

'આત્મપરીક્ષાથી માણસ ચડે છે, ને પરપરીક્ષાથી પડે છે.'

'જેમ તેમ કરીને મૃત્યુથી બચવા સારુ માણસ જીવતો નથી. જેટલું જીવન ઉપર હેત છે એટલું જ અથવા એથી પણ વધારે હેત મૃત્યુ પર રાખવાનો એને આદેશ છે. મૃત્યુને શત્રુ તો નહિ જ પણ મિત્ર ગણીએ તેટલે અંશે જ જીવન જીવવા યોગ્ય બને છે'

'શુભ કાર્યના અંતરમાં જ આશીર્વાદ સમાયેલા છે એનાથી ઊલટું, જો અશુભ કામને બહારથી આશીર્વાદ મળે તો તે શાપરૂપ બનવા જોઈએ તથા બને છે'

*

## 'પ્યારા બાપુ'ના વાંચકોને—

દસ વર્ષમાં પહેલી જ વાર 'પ્યારા બાપુ'નો ગયા માસનો અંક પ્રેમની અણધારી મુશ્કેલીને કારણે પ્રગટ કરી શક્યા નહીં તે માટે વાચક મિત્રોની હાર્દિક ક્ષમા માગું છું. ગ્રાહકોને બાર અંક પૂરા આપવામાં આવશે.

નવા વર્ષથી 'પ્યારા બાપુ'નું કદ વધુ વાચન આપવાની દૃષ્ટિએ ફેરવ્યું છે તે વિશે વાચકોના વિવિધ અભિપ્રાયો મળ્યા છે. તે પરથી આવતા અંકથી 'પ્યારા બાપુ' મૂળ કદમાં જ પ્રગટ થશે. 'પ્યારા બાપુ'માં જેમણે લાગણીપૂર્વક રસ લઈ પોતાનું મંતવ્ય જણાવ્યું તે સૌના અમે આભારી છીએ. 'પ્યારા બાપુ' પ્રત્યે ભવિષ્યે પણ એવો જ રસ કાયમ રહે એ જ શ્રદ્ધા અને આશા.

—પ્રકાશક

## સત્યાગ્રહી જીવનદર્શન — શાંતિભાઇ દેસાઈ

[ ગાંધીવિચારદર્શનને અવલોક્તી લેખમાળા ☆ લેખાંક ૩ જો ]

ગાંધીજીના વિચારદર્શનનો વિગતે વિચાર કરીએ તે પહેલાં દર્શન પોતે વસ્તુતઃ શું છે.તેનો સ્પષ્ટ ખ્યાલ કરી લેવો આવશ્યક છે. દર્શન વિષેના વિચાર સ્પષ્ટ કરવાથી સત્યાગ્રહી જીવનદર્શન સમજવું સહેલું બને એમ છે.

**વ્યક્તિ સમષ્ટિને લાભદાયી:-** વસ્તુતઃ દર્શન ખૂબ જ મહત્ત્વનો વિષય છે. એ જ્ઞાનમાત્રનો સાર છે, નવનીત છે. જીવન શું છે, હયાની માત્ર શેને લીધે છે, શેને અર્થે છે, એવા મહત્ત્વના સવાલોની ચર્ચા કરી તેને અંગે માર્ગદર્શન કરનાર દર્શનમા તો જીવનનું શાણપણ સમાયેલું છે. આમ છતાં આજે એનું મૂલ્યાંકન ઘટયુ છે. તેનાં કારણો પણ વિચારવા જેવા છે. એને અર્થે જોઈતી મહેનત, શાન્તિ, ચીવટ, ધીરજ અને મનોશક્તિ સામાન્યતઃ આ જે દુર્લભ હોય છે. આજનો જમાનો ઉતાવળ, ધમાલ અને મથામણનો છે. એટલે જરૂરી ફુરસદના અભાવ વિશે ફરિયાદ કરવામા આવે છે. બીજી બાજુ જીવનનો સારરૂપ આ વિષય કેવળ તર્કની સરાણે ચઢી ગયો કે જેથી તે જીવંત રહેવાને બદલે તે તાર્કિક બનના પામ્યો. વાસ્તવમાં આ વિષય કેવળ વિચારકને જ નહીં પણ સમાજને તેમ જ વ્યક્તિને ખૂબ જ લાભદાયી છે. તે રસાળ પણ બની શકે એમ છે કારણ, માનવજીવનના કૂટ પ્રશ્નોનો ઉકેલ એની સહાયથી જ સારી રીતે ઉકેલી શકાય એમ છે.

**વિજ્ઞાનોનો સમન્વયઃ—**દર્શન કેવળ તર્કનો વિષય છે એ પાયાની ભૂલને સુધારવી જોઈશે. તે ફક્ત પંડિતોનો જ વિષય છે એ ભ્રમ ભાંગવો પડશે. તેને જીવન સાથે ખાસ નિસ્બત નથી એ શંકાને દૂર કરવી રહેશે. જીવનને વિભાગતઃ જોવાની મનોવૃત્તિ ત્યાગવી જોઈશે. વિજ્ઞાનની જેમ દર્શન સર્વ વિષયોને સ્પર્શનારું છે. એટલે તો એને વિજ્ઞાનનું વિજ્ઞાન પણ કહેવામાં આવે છે. આ કારણે દર્શનને જ્ઞાનમાત્રનાં સંયોજન અને બધાં જ્ઞાન વિજ્ઞાનોના સમન્વય તરીકે ઓળખવામાં આવ્યુ છે.

**મૂળ અને વિકાસ:—**જ્ઞાનમાત્રની શોધનું મૂળ છે ઐશ્વર્ય કે જિજ્ઞાસા. માણસમાત્રમાં ઐશ્વર્ય અને જિજ્ઞાસા હોય છે. એ જ્યારે તીવ્ર બને, એકાગ્રિત બને અને પદ્ધતિસર તેનો ઉપયોગ થાય ત્યારે તેમાંથી દર્શન આકાર લેવા માંડે છે. આ કારણે માણસમાત્ર એક યા બીજી રીતે ઓછેવત્તે અંશે ફિલસૂફ છે જ એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

માણસની જિજ્ઞાસાભરી તપાસ ગંભીર બને ત્યારે પોતા પૂરતી ફિલસૂફી તેને મળી જ રહે છે અને તેને આધારે જ તેનું જીવનકાર્ય આગળ ચાલે છે. મૂળતઃ દર્શન છે પણ શું ? દર્શન એટલે જીવન અંગેની સ્પષ્ટ વિચારણા. અહીં વિચારણા શબ્દ મુખ્ય છે. વિચારણા

વિના દર્શન અસમર્થિત છે વિચાર વડે જ માણસ માણસ બને છે અને તેના વડે જ તે દર્શન રચી શકે છે પરંતુ દર્શન માટેની વિચારણા વિશિષ્ટ પ્રકારની હોવી જોઈએ તેથી ડો જેમ્સ ફિલસૂફીની તદ્દન સરળ સાદી વ્યાખ્યા આપે છે ફિલસૂફી એટલે સ્પષ્ટ રીતે વિચારણા કરવાનો અસાધારણ સતત પ્રયત્ન. આવા પ્રયત્ન સફળ કરવા માટે વિજ્ઞાનની પદ્ધતિઓ અખત્યાર કરી માનવ સંબંધો માનવપ્રશ્નોના ક્ષેત્રોમાં તેનો ઉપયોગ કરતો રહો અને એમ કરતા કરતા ફિલસૂફીના તત્ત્વો સર્વ વિષયમાંથી મળી શકે પરંતુ તે મેળવવા યોગ્ય વ્યક્તિ જોઈએ એવી વ્યક્તિમાં વિશાળ અને ઊંડી દૃષ્ટિ ઉપરાંત તેની પાસે જીવનનો સમૃદ્ધ અનુભવ અને જ્ઞાન જોઈએ

આ સાથે વૈજ્ઞાનિક પદ્ધતિ પણ જોઈએ પૃથક્કરણ સંયોજન, તટસ્થતા વગેરે જે વૈજ્ઞાનિક પદ્ધતિના લક્ષણ છે તે ફિલસૂફીમાં પણ જોઈએજ વિજ્ઞાન તો એક વિષય પૂરતુ મર્યાદિત ક્ષેત્ર છે જ્યારે ફિલસૂફી તો જીવન અને અસ્તિત્વ સમગ્રને આવરે છે આ દૃષ્ટિએ હર્બર્ટ સ્પેન્સરની ફિલસૂફી વિષયક વ્યાખ્યા ઘણી ઉપયોગી લાગે છે તે કહે છે કે "ફિલસૂફી તો પૂર્ણતયા સમન્વિત જ્ઞાન છે અને તેની સરખામણીએ વિજ્ઞાન તો અંશતઃ સમન્વિત જ્ઞાન છે"

**વિજ્ઞાનનું વર્ચસ્વ** —પણ આજ તો અવળી સ્થિતિ જોવા મળે છે વિજ્ઞાન અર્વાચીન માણસને મન સર્વસ્વ બની ગયુ છે અતિ વૈજ્ઞાનિકતા આ જમાનાનું મોટામાં મોટુ ઘેલુ (Fad) છે આ વૈજ્ઞાનિકતાને કારણે જડવાદની ભાવનાઓ વધી છે અને પાર્થિવતા પૂજાવા લાગી છે આ કારણે જ ફિલસૂફી પણ અવગણના પામવા લાગી છે અને સામાન્યત તે ઉપેક્ષાને પાત્ર થઈ છે

**ફિલસૂફીનું વ્યાપક તત્ત્વઃ**—પર વસ્તુત વિજ્ઞાનને એ એક મોટી મર્યાદા છે વિજ્ઞાન શાસ્ત્ર કરતુ કરતુ એવી જગ્યાએ જ્યાંતે અટકે છે ત્યાંથી આ તત્ત્વનો ચંચૂપાત થતો નથી તેની શોધો એવા અનુમાન પર આધીને ઊભી છે કે જેને ફક્ત દર્શન જ પૂરો ટેકો આપી શકે શ્રી રિચર્ડ ગ્રેગ વિજ્ઞાનના આજના વલણ અને શોધોની ચર્ચા કરતા એક મહત્ત્વની બાબત જણાવે છે અણુવિષયક ભૌતિક વિજ્ઞાનની તાજેતરની શોધો બતાવે છે કે અણુની અંદરની શક્તિ કે ગતિનું સંચાલન કેવળ કાળથી પર એવા તત્ત્વ પર અવલંબિત છે

ખુશીની વાત છે કે ઉચ્ચ વિજ્ઞાન હવે અજ્ઞાનના સીમાડાઓને સ્પર્શવા લાગ્યુ છે આપણા વિશ્વની પાછળ જે ગૂઢ તત્ત્વ છે તેને તો એ શોધી શકે એમ નથી કારણ કે તે એનું ક્ષેત્ર નથી પરંતુ એ પરમ ગૂઢ તત્ત્વ તરફ ઈશારો તો એ કરતુ થયુ છે તેથી આઈન્સ્ટાઈન જેવા મહાન વૈજ્ઞાનિક કહે છે કે પરમનિગૂઢ તત્ત્વ જ આપણા માટે આદિમ વ્યક્તિ

[ અનુસંધાન ૩૫મે પાને ]

[૪૨]

હવે તને આખું જીવનશાસ્ત્ર સંક્ષેપમાં બતાવું છું :

પહેલી વાત એ છે કે એક ક્ષણને માટે પણ ખાલી ન રહે.

ગૃહ-પ્રપંચને નકામું મહત્ત્વ ન આપ

નામ-સ્મરણનો સંકલ્પ પાકો રાખ

અહંતા અને મમતા છોડ,

ઈન્દ્રિયોને લાડ ન લડાવ,

તીરથ, વ્રત આદિ સાધન-માર્ગો વિશે આસ્થા રાખ;

દયા, ક્ષમા, અને શાંતિને ભૂલ નહીં.

આવેલા અતિથિને હરિ જ જાણ

નિવૃત્તિનાથની એ જ શિખામણ છે

અને જ્ઞાનદેવ માટે એ પ્રમાણ છે

સર્વ શાસ્ત્રોનું રહસ્ય અને સર્વ સુખોનો સાર એમાં સંચિત છે

હરિપાઠના આ બધા સહચારી ભાવો હોવાને કારણે એ સમાધિ-સંજીવન જ બની ગયા છે

* જ્ઞાનદેવને સજ્જન સંગતમાં રુચિ છે

[૪૩]

સંતોના મિલનથી જ્ઞાનદેવને સુખ, પ્રેમ, આનંદ, હર્ષ-એટલાં બધાં ઉપજે છે કે એમાં એનો અહંકાર ખતમ થઈ જાય છે

એને આલિંગન કરતી વખતે પોતાના બે સ્થૂળ બાહુઓ અધૂરા પડે છે

અને મદદને માટે, હૃદયમાંથી, માનો કે, બે સૂક્ષ્મ બાહુ બીજા નિર્માણ થાય છે

અર્થાત્ સંતોના મેળાપથી જીવના જીવત્વનો લોપ થાય છે

માની લો કે એને ચતુર્ભુજ ઈશ્વરની પદવી જ મળી જાય છે

મહાનતા એથી વધીને કઈ હોઈ શકે?

પરંતુ એમાં આશ્ચર્ય નથી,

કેમકે આપના, કૃપા-કટાક્ષથી જીવોને નિજ પદની પ્રાપ્તિ થશે એવું વરદાન જ આપી રાખ્યું છે ઈશ્વરે સંતોને

[૪૪]

સંતોનો ભેટો મહાન પૂર્વ-પુણ્યોને કારણે જ થાય છે

એમને મળવાનો આનંદ સામાન્ય નથી, કેમકે, ભવદુઃખ જ એથી નાશ પામે છે

બધા સંબંધો સંતોમાં એક થઈ જાય છે

એ સાચા અર્થમાં તીર્થરૂપ છે

કારણ, સગુણ પરમેશ્વર એમાં પ્રગટ છે

જ્ઞાનદેવની ઉપમાઓ અધૂરી પડે છે

જેથી એ સંત-સમાગમના સુખનું પૂરું વર્ણન કરી શકતા નથી

[૪૫]

ભગવદ્-ભક્ત સાચો યોદ્ધો છે

એની સામે દોષોનું ટોળું નગ્ન શરીરે ભાગી નીકળે છે

અર્થાત્ પોતાનું યથાર્થ સ્વરૂપ
ભક્તો માટે ખુલ્લું જ રહે છે
અંતઃકરણમાં ઈશ્વરનું સતત ચિંતન
રહે છે

એટલા માટે શાંતિ અને ક્ષમા
હમેશાં એને સાથ આપતી રહે છે
હરિ–નામ એનું હથિયાર.
ઈશ્વરથી અંકિત થઈ ને એના વૈભ-
વને વધારવો એ જ એનો શૃંગાર
અને વૈરાગ્ય એનું બળ,
એટલા માટે ષડ્‌રિપુઓ એની સામે
ટકતા નથી.
એવા એ નિશ્ચયી વીર, ઈશ્વરને જીતી
લે છે. એમાં આશ્ચર્ય શું ?

[૪૬]

સાકરની મીઠાશની પરખ એનો
રસિક જ કરી શકે છે

એ જ પ્રમાણે સાધુત્વની કસોટી
સંતો વિના કોણ કરી શકે ?
કસોટીમાં પૂરા પાર ઊતરેલા સત્
પુરુષોની સંગતથી જ ભગવાન
મળે છે

અન્ય નાના લોકોની સંગત સંસા-
રનાં બંધનો વધારશે
સત્પુરુષ, સૂર્યબિંબ સમાન સ્વયં-
પ્રકાશિત અને ઉજ્જ્વળ, સૌના
પ્રકાશ-દાતા.
પરંતુ સૌથી ઊંચે અને અલગ,
નિર્મળ અને નિર્લિપ્ત હોય છે

નિવૃત્તિનાથની સંગતમાં,
જ્ઞાનદેવને આ અનુભવ થયો છે

[૪૭]

દમ તો નિરંતર ફરનારો યાત્રાળુ છે
પાપોનો અમને ભય નથી, બલ્કે
એ જ અમારાથી ડરે છે
સમતાની કાવડ લઈને અમે
ચાલીએ છીએ,
જે કાવડ નામામૃતથી છલોછલ છે
અમને અવાંતર તપસ્યાની
જરૂર નથી
અમે કર્મ કરીએ કે ન કરીએ,
એ પ્રશ્ન અમે ભગવાનને સોંપી
દીધો છે।
એથી જ અમારાં દુઃખોની સમાપ્તિ
થઈ છે

[૪૮]

સંત સમાગમની અપેક્ષા રાખ્યા
વિના કેવળ તરૂપે યોગાદિ સાધન
કરતાં જઈએ તો કંઈ ને કંઈ વાંકું
જ થશે
જાણીતું છે કે ભાવ વિના ભગવાન
ગુરુ વિના સાક્ષાત્કાર
તપ વિના દેવની કૃપા,
અને પ્રેમ વિના કલ્યાણની વાત-
ક્યાંથી મળે ?
એટલા માટે જ્ઞાનદેવે તો પાણી
ગાંઠ વાળી છે.
"વિના 'સત્સંગ' તરણોપાય જ
નથી "

☆

ધૂંધવાતું વિશ્વ આ કોઈ જુગારી કોઢ શું
ખોળિયું ધબકે ધમણ જેવું છતાં
ચામડાની ખોલ શું નિષ્પ્રાણ એ
પ્રાણ તો એમાં હવા પૂરનાર હાથોમાં રહ્યો
રતિલાલ-અનિલ

[સ્વ. ખેરસાહેબને આપણે એક દક્ષ રાજપુરુષ તરીકે ઓળખીએ છીએ, પણ એક માણસાઈ થી ભર્યા રચનાત્મક કાર્યકર તરીકે પણ તેમને ઓળખવા જરૂરી છે-એવો એક પરિચય એમના નિકટના સાથી કાર્યકર અહીં તટસ્થતાથી આપે છે.-સં]

☆

૧૯૩૭મા કોંગ્રેસે ધારાસભાના ભાગ લેવા ચૂંટણીઓમા ભાગ લીધો. ઠેરઠેર કોંગ્રેસ પક્ષ બહુમતિમા આવ્યો હતો. મુંબઈમા કોંગ્રેસ પક્ષનો નેતા કોણ થશે એ પ્રશ્ન ચર્ચાતો હતો. નેતાની ચૂંટણી થઈ તે દિવસે કોંગ્રેસ હાઉસમા ટેલિફોન કર્યા તો જવાબ મળ્યો 'બી. જી. ખેર.' એ નામ પહેલી જ વાર મારા કાને પડ્યું. ત્યારે મને ખબર નહીં કે ભવિષ્યે એમના નિકટ પરિચયમા આવવાનો લ્હાવો મળવાનો છે.

તેઓ મુંબઈના વડા પ્રધાન થયા તે પહેલાંનો એક પ્રસંગ તેમને જ મોઢે સાભળ્યા હતો.

આઝાદીની પૂર્વે આવેલી ચમડવાબેની વાડી-જે હવે 'ખેર વાડી' તરીકે જાણીતી છે—મા પોતાના કેટલાક સાથીદારો સાથે શ્રી ખેર ત્યાં વર્ષોથી સમાજસેવાનું કાર્ય કરતા હતા. એક દિવસ તેમને ખબર પડી કે અહી ગરકાયદે દારૂ ગળાય છે. એમણે તરત વાંદરાના પોલીસ સ્ટેશને ખબર આપી અને જણાવ્યું કે જ્યા સુધી તમે આવશો નહીં ત્યા સુધી હું આ જ જગ્યા પર હાજર રહીશ.

ઠેઠ બપોરેબારવાગ્યે ફરજ પરનો પોલીસ ઈન્સ્પેકટર ધૂંધવાતો આવીને પૂછવા લાગ્યો: 'ક્યા દારૂ ગળાય છે?' દારૂ ગાળનાર તો ક્યારનોયે ભઠ્ઠી ઠારીને ચાલતો થયો હતો.

ખેરસાહેબે કહ્યું કે, 'તે તો ગયો પણ મારી ફરિયાદ નોંધી લો।'

પોલીસ ઈન્સ્પેકટરે ફરિયાદ તો નોંધી પણ પછી કશાં પગલાં ભર્યા નહીં.

એ બનાવ પછી દોઢ બે મહિને ખેરસાહેબ મુંબઈના વડાપ્રધાન થયા પ્રથમ દિવસે જ ખેરવાડીમા ફરિયાદ નોંધાયેલી હતી તે કાગળિયા મંગાવ્યા અને ફરજ બજાવવામા કસૂર કરવા માટે પેલા પોલીસ ઈન્સ્પેકટરને બરતરફ કર્યો.

૧૯૪૬મા પ્રાંતિક ધારાસભાઓની ચૂંટણીઓ થઈ ને પહેલા, દિવાળીના દિવસોમા બાપુએ વર્ધાના બધા કોંગ્રેસ કમિટિઓ પર પત્ર લખી સત્યાગ્રહની શક્યતા કેટલી છે તે જાણવા માગેલું. મુંબઈની મીટીંગમા શ્રી ખેરસાહેબે પ્રશ્ન પૂછનારાઓને એવો સરસ જવાબ આપેલો કે કોઈને કશો શંકા રહી નહી.

એ પત્રનો જવાબ પોરટથી મોકલવાનો ન હતો પણ મહારાષ્ટ્ર પ્રાંતિક સમિતિને પૂના હાથોહાથ પહોંચાડવાનો હતો. કેમકે, કોંગ્રેસના બંધારણ પ્રમાણે તે સમયે ઉપનગર જિલ્લાનો સમાવેશ મહારાષ્ટ્રમા થતો હતો જવાબ ટાઈપ

થયો. તે પુના રવાના કરતા પહેલા તે પર ખેરસાહેબની સહી લેવા ગયો ત્યારે સહી લેના પહેલા મને કહ્યુ: 'ટાઈપ કરેલુ લખાણ મૂળ સાથે સરખાવી લેવુ જોઈ એ :

કોઈ સારું પુસ્તક કે લેખ મારા વાંચવામા આવતાં, તો હું ખેરસાહેબને તેની વાત કરતો. ચીનમા નિરક્ષરતા નિવારણ માટે થયેલા પ્રયાસો વિશેનુ એક ચોપાનિયું એક મિત્ર પાસેથી મને મળતા તે વાંચી મેં ખેરસાહેબને આપ્યુ. તે વાંચીને તેમણે આભારની લાગણી વ્યક્ત કરી. તે પછી મે કોઈ ચોપડી માટે વિનંતિ કરી તો એમણે કહ્યુ કે, 'આત્મજ્ઞાન વધે એવા પુસ્તકો જ વાંચવાનું જ મને વધારે પસંદ છે.' એ પરથી એમની ૬૦મી વર્ષગાંઠ પ્રસંગે 'જ્ઞાનયોગી ચંદુભાઈના પત્રો' ભેટ આપી જાણીતા અંગ્રેજ કવિ ટેની-સનના પૌત્ર, હેલમ ટેનીસને વિનોબા-જીની ભૂદાન પ્રવૃત્તિ પર લખેલી એક ચોપડી તેઓ ખૂબ રસપૂર્વક વાંચી ગયા હતા. એટલું જ નહી, એમાંથી કેટલાક અગત્યના ઉતારાઓ પણ ટાંચી લીધા હતા.

પુસ્તકની બાબતમા તેઓ ખાસ ચોકદારી રાખતા. આવેલી ચોપડી વંચાઈ રહે તરત કાળજીથી આપી દેતા અથવા માગી લેવા કહેતા. તેઓ પોતે પણ કોઈ કોઈ વાર અમુક ચોપડી વાંચવા આપતા. એમ મને શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકની જીવનકથાના બે ભાગ વાંચવા આપ્યા હતા.

ભારતના હાઈ કમીશનર તરીકે ખેરસાહેબ ઈંગ્લાંડમા બે વર્ષ રહ્યા. પોતાના પત્નીની તબિયત બગડતા તેઓ દેશમા પાછા ફર્યા. શ્રીમતી ખેરને વધુ સારવાર માટે પૂના ખસેડવાના હતા તેના બે દિવસ અગાઉ હુ તેમને મળવા ગયો ત્યારે ખેરસાહેબ કમ્પાઉન્ડમા આંટા માગતા હતા. થોડી વારે બંગલામા ગયા અને અંદરથી ધારાવીમા રહેતા એક કુંભારનુ સરનામું લઈ આવી મને આપતા કહે, 'આ ભાઈ ને એની ન્યાતવાળાઓ ન્યાત બહાર મૂકવા તૈયાર થયા છે. તો જઈ ને બધી ખબર કાઢી આવો'

હું બીજે દિવસે ધારાવી ગયો. પેલા ભાઈ ને શોધી કાઢ્યા. અને ત્યા દુકાન કરતા એક ભાઈ ની પાસેથી બધી વિગત જાણી લઈ ને ખેરસાહેબને જણાવી. મને વાત કરતા પહેલા ખેરસાહેબે મુંબઈ સરકારને એ ભાઈ ની બધી વીતક કથા લખી જણાવી હતી. અગાઉ પણ એક વાર એક હરિજનની અરજી પોતાના પુત્ર ને લખવાની સૂચના આપતા ખેરસાહેબને મે જોયા હતા.

શક્ય એટલી બધી સારવાર કરવા છતા શ્રીમતી ખેરનુ અવસાન થયુ. તે પછી ખેરસાહેબનું મન પોતે અગાઉ જ્યા સામાજિક કાર્ય કરતા હતા તે ખેતવાડીના કામમા વાળ્યું. સંસ્થા ફરી વ્યવસ્થિત કરી અને ખેતવાડી વેલ્ફેર એસોસિયેશન રજિસ્ટર કરાવ્યું. ત્યા

પરિશ્રમાલય બંધાવ્યું. કામ કરનાર પ્રત્યેકને પૂરતાં અન્ન–વસ્ત્ર મળી રહેવાં જોઈએ, એવી એમની કલ્પના હતી.

ખેરવાડીમાં દર રવિવારે સર્વ-ધર્મની પ્રાર્થના થાય. તે પછી કોઈ સંતના જીવન પર, કોઈ અધિકારી વક્તાનું પ્રવચન થાય. મુંબઈમાં હોય ત્યારે ખેરસાહેબ પોતે અચૂક હાજર રહે. છેલ્લે છેલ્લે તો મુલાકાતીઓને પણ ખેરવાડીએ આમંત્રતા.

ખેરસાહેબ હરરોજ કાંતતા. એમનું કાંતેલું સૂતર હું વણવા આપવા જતો. પહેલી વાર કાલબાદેવીના ભંડારે સૂતર વણવા આપી આવ્યો. મુંબઈ સરકાર તરફથી વણકરીમાં મદદ મળે છે. ખાદી વણાઈને આવી ત્યારે કાલબાદેવીના ભંડારમાં વણકરી–મદદનાં ફૉર્મ સીલી-કમાં ન હતાં. એટલે ફરી ધક્કો થયો. ખુદ ખેરસાહેબ પાસે ફૉર્મ ભરાવું તો ત્રીજો ધક્કો થાય એટલે મેં જ જરૂરી વિગતો ભરી ફૉર્મ ભરી દીધું. એમ કરતાં વણકરી મદદની મજેલી રકમ એમણે ખેરવાડી એસોશિયેનમાં જમા કરાવવા કહ્યું. મેં તેમ કર્યું. મને કહ્યું કે મને ફૉર્મ લાવી આપ્યું હોત તો હું જાતે ભરી આપત.

બે–ત્રણ વાર એમ મેં જ ધક્કો ટાળવા વણકરી–મદદનું ફૉર્મ ભરી દીધું. તે પછી શાંતાકુઝના ભંડારે સૂતર વણવા આપવાનો પ્રસંગ આવ્યો. પોતાના ચોપડે ખેરસાહેબનું નામ રહે તે માટે ભંડારવાળા ભાઈએ ખેર-સાહેબ પાસે જ ફૉર્મ ભરાવવાનો આગ્રહ રાખ્યો. હું ફૉર્મ લઈને ખેર-સાહેબ પાસે પહોંચ્યો. ફૉર્મની પહેલી લીટી ખેરસાહેબે વાંચી : 'હું નીચે સહી કરનાર આપને વિદિત કરું છું કે મુંબઈ સરકારની સ્વાવલંબી ખાદી વિચારશ્રેણીમાં હું માનું છું અને એક વર્ષમાં સંપૂર્ણ ખાદીધારી થવાની આજથી પ્રતિજ્ઞા કરું છું!'

મને કહે, 'જ્યાં સુધી મુંબઈસર-કારની યોજનાની નકલ વાંચું નહીં ત્યાં સુધી આના પર સહી કરવાની મારી તૈયારી નથી. હું એક સોલીસીટર છું.' અને સહી ન કરી, વણકરીની મદદ મેળવવાનું છોડ્યું.

એમણે કાંતેલા સૂતરની છેલ્લી આંટીઓની ખાદી તો એમના અવસાન પછી વણાઈને આવી.

સૌથી પ્રથમ એમણે કાંતેલા સૂતરનો તાકો વણાઈને આવ્યો તે પછી એક દિવસ સાંજે તેમની સાથે મોટરમાં પાછા ફરતાં મેં સૂચના કરી કે એમાંથી નાના સિદ્ધાર્થ અને ઉમા માટે એકએક જોડ કપડાં કરાવવાં. એ બંને પણ સાથે જ હતાં. તે પર ખેરસાહેબે નાનકડું ભાષણ આપ્યું. તેનો સાર એવો હતો કે શ્રીમતી ખેરને પણ તેઓએ કદી ખાદી માટે આગ્રહ કર્યો ન હતો. સિદ્ધા-ર્થની તો ચામડી નાજુક છે એટલે એને તો ડૉક્ટરની સલાહથી રેશમી કપડાં પહેરાવવાં પડે છે. વળી છોકરાં-ઓને ખાદી પહેરાવવાનું કામ તેમનાં

મા-બાપનું છે.

કેટલીયે વાર મેં ખેરસાહેબને પોતાના પૌત્ર પૌત્રીઓ સાથે રમતા ને આનંદ કરતા જોયા છે. પણ એક રવિવારે એવું બન્યું કે એક નિરાશ્રિત ભાઈ ને એની ધીનક સંભળાવવા ખેરવાડી બોલાવ્યો હતો. તે ભાઈ પોતાના કાગળો લઈ ને આવ્યા હતા. પણ તેમની દાઢી જોઈને તે દિવસે ખેરસાહેબની સાથે આવેલો નાનો સિદ્ધાર્થ ડરેલો માર્યો રડતો હતો. આ પરથી પેલા ભાઈ પોતાની હકીકત જણાવ્યા સિવાય ચાલ્યા જતા હતા. ખેરસાહેબે તેઓને પાછા બોલાવ્યા અને સિદ્ધાર્થને એક બાજુએ મોકલીને પેલા ભાઈ ના બધા કાગળો જોયા અને પછી તેમને Legal Aid Society ની મદદ મેળવવાની સૂચના કરી.

ખેરવાડીમાં એક જૈન મુનિ શ્રી મહાવીરના જીવન પર પ્રવચન કરવા આવ્યા હતા. તેઓને ખ્યાતિને લઈ ને મુંબઈ થી પણ કેટલાક જૈન ભાઈ બહેનો આવ્યાં હતા. મુનિશ્રીએ પોતાનું ભાષણ પુરું કર્યું તે પછી ખેરસાહેબને કંઈક બોલવા વિનંતિ કરી કે આ ભાઈ બહેનો આપને સાંભળવા આવ્યા છે. ખેરસાહેબે જવાબ આપ્યો કે આપના બોલ્યા પછી બોલવું ઠીક લાગતું નથી આમ છતાં જ્યારે મુનિશ્રીએ વધુ આગ્રહ કર્યો ત્યારે ખેરસાહેબ પાંચ દશ મિનિટ બોલ્યા તો ખરા પણ છેવટે કહ્યું કે આપના પછી બોલવાનું અને યોગ્ય લાગતું નથી. આટલું બોલતા તેઓ એટલા બધા ગળગળા થઈ ગયા કે તેમની આંખમાં આંસુ આવ્યા.

એ ત્રણ વર્ષ પર જમશેદી નવરોઝની રજાને દિવસે સવારે દશેક વાગ્યા પછી ખેરસાહેબને બારમાં એક અઠવાડિયામાં ગુન્હાના બનેલા ત્રણ પ્રસંગોની વાત કરી. સાંજના રસ્તા પર સમીસાંજે ખૂન થયું હતું; વહેલી સવારે લક્ષ્મીનગર હૉલના દૂધ કેન્દ્ર પરથી દૂધ લઈ ને પાછી ફરતી એક બહેનના ગળામાંથી કેટલાક બદમાસ સોનાની કંઠી ખેંચીને લઈ ગયા હતા; અને એક ડૉક્ટરના માણસને હિપનોટાઈઝ કરીને બારથી દૂર લઈ જઈ ને મધરાતે મુંબઈના રસ્તા પર છોડી દેવામાં આવ્યો. બધી વાત સાંભળ્યા પછી ખેરસાહેબે સૂચના કરી કે આ વિષે બારની રેસિડન્ટસ એસોસિએશન, કોંગ્રેસ કમિટિ વિગેરે સંસ્થાઓએ ભેગા થઈ ને જાહેરસભા બોલાવવી જોઈએ અને લોકમતની અસર સરકાર પર પાડવાનો પ્રયત્ન કરવો જેથી સરકારને કંઈક સક્રિય પગલા ભરવા પડે, અને ભવિષ્યમાં આવા પ્રસંગો ન બને. અખબારોમાં પણ ચર્ચાપત્ર લખીને સરકારનું ધ્યાન ખેંચી શકાય.

ખેરવાડીમાં એક ભાઈ રક્તપિત્તના રોગથી પીડાય છે એવા સમાચાર ત્યાંના દવાખાનાના ડૉક્ટરે આપ્યા તે પરથી ખેરસાહેબે એને ઘેર જઈ ને રક્તપિત્તના ખાસ દવાખાનામાં દાખલ થવાની

સૂચના કરી અને એને માટે જગ્યા મેળવવા ડૉ. ગિલ્ડર તેમજ મુબઈ સરકારના તે વખતના આરોગ્ય ખાતાના પ્રધાન શ્રી શાંતિલાલ શાહને ટેલિફોન કરીને બધી વ્યવસ્થા કરી. તે પછી ત્યા કામ કરનાર સાથીઓએ મ્યુનિસિપાલિટીમા ખબર આપીને પેલા ભાઈનુ ઘર જતુનાશક દવા ઓથી સાફ કરાવ્યુ. ખેરસાહેબની ઓળખાણ સિવાય તે ભાઈને દવા ખાનામા દાખલ થવાનુ શક્ય બનત નહિ ત્યાની સારવારથી પેલા ભાઈને થોડો ફાયદો પણ થતો લાગ્યો. એવુ એના સગાવહાલાઓ જણાવતા પણ એ ભાઈએ ત્યા પૂરતો સમય સાર વાર લીધી નહી, અને પાછા આવતા રહ્યા. તે પછી થોડે સમયે તેમનુ અવસાન થયુ.

તા. ૧૫મી ઓગસ્ટ ૧૯૫૬ ને રોજ મુબઈમા ભૂદાન કામને વેગ આપવા શ્રી નારાયણભાઈ દેસાઈની પદયાત્રા ભાયદરથી શરૂ થઈ. શાતા ક્રુઝનો કાર્યક્રમ પૂરો કરીને ખાર જતા પહેલા તેઓ ખેરવાડી ગયા ને પ્રવચન કર્યુ. ખેરવાડી જેવા ગરીબ લત્તામા વધુ સપત્તિદાન પત્રો ભરાવાની શક્યતા ન હતી એટલે ભૂદાન કાર્યકરો થોડા જ પત્રો લઈ ગયા હતા પણ ખેરસાહેબની હાજરીમા થયેલા નારાયણભાઈના પ્રવચનની એવી અસર થઈ કે બધા જ પત્રો ભરાઈ ગયા અને બીજા કેટલાકના નામો જુદા કાગળ પર લખી લેવા પડયા. ખાસ કરીને મહિને ૫૯ રૂપિયાની ભાડાની આવક મેળવતી એ ખ્રીસ્તી બ્હેને રૂપિયે બે પૈસા દાનમા આપ્યા. તેનો ઉલ્લેખ તો શ્રી નારાયણભાઈએ પોતાના ત્યાર પછીના ભાષણોમા તેમ જ 'ભૂમિપુત્ર'મા છપાયેલ 'મુબઈનો પત્ર'મા કર્યો. આની પાછળ ખેરસાહેબે એ વિભાગમા વર્ષો સુધી કરેલુ તપ બોલતુ હતુ. ખુદ ખેરસાહેબે પણ પોતાની આવકનો છઠ્ઠો હિસ્સો સપત્તિદાનમા આપવાનુ જાહેર કર્યુ.

ભાષાકીય ધોરણે પ્રાતોની પુન ર્રચનાના સવાલમાથી જે પરિસ્થિતિ મુબઈમા પેદા થઈ તેથી તેઓને ઘણુ દુ:ખ થતુ. આવા વિવાદાસ્પદ સવાલ પર એમનુ મતવ્ય જાણવાનો મે કદી પણ પ્રયત્ન કર્યો નથી. આમ છતા બેવાર તો મારા જેવા સાધારણ કાર્ય કર્તા આગળ તેઓ બોલી ગયા "ભાઈ અમારા જ માણસો અમારૂ કહેલુ સાભળતા નથી. આમા શુ થઈ શકે તે સમજાતુ નથી." તે પછી છેવટે લોક સભાએ દ્વિભાષી મુબઈનો નિર્ણય કર્યો અને અમદાવાદમા પણ જે તોફાનો થયા અને ત્યારે તેઓએ છાપામા એવો અહેવાલ વાચ્યો કે મહાત્માજીના આશ્રમને પણ નુકશાન કરવામા આવ્યુ ત્યારે તેઓએ કહ્યુ કે ગુજરાતમા પણ મહારાષ્ટ્રના જેવુ જ થયુ.

ગયે વર્ષે જાન્યુઆરીની ૨૦મી તારીખે જ્યારે વડા પ્રધાન પ. જવાહરલાલજી મુબઈ આવ્યા ત્યારે તે

# હજરત અલીનાં વચન-મૌક્તિકો — અનુ. કાન્તિલાલ શાહ

## ભિક્ષાદાન અને લોભીપણું

☆

લોભીનું ધન કાં તો એના વારસદારોને જાય છે અથવા હવામાં ઊડી જાય છે.

☆

લોભી કરતાં બીજો કોઈ માણસ એકલો નથી

☆

લોભી માણસ પોતાના માણસોનો માત્ર ખજાનચી છે.

☆

લોભીપણું, ચીકણાપણું મિત્રતાનો નાશ કરે છે.

☆

હાથમાં રહેલા ધનનો પણ લોભ કરવો તે ઇશ્વરમાં અવિશ્વાસ કરવા જેવું છે.

☆

પૈસા એના ધારણ કરનારને ત્યારે જ ફાયદો કરે છે, જ્યારે એ એનાથી જુદો પડે છે

☆

ઉદારતા બીજી અપૂર્ણતાને ઢાંકી રાખે છે.

☆

ઉત્તમ માણસ તે છે જે બીજાને ખપમાં આવે.

☆

ઉત્તમ માણસ તે જે બીજાને લાભ પહોંચાડે.

☆

ખાલી ખિસ્સે દાન થઈ શકે નહીં.

☆

ઉદાઉપણું દાનને ધક્કો પહોંચાડે છે.

☆

ભિક્ષાદાનનો દુર્ગ તમારી મિલ્કતનું રક્ષણ કરો.

☆

ના પાડવા પછી આપવું તે આપવાની હા પાડીને ન આપવા કરતાં વધારે સારું છે.

☆

જ્યારે કોઈ માણસ તારી પાસે આશાભર્યો આવે ત્યારે તેને નિરાશ ન કરતો.

☆

દાનથી કીર્તિ મળે છે

☆

દાનથી યશ મળે છે.

☆

આવા દાનથી બધું દુઃખ દૂર થાય છે.

☆

દાનવીર પાસેનું થોડું ધન લોભીના ખજાના કરતાં વધારે પસંદ કરવા જેવું છે.

☆

દાન કરો પણ ભયથી નહીં તેમ આશાથી પણ નહીં.

☆

# ઈબ્ને સાબાત — મૌલાના આઝાદ

અનુ 'અન્જુમ' વાનોડી

હમણા જ વિદેહ થયેલા પ્રખર દેશભક્ત અને પ્રકાંડ વિદ્વાન મૌલાના અબુલ કલામ આઝાદની તેજસ્વી કલમે લખાયેલો આ પરિચય લેખ પ્રેરક નીવડશે એવી શ્રદ્ધા છે વાલ્મીકિ પણ એક કાળે લૂટારાજ હતા ને? ઈબ્ને સાબાતનો કિસ્સો તેમની સાથે સરખાવવા સરખો છે ગાંધીજીના હૃદયપલટાની વાતમાં યે કેટલું તથ્ય રહેલું છે તે પ્રશ્ન અહીં વિચારીએ. મૂળ ઉર્દૂ પરથી આ પરિચય લેખ ઉતારાયો છે સ

બગદાદમા જેવી રીતે હજરત શેખ જુનૈદે બગદાદીનું નામ એમની તપસ્યા અને દરવેશી માટે પ્રખ્યાત છે તેવીજ રીતે ચોરી અને લૂંટફાટ માટે ઇબ્ને સાબાતનું નામ જાણીતું છે

દશ વર્ષથી ઇબ્ને સાબાત મદાયનની જેલમા પુરાયા હતા હવે તે કોને તેના ભયકર જુમનાઓનો ડર રહ્યો ન હતો તો પણ તેની ચાલાકી અને નીડરતાની કથાઓ તો ભૂલ્યા નહોતા

ઇબ્ને સાબાતના પૂર્વજીવન વિશે કોઈને ખાસ વિશેષ માહિતી નથી હા સૌ પ્રથમ નજરમા ચોરી કરતા પકડાયો ત્યારે પોલીસ તપાસમા માલુમ પડ્યુ કે તે બગદાદનો રહીશ નથી તેના મા-બાપ તુમથી એક કાફલા સાથે આવી રહ્યા હતા ત્યા માર્ગમા બને ટૂંક માંદગી ભોગવી મૃત્યુ પામ્યા આમ અચાનક અનાથ બની ગયેલા ઈબ્ને સાબાત પર દયા લાવી કાફલાના સરદારે તેને બગદાદ પહોંચાડી દીધો એની ગિરફ્તારીના બે વર્ષ અગાઉની એ વાત છે એ બે વર્ષ એણે ક્યા અને કઇ રીતે ગાળ્યા ત કોઇ નથી જાણતુ એ ગિરફતારી વેળાએ એની ઉમર કેવળ પદર વર્ષની હતી એ ચોરી અગે એને ફટકા મારની શિક્ષા કરી છોડી દેવામા આવ્યો

પણ એ સજાની એના ઉપર ઊલટી જ અસર થઈ અત્યાર લગી તો એ એક ગભરુ બાળક જ હતો પણ હવે એક નિર્ભય ગુનાખોર બની ગયો

ઈબ્ને સાબાત હવે નાની ચોરીઓ નહોતા કરતા પહેલી વાર તો ભૂખથી લાચાર થઇને એક નાનકડાની દુકાનમા એ ભરાયો હતો પણ હવે ભૂખથી લાચાર થઇને નહિ પરતુ ચોરીને પોતાનો શોખ બનાવી લઇને એ ચોરી કરવા લાગ્યા નાન અને પાઉ રોટીને બદલે હવે એની દૃષ્ટિ સાહુકારોની થેલીઓ અને સોદાગરોની ગોદામો

ઉપર પડવા લાગી. ઇબ્ને સાબાતમાં વિજેતાનો જુસ્સો, સેનાપતિનો નિરધાર, સૈનિકની મર્દાનગી અને બુદ્ધિજીવીની ચતુરાઈ હતી. પણ એના એ ગુણોની દુનિયાને કશી દરકાર નહોતી. એટલે આખરે પોતાના એ બધા ગુણોને એણે ચોરીના ધંધામાં કામે લગાડ્યા!

થોડા જ સમયમાં ચારેકોર ઇબ્ને સાબાતના નામની હાક વાગવા લાગી. હકૂમતે એના તરફ ખાસ ધ્યાન દેવા માંડ્યું. અને એક દિવસ એને ગિરફ્તાર કરી લેવામાં આવ્યો. અદાલતના નિર્ણય મુજબ પહોંચામાંથી એનો એક હાથ કાપી નાખવામાં આવ્યો.

પણ પોતાનો એક હાથ કપાયો તેથી ઇબ્ને સાબાત નિરાશ થયો નહિ. તેના ઇરાદા ઊલટા વધુ મજબૂત થયા. ઈરાકના બધા નામીચા ચોર ડાકુઓને પોતાના પક્ષમાં લઈ એણે એક મજબૂત ટોળકી ઊભી કરી, અને લશ્કરી સાધન સામગ્રી સાથે લૂંટફાટ શરૂ કરી દીધી. થોડા જ સમયમાં એણે આખા ઈરાકમાં હાહાકાર મચાવી દીધો.

પણ ફરી એકવાર એ પકડાઈ ગયો. એક જગ્યાએ ધાડ પાડીને એના બધા સાથીદારો પોતાને ઠરને પડી ગયા હતા ઇબ્ને સાબાત પણ ત્યાંથી ભાગવાની તૈયારી કરી રહ્યો હતો ત્યાં તો એક પોલીસ ટુકડીએ ત્યાં પહોંચી જઈ એને ગિરફ્તાર કરી લીધો.

આ વખતે એક ધાડપાડુ-સરીકે ગયો હતો, જેની સજા હતી-મોત' પણ આ વખતે એણે અદાલતને વિનંતી કરી કે જો, એને મોતની સજા ફરમાવવામાં નહિ આવે, તો પોતાના બધા સાથીદારોને પકડાવી દેવા એ તૈયાર છે. અદાલતે એની એ વાત માન્ય રાખી. પોતાના બધા સાથીદારોને એણે પકડાવી દીધા. તેમને મોતની સજા કરી દેવામાં આવી. આમ ઇબ્ને સાબાતે પોતાનો પ્રાણ તો બચાવ્યો, પણ આખી જિંદગી માટે એને જેલમાં પૂરી દેવામાં આવ્યો.

ઉનાળાની ઋતુ હતી. અર્ધી રાત વીતી ગઈ હતી. કાળી ચાદર ઓઢીને એક માણસ ખૂબ જ સાવચેતી અને શાંતિપૂર્વક જઈ રહ્યો હતો. એક ગલી વટાવીને તે બીજી ગલીમાં વળ્યો. ત્યાં એક ઘરની ઓસરીમાં ઊભા રહી તેણે લાંબો શ્વાસ લીધો. પછી આકાશ પ્રતિ જોઈ રહી મનોમન બબડવા લાગ્યો. "રાત્રિના ત્રણ પહોર વીતી ચૂક્યા છે. પણ આ કેવું દુર્ભાગ્ય છે કે, જ્યાં જાઉં છું ત્યાં નિષ્ફળતાનું જ મોં જોવું પડે છે."

એ ઇબ્ને સાબાત હતો. દશ વર્ષ જેલમાં ગાળીને, કોઈક પ્રકારે ત્યાંથી ભાગી છૂટવામાં આજે એ સફળ થયો હતો. અને પોતાનો અસલ ધંધો શરૂ કરી રહ્યો હતો. પોતાના નવા અપરાધી જીવનની એ પહેલી રાત હતી. એટલે જ તો નકામો સમય વગદી રહ્યો હોવાથી એનું દિલ વ્યાકુળ થઈ રહ્યું હતું.

જમીન સાથે કાન લગાવીને એણે

કાઇક અવાજ સાંભળવાનો પ્રયત્ન કર્યો કાંઇ અવાજ સંભળાયો નહિ એટલે શાંતિનો શ્વાસ લઇ એણે આગળ વધવા માંડ્યું થોડે દૂર જતાં એક લાંબી, મોટી દીવાલ ઉપર એની નજર પડી શહેરના આ વિભાગમાં પડેલા ધનવાનોના બગીચા અને સોદાગરોની ગોદામો હતી એ એમાંથી ગમે તે એક હશે એમ વિચારી એ જરા આગળ વધ્યો અને એક મોટા દરવાજા સામે આવી ઊભો હાથ લાગતાં જ દરવાજો ઊઘડી ગયો અને ઝટ દઇને ઇબ્ને સાબાત કમ્પાઉન્ડમાં દાખલ થઇ ગયો કમ્પાઉન્ડમાં ચારે તરફ નાનીનાની ઓરડીઓ હતી અને તેમની વચ્ચોવચ્ચ એક મોટી ઇમારત ઊભી હતી ઇબ્ને સાબાત એ ઇમારત તરફ આગળ વધ્યો એનાં બારણાં અંદરથી બંધ કરેલાં નહોતાં જરા ધક્કો લાગતાં જ ઊઘડી ગયાં ઇબ્ને સાબાત અંદર દાખલ થઇ ગયો ઓરડો ઘણો મોટો હતો પણ તેમાં શણગારની અગર તો કોઇ બીજી કિંમતી ચીજનું નામ નિશાન પણ નહોતું એક તરફ ખજૂરના પાંદડાની સાદડી પથરાયેલી હતી અને તેની ઉપર ચામડાનો એક તકિયો પડ્યો હતો એક ખૂણામાં ગરમ કાપડના કેટલાક થાન હતા અને તેમની નજીકમાં જ ચામડાની કેટલીક ટોપીઓ અસ્તવ્યસ્ત પડી હતી

દશ વર્ષ પછી આજે ઇબ્ને સાબાતને ચોરી કરવાની તક મળી હતી પણ જ્યારે એણે જોયું કે આ ઇમારતમાં ચોરવા જેવી કોઇ ખાસ વસ્તુ નથી ત્યારે એના દિલમાં આ ઇમારતના માલિક માટે ખૂબ ખીજ ચડી આવી હા ગરમ કાપડના થાન ત્યાં હતા ખરા અને તેમની કિંમત પણ કાંઇ નજીવી નહોતી, પરંતુ એ એકનો હતા અને વળી એને હાથ પણ એક જ હતો

રાત વીતી રહી હતી કોઇ બીજી જગ્યાએ ખાતર પાડવા જવાનો હવે સમય પણ નહોતો એક થાન ખોલીને એણે નીચે પાથર્યું અને પોતે ઊંચકી શકે તેટલા બીજા થાન તેમાં ગોઠવ્યા પછી એણે તેનું પોટલું બાંધવા માંડ્યું કાપડ જાડું હતું તેને આમળીને ગાંઠ લગાવવાનું એમ પણ મુશ્કેલ હતું અને વળી ઇબ્ને સાબાત પાસે તો એક જ હાથ હતો ગાંઠ લગાવવા એણે ખૂબ મહેનત કરી દાંતને પણ ઉપયોગમાં લીધા ઠૂંઠા હાથે છેડો દબાવી રાખ્યો પણ કેમે કરીને ગાંઠ દેવાતી નહોતી તે ખૂબ જ થાકી ગયો

અચાનક ઇબ્ને સાબાત ચોંકી ઊઠ્યો એના સચેત કર્ણપટે કોઇના પગલાનો અવાજ અથડાયો ગભરાઇને એ એકદમ ઊભો થઇ ગયો એટલામાં તો બારણું ઊઘડ્યું, અને હાથમાં દીવો લઇને ઊભેલો એક માણસ એની નજરે પડ્યો તેણે કાળા રંગનો ઝભ્ભો પહેર્યો હતો માથે ઊંચી દીવાલની એક ગોળ ટોપી મૂકી હતી શરીરે તે ખૂબ દુબળો હતો અને કેડમાંથી વાંકો વળી

ગયો હતો. પરંતુ તેના ચહેરા ઉપર તેની એ શારીરિક નિર્બળતાની જરાય અસર જણાતી નહોતી. હાડકાંના એ માળખા ઉપર એક ઓજસ્વી અને પ્રભાવશાળી સુંદર ચહેરો ગોઠવી દેવામાં આવ્યો હોય, તેમ લાગતું હતું !

પોતાના હાથમાંનો દીવો જરા ઊંચો કરી તે માણસ થોડીવાર સુધી ઇબ્ને સાબાતને નિહાળતો રહ્યો. પછી, જરા પણ ભય કે ગભરાટ વિના તેણે આગળ વધી એક તરફ દીવો મૂકી દીધો.અને ઇબ્ને સાબાતને કહેવા લાગ્યો; "મારા મિત્ર, તમારા પર અલ્લાહની કૃપા હજો ! તમે જે કામ કરવા ઇચ્છો છો, તે પ્રકાશ વિના તેમ જ એકાદ સાથીની મદદ વિના થઈ શકે એમ નથી માટે, ચાલો પ્રકાશ માટે આ દીવો અને મદદ માટે હું હાજર છું. હવે આપણે બંને શાંતિપૂર્વક કામ કરી શકીશું." અને થોડીવાર મૌન રહી તેણે પાછું કહેવા માંડ્યું, 'તમે ખૂબ જ થાકી ગયા છો એમ હું સ્પષ્ટ જોઈ રહ્યો છું. તમારું કપાળ પરસેવાથી તર છે. આ બંધ ઓરડો, અને ઉપરથી આટલો સખ્ત તાપ ! અફસોસ, પોતાની આજીવિકા માટે માણસને કેટકેટલી મુસીબતો વેઠવી પડે છે ! તમે જરા આરામ કરી લો તેટલી વારમાં હું તમારું કામ કરી નાખું છું." એટલું બોલી તેણે ઇબ્ને સાબાતને બેસવા માટે ઇશારો કર્યો રૂમાલથી એના કપાળ પરનો પરસેવો લૂછ્યો અને પછી ખભે હાથ મૂકી એને સાદડી ઉપર બેસાડી દીધો.

એ બધું એટલું ઝડપી અને સહજ રીતે થઈ ગયું કે, ઇબ્ને સાબાતનું મગજ એ વિશે વિચાર પણ કરી શક્યું નહિ. હવે પેલા અજ્ઞાત માણસે પોતાનું કામ શરૂ કર્યું. પહેલાં તેણે ઇબ્ને સાબાતે વીંટાળેલું ખોલી નાખ્યું. બે થાન ખોલીને પાથરી દીધાં અને તેમાં બીજાં થાન મૂકી એક મોટું અને એક નાનું એમ બે પોટલાં તેણે બાંધી દીધાં. થોડા વિચાર પછી તેણે પાછું એક પોટલું ખોલ્યું, પોતાનો ઝભ્ભો કાઢ્યો અને એ ઝભ્ભો પણ તેમાં મૂકીને પાછું પોટલું બાંધી દીધું. પછી ઇબ્ને સાબાત પાસે આવીને કહેવા લાગ્યો: "દોસ્ત, તમારા આ મુરઝાયેલા ચહેરા ઉપરથી લાગે છે કે, તમે ભૂખ્યા પણ છો. અહીંથી જતા પહેલાં તમે થોડું દૂધ પી લો તો સારું."

અને ઇબ્ને સાબાત કાંઈ જવાબ આપે તે પહેલાં જ તે બહાર નીકળી ગયો.

હવે ઓરડામાં ઇબ્ને સાબાત એકલો જ રહી ગયો. એ અજ્ઞાત માણસનું વ્યક્તિત્વ અને વર્તન એવું વિચિત્ર હતું કે તેની હાજરીમાં ઇબ્ને સાબાત કશું વિચારી જ શકતો ન હતો. પણ હવે એકલો પડતાં એનું મગજ તેના વિષે વિચારવા લાગ્યું. પોતાની ધંધાકીય દૃષ્ટિએ જ એ આખી ઘટના ઉપર એ વિચાર કરવા લાગ્યો એને થયું : એ માણસ પણ માગ જેવો જ

-ધારામા બેઠા તમે હેરાન થઇ રહ્યા હતા તમે મારા મહેમાન હતા મને અફસોસ છે કે, હુ તમારી બરાબર સેવા કરી શક્યો નહિ મારુ ઘર તમે જોયુ જ છે હવે જ્યારે પણ તમને કઇ જરૂર પડે ત્યારે વિના સંકોચે તમે ત્યા આવી શકો છો અલ્લાહ તમારુ કલ્યાણ કરે।" એટલુ બોલી ઇબ્ને સાબાત સાથે હસ્તધૂનન કરી તે ત્યાથી ચાલ્યા ગયા

તે ચાલ્યો ગયા પણ ઇબ્ને સાબાતને નવી જ દુનિયાના દર્શન કરાવતો ગયો

સાંજ પડી પણ ઇબ્ને સાબાત તો જાણે પેલા પથ્થર સાથે જ જડાઇ ગયો હતો રાતવાળા બન્ને પોટલા તની સામે જ પડ્યા હતા ને તેમની ઉપર એની દૃષ્ટિ એવી ચોંટી ગઇ હતી જાણે પોતાના સાથીદા ને તેમા શોધી રહ્યો ન હોય! આમ ને આમ ચાર કલાક વીતી ગયા છતા દેહ તેમ જ જિંદગીની કોઇ પણ જરૂરિયાતે ઇબ્ને સાબાતને વ્યાકુળ કર્યો નહિ જેને કારણે એનો એક હાથ કપાયો હતો તે ભૂખનો પણ હવે તેને અનુભવ થતો નહોતો જેને કાળે એ પ્રકાશને એ દુનિયાની સૌથી ખરાબ વસ્તુ સમજતો હતા તે ભય પણ હવે ન અનુભવતો નહોતો એની બધી બુદ્ધિ-શક્તિ હવે એક જ બિંદુમા કેન્દ્રિત થઇ ગઇ હતી અને તે બિંદુ હતુ રાતવાળા અજ્ઞાત માણસનો ઓજસ્વ તો અને પ્રભાવશાળી ચહેરો એ ચહેરો

તો હવે અદૃશ્ય થઇ ગયો હતો, પણ એને એક એવી દુનિયાના દર્શન કરાવતો ગયો હતો જે અત્યાર લગી તેની દૃષ્ટિ-મર્યાદાથી ખૂબ ખૂબ દૂર હતી એની આંખો ઉપર પડેલો પડદો ખસી ગયો હતો આકાશના સૂર્ય જેવો જ પ્રેમનો પણ એક સૂર્ય છે, અને જ્યારે પ્રેમનો એ સૂર્ય ઉદય પામે છે ત્યારે આત્મા અને હૈયામા વસેલો બધોયે અંધકાર નાશ પામે છે એ સૂર્યનુ એક કિરણ ઇબ્ને સાબાતના દિલ ઉપર પણ પડ્યુ અને અંધકારમાથી નીકળીને એ પ્રકાશમા આવી ગયો

સૂર્ય ડૂબી રહ્યો હતો પૃથ્વી ઉપર અંધકારના ઓળા ઊતરી રહ્યા હતા બગદાદના મિનારાઓ પરથી અઝાન (બાંગ) નો સાદ બુલંદ થઇ રહ્યો હતો ઇબ્ને સાબાત પોતાની જગ્યાએથી ઊઠયા પોતાની મેલી ચાદર ઓઢી અને બહાર નીકળી પડ્યો હવે તેના દિલમા ભય નહોતો—ભયનુ સ્થાન કોઇક બીજી વસ્તુએ લઇ લીધુ હતુ

ઇબ્ને સાબાત સીધો ગઇ રાતવાળી જગ્યાએ પહોંચી ગયો પેલ મકાન શોધી કાઢવામા તેને કાંઇ મુશ્કેલી પડી નહિ એ મકાનની પાસે જ એક કઠિયારાનુ ઝૂંપડુ હતુ ઇબ્ને સાબાત તે કઠિયારા પાસે ગયો પૂછ્યુ "ભાઇ આ બાજુવાળા મોટા મકાનમા ક્યો સોદાગર રહે છે?"

સોદાગર!" કઠિયારાએ નવાઇ પામી કહ્યુ તમે કોઇક પરદેશી લાગો

વાન્છનો ધીમો સુધારો છે''

આ ચર્ચા વધારે આગળ ચાલે ત્યાં તો રજનીના બા દિવાનખાનામાં આવી ચડી કહેવા લાગ્યા 'અલ્યા'વ, કોનો વારસો વહેંચવા બેઠા છો તે આટલી કાગારોળ માંડી છે? ભૂખ્યે પેટે આ ગડારાડ શી? કે ભૂખ્યા છો એટલે જ રાડારાડ કરો છો? ઠીક ઠીક, નાસ્તો મોકલાવું છું પણ જરા સીધું કહેતા હો તો? જરા ટાઢા પડો ટાઢા! આ તો માંડી ચૂંટણી આવી'તી ત્યારે ધમાલ થતી એના જેવું તમે કરો છો''

રજની અને મદન એકાએક ટાઢા પડી ગયા એકબીજાની સામે જોઈને હસી પડ્યા ના, અમે તો ખાલી વાત કરતા'તા કાંઈ ઝગડો નથી કરતા'

અલ્યા'વ તે વાત કરતા આટલી રાડ નાખો છો તો ઝઘડો કરો ત્યારે તો તમે શું ય કરતા હશો! વારસા વહેંચણી વખતે ભાઈભાઈ હાથોહાથ આવે છે એવું કરતા હશો!'

રજની અને મદન જવાબમાં માત્ર ખડખડાટ હસી પડ્યા ત્યાં તો સન્મુખ ભાઈ બહારથી આવી પહોંચ્યા ને રજનીના પિતા થાય

કેમ શું ચાલે છે?'

'અરે કંઈક વહેંચણીનો ઝઘડા ચાલતો લાગે છે-તેમાં વળી ભૂખ્યા છે એટલે ઊંચા થયા લાગે છે!' રજનીના બાએ હસતા કહ્યું.

'બા, એક રીતે તું સાચું જ છે, અમે માન વારસાગત વિચારના જ પ્રતિનિધિ છીએ અને એની વહેંચણી ની જ વઢવાડ બીજા પેરે અમેય માંડી હતી અમારામાં અમારું પોતાનું કંઈ હોત તો શ્રદ્ધાથી મૂગામૂગા આચરણમાં મૂકયું હોત.' કંઈક દુઃખી સાદે મદને એકરાર કર્યો

તે આમને કંઈક નાસ્તો દઈને ટાઢા પાડને! ભગવાન બુદ્ધે પણ ભૂખ્યા માણસને પ્રથમ રોટલો અને પછી ઉપદેશ આપવા પોતાના શિષ્યને નહોતું કહ્યું?'

રજનીના પિતાએ મરક મરક હસતા હસતા કહ્યું અને રજનીના બા પાછા વળ્યા એમ કહેતા કે, 'અલ્યા'વ જોજો પાછા ઉતાવળા થતા!'

'એ તો સૂરજ તપતો હતા બુદ્ધિનો સૂરજ તપતો હતો ત્યાં સુધી ઝઝા ઝૂઝ્યા, આ તમે ને સન્મુખભાઈ આવ્યા, લાગણીનો ચાંદો ઊગ્યો અને ઝઝાનું જીવન સમાપ્ત થયું'

મદને સ્મિત કરતા કહ્યું

અને ખરેખર, દિવાનખાનામાં ઘડી પહેલા જે ઝઝા વરતાતા હતા તેને બન્ને વાતાવરણમાં વડીલનો સાદ ની શા છાયડા ને શીતળતા આપી ગયા હતા

*

કોણે કહ્યું કે આભમાં પોકાર છે અનિલ?
એ તો વહી રહેલ મારી જિંદગીનું ગીત!

# અનંત તરફ

## ગુરુદયાળ મલ્લિક

બપોરનો સમય હતો

એક નવયુવાન પોતાના વૃદ્ધ પિતાના મૃતદેહની રાખની એક પોટલી, ફૂલોથી શણગારીને, પોતાના શોકને સંયમમાં રાખીને, અત્યંત શાંતિથી, સમુદ્ર કિનારાથી થોડે દૂર ધીમે પગલે જતો હતો

પછી તે અચાનક અટકી ગયો અને રાખની પોટલીને શ્રદ્ધાપૂર્વક પ્રણામ કરીને, એણે પોટલી જળદેવતાને સમર્પણ કરી દીધી

જ્યારે એ કિનારા તરફથી પાછો ફર્યો ત્યારે એનું મુખ અનંતના આલોકથી ઉજ્જ્વળ હતું એની આંખોમાં ગગનની ગંભીરતા અને ગહનતા હતી એમાંથી અલૌકિક આનંદની ધારા વહી રહી હતી એના મૌનમાં એક અજબ મિઠાશ હતી

અને એ બધું કેમ ન હોય ?

આખર, એ અનંતની યાત્રા કરી આવ્યો હતો

પરંતુ શું એવી યાત્રા કેવળ મૃતદેહની રાખની પોટલી સાથે લઈ જઈને જ—જેમકે એ એક વ્યક્તિનું સર્વસ્વ હોય—થઈ શકે છે ?

શું અનંતની ઝાંખી માત્ર મૃત્યુના દ્વારમાંથી જ થઈ શકે છે ?

પરંતુ એ મૃત્યુ શરીરનું જ છે શું ?

નહીં, એ ખુદી અહમની ભસ્મ પણ છે

તો શું, જેણે પોતાની ખુદી ખોઈ, તે જ માત્ર ખુદાને જોઈ શકે છે ?

ખુદા કોણ, શું છે ?

આનંદ ! અસીમ !

તો શું 'સ્વ'ની સીમામાંથી નીકળીને જ અસીમની એક ઝાંખી નજરે પડે છે ?

કોણ જાણે ?

મૌન રહેવામાં જ ભલાઈ છે

અને મૌન—શરીર, મન અને હૃદયનું મૌનમાં જ અનંતને સમજી શકાય છે અને એનો સ્વાદ પણ લઈ શકાય છે

તો અનંતનો જય હો !

## ચાચાજીની વાતો — વિમળા પટેલ

શાંત પળો વહી રહી હતી. સૌ મૂગાં મૂગાં બેઠાં હતાં. સામે હતા ચાચાજી. એવી ભવ્ય ક્ષણે ધીર-ગંભીર રણકાર આવ્યો:

'હાજી, બોલો. જરૂર બોલો !'

અમારામાંથી એકે વાતનો આરંભ કર્યો એનો ચાચાજીએ પ્રત્યુતર વાળ્યો.

પ્રશ્ન : 'આપ જ્યારે ક્યાંક બોલવાના હો ત્યારે પ્રથમ મનમાં કશું ગોઠવી રાખો છો? તૈયારી કરી રાખો છો?'

ચાચાજી: ના કદિ નહીં. જે ક્ષણે બોલવાનો પ્રસંગ આવે ત્યારે અંદરથી જ આદેશ થાય. કાન પર એક, બે, ત્રણ શબ્દોના પ્રથમ ગુન્ ગુન્ ગુન્ એમ ગુંજન થાય. બસ એટલાંથી જ બોલવાનું શરૂ થાય. પાંચ મિનિટ, દશ મિનિટ, પંદર મિનિટ—જ્યાં સુધી બોલાવે ત્યાં સુધી બોલવું, પછી બંધ.

પ્રશ્ન: આપને પ્રથમથી જ આવો અનુભવ છે કે પછી શરૂઆતમાં જુદો અનુભવ થતો?

ચાચાજી: મને એક પ્રસંગ યાદ છે. એક જાહેર સભામાં બોલવાનું થયું. સામે વિરાટ મેદની. એક પછી એક વક્તા આવીને બોલી ગયા. પછી મારો વારો આવ્યો. નામ બોલાયું: 'ગુરુદયાલ મલ્લિક !' મનમાં થડકારો થયો. શું બોલવું ? કંઈ યાદ આવે નહીં. ફરી નામ બોલાયું: 'ગુરુદયાલ મલ્લિક !'

મંચ પર જવું પડ્યું. એક મિનિટ બે મિનિટ, પાંચ મિનિટ......મોઢામાંથી એક શબ્દ નીકળે નહીં !

'કેમ કંઈ તબિયત ખરાબ છે? બોલતા કેમ નથી ?' પ્રમુખનો અવાજ આવ્યો.

ન તો તેનો જવાબ અપાયો, ન તો બોલાયું. મૂઢ બની ઊભો જ રહ્યો. સામે માનવ સમુદાય વીખેરાતો ગયો. સૌમાં સંચાર દેખાયો.

'શી વાત છે? બોલવાનું કેમ શરૂ કરતા નથી ?' ફરી અવાજ આવ્યો.

મારી આંખમાંથી દડદડ આંસુ નીકળી પડ્યાં. એક શબ્દ નીકળ્યો નહીં. કોણ જાણે શું થયું તે મોઢામાંથી માત્ર એક લીટી જ સરી પડી: **જિસમેં રીઝે મેરા રામ વહી મુઝે કબૂલ**

બસ. આંખોમાંથી આંસુઓની ધારા વહી રહી. એક લીટી સરી પડી અને ફરી વાણી મૌન. કંઈ સમજાયું નહીં કે શું થાય છે. સામેની લોકોની આંખો પણ ભીની થઈ ગઈ. પાછા ફરતાં લોકો પણ થંભી ગયા, જાણે કંઈક આદેશ ન દેતા હોય તેમ, તેમની આંખોમાં પણ આંસુ હતાં.

આ પ્રસંગ ખૂબ યાદ રહી ગયો છે. ત્યાર પછી કદિ એવું બન્યું નથી. ઊલટું, જે ક્ષણે બોલવાનું હોય તે જ ક્ષણે મેં આગળ કહ્યું તેમ પ્રથમ શબ્દનું ગુંજન થાય પછી વાણીપ્રવાહ શરૂ થાય. તરે તો એવું થાય છે કે બોલવાનું

આમ નખ્ખુ પદર દિવસ પહેના મગે તારે આગળથી વિચાર ન કરુ વિચાર આવે તોય પાછા વાળુ ક્ષણુ આવી પહોચે અને ઓનારે ત જ બોલુ એ પહેલા કશો વિચાર લાવવો એમા વ્યાદારી નથી એમ મને લાગ છે

આમ જ છે નેખન પ્રવૃત્તિનુ કોઇ પણ લેખ કોઇ પણ કાવ્ય અથવા વાર્તા લખુ તે સૌમા પ્રથમ અદર એકદમ શાતિ અને પછી ગજબનો આનદ રેનાર પછી વિચારધારા શરૂ થાય પછી કલમ ઊપડે

હુ આ જાતની શક્તિ શુ બધા મા હોય છે !

ચાચાજી હા સૌમા હોય છે ભગવાનનો આદેશ જ એવો હોય છે કે કોઇને ને કોઇને નિમિત્ત બનાવી ત કામ કરાવતો હોય છે એટને સુધી કે આપણે જેની નિદા કરીએ ટીકા કરીએ તેવાની મારફત પણ તે સારા કામો કરાવતો હોય છે

મને એક પ્રસગ યાદ આવે છે

એક બહેન હતી બધા એની નિદા કરતા એને દૂર રાખતા એટને સુધી કે એનો પતિ એનાથી અલગ રહેતા મારે કાનેવાન આવી. મને તો અદરથી એક આદેશ સત્યની ખોજ કરવાનો. મને લાગ્યુ બહેનમા એવુ શુ ખરાબ તત્ત્વ છે કે જેની લોકો નિદા કરે છે !

એ બહેનનુ ઘર રસ્તામા જ આવતુ ત્યા થઇને મારે રોજ આવજા કરવી પડતી જતા આવતા હુ એ બહેનને નમસ્કાર કરતો એ ઝીનતી ખરી બે એક મહિના એમ ચાલ્યુ એક દિવસ એ બહેને મને પૂછ્યુ 'ભાઇ બધા મારી નિદા કરે છે ત્યારે તમે મને બોલાવો છો !'

બહેન એ જ જોવા માગુ છુ કે બીજા શા માટે નિદા કરે છે !' મે હસીને કહ્યુ

બહેનની આખમા આસુ હતા. હુ કશુ ન બોલતા આગળ વધ્યો

ફરીવાર એ જ બહેને મને જમવાનુ નોતરુ આપ્યુ મે સ્વીકાર્યુ જમવા ગયો જમી પરવારી બેઠો હતો બહેનનુ દિલ ખુલી ગયુ એણે પોતાની વાત માડી તનો સાર આવો હતો—

પતિ સાથે રહેતી હતી ત્યારની વાત છે અમારી પાડોશમા એક ભાઇ એકલા રહે એકવાર રાત્રે તેમને સ્વપ્ન પીડા ઊપડી કારમી બૂમ પાડે મને કઇક થાય છે ' હુ ઝબકીને ઊઠી પતિને ઉઠાડ્યા પાડોશી બૂમ પાડે છે જાઓ મદદ કરો ' પણ એ તો ભર ઊઘમા 'હૅ' 'હૅ' કહીને ફરી ઊઘી ગયા પાડોશીની બૂમો ચાલુ જ હતી મે ફરી પતિને ઢઢોળ્યા ને કહ્યુ કે જાઓ જઇને જુએ કે શુ છે પણ એ ના ગણકાર્યા વિના ઊઘી ગયા

હુ અકળાઇ આ તો મૂના લાગ હુ જ જાઉ અને પાડોશીને ત્યા ગઇ પાડોશી તો કઇ બોલી શકે નહી એવા પીડાય પૂછ્યુ ત્યારે દા ક તર ને બોલાવો ! આટલુ કહ્યુ

મધરાત થઈ ગયેલી છતાં બહાર નીકળી. ડૉક્ટરને ત્યાં ગઈ, ઉઠાડ્યા અને વાત કરી. સાથે તેડી લાવી. ડૉક્ટરે દવા આપી. ભાઈને આરામ થયો.

બસ, રાત્રે આજુબાજુના કોઈકે એ જોયું અને શંકા ગઈ. વાતાવરણમાં વહેમ ભરાયો. બહેનની દશા ભેરી ટીકા થવા લાગી. પતિએ પણ ઝઘડો માંડ્યો ને અંતે બંને છૂટા થયા. ને અલગ રહેવા લાગ્યા.

આટલું કહેતાં તો બહેન રડી પડી. મેં એને દિલાસો આપ્યો. શાંત થવા કહ્યું. હું એના પતિને મળ્યો. શાંતચિત્તે વાત કહી. ગેરસમજ દૂર કરવા વિનંતી કરી. સાથે લઈ જવાનો આગ્રહ કર્યો પહેલા તો સાફ ના પાડી 'નહીં, નહીં, તે કપટી છે તમે સાવ ભોળા છો. ઊજળું એટલું દૂધ માનનારા છો. તમને તો બધું બરાબર લાગે, પણ એવું નથી બાઈ કપટી છે ..!'

ભાઈના શબ્દોમાં ગુસ્સો આવી ગયો હતો. મનમાં ગડમથલ હતી છતાં મેં સમજાવ્યો. સાચી વાત સમજાવી અને ઈશ્વરને ખાતર પછી આવવા વિનવ્યો. અંતે તે કબૂલ થયો. મનમાં મેં ઈશ્વરને પ્રાર્થના કરી કે લાજ રાખજે!

અને ભગવાને ખરેખર લાજ રાખી. અત્યંત આશ્ચર્ય વચ્ચે મેં જોયું તો પતિ બહેનના ચરણમાં માથું ઝુકાવી ક્ષમા માગતો હતો!

બંને વચ્ચે સમાધાન થઈ ગયું. વાત થાળે પડી ગઈ. સાંભળ્યા પ્રમાણે બંને વચ્ચે એવો સુમેળ થઈ ગયો છે કે બંને પહેલાં કરતાં સારી રીતે પ્રેમથી રહે છે.

પ્રશ્ન : છેવટનો સાર એ નથી કે આવી આવી અદ્ભુત શક્તિ પ્રત્યેકમાં હોવા છતાં એનું ભાન આપણને નથી રહેતું, એ આપણી કમનસીબી નહીં તો બીજું શું?

સ્વામીજી : સાવ બરાબર છે. શક્તિ છે એનું ભાન આપણને નથી થતું. એ હકીકત છે. મારો તો એવો અનુભવ છે કે મારા મિત્રો કે સગાંમાંથી કોઈકનું મૃત્યુ નજીક આવી ગયું હોય એનો આદેશ અંદરથી જ સંભળાય : 'જા એની પાસે મૃત્યુ નજીક છે, મળી લે.'

જેને ઘેર હું બહુ ઓછો જતો હોઉં પણ આદેશ પ્રમાણે તરત જવાનું શરૂ કરું એટલે ઘરવાળા પૂછે પણ ખરા અને મજાક પણ કરે કે, 'ઓહોહો, અમારા શા ધન્યભાગ્ય કે અમારે ત્યાં તમારા પગલાં!'

હું જવાબ આપું : 'તમે મને સારું સારું ખવડાવો, પીવડાવો એનો મને લોભ લાગે છે.'

અને હું જવાનું ચાલુ જ રાખું. એમ કરતા કરતાં અંતકાળ નજીક આવી પહોંચે. એ દિવસ તો વિદાયનો સમજીને સવારમાં જ એ લોકોને ત્યાં અચૂક જમાતું. નાહું ધોઉં, જમવાનું પણ ત્યાં જ કરું. બગાબર નિયત સમય ન હોય, તેમ સારાચારનો સુમાર થાય કે આનંદ હૃદય બંધ પડી જાય. ભાઈ સ્વર્ગે સંચરી જાય પછી તો એમનાં બાળબચ્ચાં મને

ઘેરી નેત્રાન ત્યાં રોકાઈને બીજે દિવસે ચાલી નીકળું. આવું આવું મારા મિત્રોની માંદગીમાં થયું છે ત્યાર પછી તો બીજા એવા અનુભવો થયા છે કે સ્નેહીજનની માંદગીની ખબર પડી જાય એની મુખાકૃતિ જ મારી સામે આવીને ઊભી રહે. પંદરથી ત્રીસ મિનિટ સુધી નજર આગળથી ખસે જ નહીં. એ હોય બહારગામ. હું કાગળ લખીને ખબર પૂછાવું. જવાબમાં આવે—'ભયંકર માંદગીને બિછાને છે.'

બહુ વર્ષો પહેલાંની વાત છે. ત્યારે હું કૉલેજમાં હતો. ક્વેટાના ધરતીકંપ સંબંધમાં છે.

એક સવારે હું ઊઠ્યો. મને કંઈ ચેન પડે નહીં. મન રડ્યા કરે. આંખ આગળ કબ્રસ્તાન દેખાય, કબરો દેખાય. મને કંઈ સમજાય નહીં. મન મૂંઝાય. એમ ને એમ પંદરેક દિવસ વીત્યા. ત્યાં ખબર આવ્યા: 'ક્વેટાનો ભયંકર ધરતીકંપ. હજારોની સંખ્યામાં લોકો દટાઈ ગયા છે.'

કુટુમ્બમાંથી પણ ઓગણીસ માણસો એકસાથે દટાઈ ગયા!

આ જાતની ઊંડી ઊંડી સમજ, દૃષ્ટિ અને અંદરનો આદેશ ઈશ્વરકૃપાથી પામ્યો છું. સૌ જેમ પામ્યા છે તેમ. હું એને કેળવતો નથી. માત્ર એક જ ડરથી કે રખેને ચોરીછૂપીથી એમ કરતાં અહમ્ ઘૂસી ન જાય!

હું પછી ચાચાજી કોઈપણ જાતનો નિર્ણય લેવામાં અંદરથી આદેશ ન આવતો હોય ત્યાં?

ચાચાજી રોભનું એના પ્રત્યેની વફાદારી કેળવતી કેટલીકવાર તો એમાં વર્ષો લાગે છે. નંદનાપુનો પ્રસંગ યાદ આવે છે. એમણે એક ચિત્ર આરંભ કર્યું. કોઈ ને કોઈ કારણસર વચ્ચેથી પીંછી અટકી ગઈ. ચિત્ર અધૂરું રહ્યું. વચ્ચે ઘણાં વર્ષ વહી ગયાં. પાછો એક દિવસ આવ્યો કે પીંછી ઊપડી. ચિત્ર પૂરું થયું અને તે પણ બહુ સારી રીતે. આમ વાટ પણ જોવી પડે. શ્રદ્ધાપૂર્વક વફાદારી સાથે આદેશની રાહ જોવી. અંદર પ્રમાદ કે બીજું અનિષ્ટ તત્ત્વ ભેળાઈ ના જાય એની ચોકી રાખવી. બાકી, દરેકમાં એક એવી જીવનશક્તિ પડી છે, જે ઉત્તમમાં ઉત્તમ કાર્ય તેની પાસે કરાવી શકે છે. [૧૪-૧-'૫૮]

*

## ફૂલ સુવાસ બદલે?

કથીરના જ કસોટી ને કપાસ બદલે છે,
પદાર્થ હોય વિકારી તો વાસ બદલે છે;
જીવનની પાનખરે આ હૃદય છો કરમાતું,
સુવાસી ફૂલ કદી શું સુવાસ બદલે છે?

રતિલાલ—અનિલ

# ચાંદીનો રણકાર

એક સુરદાસ હતો. કહેવત છે કે આંધળો દળે ને કૂતરાં ખાય. એ ભજન ગાતો અને માગી ખાતો. રમતારામને ઘરબાર, સગાંવ્હાલા કેવાં? જમીનનું પાગરણું ને આભના ઓઢણાં.

મીઠો ગળચટો કંઠ, મીરાં–સુરદાસના રસભીનાં ભજનો, પદો એ કંઠે વહે ત્યારે બળતા બપોરે ચાંદનીની શીતળતા વરતાય. ભજન રસમા ભીંજાયેલા ભાવિકો પાઈ પૈસો આપે તેનાથી સુરદાસનું ગાડું ગબડે.

સુરદાસ ભારે કરકસરિયો. આજે તો હાથપગ ચાલે છે, હરી ફરી શકું છું. ગણું ગે ચાલે છે, અને પાઈ પૈસો મળી રહે છે પણ કાલ કોણે દીઠી છે? શી ખબર, માથે કાલ કેવીય હશે? આંધળાનું કોણ? એ તો ગાંઠે કંઈ હોય તે જ એવી અસહાય દશામાં કામ આવે. એવા વિચારે સુરદાસ પૈસા બચાવતો. બચાવેલા પૈસા કપડાના એક બટવામાં રાખતો પછી તેને લાગ્યુ કે એ ખાસ મજબૂત ને સલામત નહીં. એણે એક ઓળખીતા મોચી પાસે ચામડાનો સરસ બટવો બનાવ્યો તેમા પૈસા રાખે. બટવાને છાતીએ જ વળગાડી રાખે. જરા અળગો ન કરે, જીવ પેઠે સાચવે.

એક દિવસની વાત છે. લોકોની ભારે અવરજવરવાળા એક રસ્તા પર કપડું પાથરી, એકતારો લઇને સુરદાસ ભજન ગાતો બેઠો હતો. ધીરે ધીરે ભજન જામવા લાગ્યું. દર્દીલા સૂરથી ખેંચાઇને આવતા જતા લોકો ભજન સાંભળવા થોભવા લાગ્યા. જોતજોતામાં ટોળું ભેગું થઇ ગયું. વાહ વાહ! શું સુરદાસનો કંઠ ને શું મીરાની અમૃતવાણી! લોકો અંદર અંદર વાતો કરતા હતા.

એ ટોળામાં એક છોકરો ઊભો હતો. પ્રથમ નજરે જ તે ભારે ચાલાક લાગતો હતો. દેખાદેખી તેય ભજન સાંભળવા ઊભો તો રહ્યો, પણ તેનું ધ્યાન ભજન સાંભળવામાં ન હતું તેની દૃષ્ટિ ઊભેલા લોકો પર ફરતી ફરતી સુરદાસ પર જઇને ચોંટી, અને શોધી કાઢ્યું કે સુરદાસ પાસે પેલી કોથળી છે એમા જરૂર પૈસા હોવા જોઈએ અને એ ત્યાંથી ખસીને સુરદાસ પાસે જઇને ઊભો રહ્યો.

ભજન અટક્યુ. સુરદાસે માથે હાથ અડાડીને પાઈપૈસા માટે ટહેલ નાખી. કેટલાકે તો તે સાથે જ ચાલવા માંડ્યું અને કેટલાકોએ સુરદાસે પાથરેલા કપડા પર સિક્કા નાખ્યા. સુરદાસ સૌને આશીર્વાદ આપતો રહ્યો. ધીમે ધીમે ટોળું વેરાઈ ગયું, સુરદાસે પૈસા ભેગા

કન્યા માડના પૈસા ભેગા થઈ ગયા કે તેણે કોથળી કાઢી અને તેમા મૂકવા લાગ્યો પૈસા મૂકાઈ ગયા પછી કોથળી બધ કરી મૂકવા જતો હતો ત્યા જ બાજુ ઊભેલા પેલા છોકરાએ કોથળી લઈ લેવા સમડી પડે ઝડપ મારી પણ તે સુરદાસે મજબૂત હાથે પકડેલી હોઈ, તરત છુટવાઈ નહી એ આ ખેચાખેચી ચાલવા લાગી દરમ્યાન સુરદાસે પોકાર પાડયો 'એ ભાઈ જે હોય તે ધાજો, આ છોકરો મારા પૈસા ઝૂટવી જાય છે' સુરદાસનો અવાજ સાભળી આસપાસના લોકો દોડી આવ્યા પણ છોકરો નાઠો નહી ઊલટો કોથળી ખેચતો રહ્યો અને કહેવા લાગ્યો 'અરે આ આધળો ગળે પડે છે! કોથળી તો મારી છે!'

અરે ભાઈ, કોથળી તો મારી જ છે હમણા જ લોકોએ આપેલા પૈસા મે એમા ભર્યા છે તે જોઇ જૂઓ મને આધળો જાણી એ પૈસા લઈને નાસી જવા કરતો હતો!' આધળાએ લોકોને સમજાવ્યું

'અલ્યા, આ ગરીબડાના પૈસા લૂટવા છે? મૂક કોથળી ભાગ અહીથી નહી તો પીંખીને રોટલો કરી નાખીશુ!' એકે કહ્યુ પણ છોકરો જરાયે ડર્યો નહી 'મારે ભિખારાના પૈસાને શુ કરવા છે? મારે શુ પૈસાનો તોટો છે? પણ તેથી કઇ મારા પૈસા એમ જવા નહી દઉં!' છોકરો મક્કમ રહ્યો

અવાજ રાડારાડ સાભળીને ટોળુ ભેગુ થયેલુ જોઇ પોલીસ આવી ચઢયો બ ને પોતાની વાત પર મક્કમ હતા એટલે બ નેને તે થાણે લઈ ગયો અને ઉપરી આગળ રજૂ કર્યો

'અચ્યા, આ ઉમ્મરે ચોરી કરે છે? જેલમા જવુ છે? ક્યાનો નહી રહે, આપી દે સુરદાસને કોથળી ફરી આવુ કામ ન કરતો' ઉપરી અધિકારીએ છોકરાને દાટી આપી

'સાહેબ, મારા મા-બાપ હાલી-મવાલી નથી કે હુ આધળાના પૈસા પર નજર નાખુ એટલા પૈસા તો હુ છૂટે હાથે ખરચી નાખુ છુ હુ શુ કામ ચોરી કરુ? પણ મને છોકરો જાણી આ આધળો બધાની દયાનો લાભ લઈ મારા પૈસા લઈ લે એ તો હુ ન જ લેવા દઉં ભલે મને જેલમા મોકલો મારા મા-બાપને ખબર પડશે એટલે એ લડી લેશે!' છોકરાએ જરાય અચકાયા વિના બેધડક કહ્યું

અધિકારી જરા ઠડો પડયો એણે ધીરેથી પૂછયુ 'તારા મા બાપ કોણ છે?—'

'બાપ તો મારા મોઢા પરથી જાણી શકશો ને મા' છોકરાએ હાથમા એક સિક્કો લઈ અક્ષર

વાળી બાજુ અધિકારી સામે રાખી મૂંગો થયો.

'તમારો કેસ તો ભારે અટપટો ભાઈ!' અધિકારીએ ધીરેથી કહ્યું. 'પોલીસ, આમને બંનેને અત્યારે કોટડીમાં પૂરો. સાંજ થવા આવી છે ને કોઈ કબૂલ કરતું નથી. રાત આખી બંનેને વિચાર માટે આપું છું. ત્યાં સુધી નક્કી કરી લો. નહીં તો પછી બંને કાચી જેલમાં જશો, ને પછી પાકી જેલમાં પણ.'

પોલીસ બંનેને લઈ ગયો.

થોડીવારે પોલીસ, અધિકારી પાસે આવ્યો અને ધીમેથી કશું કહીને અધિકારીને ઠેંક આપી ગયો.

સવાર પડી. ફરી બંને અધિકારી પાસે રજૂ થયા.

'કેમ પછી શું નક્કી કર્યું?'

'સાહેબ, મારે તો કશું નક્કી કરવાનું છે જ નહીં. જે કંઈ નક્કી કરવાનું હોય તે આ સુરદાસને.' છોકરાએ સુરદાસને બોલવાની તક આપ્યા પહેલાં જ કહ્યું.

'એઈ આંધળા! તું જ લુચ્ચો જણાય છે. આંધળો થઈને લોકોને લૂંટે છે? દેખતી આંખમાં ધૂળ નાખવા નીકળ્યો! ભીખ માગતાં માગતાં ચોરીની લતે ચડ્યો? ભીખ માગીને રળી ખા નહીં તો હદપાર કરાવી દઈશ તો ક્યાં ક્યાં ભટકવું પડશે અને ભૂખે મરશે તે જાણે છે?' અધિકારીએ સુરદાસને દમ ભીડાવતા કહ્યું

સૂરદાસ તો અધિકારીનું બદલાયેલું વલણ અને વાણી જોઈ સાંભળીને ડરી જ ગયો! તે અવાક થઈને તાકી જ રહ્યો.

'બોલ, જેલમાં જવું છે?' ફરી અધિકારીનો અવાજ ગાજ્યો.

સૂરદાસ થોડી વાર શાંત રહ્યો પછી નીચે વળી પોતે બેઠો હતો ત્યાં હાથના આગળા વતી જમીન ખોતરીને ખોદવા લાગ્યો.

અધિકારીને કંઈ સમજ ન પડી. થોડીક જમીન ખોતર્યા પછી સુરદાસે ત્યાં નીચે નમીને પોતાનો કાન માંડ્યો.

અધિકારીની ધીરજ ખૂટી: 'એઈ આંધળા! આ શું કરે છે?'

'સાહેબ, ગઈ કાલે અહીં મેં ન્યાયનો અવાજ સાંભળ્યો હતો. આજે એ અવાજ ક્યાંક દબાઈ ગયો છે. ચાંદી જેવી કોઈક ધાતુ નીચે દબાઈ ગયો છે. એટલે હું જમીન ખોતરીને સાંભળું છું કે ક્યાંક ચાંદીનો રણકાર સંભળાય છે? જો સંભળાય તો એ ચાંદીને ખોદી કાઢીને તમને આપું! હું તો આંધળો રહ્યો, જોઈ શકતો નથી. પણ સાંભળી શકું છું એટલે મેં કાન માંડ્યો!

'હવાલદાર! આને ધક્કો મારીને બહાર કાઢ! કોણ જાણે શું યે ગાંડું-ઘેલું બકે છે. હમણાં ને હમણાં બહાર કાઢ!' [લોકકથા]

# નિવૃત્તિ — રતિલાલ-અનિલ

જશવન્ત તલાટી જ્યારે પોતાની ગૌરવવતી સરકારી નોકરી પરથી નિવૃત્ત થયા ત્યારે લાગતાવળગતા તરફથી એક અતિ સુંદર સન્માન-સમારંભ યોજાયો અને તેમાં એમના અનેક મુખે પ્રશસ્તિ થઈ ત્યારે એમણે કૃતકૃત્યતા અનુભવી અને ગદ્ગદ થઈ ગયા

પણ એ વાતને જેમ જેમ દિવસો વિતતા ગયા તેમ તેમ જશવન્ત તલાટીને લાગતુ ગયુ કે મારામાંથી કશુ ચાલ્યુ ગયુ છે પહેલા તો નોકરીમા હતો ત્યારે રોજરોજ કઈ કેટલાયે જાતજાતના આમંત્રણો આવતા અને જઈ ન શકાતુ તોયે બોલાવનારા કેટકેટલો આગ્રહ કરતા! શાળાના વાર્ષિક મેળાવડામા ઇનામો એમના હાથે જ અપાય કંઈક ગલતફાળો કરવાનો હોય તો એમના જ પ્રમુખપદે સમિતિ યોજાય નોકરીવાળા નાનકડા કસ્બામા કોઈ જાહેર કામ એમની હાજરી વગર અધૂરુ ગણાય શાળાના મકાનનો પાયો એમના હાથે નખાયલો શાળાની સલાહકાર બોર્ડના પ્રમુખ પણ એ જ અરે એવી તો કંઈ કેટલીય જાહેર પ્રવૃત્તિમા એમનુ સ્થાન મુખ્ય રહેતુ કોઈનો સન્માન સમારંભ પણ એમના પ્રમુખપદે જ થાય. કશાનુ ઉદ્ઘાટન કોઈનો વિદાય સમારંભ સહકારી મંડળીની સ્થાપના—આવા તો હજાર જાહેર કામોમા એમનુ સ્થાન આગળ પડતુ હોય તેઓ ના કહે તોયે લોકો એમનો જ આગ્રહ રાખે. કસ્બાની પાંજરાપોળને પણ એમની સલાહની જરૂર પડે. સરકાર પાસે ડેપ્યુટેશન લઈ જવુ હોય તો પણ એમની સલાહ મગાય નોકરીના સમયે ઓછી ફુરસદના વખતે એવી અનેક જાહેર પ્રવૃત્તિનો એમના પર લોકો ભાર નાખતા અને જશવંત તલાટી પણ 'હા—ના' હ—ના' કરતા છેવટે એમા ભાગ લેતા જ

પણ જશવન્ત તલાટી નિવૃત્ત થતા વાત ઊલટી જ બની હવે એમને પૂરતી નવરાશ હતી ત્યારે ધીરે ધીરે જાહેર કામોમાથી પણ એમને નિવૃત્તિ મળતી ગઈ અને એમને સ્થાને નોકરી પર આવેલા નવા સાહેબને લોકો આગ્રહ કરી કરીને જાહેર કામોમા ખેંચતા

જશવન્ત તલાટીને વર્ષોના અનુભવને કારણે જાહેરકામોનુ વ્યસન પડી ગયુ હતુ અને ઘડપણે વોકો ઊડાવતા હતા તેથી એમને ધીરે ધીરે આકરુ લાગવા માડયુ

હજી પણ કેટલાક સમારંભોમા એમને આમંત્રણ મળતુ પણ એમાં માત્ર શ્રોતા કે આમંત્રિત ગૃહસ્થ તરીકે જ જવાનુ થતુ હવે જાણે એમના અનુભવજ્ઞાનની લોકોને જરૂર ન હતી

નાનકડા કસ્બામા ઘર કરીને રહેનારા જશવન્ત તલાટીને ધીરે ધીરે નિવૃત્તિના દિવસો દોહ્યલા લાગવા માડયા એમના

જેવા નિવૃત્ત માણસો કરવામાં આવ્યા નહીં એટલે અમુક મણત્રીના માણસોમાં નવરાશનો સમય ટોળટપ્પામાં ગાળે તોયે કેટલો સમય ગાળે ?

જશવંતભાઈ ગંભીરપણે વિચારવા લાગ્યા : હજી તો મારી તંદુરસ્તી ઘણી સારી છે અને પૂરાં દસ વર્ષ સારી રીતે ફરજ બજાવી શકું એમ છું. પણ નિવૃત્ત થવું પડ્યું. નોકરીની સાથે જાણે મારો જાહેર અને સામાજિક દરજ્જો પણ ગયો ! લોકો શું મને માન આપતા હતા કે મા ! નોકરીને ? મારી નોકરીને જ ! પણ ત્યારે તો જાણે મને જ માન મળે છે એમ હું માનતો હતો ! અને ત્યારે વિવિધક્ષેત્રના અધિકારી માણસોને પડતા મૂકી લોકો મને જ જાહેર કામોમાં ખેંચતા ત્યારે હું ફુલાતો હતો ! ખરી રીતે, યોગ્ય માણસોની અવગણનાથી મારે શોક કરવો જોઈતો હતો અને દૂર રહેવું જોઈતું હતું. પણ ત્યારે તો જાણે કાયમ આવું જ ચાલવાનું છે એવું લાગતું હતું ! ખરેખર, કહેવત સાચી જ છે કે, ઊતર્યો અમલ કોડીનો !

આખરે જશવંતભાઈ એક જાતની એકલતાથી કંટાળ્યા અને છોકરા જ્યારે શહેરની કૉલેજમાં ભણે છે ત્યારે શહેરમાં જ વસીએ—એમ વિચારીને કસબાનું ઘર બદલી મોટા શહેરમાં ચાલ્યા ગયા.

જતી વખતે સ્ટેશને એક વેપારી મળ્યા તેમણે જરાતરા પૂછ્યું, અને 'ઠીક ત્યારે' કહીને કશા વસવસા વિના તરત છૂટા પડ્યા ત્યારે તો જશવંતભાઈના હૈયે કારી ઘા પડ્યો.

## પ્રભાત

પ્રભાતે જાગું છું વિહગગણ કેરા કલરવે;
ક્ષિતિજોના જાગ્યા તનથી તમની ચાદર ખસે.
પૂર્વાચલી કેવી સભર છલકે સોનલ દ્રવે !
પ્રભાસ્નાને તાજાં સકલ જગનાં ગાત્ર વિલસે
ફરી પ્રવૃત્તિનાં નિશાભર સૂતાં ચક્કર ઘૂમે
પશુપંખી ટોળાં જનગણરવે સૃષ્ટિ મુખર"
આજ પાનો જાણે અતિશય ચડ્યો આસવ ભૂને
મથાતો શાંતિનો ઉદધિ-તરતાં મત્સ્ય ઉપર !
અહો, મારી યે શી જીવનગતિ જાગ્યા જગતમાં
ઘૂમું સૌની સાથે અવશ પ્રગતિ ના લઉં કશી
વીતે વર્ષો પૂંઠે વરસ સહુ જાણે રમતમાં,
વિષાદે ઘેરેલું હૃદય પલ, ભીડે પલ હસી.
હવે ક્યારે મારે ઠર વીસરી તે ચાલી ચઢવી ?
રહસ્યોની ક્યારે ગૂઢ સકલ સૃષ્ટિ ઊઘડવી ?

જયન્ત પાઠક

[પાન ૫૧થી ચાલુ]
નો સુદરનમ વિષય છે એ જ બધીય કળા અને બધા વિજ્ઞાનનુ મૂળ છે

એ પરમ મૂળ તત્ત્વ જ દર્શનનુ ચાલક તત્ત્વ છે

**વિજ્ઞાનનું બદલાતુ વલણ –** આમ વિજ્ઞાનનુ વલણ બદલાતુ જાય છે કારણ તેને એવા કુદરતી સત્યોની શેધ હાથ લાગતી જાય છે જેથી તેનો પરમ તત્ત્વ તરફ ઝોક વધતો જાય છે આમ થવાનુ એક બીજુ મહત્ત્વનુ મૂળ કારણ પણ છે દર્શનની અને કલાની માફક વિજ્ઞાનની શાખાનુ મૂળ તો અત પ્રેરણા જ છે વૈજ્ઞ નિકો માહિતી અને હકીકતોનુ પૃથક્કરણ કરે છે તે પર વિચાર ચિંતન અને મનન કરે છે પણ કોઈ એક દિવ્ય પળે જ અત પ્રેરણાના ઝબકારે જ તેને તે હકીકતો પાછળનુ સત્ય લાધે છે ન્યૂટને ગુરુત્વાકર્ષણનો નિયમ શોધ્યો તે વખતે તેની અત પ્રેરણા અચાનક જાગૃત થઈ હોતી જો ફળ એ પડેના તેણે હજારો વાર ફળને ઝાડ પરથી પડતુ જોતુ જ હશે પણ અત કરણને ઝબકારે જ તેને ગુરુત્વાકર્ષણના સત્યનુ દર્શન લાધ્યુ

**બધાનુ એક જ મૂળ —** આ દષ્ટિએ જોતા વિજ્ઞાન ધર્મ અને ફિલસૂફીનુ મૂળ તો સઘળુ જ છે અને તેમનો ઉદ્દેશ પણ લગભગ સરખો છે કારણ દરેક વડે વિશ્વને જ સમજવાનુ છે પરતુ દરેકની સમજનો હેતુ જુદો છે

આ રીતે વિજ્ઞાન અને ફિલસૂફીને પરસ્પર આધાર છે તે એકબીજા પર અસર કરે છે મિ જેમ્સ જીન્સ કહે છે કે કોઈપણ સમયની ફિલસૂફી તે સમયના વિજ્ઞાન સાથે સારી રીતે સકળાયેલી હોય છે અને વિજ્ઞાનની પાછળના ફેર ફારના પ્રત્યાઘાતો ફિલસૂફીમા પણ પડે જ છે

વિજ્ઞાનની સુનગ અસર એ છે કે તે દર્શનને તરગી થતુ અટકાવે છે

**દર્શનનુ અનેરુ સ્થાન –** અત્યાર સુધીનો માનવ જાતનો વિકાસ બતાવે છે કે માનવના માનસ અને સસ્કારના વિકાસમા તેનો ભારે ફાળો છે ફિલસૂફી માનવ વિકાસનો એક ઉત્તમ આક છે દર્શનનો આધાર આચાર પ્રધાન વિચાર પર જ છે તેથી ફિલસૂફીનો આત્મા વિશ્વમા અને જીવનમા રસપૂર્વક ભાગ લેવા તત્પરતા હોય છે ફિલસૂફીને જગતમા રસ છે જ તેમા જ તની સાર્થકતા છે

જે જે મહાન દાર્શનિકો થયા છે અને જેમણે કંઈક નક્કર ફાળો આપ્યો જ તેમણે જીવનના સનાતન ઉદ્દેશ વામા નક્કર ફાળો આપ્યા જ છે સોક્રેટીસ પ્લેટો ને એરિસ્ટોટલ બુદ્ધ અને શકરાચાર્ય વગેરે સૌએ માનવજીવનના ઉત્કર્ષ અને વિકાસમા એક યા બીજી રીતે પોતાનો ફાળો આપ્યો હતો એ માથી તેમની દરેકની ફિલસૂફી તરફ અનેક આકર્ષાતા તેનો રસ લાગતો અને તેમની ફિલસૂફી વાસ્તવવાદી બની આ હતી અને માયાવાદી શકરાચાર્ય માટે પણ આ વાત એટલી જ સાચી છે

**ફિલસૂફી જીવનનિષ્ઠ હોય:—** પૌરસ્ત્ય દૃષ્ટિએ પણ ફિલસૂફીનો વિચાર કરી લેવો યોગ્ય છે. ભારતમાં ફિલસૂફીને દર્શન અથવા તત્ત્વજ્ઞાન કહેવામાં આવે છે. જે દર્શનમાં જીવ, જગત અને ઈશ્વરનો વિચાર ને ચર્ચા ન હોય તે દર્શન ન કહેવાય. ભલે ગમે તેટલું તે તલસ્પર્શી હોય તો ય આવી ચર્ચા વિના દર્શન અધૂરું ગણાય છે. દર્શનમાં આ ત્રણ અંગોનો આગ્રહ એક રીતે બહુ સકારણ લાગે છે. એના વડે સમગ્રતાની સાથે સર્વ નાના મોટા પ્રશ્નોની છણાવટ સહેજે થાય છે. ઉપરાંત એમાં જીવ અને તેના જગત તથા ઈશ્વર સાથેના સંબંધોની વિચારણા થાય. એટલે તેને વ્યવહારુ બનવું જ રહ્યું. ફિલસૂફી કેવળ તરંગી ન બને તથા વૈજ્ઞાનિક તર્ક પર જ આધાર રાખીને આગળ ન વધે એવો હેતુ આ ત્રિવિધ અંગોની ચર્ચાના આગ્રહમાં રહેલો દેખાય છે. ઈશ્વરની ચર્ચા પણ હોય જ એવા આગ્રહને લીધે દર્શનમાં વ્યાપકતા, વિશાળતા, ઊંડાણ અને સાચી તાત્ત્વિકતા પ્રવેશે. જીવ, જગત અને ઈશ્વરની ચર્ચા કરનાર દર્શને જીવનનિષ્ઠ બનવું જ રહ્યું. આ કારણે ઉપનિષદ્, ગીતા, યોગદર્શન જેવાં પ્રખર દર્શનો પૂર્ણ જ જીવનનિષ્ઠ બની શક્યાં છે. દર્શન માત્રની શરૂઆતમાં ભારપૂર્વક નિર્દેશેલા હેતુ અને પ્રયોજન પરથી એ દર્શન પાછળ રહેલી જીવનનિષ્ઠા જોઈ શકાય છે. દર્શનમાંથી તેમાં રહેલા જીવનનિષ્ઠાના તત્ત્વને હટાવી લો એટલે તો તે નિષ્પ્રાણ બની જશે.

**પ્રસ્તુત ઉદાહરણ: દર્શનવ્યવહાર્ય** હોય તથા દર્શનમાં તત્ત્વ – ચિંતન અને તેના વ્યવહાર્ય અંગ વચ્ચે કેટલો સુમેળ હોય છે તેનું પ્રસ્તુત ઉદાહરણ પાતંજલ – દર્શનમાં જોઈ શકાશે. પ્રવેશકના મથાળે અવતરણ તરીકે આપેલ સૂત્ર આનો ઉત્તમ નમૂનો છે. તપઃ સ્વાધ્યાયેશ્વર પ્રણિધાનાનિ ક્રિયાયોગ. આ સૂત્ર છે પાતંજલ - દર્શનનું વ્યવહારસૂચક કે ક્રિયાદર્શક સૂત્ર. એમાં ક્રિયાયોગ શબ્દ યોગ શબ્દને સમાવતાં યોગનું ક્રિયાપાસું બતાવે છે. તપ શબ્દમાં અષ્ટાંગ યોગનાં યમનિયમાદિ વડે વૃત્તિશોધન સૂચિત થાય છે. સ્વાધ્યાયમાં વૈરાગ્ય પૂર્વકના અભ્યાસ, સંયમ વગેરે સૂચિત છે. ઈશ્વરપ્રણિધાનમાં ઈશ્વર સાંખ્યની પ્રતિનસત્વ કૈવલ્યનો નિર્દેશ સૂચિત છે. આવા વિવિધ અંગવાળો ક્રિયાયોગ પાતંજલ દર્શનના તત્ત્વચિંતનનો વ્યવહાર્ય સાર બને છે. એમાં ઉપર ગણાવ્યાં તે બધાં ય તત્ત્વો સહજ સમાયેલાં છે. – એમાં જીવનનિષ્ઠા, ઊંડાણ, વ્યાપકતા, વૈજ્ઞાનિક દૃષ્ટિ અને વ્યવહારુતા છે જ.

**ક્રિયાદર્શક શબ્દ:**—પૂર્વમાં અને અર્વાચીન દર્શનોમાં આ તત્ત્વો સારી રીતે સમાયેલાં છે. ભલે બીજી રીતે બંનેની ધારી, વલણ, રજૂઆત અને રીતિમાં ઠીકઠીક ફેર રહેલો હોય પરંતુ મુખ્ય તો જીવનનિષ્ઠા, વૈજ્ઞાનિક વલણ વગેરે છે. એ બધાં ગાંધીજીની ફિલ-

સૂફીમાં પૂરેપૂરાં પ્રગટ થાય છે એટલું જ નહીં પણ તેમાં અગાઉના દર્શનોની અસર દેખાવા છતાં તેમાં પૂરેપૂરું અર્વાચીનપણું પણ દેખાય છે તેથી ગાંધી ફિલસૂફીમાં પુરાણી અને અર્વાચીન વલણોનો સહજ સુમેળ છે એનું મુખ્ય કારણ એ છે કે પાતંજલ દર્શનની જેમ એમની આખીય ફિલસૂફી એક જ ક્રિયાદર્શક શબ્દમાં પ્રગટ કરી શકાય એમ છે પાતંજલના ક્રિયાયોગ શબ્દની જેમ 'સત્યાગ્રહ' શબ્દ ગાંધીફિલસૂફીનો પૂરેપૂરો દ્યોતક છે

**નિત્યનવાં એંધાણ:**–ફિલસૂફીને દર્શન કહ્યું તે એટલા માટે કે તેનાથી જગત, સમાજ અને વ્યક્તિ અને તેના પ્રશ્નો અંગે નવું દર્શન મળે છે, નવી શક્તિ મળે છે, નવી પ્રેરણા મળે છે એને પરિણામે ફરી નવી દૃષ્ટિ લાવે છે, નવું દર્શન ઊભું થાય છે. અને પરિણામે નવા એંધાણના નવા બળ, પ્રેરણા તથા કાર્ય થવા લાગે છે આમ ફિલસૂફી માનવજીવનનું એક મહા પ્રેરણાદાયક જ્ઞાન બળ છે. એ તો હરહંમેશ વધતી જનારી પ્રગતિશીલ જ્ઞાનદાન પ્રક્રિયા છે એ પ્રક્રિયા સતત ચાલુ રહેનારી છે અને એમાં પૂર્ણતા આવી જાય છે એમ બનતું નથી

પૂર્ણતા આ સતત સરતા જતા સંસારમાં શક્ય નથી. સતત મંથન એ જ એની ખાસિયત છે માનવજીવનમાં વિકસતી જતી ફિલસૂફી સંસારની ભીતરમાં અને તેની પાર જે પરમ પૂર્ણતા રહેલી છે તેનું દર્શન વધુ ને વધુ કરાવે જાય છે પૂર્ણતા ને પૂર્ણ સત્ય તો ત્યાં જ છે તેમાં જ છે, તે જ છે.

**ક્રાંતિકારી અસર:**–જમાને જમાને પ્રગટ થતા નવા દર્શનના ઉમેરાથી માનવજાતનું તત્ત્વદર્શન સમૃદ્ધ થતું જાય છે આ યુગમાં બે મહાપુરુષોની ફિલસૂફીએ આજના જગત પર પ્રબળ અસર કરી છે માર્ક્સની ફિલસૂફીએ એક કરતાં વધુ દેશોમાં ક્રાંતિ કરી તેની પ્રબળતા સિદ્ધ કરી એ જડવાદી છે એટલે એકાંગી છે એની એકાંગિતા એનું બળ છે અને હિંસક ક્રાંતિ કરવા કરાવવામાં તે સફળ બની પરંતુ માર્ક્સની ફિલસૂફીથી વધુ પ્રબળ દર્શન ગાંધીજીના જીવન દર્શનમાં રહેલું છે એનાથી પ્રેરાઈને ભારતની પ્રજા સ્વતંત્રતાને લાયક બની અને શાંતિથી સ્વરાજ મેળવ્યું એનાથી પ્રેરાઈને આજે સર્વોદયનું ધ્યેય પ્રાપ્ત કરવાને ભૂદાન પ્રવૃત્તિ જેવો સામાજિક મહાયજ્ઞ આરંભાયો એ મહાયજ્ઞમાં ફિલસૂફીનું ગૌરવ વર્ધન થઈ રહ્યું છે ગાંધીજીની ફિલસૂફીની ભૂમિકા ઉપર જ, એનું જ હાર્દ પકડીને આજે ભારતની વિદેશનીતિ ઘડાઈ રહી છે શસ્ત્રોમાં નિર્બળ છતાં અહિંસક રીતે પ્રબળ એવી ભારતની શાંતિનીતિનો દુનિયામાં ડંકો વાગી રહ્યો છે ભારતીય પ્રજાના વિવિધ જીવનમાં આદર્શની છાપ જોવા મળે છે આ દર્શન એટમબૉમ્બ સામે આત્મબળનો નાદ જગાવી શકે છે પરિણામ આજે

વર્તે છે સ્વાર્થ, સ્વાર્થ સાથે સંગ્રામ કરે છે. પ્રેમનો પ્રકાશ પ્રેમના અગ્નિ અથવા મોહના મહાનલમાં પલટાઈ જાય છે.

એટલા માટે પરસ્પર વ્યક્તિગત અથવા સામૂહિક સંઘર્ષને દૂર કરવાનો એક જ ઉપાય છે. જેટલી વાર અને જેટલી રીતે થઈ શકે તાદાત્મયતાનું તથ્ય લોકો સામે મૂકવામાં આવે અને એ તથ્ય પ્રમાણે જે લોકો જીવન વ્યતિત કરે છે, એમની સંખ્યા જેટલા વધી શકે એટલી વધારવામાં આવે. માનવતા, રાષ્ટ્રીયતા અને આંતરરાષ્ટ્રીયતાથી ય ઊંચી છે. એટલે, જેનાથી માનવતા ઘટે એવી કોઈ પ્રવૃત્તિ વ્યક્તિ, કુટુંબ સમાજ કે દેશ—કોઈ પણ કરે તેને રોકવાનો પ્રયત્ન કરવામાં આવે.

તાદાત્મયતામાં માણસનો મહિમા છે અને તાદાત્મયતાનું બીજું નામ માનવતા છે. એ માનવતા ટોળાંવાદથી સિદ્ધ થતી નથી. એને માટે તો દિલની ખાજી અથવા તો જિંદાદિલી જ જરૂર છે. માનવજાતિનું હૃદય શી રીતે જીવંત રહે, એને કોઈ પણ રીતે કચડવામાં ન આવે, યા ક્રૂર બનાવવામાં આવે—આ જ સૌથી મોટી સમસ્યા છે. એના ઉકેલ માટે આપણે ધર્મનો આશરો લેવો પડશે, ઇશ્વરને શરણે જવું પડશે. સ્વાર્થ અને સત્તા પ્રાયઃ માનવતાના માર્ગમાં મોટા અવરોધ ઊભો કરે છે. એને તો કેવળ પ્રેમ જ જીતી શકે છે, અને પ્રેમ પ્રભુ છે.

☆

## સાભાર સ્વીકાર

**શ્રુતિ** [ કાવ્યસંગ્રહ ] રાજેન્દ્ર શાહ; પ્ર. કવિલોક, નિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ, ૨; મૂ. ત્રણ રૂપિયા. **અલખ તારો** (ભજનસંગ્રહ) સુધાંશુ; પ્ર. હિન્દ પુસ્તક ભંડાર, પોરબંદર; મૂ. બે રૂપિયા. **શાંતિદૂત** : [ નહેરુપ્રશસ્તિ કાવ્યો ] ભૂપેન્દ્ર વકીલ; પ્ર. પોતે, કોર, સાયણ થઇને, સુરત જિલ્લો; મૂ. ચાર આના. **જશાને શાહાદત** [ હિન્દી ગીતનાટ્ય ] ગની દહીંવાલા; પ્ર. પોતે; ગોપીપરા સુરત, મૂ. એક રૂપિયો. **સંતોની જીવનપ્રસાદી** [ પ્રેરક પ્રસંગો ] મુકુલભાઈ કલાર્થી; મૂ. ૭ આના; **ધર્મચક્ર પ્રવર્તન** [ ભગવાન બુદ્ધનાં સાત પ્રવચનો ] અધ્યાપક ધર્માનંદ કોસંબી, સં. મુકુલભાઈ કલાર્થી; મૂ. બાર આના; પ્ર. બંનેના: ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ—૧૪. **વર્તમાન પત્ર કેવી રીતે તૈયાર થાય છે ?** : રવિશંકર વિ. મહેતા; **લગ્ન : છૂટાછેડા : વારસો** : ગટુભાઈ ધ્રુ. [ પરિચય પુસ્તિકા પ્રવૃત્તિની પરિચયાત્મક પુસ્તિકાઓ ] સં. વાડીલાલ ડગલી; મૂ. ચાળીસ નવા પૈસા દરેકના; પ્ર. પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, ડીસા. (બનાસકાંઠા)

રજીસ્ટ્રેશન ઑફ ન્યુસપેપર્ઝ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬, રૂલ ૮

# ફોર્મ IV અનુસાર નિવેદન

૧ પ્રકાશન સ્થળ .... .... રૂપાયતન, જૂનાગઢ
૨ ક્યારે ક્યારે પ્રસિદ્ધ થાય છે .... દર માસની બારમી તારીખે માસિક તરીકે
૩ છાપનારનું નામ .... .... ધીરેન ગાંધી
રાષ્ટ્રીયતા (નેશનેલિટી) .... ભારતીય
સરનામું ... ... રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ.
૪ પ્રકાશકનું નામ .... .... ધીરેન ગાંધી
રાષ્ટ્રીયતા (નેશનેલિટી) .... ભારતીય
સરનામું .... .... રૂપાયતન, જૂનાગઢ
૫ તંત્રીનું નામ .... .... નથી
રાષ્ટ્રીયતા (નેશનેલિટી) .... ભારતીય
સરનામું .... .... રૂપાયતન, જૂનાગઢ. (સૌરાષ્ટ્ર)
૬ માલિકનું નામ .... .... રૂપાયતન સંસ્થા જૂનાગઢ (સૌરાષ્ટ્ર)

હું, ધીરેન ગાંધી, આથી સોગંદપૂર્વક જાહેર કરું છું કે ઉપરની હકીકત હું જાણું છું અને માનું છું ત્યાં સુધી ખરી છે.

(સહી) ધીરેન ગાંધી
પ્રકાશક

તા. ૧૦-૪-૧૯૫૮

રજિ. નં. બી. ૫૧

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ : દેશમા રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. વર્ષની શરૂઆતથી જ ગ્રાહકો નોંધવામા આવે છે. વચ્ચેથી ગ્રાહક થનારને પ્રથમ અંકથી જ અંકો મોકલાય છે લવાજમ કાર્યાલયને સરનામે, મનીઓર્ડરથી જ મોકલવુ

દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પૂરતી તકેદારીથી ગ્રાહકો પર અંક રવાના થાય છે છતા કોઈ કારણસર અંક ન મળે તો પોસ્ટમા તપાસ કરી દસ દિવસમા કાર્યાલયને ખબર કરવામા આવતા ઘટતું કરવામા આવશે

પત્રવ્યવહારમા ગ્રાહક નબર અવશ્ય લખવો

'પ્યારા બાપુ' હાથકાગળ પર પણ છપાય છે તેનુ વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા આઠ અને પરદેશ માટે શિલિંગ ૧૬ છે

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન–જૂનાગઢ

# સ્ત્રીજાતિ ને શક્તિ

રામકૃષ્ણ પરમહંસ

ગણપતિ નાના હતા ત્યારની વાત છે.

એક દિવસ એમની આગળ બિલાડી આવી ઊભી. ગણપતિએ બિલાડીને એવી તો ફટકારી કે એના શરીરે લોહીનાં ટશિયાં ફૂટ્યાં. બિલાડી જેમ તેમ કરી જીવ બચાવીને નાસી છૂટી.

બિલાડી નાસી ગઈ એટલે ગણપતિ ઉમા પાસે ગયા. એમના આખાં શરીરે સખત મારના નિશાન હતાં. અત્યંત દુઃખ અને ભયથી વ્યાકુળ થઈને ગણપતિએ ઉમાને પૂછ્યું. 'મા, તને કોણે માર્યું ?'

ઉમા ખિન્ન થઈને બોલ્યાં: 'દીકરા, આ બધું તારું પરાક્રમ છે.'

માતૃભક્ત ગણપતિને એ સાંભળી આશ્ચર્ય થયું, ખેદ થયો. રડતાં રડતાં પૂછ્યું: 'મા, મેં તને ક્યારે માર્યું વળી? તું ખાલી જ મારું નામ દે છે.'

ઉમાએ ફરી પૂછ્યું: 'દીકરા, આજે તેં કોઈ જીવને માર માર્યો હતો કે નહીં, તે બરાબર યાદ કર.'

ગણપતિ તરત બોલ્યા: 'હા, બિલાડીને ફટકારીને જ અહીં ચાલ્યો આવું છું.' ગણપતિને વિચાર આવ્યો કે પેલી બિલાડી પાલતુ હશે અને તેના માલિકે, મેં બિલાડીને મારી તેનો બદલો માને મારીને લીધો હશે. તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યા.

ઉમાએ ગણપતિને ઊંચકી લઈ, છાતી સરસા ચાંપીને કહ્યું. 'દીકરા રડ નહીં. મને કોઈએ માર માર્યો નથી. પણ પેલી બિલાડી પણ મારું જ સ્વરૂપ છે. એટલે એને પડેલા મારનાં નિશાન મારા શરીર પર પડ્યાં છે. પણ તને એની ખબર ન હતી એટલે અજ્ઞાનવશ થઈને કરેલા કૃત્યમાં તારો દોષ નથી. હવેથી ધ્યાનમાં રાખજે કે સંસારમાં જેટલાં પણ નારીરૂપ છે તે બધાં મારા જ અંશમાંથી ઉત્પન્ન થયેલાં છે, અને જેટલાં પુરુષરૂપ છે તે બધા તારા પિતાના અંશમાંથી ઉત્પન્ન થયેલાં છે. શિવ અને શક્તિ વિના સંસારમાં કશું નથી.'

# આરાધના

વર્ષ ૧૧ ... [ ૧૨ – મે – ૧૯૫૮ ] ... અંક ૩ જો

બાપનો ધર્મ પ્રત્યેક બાળકને શ્રેય પૂરતું બરોબર આપવાનો છે. એથી આગળ જઈને શ્રેયને હાનિ ન થાય એવા મલાવા કરી શકતો હોય તો કરવાની એને છૂટ છે. પણ તેમ કરવાની એની ફરજ નથી

—બાપુ



( ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક )

[ ગાંધીવિચારદર્શનની અનોખી લેખમાળા ⁂ લેખાંક ૪ થો ]

ગાંધીજીએ ફિલસૂફીનો એક ફિલસૂફ તરીકે વિચાર કર્યો નથી કે તે રીતે તેની રજૂઆત કરી નથી. તેઓ તો એક દ્રષ્ટા હતા, સર્જક હતા. એમની વિચારસરણીમાંથી જગતના તત્ત્વજ્ઞાનમાં ક્રાંતિકારક ઉમેરો અને સ્થાન પામ્યો છે. એ ઉમેરો શો છે, કઈ રીતનો છે, કેટલો ઉપયોગી છે અને ફિલસૂફીના પ્રવાહને કેટલો આગળ લેનારો છે એ તપાસવું જોઈએ.

**એમાં તત્ત્વજ્ઞાન શું અને કેમ?** —જ્ઞાનની સનાતન શોધ જમાને જમાને નવા આવિર્ભાવ કરે છે અને માનવજાતના જ્ઞાન અને શક્તિભંડારમાં ઉમેરો કર્યે જાય છે. એવો આવિર્ભાવ થાય છે ત્યારે નાસ્તિકતાના તત્ત્વો પાછા પડે છે, જનતાની કમજોરી દૂર થાય છે, અંધકાર સરી જતો દેખાય છે અને નવી આશાના કિરણો પ્રસરે છે. ગાંધીવિચાર ભારતીય જીવનમાંથી પેદા થયો અને તેણે દેશમાં નવી શક્તિ અને જોમ, જ્ઞાન અને મહાનતાનો સંચાર કર્યો. એમાંથી વધુ વાર સત્યનો જય થતો દેખાયો. સત્યની સ્થાપનાની પદ્ધતિ હાથ લાગી અને એક નવું સામાજિક બળ અને શસ્ત્ર હાથ લાગી ગયાં. એનાથી ભારતવાસીઓના જીવનને જ નહીં પણ માનવજાતને એક નવો પડકાર મળી રહ્યો છે. એમાંથી એક નવી જીવનદૃષ્ટિ જન્મી છે. આ બધું કરનાર તત્ત્વો જ ગાંધીવિચારના પાયાના અંગો છે.

આ તત્ત્વોને લીધે ગાંધીવિચારમાં જૂનાંને સ્થાન ન રહ્યું, પ્રયોગશીલતા વધી, વાસ્તવદર્શન વધ્યું અને ત્યાંથી ફિલસૂફી અનુભવમૂલક પ્રયોગનિષ્ઠ વાસ્તવિક બની. ફિલસૂફીને માટે આ વળાંક નાનોસૂનો નથી, કારણ ફિલસૂફી તત્ત્વનિષ્ઠ જ હોય એવો મત સામાન્ય પ્રવર્તતો હતો. ફિલસૂફી તો માનવના સુખ અને ડહાપણ વધારનારી હોય. આ કથનનું સમર્થન કરતા ટાગોરના શબ્દો આ અંગે ઘણો પ્રકાશ પાડે છે: "આપણે એ હકીકત ધ્યાનમાં રાખવી જોઈએ કે પરમજ્ઞાન પ્રેમ અને કર્મના સાધનોથી જ પ્રાપ્ય છે. કારણ કે જ્ઞાનનું ધ્યેય ડહાપણ કે પ્રજ્ઞા (સૂઝ) છે નહીં કે પંડિતાઈ." ગાંધીવિચાર આખી જનતાનું ડહાપણ વધારનાર છે, તે માનવજાતને ઉપયોગી સૂઝ આપનારું દર્શન છે. આ હકીકત બતાવે છે કે એમાં જીવનદર્શનના સાચા મૂળતત્ત્વો પડેલા છે.

**સત્યશોધનનો ઉગમ** —હવે સહેજે સવાલ થાય કે ગાંધીદર્શનનો ઉગમ શો? સામાન્ય રીતે એવો જવાબ મળે કે ગાંધીજીની સત્યની શોધની પ્રબળતામાં જ એનો ઉગમ છે. આ કથન એકંદરે અને પ્રથમ નજરે સાચું છે પરંતુ વધુ વિચાર અને મનન કરતાં જણાય છે કે ગાંધીફિલસૂફીનો ઉગમ શ્રેયને પ્રેય કરવાના એમના સાહજિક વલણમાં જ છે. આ કથનના સ્પષ્ટીકરણ માટે થોડું વિગતે વિચારવું જોઈએ.

**માનવના ત્રણ પ્રકાર** —માણસોના ત્રણ પ્રકાર પાડી શકાય: (૧) શ્રેયાર્થી (૨) પ્રેયાર્થી (૩) ભોગાર્થી. શ્રેયાર્થી સહજપણે જીવનને હિતકર વિચાર અને કર્મ કરતો પોતાના જીવનને ઘડે છે. શ્રેયને પામી સંતોષ પામે છે અને સતત પ્રગતિ સાધે છે. એનું જીવન સાત્ત્વિક હોય છે. પ્રેયાર્થી જેમ તે કામ શોધે અને મોજ પ્રિય લાગે માટે કર્યે જાય છે. એમાં અંતે દુઃખ જ મળે તોય ફરી ફરીને પ્રિય વસ્તુઓને જ તે પકડતો રહે છે. તે મંદ કાર્ય નથી હોતો પણ ઘાયલ એના જીવનનું લક્ષણ હોય છે. તે મોટે ભાગે રાજસિક હોય છે. ભોગાર્થી મોટે ભાગે સુખદુઃખના ભોગ ભોગવતો છતાં મંદ જ હોય છે. તે સુખ ભોગવે છે તો તે આવી મળ્યું છે તેથી. પ્રેયાર્થીની માફક મહેનત કરીને પ્રેય મેળવવા મથતો નથી. દુઃખ આવી પડે છે, દુઃખી થાય છે તોય તે દૂર કરવા જેટલો પણ હાથનો થાતો નથી. એટલો તે મંદ છે. આમ તેના સુખદુઃખ પણ રાજસિક નહીં પણ જડતાના જ સૂચક હોય છે. આ દૃષ્ટિએ વિચારતાં સુખ ભોગવતો ધનિક દેખાવે રાજસિક લાગે પણ ખરેખર તો તે તામસ પ્રધાન ભોગાર્થી જ હોઈ શકે. આવી પડેલા સુખદુઃખને કશી મહેનત વગર ભોગવે તે ભોગાર્થી. તેવા જડતા અને મંદતા જ હોય છે. આ પૃથક્કરણ સાચું હોય તો એમ કહી શકાય કે મોટાભાગનો નસીબવાદી માનવસમુદાય ભોગાર્થી છે. નસીબવાદી પણ મહેનતુ અને મોજીલાં પ્રેયાર્થી છે. શ્રેયને માટે જ મથનારો વધુ નાનો વર્ગ જ શ્રેયાર્થી છે. સમાજમાં આ ત્રણ વર્ગો જોવા મળે છે તેમ આ ત્રણેય વૃત્તિઓ દરેક માણસમાં પ્રમાણે

સમયે ઓછી વધતી કામ કરતી પણ જોવા મળે છે.

**મહાશોધાર્થી ગાંધીજી:**—ગાંધીજી નાનપણથી જ શ્રેયાર્થી હતા. નાનપણમાં એમનામાં નાની મોટી નબળાઈઓ હતી એમ એમની આત્મકથા પરથી લાગે છે. પણ એ બધી તેઓ દૂર કરી શક્યા તેનું મૂળ અને મુખ્ય કારણ તેમનામાં રહેલી જન્મથી મૃત્યુ સુધી વધતી ગયેલી શ્રેયસાધનાનું પ્રખર વલણ છે. એમના શિક્ષક પાસેના છોકરામાંથી ચોરી કરવાનું સૂચવે છે ત્યારે તેઓ સત્યને જ વળગી રહે છે. તે સત્યાસત્ય સ્પષ્ટ નિર્ણયશક્તિથી નહીં પણ શ્રેય પ્રેય વચ્ચે શ્રેયની પસંદગીથી જ કરી શકે છે. નાનપણથી જ સેવા કરવાનો શોખ હતો. તે સેવામાં રહેલા સત્યના જ્ઞાનથી નહીં પણ શ્રેયની ભાવનાથી પ્રેરાઈને સેવામાં મઝા માણતા હતા. કટોકટીના પ્રસંગોએ અને જીવનના મહાન કટુઘાત વખતે પણ અંધકારમાં માર્ગ સ્પષ્ટ દેખાતો ન હતો અને સત્યનો નિર્ણય કરવો મુશ્કેલ હતો છતાં એક પછી એક ઉપવાસાદિ પગલાં વડે મુશ્કેલીઓમાંથી માર્ગ નીકળતો હતો. સત્ય સ્પષ્ટ ભાસતું નહોતું તેમ છતાં એમને ક્રિયાક્ષેત્રમાં કોણ આગળ ને આગળ ધકેલતું હતું? એમની શ્રેયસાધના જ એમને છેવટ સુધી કામ દેતી હતી. અને એના દોર્યા જ જન્મથી મૃત્યુ સુધી તેમણે જીવનનો માર્ગ અનેક મુસીબતો, અડચણો અને આફતોમાંથી સફળતાપૂર્વક ખેડ્યો.

**શોધનું વ્યાપક ક્ષેત્ર:**—આટલા મુદ્દાના પૃથક્કરણ પછી પ્રતિપાદિત કરી શકાય કે ગાંધીજી પ્રધાનતઃ અને આજન્મ આમરણ શ્રેયાર્થી હતા અને રહ્યા. તેઓ સાચા શ્રેયાર્થી હતા તેથી જ સત્યાર્થી બની શક્યા. સારું ગણાતું તે પણ સત્યના આધાર વગર શક્ય થાય કેમ? શ્રેયનો આધાર જ સત્ય છે. સત્ય વગર સાચું કલ્યાણ ક્યાંથી? શ્રેયાર્થીપણાની પ્રબળ ભાવનામાંથી ગાંધીજીમાં સત્યની શોધ પ્રગટી. અને શ્રેયસાધના સત્યસાધના બની રહી. શ્રેય અને સત્ય એક બની રહ્યાં. ગાંધીજીએ જીવનને શ્રેય ભાવનાથી શોધ્યું અને સત્યોની શોધ કરતા ગયા. શ્રેય ભાવના સર્વ સંયોજિત ભાવના છે. એમાં સત્ય શિવ સુંદરમનો મહાન એકરૂપ સુમેળ છે. તેથી સત્યાગ્રહદર્શન શ્રેયમંત્ર અને સર્વાંગદર્શન બની રહ્યું.

**આનું ઉદાહરણ:**—દક્ષિણ આફ્રિકામાં તેમણે બધા ધર્મોનો અભ્યાસ કર્યો. તેમની આગળ કંઈક લાલચો પણ થઈ અને શોધન વર્ષો સુધી ચાલુ રહ્યું. પણ તે ગાળા દરમ્યાન તેમને સ્વધર્મમાં ટકાવી રાખનાર તત્ત્વ હોય તો તે એમની શ્રેયસાધના હતી. એ શ્રેયસાધનામાંથી જ સત્યાગ્રહનો જન્મ થયો.

**શ્રેયનું મૂળ શ્રદ્ધા:**—ગાંધીજીની આ સતત સત્યસાધના અને શ્રેયસાધનાનું મૂળ શું? ગાંધીજી પોતે જ જવાબ આપે છે કે શ્રદ્ધા એમના જીવનોત્કર્ષનો પાયો છે. ઉચ્ચ ધ્યેય, વિચારો અને ગુણો પર અચળ શ્રદ્ધા નાનપણથી જ એમનામાં હતી. પ્રહ્લાદની ભક્તિ નાનપણથી જ દિલમાં વસી અને સત્ય તથા સેવાના સ્વપ્નાં ત્યારથી જ આવતાં હતાં. રામનામ પણ ત્યારથી જ હૃદયમાં કોતરાયું અને તે જીવનમાં એટલું ઓતપ્રોત થયું કે ગોળી ખાતા મરણ સમયે પણ તે જ સહજ બોલાયું. માનવજીવનના ઉચ્ચતમ ધ્યેયમાં દૃઢ શ્રદ્ધા એમનામાં સહજ હતી. અને તેથી ગીતાવાક્ય અનુસાર શુદ્ધ શ્રદ્ધાવાળા બની પોતાના ધ્યેયને પોતામાં ઘણે અંશે મૂર્તિમંત કરી શક્યા. યોગશાસ્ત્રે પણ શ્રદ્ધાદિને જ ધ્યેયપ્રાપ્તિનું સર્વોત્તમ સરળ સાધન ગણાવ્યું છે.

શ્રદ્ધાવીર્યસ્મૃતિસમાધિ-પ્રજ્ઞાપૂર્વક ઇતરેષામ્ ।

પાતંજલ દર્શન—પ્રથમ પાદ (સૂત્ર-૨૦)

**આ સૂત્રની સમજુતી:**—યોગશાસ્ત્ર આ સૂત્રમાં સૂચવે છે કે આમ મનુષ્યનો વિકાસ તેના શ્રદ્ધાદિ વડે થાય છે. એની શ્રદ્ધા દૃઢ થતાં એનામાં શક્તિ અને ઉત્સાહ જન્મે છે ઉત્સાહમાંથી જાગૃતિ વધે છે. અને જાગૃતિમાંથી એકાગ્રતા વધે છે. અને એકાગ્રતામાંથી પ્રજ્ઞા કે સૂઝ પેદા થાય છે. સામાન્ય મનુષ્યના વિકાસનો આ ક્રમ છે. પણ એનો મૂળ આધાર તેની શ્રદ્ધા પર રહેલો છે ગાંધીજીનો જીવનવિકાસ આ સૂત્રના અનુસાર આરોહણ થતો પામ્યો.

**શ્રદ્ધાનો ઉગમ:**—શ્રદ્ધાનો વ્યવહારુ પ્રશ્ન ઊભો થતો ઘણી વખત ગૂંચવાય છે, કે આવી શ્રદ્ધા લાવવી ક્યાંથી? ગાંધીજીનો વારસો ધાર્મિકતાનો હતો, માતપિતાના ઉત્તમ સંસ્કાર એમનામાં ઉતર્યા હતા. અને નાનપણનું વૈષ્ણવ ધર્મનું વાતાવરણ એમનામાં નાનપણથી આવી શ્રેયશ્રદ્ધા જન્માવી શક્યું. જેને આવું વાતાવરણ ન મળે તેવા અનેકોનું શું? આનો જવાબ પણ ગાંધીજીના શ્રદ્ધાવિકાસમાંથી પામી શકાય છે. ગાંધીજીમાં આવી શ્રદ્ધા નાનપણમાં સહજ હોવા છતાં જુવાનીમાં થોડો નાસ્તિકતાનો ગાળો પણ આવી ગયો હતો. એમ તેઓ આત્મકથામાં નોંધે છે. થોડો વખત વળી

કેટલીક અવગી સોબતમા પણ ચડવાનું થયું. આ બધા-માંથી બચાવનાર કોણ? તેમની શ્રેય પ્રાપ્તિની સતત ક્રિયા એમની પ્રગતિ માટે જવાબદાર છે. સતત ઉત્તમ ક્રિયા શ્રદ્ધાની માતા છે જેવી ક્રિયા તેવી શ્રદ્ધા. જગતમા માનવ માત્રનો આ અનુભવ છે. શ્રદ્ધા આત્મવિકાસનું મૂળ છે, જેવું કામ તેવી કુશળતા અને તેમાથી તદ્દનિષ્ઠ આત્મવિશ્વાસ કે આત્મશ્રદ્ધા જન્મે છે. આ સામાન્ય સાર્વત્રિક અનુભવ છે. એ મુજબ શ્રેય ક્રિયા શ્રેય શ્રદ્ધા જન્માવે એ સહજ છે. ગાંધીજીની શ્રેયશ્રદ્ધાના મૂળાધાર એમની સતત શ્રેયક્રિયા છે. જરીક આડે જવાનું થયું કે ઠેસ વાગી જ છે અને તરત સીધે રસ્તે ચડી જવાનું થયું. આનું મુખ્ય કારણ એમની સતત શ્રેય સાધના છે

આ ક્રમે આત્મજાગૃતિ વધતા શ્રેયનું શોધન થવા માંડ્યું અને શ્રેય સાધના સમાન સર્વાંગી સત્યસાધના બની રહી શ્રેય અને સત્ય જાણે કે એક બની રહ્યા. એમના જીવનદર્શનનો મુખ્ય આધાર સત્યની શોધ છે તેથી જ તેઓ પોતાને સત્યશોધક તરીકે ઓળખાવતા અને આ શબ્દ જ એમના જીવનશોધનનો સાચો પરિચય આપે છે.

સત્ય વિચારણા અને આમ લોકઃ—અનુભૂતિમૂલક વ્યવહાર્ય ફિલસૂફીના આ પ્રગટીકરણમા એક બીજી પણ વિશેષતા ધ્યાન ખેંચે એવી છે જીવનમા ઊંડા ગહન સત્યો એનાથી સરળ રીતે પ્રથમ વાર રજૂ થઈ શક્યા. આમ મનુષ્યને જીવનના ગહન ગણાતા વિષયમા પ્રવેશ મળ્યો. તેને તેની સમજ પડવા લાગી જીવન વિચારણા જેવા વિષયને પણ લોકભોગ્ય, લોકવ્યવહારને લાયક બનવાની તક મળી. સામાન્ય મનુષ્ય પણ સત્યાસત્યનો વિચાર કરવા લાગ્યો અને તે મુજબ કાર્ય અકાર્યનો નિર્ણય કરવા વિચારતો થતો તત્ત્વચર્ચા અને સત્યચર્ચા કેવળ વિદ્વાનોનો જ વિષય મટી આમજનતાના પ્રત્યક્ષ વ્યવહારનો વિષય બન્યા સત્ય શું, અસત્ય શું અને સત્યાગ્રહ શું એ વિષે લાખો કરોડો લોકો આછું વધતું વિચારતા થયા. તત્ત્વચર્ચાની દૃષ્ટિએ આ નાનીસૂની વાત નથી. તત્ત્વચર્ચાના ઇતિહાસમા એક શાંત ક્રાંતિ આવી અને તેમા પણ ભારે મૂલ્યપરિવર્તન થયું. એનાથી નિષ્ણાતો, વિદ્વાનોનો અને તજજ્ઞોનો અહંકાર તૂટ્યો. તેમનો પોતાના વિષય પરનો ઇજારો જાણે કે જવા લાગ્યો.

જીવનોપયોગી ફિલસૂફી—ગાંધી-વિચારણામા બધું જ નવું છે અને તે જ છેવટનું છે એવું તો કોઈ કહી શકે એમ નથી. અલબત્ત પહેલા કદી ન જોવા મળે એવી મૂળગામી દૃષ્ટિ એમના દર્શનમા પ્રગટ થાય છે જ. કેટલુંક ચાલતું આવેલું દર્શન નવી રીતે પ્રગટ થતું પણ જોવા મળે છે, કેટલીક વ્યક્તિગત મનાતી બાબતો બધા પક્ષની સામાજિક સ્વરૂપે પ્રથમ વાર પ્રગટ થતી જોવા મળે છે, અને ઘણી વાર સનાતન સત્યો જ પોતાની વ્યાખ્યા મુજબ નૂતન રૂપે વ્યક્ત થતા દેખાય છે. ગાંધીજીએ એક વૈજ્ઞાનિકની અદાથી સત્યનું દર્શન કરવા પ્રયોગો કર્યા, દૃષ્ટાની પ્રતિભાથી તેનુ દર્શન કર્યું, કર્મયોગીની પ્રખર સાધનાથી તેને વ્યવહાર કર્યા અને યોગીના વિવેકથી તેની શુદ્ધિ કરતા રહ્યા. આ કારણે જ આજના વિજ્ઞાનયુગની માગની પૂર્તિ કરવાની બધીય લાયકાત એમની ફિલસૂફીમા જોવા મળે છે વૈજ્ઞાનિકો જડ સત્યોને પકડે છે અને તેની એકાગ્રતામા કસાઈ જઈ એકબીજાની વિરુદ્ધના નતીજા પર પહોંચે છે. ગાંધીજીએ જીવનના સત્યોને પકડવા પ્રયત્ન કર્યો અને પરિણામે સર્વાંગી સમન્વયકારી સુસંવાદિત વિચાર અને ક્રિયાની પદ્ધતિ જ બતાવી શક્યા આવી પદ્ધતિ જ આ વિજ્ઞાન અને અણુયુગની માગની પૂરતી કરી શકે જીવન સત્યમાંથી ઊગેલી વિચારણા જ જીવનોપયોગી ફિલસૂફી આપી શકે. ગાંધીજીએ તો સહેજ માનેલું કે જો એકને સારું શક્ય છે, તે બધાને સારું શક્ય છે. એટલે તો એમણે આચરેલા પ્રયોગોની સફળતા સૌને સારુ ઉપયોગી છે. આ કારણે તો એમણે એમ કહેવાની હિંમત કરેલી કે મારું જીવન મારો સંદેશ છે

૬

કોઈ માણસ જ્ઞાન પ્રાપ્ત કરે છે ત્યારે મેળવીને તે બેસી ન રહેતા, તેના વિકાસ માટે બીજાને પ્રદાન કરતો રહે છે, અને જેને ઈશ્વરે સ્નેહ આપ્યો છે તે તેની સતત વૃદ્ધિ માટે બીજાઓમા વિસ્તારતો રહે છે, જીવનની વ્યાપકતા આનાથી કદી ન કોઈ શકે. એ સંતોએ, જીવનયોગીએ જોયું અને પ.પૂ. પરાશે.પ. હિન્દ, જીવનને સમસ્ત માનવજાતમા વ્યાપક કરવા સતત પુરુષાર્થ કર્યો. એ ધર્મદિક્ષા વાસ્તવમા તો જીવનદિક્ષા જ ગણાય. —અ

શહેર વિકસતુ ગયુ તેમ તેમ આસપાસની ખેતીની જમીન પણ વેચાતી ગઈ અને તે પર બગલાના ઊભા થવા લાગ્યા બગલાના સોસાયટીઓ પણ થઈ

પ્રવાસીથી ક્ષિતિજ આઘે ને આઘે તેમ શહેર આગળ વધતુ ગયુ ને ખેતરો પાછળ હટતા ગયા

ખેતરને વાડ હોય તેમ બગલાને કપાઉન્ડ અને ખેતરમા પાક હોય તેમ કપાઉન્ડમા બગીચો હોય

ચદુભાઈએ મોટો બગલો બાધી વિશાળ કપાઉન્ડ બાધી પછી બગીચાની તૈયારી કરી ખેતરાઉ જમીન કસવાળી તો ખરી જ, વળી, પાસેના કપાઉન્ડમા હોય તેના કરતા વિશેષ સૌન્દર્ય વૈભવ હોય તો જ વાત થાય ને?

ચદુભાઈનો દીકરો બહુ હોશીલો એના અભ્યાસખડમા જુદા જુદા અનેક ફિલ્સૂફોના તત્ત્વજ્ઞાનના પુસ્તકો હારોહાર પડી રહે તેમ, બાગમા દુનિયાભરના ફૂલો વેલાઓમાથી જેટલા વાવી ઉછેરી શકાય તેને ઉછેરવાની એને હોશ પૈસા હોય, શ્રમ પૂરી કરવાની અનુકૂળતા હોય પછી પ્રયોગો ચાલે જ

અનેક અખતરા કર્યા પણ બધા ફૂલવેલને ઉછેરવામા સરખી સફળતા મળી નહી કેટલાક અનાયાસે પાગરે તો કેટલાક હજાર પ્રયાસે પાગરે નહી, ઊગે તો ખીલે નહી–વિકસે નહી ક્યાથી પાગરે? એકસરખી જમીન, એકસરખી આબોહવામા જુદી જુદી અપેક્ષા રાખતા ફૂલછોડ વેલા સરખા કેમ પાગરે?

દરિયા કિનારે નાળિયેરીની શોભા જોયા પછી વળી, નાળિયેરી ઉગાડવાનુ સૂઝ્યુ પણ ઓછા ક્ષારવાળી અને પ્રતિકૂળ હવામાનના વાતાવરણમા નાળિયેરી પૂરા તોરથી શી રીતે પાગરે?

ખાતર, મીઠુ, પાણી અને સરસ માવજત–આટલા વાના પછી નાળિયેરી ઉછરી તો ખરી, પણ ઝાઝા ફળ લાગે નહી લાગે તે ય નાના પાણી ઘણુ ઓછુ ને વળી સ્વાદિષ્ટ નહી

એની ફરિયાદ કરતા એક વાર ચદુભાઈનો દીકરો કહે 'નાળિયેરના ફળ નાના, પાણી ઓછુ ને વળી સ્વાદિષ્ટ નહી માવજત તો પૂરી કરીએ છીએ '

'પ્રતિકૂળ જમીન અને પ્રતિકૂળ હવામાનમા આનાથી સારુ પરિણામ ન આવે–શોખ પોષાય ખરો–ગમો તો એટલો જ એનો ઉપયોગ પણ હવે તો એવુ ઘણુ આવે છે આ તારો જ દાખલો લઈએ ચદુભાઈ સારુ કમાય છે અને તારુ ભણતર ને શોખ આગળ વધે છે તે સારી વાત છે તુ વિદ્યાર્થી ચળવળમા ભાગ લે છે, રાજકારણના વર્ગોમા વ્યાખ્યાન આપે છે–એનુ ફળ તને તો શોખરૂપે જ ફળશે, કદાચ કોઈ અનુકૂળ પરિસ્થિતિ અને વિચારવાળા વિદ્યાર્થીને તારા વર્ગભાવના ક્રાન્તિના વિચાર ફળે ખરા કદાચ તારા જીવનમા ય એ વિચાર રહેશે તો ખરા, પણ નાળિયેરીને કોઠે જેમ જમીન હવામાન પડતા નથી તેમ તારે ય કોઠે નહી પડે એટલે એના ફળ પણ આ બગલામા તે નાળિયેરી ઉછરી છે તેવા જ ઉતરવાના માવજત ભલે કરતો રહે પણ એમા મૂળનો પૂર્ણ સ્વાદ નહી હોય સોસાયટીમા જેમ તારા બગીચાની ચર્ચા થતી રહે છે તેમ તારી ઉદ્દામ વિચારસરણી અને જ્ઞાનની ચર્ચા પણ મિત્રોના વર્તુળોમા થતી રહેશે–ફળ કહો તો એ ને ઉપયોગ કહે તો પણ એટલો જ!'

'તમે તો પરંપરાવાદી જેવુ બોલો છો પ્રયોગો વિના વિકાસ ન થાય, એમા નિરાશા મળે તેથી નિરાશ ન થવાય તમે નિરાશાવાદી જેવુ બોલો છો '

'ખરી રીતે પરંપરા હોય ત્યા જ પ્રયોગ થાય અને તો જ વિકાસ થાય સાગર કિનારે નાળિયેરીના પ્રયોગ થવા જોઈએ પછાત વર્ગમા જ ક્રાન્તિનો વિચાર ગયવો જોઈએ પણ ભદ્રસમાજ એક નવી પરંપરા સ્થાપવા માગે છે પોતાના રજન માટે, શોખ માટે એ પ્રયોગો નથી ' મારો એ જવાબ અને રુચ્યો હોય એવુ લાગ્યુ નહી

બાબુભાઈ પચાવન વર્ષે નિવૃત્ત થયા પેન્શનના પૈસાથી ઘરનો વિસ્તાર ચાલે નહી, ને નોકરી કાઈ એવી ન હતી કે તેની બચત પાછળી જિંદગી સુધી પહોચે મહોલ્લામા એક વકીલ સાહેબ વાચનાલય-પુસ્તકાલય ખોલી ગયેલા, શાળાના મકાનમા તે ચાલે ઓનરરી વર્કરો દરરોજ એ કલાક ખુલ્લુ રાખે લોકો બરાબર લાભ લઈ શકે નહી બાબુભાઈએ મહીને પદરના પગારે એ લાયબ્રેરીઅનની નોકરી સ્વીકારી લીધી! સવારના સ્થાનિક છાપા આવે તે બોર્ડ પર માડી વાચનાલય ખોલી, એકાદ છોકરાને પોતાની ખુરસી પર બેસાડી બાબુભાઈ શેઠિયાઓના શાકભાજી લેવા બજારે જાય અગિયારસ ને એકટાણા માટે શેઠાણીઓ ફ્રૂટ ફરાળની અનેક નાની નાની ચીજો પણ મગાવે 'જો, જો બાબુભાઈ, બધુ બરાબર આવે હો! ગઈ વખતે તમે કાજુ પોચા લાવેલા–એવુ હશે તો પાછુ દઈશ!' આવી અનેક ચેતવણીના જવાબમા 'હા, હા' કરતા હાથમા ઝોળીઓ ઝુલાવતા બજારે ઊપડે

રસ્તામા કોઈ પૂછનારા ય ઊભા રાખીને પૂછે 'કેમ બાબુભાઈ, રમણલાલની નવી નૉવેલ આવી કે? જો, જો આ ફેરે વળી ન ઉડાવતા! શેઠના દીકરા પાસે ન પહોચી જાય!'

'અરે, નારે! હજી આવી જ ક્યા છે? આવશે એટલે પહેલા તમને આપીશ, બસ? જયજય!'

દરેક વારે બાબુભાઈની સવારી ભરચક ઝોળીઓ સાથે પાછી ફરે શેઠાણીઓના વાધા વચકાનો નિકાલ લાવતા સહેજે અર્ધો કલાક નીકળી જાય બારણે નીકળી ગયા પછી પણ, 'એ બાબુભાઈ, આ આની તો લીમી છે, લઈ જાવ, બદલાવી લાવજો!' આમ રાડ પડે અને શાતિના સાગર જેવા બાબુભાઈ કોથળી જેવા ગજ્જામા હાથ નાખી તરત આની બદલી આપે ત્યા વળી કઈક સાભરે એટલે, 'પેલી ચોપડી વંચાઈ રહી હોય તો '

'તમે તો ભારે ઉતાવળિયા! મારી ભાણીજ કુમુદ કૉલેજમા ભણે છે એને એ ચોપડી ભણવામા ચાલે છે તે પદર દિવસ માટે વાચવા લઈ ગઈ છે લાવશે એમા ઉઘરાણી શુ કરી!'

'એ તો હુ જરા પૂછતો હતો હતો વારુ, વારુ, રાખજો આ તો સમય થઈ ગયો એટલે પૂછ્યુ હુ તમારા નામ પરથી કાઢીને કુમુદના નામ પર ચડાવી દઉ ને!'

'તે બધુ તમે જાણો હા, તો હમણા મરચાની સીઝન છે, તે નમૂના લેતા આવજો, ભાવ પણ જાણી આવજો!'

'એ હા' કહીને બાબુભાઈ પગથા ભરે

લાયબ્રેરીમા પહોચે એટલે કેટલાક ટાપીને જ બેઠા હોય

'પેલો દલસુખ, એક કલાકથી ' 'હાથમાથી મૂકતો જ નથી અમારે વાચવુ છે!'

'પેલો રમણ ફરવાણામાથી ચિત્ર કાપીને લઈ ગયો!'

'' 'નો ખાસ અક કેમ દેખાતો નથી?'

–આવા તો અનેક પ્રશ્નોના જવાબ ટેબલની ધૂળ ઝાપટતા ને ઘડિયાળમા નજર નાખતા, બાબુભાઈ કડે પેટે આપે

ત્યા તો ટપાલ આવી પહોચે

'કઈ નવી ચોપડી આવી?'

'પેલુ માસિક મને આપજો'

એવી સૂચનાઓ પણ વાચકોમાથી તરત મળી જ જાય

કોઈ માનીતો તો સીધુ બાબુભાઈના હાથમાથી જ પૅકેટ લઈ લે!

'અલ્યા, મારે નોધવાનુ છે હજી!'

તે સાજે નોધજો ત્યા સુધીમા તો વાચીને

આપી દઈશ.

'ના, ના. એમ ન ચાલે.'

'લ્યો, ત્યારે જરા અહીં જ નજર ફેરવી લઉં!'

ત્યાં કંઈ યાદ આવે એટલે એકાદ ઓળખીતા છોકરાને બોલાવી 'આ શાહભાઈની થેલી ઘરે આપી આવ તો!' કહે ત્યાં સામેથી સૂચના મળે· 'મને સાત સૂંઢના હાથીની વાર્તાની ચોપડી આપજો હો!'

'વારુ, વારુ. જો સાચવીને દઈ આવજે હો!'

બારમાં પંદર કમ હોય અને બાલુભાઈ ખુરશી પરથી ઊભા થઈ જાય. ખુલ્લા કબાટોને તાળાં મારવા માંડે 'એ, ઝટ ઊઠજો! ટાઈમ થઈ ગયો છે.'

'બાલુભાઈ, તમે તો ભારે ઉતાવળા! હજી તો બારમાં દસ મિનિટ છે. ઘડિયાળ પણ આગળ છે આ વાર્તા મારે પૂરી કરવી છે.'

'અલ્યા, હવે તો હાથમાંથી ચોપડી છોડ! આ એક કલાકથી હાથમાં પકડી રાખી છે તે! જતાં જતાં યે એક નજર નહીં નાખવા દો!'

વાચકોમાં અંદર અંદર એ ચલાવ્યું ચાલે ત્યાં ઉપરની શાળાનો પટાવાળો આવે 'સાહેબે ફલાણા ફલાણા છાપા મંગાવ્યા છે!'

'ટેબલ પરથી ઉપડાવી લે.' 'ભાઈઓ હવે તો ઊઠો, આ છેલ્લું બારણું જ દેવાનું બાકી છે.'

કૂંચીનો ઝૂમખો ગજવે નાખી હાથમાં લાકડી લઈ બાલુભાઈ વિચાર કરે: કોને કોને વાયદા આપ્યા છે? ઠીક, યાદ આવ્યું. અમુક અમુકની ચોપડી તો આ ઝોળીમાં નાખી લીધી છે. બાકીનાને જવાબ દઈશ. ચાલો થયું.

પંદર રૂપિયામાં આ જ જાળ! અરે જંજાળ શેની! આ પાંચ માણસમાં પૂછાઉં છું તે ઓછું! કેટલાકને ગુસ્સે કરું છું એ પણ ખરું. પણ બધાને તો ક્યાંથી પહોંચી વળાય? ઠીક, એ રીતે ય લોકો બે વાત તો કરે છે! ઘરે બેઠો હોત તો કોણ પૂછવાનું હતું કે બાલુભાઈ કેમ છો! ને આમ પણ છુટક છુટક શું ઓછું મળે છે! સંબંધનો લાભ પણ ક્યાં ઓછો છે? ને વરસ દહાડે બોલી તો 'ઓહો!' આ જમિયતરામ વકીલ માણસ સારા કે આ લાયબ્રેરી કાઢતા ગયા.

'કાં બાલુભાઈ, હવે જોતા યે નથી કે? શા વિચારમાં છો?'

કોઈની હાકે બાલુભાઈની વિચારધારા અટકે

☆

### સરિતા

કરુણાની ધારા વહેતી સરિતા,
નથી એક સ્થાને રહેતી સરિતા
પ્રવાહો, તરંગો, વમળ, ઉગ્ર મોજાં;
બધું યે સહેતી વહેતી સરિતા
કદી ગાન મધુર, કદી ગીત-લહરી;
સુણે તેમને નિત કહેતી સરિતા
ઝિલમિલ શી મલકતી, હીંચતી એ
ગિરિ-કંદરામાં રહેતી સરિતા
દઈ દેતી જળ માંગતાં અંજલિનું;
ખુશીથી મળ્યું સેઈ લેતી સરિતા
કદી પાપનો ભાર પણ કોઈ દેતું,
સ્વીકારી લઈ તે વહેતી સરિતા
રહી આત્મનિર્ભર, કરી આત્મગુંજન;
વહેવું જીવન એ કહેતી સરિતા

અનિલ

### એમ થાતું

હે કવિ!
સુપ્રભાત તારાં સ્પર્શ શું ગાતો નથી
હું નથી કે અંધ
આંખો નથી મુજ બંધ
અંધારે અટવાતો નથી હું, હે કવિ!
તેં જ સર્જી ચાંદની
આ ખધી ઝળહળ પૃથ્વી, શી પરી!
આ શરદ ને આ વસંત
આ વ્યોમ ચંદરવો અનંત
આ માનવી વાદળાં ને આ રવિ,
હે કવિ
હે કવિ!
અંત પાસે આવતો લાગે છે મુજને
એટલે વિનવું છું તુજને
હું ચહું છું, અંત ને આખર ઘડી
થઈ શકું તારા કવન કેરી કડી

મનહરલાલ ચોકસી

પણ પટેલને વિશેષ આનંદમાં હોવાને બદલે કંઈક કંટાળેલા જોઈને મને અચંબો થયો.

'કાં પટેલ, થાક લાગ્યો છે શું? આજે તમારે વધારાનું ને અણધાર્યું કામ આવી પડ્યું એટલે થાક લાગે તો ખરો,' મેં કહ્યું.

'એમ, કામથી કંઈ થાક લાગતો નથી, ઊલટો પોરસ ચડે. પણ માણસને થાક લાગે છે, માણસનો!'

'એ તો ગમે તેવા શહેરના છોકરા રહ્યા એટલે આ લાવો ને તે લાવો કહ્યા જ કરે. ગ્રીષ્મની રજામાં ગામડાનું નિરીક્ષણ પરીક્ષણ કરવા નીકળેલા તમારી વાડી સગવડવાળી એટલે અમે ત્યાં ધાડું વાળ્યું. પણ તમારે માટે આ કાંઈ નવું થોડું છે!'

'નવું તો કંઈએ નથી. માણસ કોને બારણે? હું તો એવું માનનારો. ને શહેરના માણસોનોય અનુભવ નવો થોડો છે? પણ થોડા અવળમતિયા હોય ત્યારે કંટાળો આવે.'

'હા, કંઈ નવાજૂની કરી?'

'બીજું તો શું કરે? સૌને મઝાની સૂવા બેસવાની સગવડ કરી દીધી. રોંઢા વાળે મેં જાતે પાણી કાઢી દીધું તો રેંટ અમારે કૂવો અભડાવ્યો જ. સિગારેટનું ઠૂંઠું ફેંકીને ગોદડાનો ગાભો બાળ્યો. કેટલાકે વળી સમ ખાવા પૂરતા પાચ આંબા છે, ને તે પરથી છાનામાના કેરી તોડી ખાધી. ખાધી હોત તો લેખે લાગત પણ બગાડી. એમ જ કહો. એટલે કંટાળો આવ્યો. બાકી આમ તો ટોળાનો આગેવાન કેટલીક બેનું સારા હતા. એ સૌએ ગીતો ગાયાં ત્યારે તો મારા ઊંની ગયો. પણ પછી એમ થાય સોનાની થાળીમાં આ લોખંડની મેખ શીદને?'

પટેલ માણસની આજ તો સુરેકેની છે. આ તમે ધામ ગરણ લેશા ન બાંધો. પણ કોઈવાર, કોઈ કોઈ માણસને જોઈને લાગે છે કે ભગવાને ઘાસ ગદમનો ભેગો પૂળો કર્યો છે!'

'આ તમે ઠીક કહ્યું,' પટેલે સહેજ મરકીને કહ્યું—'ગામની તપાસ શા માટે કરવા આવેલા?'

'બધું ગણી ગોઠવીને અહેવાલ બહાર પાડશે. આપણી જરૂરિયાતો, ગામડાના વર્ગો, વસતી દીઠ આવક—બધું તારવી ગામડા વિશે લોકોને ખ્યાલ મળે એ હેતુ.'

'તેમાં આ લોગ કરી ગયા એનું કંઈ નહીં આવે!' પટેલે જરા વ્યંગમાં પૂછ્યું.

'પટેલ, માણસને પોતાનાં છિદ્રો ચાદરણાં લાગે એ શેનું લખે! કોઈ સ્મરણ લેખ સુદ્ધાં લખશે અને તમારી વાડીની વાત કરતાં ગોકુળ સંભારશે.'

'ત્યારે ઘાલ્યું! આ તો બકરી આંબાના પાન ખાઈ ને આંબા સાથે પીઠ ઘસી જાય એવું કર્યું! પણ ઓડકાર તો ખાની આંબાના પાનના જ આવે ને!'

'હા બરાબર એવું જ. લો આ તીરથની જ વાત કરું. ઘાટ પર આજુબાજુ થાંભલા રોપ્યા હોય છે. વચ્ચે ક્યાંક સાંકળ પણ હોય છે. તે એટલા માટે કે નાહનારા એનાથી આગળ ન જાય. કેમકે તેનાથી આગળ ક્યાંક ઊંડું પાણી હોય ને નાહનારો ફસાય. પણ કોઈ કોઈ નહાનારા નાહીને એ થાંભલા સાથે પીઠ પણ ઘસે! ફરી નહાય. નતરા ફરી ગાડે પુણ્ય બાંધી થાંભલાને મેલ વળગાડતા જાય. આ એવું કર્યું પેલા ભાઈઓએ!'

'હો, હો. આ તમે ઠીક દાખલો દીધો. પણ મેં તો એ બધા ગયા કેડે હોજ ચાલુ કરી નાહી લીધું છે—મેલ ધોઈ નાખ્યો છે!'

'આ તમારો કંટાળો ગયો, જીવ ખુશ થયો. એટલે મેલ તો ગયો જ છે એમ માની લઉં છું,' મેં કહ્યું અને અમે છૂટા પડ્યા.

# ઉષ્ણતામાન કેમ વધતું જાય છે?

☆

દર ઉનાળે ગરમી જાણે ઉત્તરોત્તર વધતી જતી હોય એમ લાગે છે કોઈ કહે છે, જંગલો સાફ થતા જાય છે, જુદી જુદી નદીઓમાં વહેતા જતી કોઈ નદીનો પ્રવાહ પાતળો પડતો જાય છે, અણુ ધડાકા થતા રહે છે આદિ કારણોથી ગરમી ક્રમશઃ વધતી જાય છે

વધતી જતી ગરમી માટે ઉપરનાં કારણો પણ થોડો ઘણો ભાગ અવશ્ય ભજવે છે પણ મુખ્ય કારણ તો છેલ્લા વર્ષોમાં વધુ ને વધુ ઔદ્યોગિકરણ થતું રહ્યું છે તે હોવાનું જાણીતા શાસ્ત્રીઓએ નિદાન કર્યું છે તે યોગ્ય જણાય છે

૧૯૦૦ થી તે આજ સુધીના ઉષ્ણતામાનના આંકડાઓનું પૃથક્કરણ કરી નિષ્ણાતોએ શોધી કાઢ્યું છે કે દરેક સદીએ વાયુમંડળનું સરેરાશ ઉષ્ણતામાન ૧ અંશ શતાંશ વધતું જાય છે

ઉષ્ણતામાન કેમ વધે છે? નાનામોટા અનેક કારખાનાઓ મિલો રોજ રોજ ઊભા થતા જાય છે એની ભઠ્ઠીના ભૂંગળાઓ મોટા પ્રમાણમાં કાર્બન ડાઈ ઓક્સાઈડ હવામાં ફેંકતા રહે છે નાના મોટા એન્જિનો પણ કાર્બન ડાઈ ઓક્સાઈડ ઉત્પન્ન કરે છે અને રોજ રોજ ટનબંધ કોલસા, ક્રુડ ઓઈલ, પેટ્રોલ બળે છે તે પણ કાર્બન ડાઈ ઓક્સાઈડ ઘણા પ્રમાણમાં ઉત્પન્ન કરીને હવામાં ફેલાવે છે અને તેલ કોલસાના બળ પર ચાલતા ઉદ્યોગોના કારખાના દિન પ્રતિ દિન વધતા જ જાય છે

નિષ્ણાતો કહે છે કે અત્યારે વાયુમંડળમાં કાર્બન ડાઈ ઓક્સાઈડ છે તેના બાર ટકા ઔદ્યોગિકરણથી ઉત્પન્ન થયેલો છે

પૃથ્વીની ગરમી લગભગ ઈન્ફ્રા રેડ કિરણો દ્વારા આકાશમાં વિલીન થઈ જાય છે પરંતુ કાર્બન ડાઈ ઓક્સાઈડના અણુઓ તે કિરણોને અટકાવી રાખે છે અને આકાશમાં વિલીન થવા દેતા નથી અને એ રીતે ગરમી ઓછી થતી નથી સમુદ્ર કાર્બન ડાઈ ઓક્સાઈડને શોષીને ઈન્ફ્રા રેડ કિરણોને જવાનો માર્ગ ખુલ્લો કરે છે

પરંતુ પહેલા કરતા ઔદ્યોગિકરણને કારણે મોટા પ્રમાણમાં કાર્બન ડાઈ ઓક્સાઈડ ઉત્પન્ન થાય છે—સમુદ્ર એ બધો કાર્બન શોષી શકે કે કેમ એ પ્રશ્ન છે

અત્યારની ગતિ જોતા જાણકારો કહે છે કે આવતા સો વર્ષમાં અત્યારે જેટલો કાર્બન છે એના સાત ટકા જેટલો વધારો થશે પરિણામ દીવા જેવું છે—ઉષ્ણતામાન વધતું જ જશે!

વળી કાર્બન શોષનારા સમુદ્રોમાં અણુઓમ્બો હોડવામાં આવે છે તેના રેડિયો એક્ટીવના વ્યાપક ફેલાવાથી પણ ઊલટી અસર થાય એ દેખીતું છે

અણુશક્તિના ઉત્પાદનમાં જે રેડિયો એક્ટીવ બચે છે વધે છે તેનો નિકાલ કરવા માટે કેટલાક તેને મજબૂત પેટીઓમાં ભરી સાગરને તળિયે ભંડારવાનું વિચારે છે ગમે તેવી ધાતુની એ મજબૂત પેટીઓને સમુદ્રનું ખારું પાણી કાળે કરી ખાઈ ગયા વિના નહીં રહે અને ત્યારે સમુદ્રના પાણીમાં ચારેકોર રેડિયો એક્ટીવ ફેલાયા વિના નહીં રહે દરિયાના જીવો અને વાતાવરણ પર એની ભયંકર અસર થયા વિના નહીં જ રહે

પશ્ચિમના દેશો તો વર્ષોથી યાન્ત્રિક ઔદ્યોગિકરણ પાછળ પડેલા છે અને ગ્રામોદ્યોગોનું રટણ કરતા ભારતની કૂચ પણ એ જ દિશામાં છે અણુ-ઉત્પાદન હજી એણે શરૂ કર્યું નથી છતાં એની સર્જનાત્મક શક્તિનો ઉપયોગ કરવાની દિશામાં એનાં પગલાં છે જ—ત્યારે દેશના હિતચિંતકો ભવિષ્યનો વિચાર કરીને તે દિશામાં આગળ વધે એ જરૂરનું નથી!

[એન બી મારા લે આપણી વગત પથા]

☆

માનવનો શ્રમ બચાવવાની દૃષ્ટિએ યંત્રો, નાનનામાં આ યા આ શ્રમે જોઈતું ઉત્પાદન કરીને માણસ માણીનો વનરાશનો સમય શિક્ષણ વિનોદ આદિ સાંસ્કૃતિક વિકાસના ભાગમાં ગાળે એ હેતુ યંત્રોત્પાદન પાછળ હોઈ શકે પરંતુ યંત્રો પૂરો સમય ચાલે છે માણસો તેમાં જ પૂરો સમય આપે છે—આમ કારીગર ઘસાય છે અને યંત્રો કરોડો માણસોને બેકાર બનાવી તેમના શિક્ષણ વિનોદ તો શું, રોટલો સુદ્ધાં ઝૂંટવી લે છે આ સિવાય અનેક જટીલ સમસ્યા ઔદ્યોગિકરણ ઊભી કરે છે કરતું જ જાય છે!

આજકાલ આપણે સાતત્યની ઘણી વાતો સાંભળીએ છીએ, એ વિશે થોડુંક બોલીએ પણ છીએ. વાસ્તવમાં એ સાતત્ય છે શું?

જીવનમાં આમ સ્થૂળ સાતત્ય જોઈએ તો શ્વાસો-શ્વાસનું જ છે. એનાથી જ જીવીએ છીએ એ પણ ખરું છતાં, નિયમિત આહારવિહાર, શ્રમ, નિદ્રા, આદિના સાતત્ય વિના એનું સાતત્ય ટકતું નથી.

શ્વાસોચ્છ્વાસ એ સૂત્રરૂપ સાતત્ય છે. આપણાં નિયમિત વિવિધ કાર્યો, ચોક્કસ આંતરે આંતરે વ્યવસ્થિત પરોવેલાં વિવિધ પુષ્પો જેવાં છે. તેથી સાતત્ય ટકે છે અને શોભે પણ છે.

સવારે એક કલાક અધ્યયનમાં ગાળીએ પછી બીજાં કામોમાં પડીએ અને છેક બીજે દિવસે સવારે ફરી અધ્યયન કરવા બેસીએ તો ય સાતત્ય તૂટતું નથી, જળવાય છે! મોગરાનાં અમુક ફૂલને આંતરે ગુલાબ પરોવીએ તેથી ગુલાબ અને મોગરા બંનેનું સાતત્ય જળવાય છે અને શોભે પણ છે.

બધાં જ ગુલાબનાં ફૂલો પરોવ્યાં હોય કે બધાં જ મોગરાનાં ફૂલો પરોવ્યાં હોય તે સાતત્ય નથી, એકધારાપણું છે. સૂત્ર જ એકધારું હોય છે પણ તેને જુએ છે કોણ? શ્વાસ જ એકધારો ચાલે છે પણ માણસ જે વિવિધ કાર્યો એક પછી એક નિયમિતતાથી કરે છે તે જ દેખાય છે–દીપે છે.

શ્વાસોચ્છ્વાસથી તો દેહ ચાલે છે. આપણાં બધાં કાર્યો દેહને પોતાના માટે જ છે એવું તો ન જ કહી શકીએ, દેહની પણ દરકાર તો ખરી જ, પણ જીવનકાર્યોમાં સૂત્રરૂપે પરોવાયેલી જીવનદૃષ્ટિમાં દેહનો જ વિચાર હોતો નથી.

આહાર, નિદ્રા, આદિ તો માણસની પ્રાથમિક જરૂરિયાતો છે, અનિવાર્ય જરૂરિયાતો છે, પણ એ તો પગથિયાં છે, શિખર નથી. પ્રાથમિક જરૂરિયાતોમાં જ જીવન પૂરું કરનારો તો, તળેટીમાં દુકાન માંડીને બેઠેલો વેપારી છે, યાત્રાળુ નથી.

સોહામણાં, સુવાસિત ફૂલો જેવાં સચારુ જીવનકાર્યોમાં સૂત્રરૂપે શ્વાસોચ્છ્વાસ નહીં પણ સદ્વિચાર પરોવાયેલો હોવો જોઈએ. માણસનું જીવન-સાતત્ય એ જ છે.

ફૂલોમાં કાચું સૂતર જ સૂત્રરૂપે પરોવાયું હોય છે, તેમ અવગત, આપણાં કાર્યો આ કાચી માટીની કાયા પર જ અવલંબે છે. પણ એ જ કાચી માટીની કાયામાં અજરામર આત્મા બેઠો છે, શ્વાસોચ્છ્વાસનું સાતત્ય તો તેને જ આભારી છે, એટલે આપણાં વિવિધ જીવનકાર્યોમાં આત્માનો વિચાર સૂત્રરૂપે પરોવાયેલો હોવો જોઈએ એ જ સાતત્ય છે.

દૃષ્ટિદ્વારા જ બધું દેખાય છે છતાં એ પોતે તો એક અદૃશ્ય તાંતણો છે! અને દૃષ્ટિ પર જ 'દૃશ્ય'નો આધાર છે. દૃશ્ય હોય પણ દૃષ્ટિ ન હોય તો દૃશ્યનું હોવું ન હોવું સરખું છે

આત્મલક્ષી જીવનદૃષ્ટિ વિના 'જીવન' દેખાય નહીં. અને શું જીવન અનેક કાર્યોમાં, અનેક દૃશ્યોમાં નથી વહેંચાયેલું? અને છતાં એક સૂત્રે પરોવાયેલું જીવન એક જ નથી શું?

એક દિવસ સવારે પાંચે ઊઠ્યા, બીજે દિવસે સાતે, રવિવારે નવ વાગ્યે આમાં જેમ એકધારાપણું નથી તેમ સાતત્ય પણ નથી.

સૂર્ય આમ તો સવારે એકધારો ઊગે છે, પણ એમાં એકધારાપણું નથી સાતત્ય છે. એ જ પ્રમાણે અમુક નિત્યક્રિયા એકધારી હોવા છતાં એકધારી નથી–એમાં સાતત્ય છે. અને તેથી જ તે ચેતનપ્રદ છે.

એકધારાપણું નિરુત્સાહી કરે છે, સાતત્ય ચેતનપ્રદ છે.

આજે ઊઠ્યા એનાથી કાલે એક કલાક મોડું ઊઠીએ, પરમ દિવસે વળી એથી યે એક કલાક મોડું ઊઠીએ–એમાં પ્રમાદીપણાનું એકધારાપણું નથી કે?

નિયમિતતામાં ચેતનનું સાતત્ય છે.

એટલે માણસ માટે તો સતત ચેતન, એ જ સાતત્ય હોઈ શકે ઊંઘ, સ્ફૂર્તિ માટે જરૂરી છે એટલે જેટલી નિદ્રા લેનારો ચેતનનું જ સાતત્ય જાળવે છે.

ચેતનપ્રદ જીવન-સાતત્ય માટે આટલું જરૂરી લાગે છે. ચેતનપ્રદ જીવન વિચાર સૂત્રમાં સમુચિત જીવનકાર્યો યથાસ્થાને આવેની નિયમિતતામાં ગોઠવાઈ જવાં જોઈએ એમાં અપવાદો હોઈ શકે પણ તે અપવાદો જ રહે એ સાતત્ય માટે જરૂરી છે

[૪૯]

લોક પૂછે છે
ભક્તોની સ ગતનો કાર્યક્રમ કયો ?
સ્થૂળ કાર્યક્રમ માટે ભક્તો પાસે જવાનુ હોતુ નથી
ત્યાનો કાર્યક્રમ મુખ્યત્વે માનસિક હોય છે
એમની સ્થૂળ દેખાતી ક્રિયા પણ માનસિક અર્થથી ભરેલી હોય છે
એ નામ સ્મરણ કરતા દેખાશે,
પરતુ નામ એમને માટે કેવળ શબ્દ નથી,
એ એમના જીવનનો ભાવ છે,
એમના માટે એ એક તત્ત્વ છે
કિ બહુના?
એ એમનુ એક જ તત્ત્વ છે
એ જ ધૂનમા એમની બધી સાધના ચાલે છે
યોગીઓએ જીવનકલા સાધેલી હોય છે
સ્થૂળ કાર્યક્રમ પણ એમનો નિશ્ચિત જેવો ચાલે છે
ભક્તો પાસે નામામૃતનુ માધુર્ય રહે છે,
એમાથી બધો કાર્યક્રમ આપોઆપ સૂઝે છે
બ ને વાસ્તવમા એક જ છે
કારણ, બ નેને દ્વૈતની ખબર નથી,
પ્રહ્‌લાદમા નામ સ્મરણનો ઉત્કર્ષ દેખાય છે,
તો ઉદ્ધવને યોગેશ્વર કૃષ્ણ ગુરુ મળ્યા છે
એમની કૃપાથી તે યોગી થયા
બ ને એક જ મુકામે પહોચ્યા
બ નેમા ફરક બતાવવો હોય તો એટલો જ બતાવી શકાય—
યોગનો માર્ગ કઠણ છે—નામ સ્મરણનો માર્ગ સુલભ છે
પરતુ માર્ગ પોતે સુગમ થયો તો પણ એની સાચી લગનવાળો મનુષ્ય દુર્લભ જ છે

[૫૦]

જેને સાધુ મુખથી બોધ મળ્યો,
તે ભિન્નરૂપે બચતો જ નથી
વિશ્વની એકરૂપતાનો અનુભવ કરે છે
આગળ અનુભવની હદ સુધી પણ દ્વૈત બાકી રહેતુ નથી,
એનો એ અનુભવ પણ પચી જાય છે
અગ્નિ કપૂરને બાળી નાખે છે, અને પોતે પણ નથી રહેતું
સાધુનો સેવક, મોક્ષની પદવી પ્રાપ્ત કરે છે, અને પછી એ પદવી પણ છોડીને હરિભક્ત થઈને રહેવાનુ ભાગ્ય પ્રકટ કરતો ફરે છે
જ્ઞાનદેવને એવા સજ્જનોની સોબતની લાલચ લાગી છે
એટલા માટે, એને સભાજમા, સૃષ્ટિમા, અને પોતાના હૃદયમા
હરિ જ હરિ દેખાય છે
ઉ ગુરુ-સ ત-કૃપોનો ગજા છે

[૫૧]

જેને અનુભવી ગુરુ દ્વારા શિક્ષણ મળ્યુ તે પૂર્ણરૂપે સ્વાવલબી થયો
કારણ એના જ્ઞાનમા, કોઈ જાતની શ કા અને અધકચરાપણુ બાકી રહેતુ નથી
સ્વત ત્ર પ્રજ્ઞાથી તે જે જે કલ્પના કરશે, તે જગતમા સિદ્ધ થવી જ જોઈએ
એની પ્રતિજ્ઞામા કોઈ પણ જાતની કશી ઊણપ નથી,
જ્ઞાનદેવનુ કહેવુ છે કે ગુરુ કૃપાથી મનુષ્ય એટલો ઊચે ચઢે છે

[૫૨]

ઈશ્વરને માટે શું નહી હોય ?
એની ઇચ્છાથી પથ્થર નદી પાર કરશે,
ભાખી સૂર્યકિરણો પર ચઢશે
અગ્નિકુડમા કમળ થશે,
મશક મેરૂની રસાઈ કરશે
ઈશ્વરના આ અપાર સામર્થ્યની આપણુ કલ્પના કરી શકીએ છીએ
ગુરુકૃપાનુ સામર્થ્ય એવુ જ છે
કેમકે, તુચ્છ મનાયેલો જીવ પણ એના દ્વારા પ

બ્રહ્મ-પદ પ્રાપ્ત કરી શકે છે

[૫૩]

ચિત્રમાંનો સૂર્ય પ્રકાશ નથી આપી શકતો
વૈરાગ્ય શૂન્ય સંન્યાસ અથવા અનુભવ શૂન્ય બ્રહ્મ
જ્ઞાન—બંનેની એ જ ગત છે
અનુભવી ગુરુના માર્ગદર્શનમાં જેમણે સાંગોપાંગ
સાધના કરી છે, તે ભાગ્યશાળી પુરુષને જ પ્રખર
વૈરાગ્યયુક્ત સંન્યાસ અને અનુભવાત્મક બ્રહ્મજ્ઞાન
નો લાભ થાય છે

[૫૪]

જે શિષ્યને અનુભવી ગુરુ પ્રાપ્ત થયો,
એ માટે તે બધા સંતોમાં શ્રેષ્ઠ છે
કેમકે, બીજા સંત, મેઘવૃષ્ટિની પેઠે સર્વ સામાન્ય
ઉપદેશ આપનારા હોય છે
પરંતુ ગુરુ, શિષ્યની ભૂમિકા ધ્યાનમાં રાખીને આ
દિથી અંત સુધી એને માર્ગદર્શન કરાવતા રહે છે,
માની લો કે એ એની કામધેનુ જ હોય છે
પ્રાથમિક અવસ્થામાં એ, એને સુખ, પ્રેમ અને
ધીરજ આપે છે
આગળ એનો વૈરાગ્ય જાગૃત કરીને એની વાસ
નાની ગ્રંથીઓ ખોલે છે, પછી એની આંખોમાં
જ્ઞાનાંજન લગાડીને એને આત્માનું દર્શન કરાવે
છે, અને અંતમાં બોધ સ્થિર કરીને એની મારફત
ધર્મ સંસ્થાપનનું કાર્ય કરાવે છે
એવા સમર્થ ગુરુ રૂપ શિવમૂર્તિએ, કાયારૂપી કાશી
ક્ષેત્રમાં જ્ઞાનદેવના કાનમાં વિશ્વોદ્ધારનો તારક
મંત્ર ફૂંક્યો છે
અને જોતજોતામાં એ વિચારમાં જ્ઞાનદેવને સમાધિ
લાગી ગઈ.

[૫૫]

સદ્‌વૃત્તિ શિષ્યની યોગ્યતા,
વૃત્તિ રહિતતા, ગુરુનું લક્ષણ
એવા નિવૃત્તિરૂપ ગુરુના ચરણોમાં, શિષ્યના બધા
તીર્થો, એની બધી સાધના સમાયેલા છે
જ્ઞાનદેવનો સંકલ્પ છે કે એ જ એક તીર્થમાં હું
બકી દઉં, અને બીજા કશાએ સાધનની જંજાળમાં
ચિત્તને ભટકવા નહીં દઉં
એના સંકલ્પને કારણે એની બધી વૃત્તિઓનું પરિ
માર્જન થયું.
એ નિવૃત્તિરૂપ થઈ ગયો
એમ જ માનો કે પ્રલયકાળનો સર્વત્ર ફેલાયેલો
એક જ સમુદ્ર!
બધી લહરીઓ લીન થઈ ચૂકી!!
એ જ રીતે એનો દેહ પણ નિવૃત્તિમાં હળીમળી
ગયો
પ્રભુએ શી લીલા કરી!
મિથ્યા સંસારને પાર કરવા માટે, સાધનાનું મોટું
જહાજ સજાવ્યું હતું, તે એ મૃગજળમાં જ ખો
વાઈ ગયું.
અર્થાત્, સંસારનું મિથ્યાત્વ સમજમાં આવ્યાથી
સાધના પણ મિથ્યા સિદ્ધ થઈ
એની આવશ્યકતા સમાપ્ત થઈ

*

મહર્ષિ કર્વે મહાન સુધારક, નારી-ઉદ્ધારના વિચારક, પ્રચારક ને આચરણમાં યે ઉતારનાર. એ પોતે, વિધવાવિવાહમાં માને અને પોતે જ એક બાલવિધવાને પરણીને દાખલો બેસાડયો હતો એમના એ કાર્યથી ગામના રૂઢીચુસ્તોએ ભારે વિરોધ કરી એમનો બહિષ્કાર કરેલો. એક વાર કર્વે પોતાને ગામ ગયા ત્યારે ગ્રામ દેવતાના મંદિરમાં ગામલોકો ઉત્સવ કરતા હતા કર્વેનો લોકોએ બહિષ્કાર કરેલો એટલે એમને આમ ત્રણ તો શાના આપે? પણ કર્વે તો મંદિરે ગયા જ મંદિરે ગામના હરિજનને જવાનો ન હક પણ એમને ન જવા દે, ન તો પ્રસાદ આપે કર્વેએ લોકોને અકળતાથી કહ્યું. વિધવાવિવાહ કરવાથી હું બ્રાહ્મણ મટી ચાંડાળ થઈ ગયો એમ માનો તો યે તમે ચાંડાળને પ્રસાદ તો આપો જ છો. તો હું યે મંદિરની બહાર ધૂળમાં દુવાન પાથરીને બેસું છું ચાંડાળને જેમ કેળના પાન પર આઘેથી પ્રસાદ આપો છો તેમ મને પણ આપો તમે મને પ્રસાદ વિનાનો ન રાખી શકો, કેમકે, અસ્પૃશ્યોને પણ પ્રસાદ લેવાનો અધિકાર છે'

જેમણે આવી અઘોર અવહેલના કરી એ જ રૂઢીચુસ્તોએ પછી પોતાની બહેન-દીકરીઓને કર્વેની સ્ત્રી કોલેજમાં ભણવા મોકલી હતી!

કોઈ કોઈ ઠેકાણે ધર્મ જેમ કર્મકાંડમાં ખોવાઈ જતો દેખાય છે તેમ લગ્ન જેવો મંગલ પ્રસંગ એંઠ, વર, કકારો, દેખાદેખી, ઉડાઉપણું, રઘવાટ આદિમાં ખોવાઈ જતો જણાય છે

લગ્ન, મૃત્યુ પ્રસંગના ખોટા ખર્ચ કાઢી નાખી પ્રસંગને દીપતી રાખતી આરતા ને સાદાઈના સૌન્દર્યથી દીપાવવાનું સમજાવવા બાપુ આજન્મ ઝૂઝ્યા. હરિજનોની ઉન્નતિ માટે તો જાત ઘસી નાખી છતાં આજે પણ એવા પ્રસંગો અને હરિજનોનું ચિત્ર એવું એ જ છે અને તેથી 'વાત કંઈ જૂની નથી

વળી, એ બધું બાપુની છબીની સામે જ થાય છે! શી કરુણતા! —સં

ગામમાં લગ્નગાળો પૂરજોસમાં ચાલુ હતો. ગોધારી, નિયમન મુસાફરીની તકલીફો, સારી ચીજોની ખેંચ, એમ વાતો થયા કરતી અને ગમે તે ભાવે ખરીદી સંગ્રહ ચાલુ હતા. છાનો કે ઉઘાડો નિયમભંગ કરતો જ, ગાડીઓમાં બરાબર જવાય એવી ભીડ ઉભરાયા કરતી અને દુર્લભ વસ્તુઓ ય લવાયા કરતી. કોણ જાણે કેમ?

વર્ષોથી નાનકડી દુકાન ચલાવતા ચંદુભાઈને ત્યાંય દીકરીના લગ્ન હતા. સ્થિતિ બહુ સારી નહીં તેમ નાખી દેવા જેવીય નહીં. બીજાની નજરમાં નીચા ન દેખાઈએ, એ માનસ તો હોય જ ને? વાજાવાળાએ ભાવ ચડાવ્યા તો ય ગલાવાલા કરી બોલાવાયા. ઘોડાગાડીઓ પણ ઉભી કરવા માટે ઠીક ઠીક ભાવે ભાડે બાંધી. શણગાર પણ નવા જમાનાની સેળભેળ કરીને ય કરાવ્યો અને મોટો માંડવો પણ ઉભો કરાયો. પાડોશ સગાંવહાલાં સહુ રાજી હતા.

એમ તો ચંદુભાઈનેય સાદાઈ તો ગમતી. લગ્નને દહાડે એમનો વેશ એનો એ. ધોબીનો ધોયેલો એવો જ મિલની સફેદ ટોપી અને એવું જ પહેરણ ને ધોતિયું. પણ વેવાઈ આવે, જાન આવે, ગામ ભેગું થાય ને ઘરના કંઈ એમ સાદા કપડાં પહેરે? વાજાં વગર ચાલે? દિનસ આખો સિનેમાની રેકર્ડ ઘોઘાટ ન કરે તો ય કેમ ચાલે? માંડવો પણ મોટો જ કરાય ને? ચંદુભાઈ વ્યવહાર સમજતા. તેથી જ પૈસા સામું નહોતા જોતા.

ને લગ્નસરા ય કેવો? મૂહુર્ત ચાચુક જ નીકળેલા. તેથી ગામમાં બધે જ માંડવા તોરણ દેખાતા. એકબીજાની સરખામણી કરાતી. કોણે કેટલું વધુ કર્યું છે એ જોવા માટે સહેના ટોળા ફર્યા કરતા હતા. ચંદુભાઈને એમના ધર્મપત્ની ઈચ્છાબેને કહી જ રાખેલું 'જો જો હં, કોઈ કસર નથી રાખવી આપણે! વેવાઈ પણ જાણે!'

મોટો મનુ અમદાવાદ ભણતો હતો. એ વળી અમદાવાદમાં જોયેલું અહીં બધું કરવા પાછળ પડ્યો રહેતો. ન ગમે ને એને જોઈએ એ જ એવો શણગાર એ અમદાવાદથી ભાડે પણ લાવ્યો હતો. મોટી કમુના વર ભોગીલાલ તો હતા જ શોખીન. મુંબઈમાં ક્યાંક પેઢી પર એ ઠીક કમાતા હતા. વેપારીને કોઈ દહાડો ખોટ હોય જ નહીં. એ એમનો મુદ્રાલેખ હતો. એક તો મોટા જમાઈ ને એમાં મુંબઈગરા, તેથી ભોગીલાલની સલાહ આડે કોઈ ન ઉતરતું. જમણમાં શું શું કરવું પગતો કેમ પાડવી, જમણ ચાલે ત્યારે કઈ રેકર્ડ વગાડવી, કંકોતરી કઈ જાતની છપાવવી. એ બધું એમને ફાળે હતું. સાળીના લગ્ન માટે તો પંદરવીસ દિવસની ખાસ રજા એમણે લીધેલી. આજે ય કયો જમાઈ આટલું કરે? ચંદુભાઈ, ભોગીલાલની કોઈ ઈચ્છા વણપુરાયેલી ન રહેવા દે. એમાં નવાઈ શી? લગ્નમાં કામમાં કામ છોકરા જાન વવાનું. પંચેટ દીકરી! લક્ષ્મી ને એના વર (નિશાળના માસ્તર હતા!) કાન્તિલાલે રાજીખુશીથી એ કામ ઉપાડી લીધેલું. આ જીવનું દારખાનું એમને હાથે જ રેઢાજોરહેતું! ચંદુભાઈ એમને એ જ કામમાં રાખતા. છોકરાની લગ્ન નજીક આવતા જ ઈચ્છાબેન પણ બબડતા ને કહી નાખતા 'જાવ, બધા લખમી પાસે જાવ. આય શું દાટ્યું છે? જાવ છો કે નહીં?"

જાનીવાસાની ઝાઝ તો પડોશના સ્વૈર્માત્રે એ જ ઉપાડી લીધેલી. પાથરણું તકિયા ગાદલા, વાસણ કૂસણ ચચ્ચાર વારના ચા પાણી કોઈને માથું ચડ્યું તો એને સિન કોઈને મેંદોની લાગણા વેત ગુજર સાજ સવારનો ભરચક અને પડો ગેલો નાસ્તો. માણવા જ આવેલા જાનૈયાઓને ગામમાં કયું સિનેમા સારું એની માહિતી

જાન, બહાર જાન" કહેતા દાઝ્યા ફાફળા મનુની પાછળ દોડ્યા રંગમાં ભંગ પડ્યો હોય એમ મામનો ભારે થઈ ગયો લાગ્યો

પહેલો હલ્લો જ અધું તો નક્કી કરે છે ને? થોડા બાજપડિયા છૂટ્યા, મોટે ભાગે તો ગેંગાયા ભિખારી ભૂખ્યા હતા, અકળાયા હતા, તો ય છેવટ પાછા ભાગ્યા! આખર, કાન સનારે અહીં જ સલામ ભરવાની હતી ને? મનુનો મિજાજ હજુ પાછો હઠ્યો પણ તો વધુ ભભૂક્યો! ઈચ્છાબેનના નિશ્ચયો આગ જ બની ગયા! ટેમૂભાઈનો બરાડો રાક્ષસી ઝનૂને ચઢ્યો! ચંદુભાઈની સમજાવટમાં ય કટોકટ વધુ ભભૂકો પાછા હટવા પણ દુશ્મન વ્યૂહ બદલતા ભાગ્યો! "દૂર બેસો દૂર" "જો કોઈ આવ્યા છો તો પછી—" "તમારા બાપનું સમજો છો, એમ?", "આવીએ છીએ હમણા જપ્પો હવે" ના આદેશો છૂટવા માંડ્યા સામેથી 'અરે, પણ ના, સવાર પડશે આમ તો!', 'બા અમારે ય પેટ છે!', 'તમ પાસે તો આશા છે, મોટા શેઠ!' 'ગરીબ સામું જુઓ, સાહેબ!' એમ ભાગ્યા તૂટ્યા શબ્દો પેશ થતા રહ્યા

ઝુંદનું રણમેદાન સોહાની શેતરંજ બની રહ્યું યુવાઓનો માંડવો ય એઘડી એ જોઈ રહ્યો! મનુએ હજી બાય ઊતારી તો ન હતી અને ઈચ્છાબેને નિશ્ચયોની આગ પર રાખ જ રળવા દીધી હતી પાણી છાંટ્યું ન હતું પાછા હટેલા ને ફાફલૂીએ ચડેલા માગણોના અન્નદાતા થવાનું જોખમી કામ ટેમૂભાઈ ને ભોગીલાલને માથે આવ્યું! છડામણની ટોપલીના ત્રણ હિસ્સા ઈચ્છાબેને કર્યા ચંદુભાઈએ પણ એમાંથી આખી ચીજો નોખી તારવી લીધી પહેલા ભાત અપાવો શરૂ થયો પછી દાળના રામપાતર, વાન આપ્યા ને એમ બધું થયા પછી છડામણની મીઠાઈઓ મહેરબાનીથી અપાવા માંડી! એ જ મોકો હતો! ઈચ્છાબેન સનાહ આપવા દોડી આવ્યા ચંદુભાઈ નજર માંડતા પડખે ઊભા રહ્યું ' કેટલું વધુ આપો છો, ટેમૂ કાકા?" કહેતી સાડીનો છેડો પોલો નજીક આવી પહોંચી

ટેમૂભાઈનું આદર્શ માપ ત્યાંથી ચાર કકડાનું હતું ભોગીલાલને ચાર સુધી જવું ઠીક નહોતું લાગતું ઈચ્છાબેન ભોગીલાલની બુદ્ધિથી ખુશ હતા ચંદુભાઈ એમાં મત ટોય તો ય આપવા નહોતા માગતા કયું ત્રણ કે ચાર કરતાં કકડાના કદ બાબત થોડી રાખવામાં મશગુલ હતી મામનો ભારે હતો!

'અરે, શેઠાણી મા મને બે જ કકડા? આ મેં છોકરાં ને એનો બાપ .', 'શેઠ હું તો તમારા ફળિયાનો મને ચાર જ?' 'કાકા, થોડો ભૂકો તો નાખો વધુ! છોકરાનું પેટ તો ભરાય!', 'શું ખૂન આવો જીવ રાખો છો? લગન છે તો આવ્યા છિયે એક જનેમી તો આવો"— સામી લગાર પણ સોનાનો કસ માગવા જહેમત કરી રહી હતી

અને પાછો મામનો બગડ્યો! હજી તો બધા જાણે તે પહેલા મનુ ડાંગ લઈને છડામણના ફુપારેવા ખૂણેથ તરફ ધસ્યો દો હા મચી ગઈ લગારમાંથી છગનો સરગોને ત્યાં હાથ મારતો દેખાયો! 'સત્યાનાશ નખો ગયું' હજી અમાથી કાળ સનારે માગનારાને વ્હાણી કરવાની હતી! ભોગીલાલ ને કાંતિલાલ ધાયા મનુનું આવી આવ્યું નહીતર છગનો ત્યાંનો ત્યાં જ !

ચંદુભાઈ 'રૈવા દો, તમે બધા! અત્યારે કઈ લાજશરમ છે કે નહીં? અહીં તે કંઈ તમારે માટે કોઠાર પડ્યા છે? મૂંગો મર, મૂંગો હવે ગાળા જાન જ નથી! આન, આન લે મેં જ જોગી ને અહીં તું કેમ હજી અહીં છે? આવું તો ખરું ને આ લાડવો લઈ હિંડતી થા! માળું, દયા દયા કરિયે તે માથે ચડી જાવ છો!" એમ બારણું ઝપાટતા માગણોની ભીડ ટાળતા ગયા માંડવાને મોટે થાંભલે લટકાવેલી બાપુની—ગાંધીજીની તસવીર આંખ તાણી બધું જોતી હતી

☆

## આશ્વાસન

શમી ગઈ છે હૃદય આગ હું નમજતો 'તો,
હસી ઊઠી એ છતા એમ આશ્વાસનથી—
બળીને લાજું', હરેલું' જલ્દાતું' સૂકું ઘાસ
અનિલની એક લહરથી હસે છે ધારેથી

દેશની સમાજવ્યવસ્થા, અર્થવ્યવસ્થા આદિમા સામાન્ય માણસ પેઠે જ દેશના ઘણા વિચારકોને પણ ક્રાંતિકારી ફેરફારો કરવાનુ જરૂરી લાગે છે એમણે તે માટે અમુક આદર્શ વ્યવસ્થા વિચારી હોય છે કેટલાકો કહે છે કે સરકાર તે માર્ગે ચાલે તો દેશની કાયાપલટ થઈ જાય કેટલાકો કહે છે કે અમારા હાથમા સત્તા હોય તો અમે આમ કરીએ અને તેમ કરીએ એટલે કે તેમની ક્રાંતિ રાજ્યસત્તા મારફત જ આવી શકે એમ છે

વિચારવ્યક્ત કરવાની એ પણ એક પદ્ધતિ છે ખરી વધુ કરવેરા મેળવવાની લાલચમા વિદેશી સરકાર દારૂના ધૂમ ઇજારા આપતી અને તેથી થતી પ્રજાની પાયમાલી જોઈને ગાંધીજીએ પણ એકવાર કહ્યુ હતુ 'હી થુ ઉછાળ સમય પૂરતુ પણ મને સ્વરાજ્ય મળે તો હુ સૌથી પ્રથમ નશાબંધી દાખલ કરુ '

સરકાર જ લોકોને દારૂ વેચતી હતી તેથી ગાંધીજીએ એમ કહ્યુ હતુ

પણ આજે આપણે જોઈએ છીએ કે સરકાર દ્વારા અમલમા આવેલી નશાબંધી સો ટકા સફળ થઈ નથી

તે છતા ઘણા વિચારકો અને નેતાઓને વિવિધ ક્ષેત્રે તળિયાઝાટક ક્રાંતિ કરવા માટે તેમના હાથમા સત્તા હોય તે અનિવાર્ય લાગે છે।

સત્તા દ્વારા ક્રાંતિ એ લાન વિચાર છે ગાંધીવિચાર કે ભારતનો વિચાર નથી.

સરકારે જમીન અને ખેતી અંગે ઘણા નવા કાયદા આ કર્યા છે છતા વિનોબાજીએ ભૂદાન પ્રવૃત્તિ વર્ષોથી આરંભેલી છે શા માટે? એમણે સત્તાની મર્યાદા જોઈ હતી જ

છતા ઘણા રાજદ્વારી નેતાઓ અને પક્ષોને ક્રાંતિ માટે સત્તા જોઈએ છે।

અમારા હાથમા સત્તા આવે તો અમે આમ કરીશુ અને તેમ કરીશુ એવુ ભારપૂર્વક કહે છે

વર્તમાન સરકાર આ નથી કરતી અને તે નથી કરતી એવો પણ તેમનો બળાપો હોય છે અને ધીરે ધીરે લોકોનો પણ એવો સામાન્ય મત થતો જાય છે કે સરકારે જ બધુ કરવુ જોઈએ

અને સરકારે પણ સમાજ કલ્યાણ અને સાંસ્કૃતિક વિકાસના અનેક કામો દેશવ્યાપી ધોરણે ઉપાડ્યા છે તે મા યે ઘણાને ટીકા કરવા જેવુ દેખાય છે વળી સરકાર કરવેરા બહુ નાખે છે એવી પણ ફરિયાદ કરે છે' આ દૃષ્ટિબિન્દુઓમા રહેલો વિરોધ ઉઘાડો છે

આપણા જમણની વ્યવસ્થા હોટલવાળો કરે એમ ઇચ્છવુ અને તે મોઘુ પડે છે, સંતોષકારક નથી એમ કહેવુ તેના જેવી આ વાત છે

પ્રજાએ સમાજે કરવાના કાર્યો પ્રજા ન કરે અને તે કામો સરકાર દ્વારા થાય ત્યારે તે પોતાની જ રીતે, ગતિએ પગારદારોના તંત્ર મારફતે કરે અને પરિણામે તે ધીમુ અને ખર્ચાળ નીવડે જ એમા જરાયે નવાઈ જેવુ નથી

અમારા હાથમા સત્તા હોય તો અમે આમ કરીએ' એવુ કહેનારાઓને પૂછી શકાય કે કોના ખર્ચે? કેટના ખર્ચે? કેટલ કરશો? ક્યારે કરી રહેશો?

ગાંધીજીએ જેટલા સમયમા જેટલી ઝડપી ગતિએ જેટલુ માનસપરિવર્તન જે ક્રાંતિ પરતંત્રતાના સમયમા આ દેશમા કર્યા તટલા સ્વરાજ્યપ્રાપ્તિ પછી, સત્તા મ ચા પછી થયા છે ખરા?

સ્વાતંત્ર્ય પ્રાપ્તિ સાથે જે કોમી દાવાનળ ફેલાયો તને શમાવવા સત્તા સંપૂર્ણ સફળ નીવડી હતી કે ગાંધીજી? વિચારવા જેવો પ્રશ્ન છે

મહર્ષિ કર્વેનો દાખલો લઈએ. બહેનોના શિક્ષણ વિશે એક આદર્શ વિચાર એમના મનમા આવ્યો ત્યારે મારા હાથમા સત્તા હોય તો આટલુ કરુ, આ થાય એમ વિચારી કોઈક હોદ્દાની ખુરશી પર બેસીને એમણે એ આદર્શ પાર પાડવા પ્રયત્ન કર્યો હોત તો કેટલા સફળ થાત? કેટલા ખર્ચ થાત?

એક બાજુ આપણે પ્રજાના હાથમા વધારે ને વધારે સ્વતંત્રતા રહે એમ ઇચ્છીએ છીએ અને બીજી બાજુ સત્તાએ આમ કરવુ જોઈએ એમ પણ કહીએ છીએ ત્યારે વિચારતા નથી કે જેટલુ કામ આપણે સરકારને સોંપીશુ તેટલી જ આપણી સ્વતંત્રતા તેના હાથમા

ચાલી જશે

આભડછેટ પ્રજાએ જ ઊભી કરી હતી અને તેણે જ તેને દૂર કરવાની હતી પણ તે તો તેને જડતાથી વળગી રહેલી જણાઈ ત્યારે પ્રજાની ફરજ પ્રત્યે ગાંધીજીએ આ ગળી ચાંધી એમ કરીને બેસી ન રહ્યા—એ કામને પોતાનું કરી લીધું. અને એથી કરીને જેટલું કાર્ય થયું તે થયું. સ્વરાજ મળતા આભડછેટને જ ગેરકાયદે ઠેરવી છતા છેલ્લા અગિયાર વર્ષમા કેટલી દૂર થઈ છે?

નશાબંધીનો કાયદો ય વર્ષોથી અમલમા છે, છતા રવિશંકર મહારાજ જેવા પણ કહે છે કે દક્ષિણના જ ગામો નજીકના ગામોમા 'ચૂના એટના પીઠા' થઈ પડ્યા છે

આવા તો અનેક દાખલા મળી શકે તે સૂચવે છે કે સત્તા 'બધુ' જ કરી શકતી નથી એની કાર્યશક્તિની ચોક્કસ મર્યાદા છે

આમ છતા, પ્રજાની જડતા જોઈ એણે સ્વેચ્છાએ કરવા જોઈતા કામો તે કરતી નથી ત્યારે ના છૂટકે સરકાર સત્તા ને કાયદા દ્વારા પોતાનાથી 'થઈ શકતુ' કરવા મથે છે અને એ બધુ કઈ તંત્ર ઊભુ કર્યા વિના, તેને માટે નાણા ફાજલ પાડ્યા વિના થોડુ થાય? એ નાણા તો પ્રજાએ જ પૂરા પાડવા રહે છે

પછી કહીએ કે, 'સરકાર કર ઘણા ઉઘરાવે છે' એ સુસંગત નથી

હાથ ખાંડવા નથી, લોજનુ ભાણુ ખાવુ છે અને સાથે સાથે અનાજ, રસોઈ બરાબર નથી મોંઘુ પડે છે એવી ફરિયાદ કરવી અજ્ઞાને છે

આપણો આહાર પસંદ કરવાની આપણને ફુરસદ નથી, શાક માર્કેટ કે દાણાપીઠે જવુ નથી, ખાવાની રુચિની ખબર છે, પણ શેની મોસમ ચાલે છે તે જાણતા નથી, બધુ રામા કે બાણોતર પાસે મગાવવુ છે, અને આ બધુ કોઈથી બીજો ધંધો ન કરી શકતા ભટ પાસે રંધાવવુ છે અને તૈયાર પાત્રને જોગી અનાજ, શાકભાજીની ખરાબ જાત, ઊંચા ભાવ અને રસોઇયાની અણઆવડત પર ખાસ્સો સમય લઈને ચર્ચા કરવી છે!—એ તો પોતાના ભોગે જ થાય

જે સંસ્કારબળે આપણી રુચિ કેળવાઈ હોય, એવા સંસ્કાર અને રુચિનો અભાવ જેમનામા હોય તેમની પાસે આપણા કામો આપણી રુચિ પ્રમાણે કરાવવા જઈએ તો તે મોંઘુ તો પડે જ, છતા પૂરાપાવરા થાય નહી

અને 'પાઈની પેદાશ નહી ને ઘડીની ફુરસદ નહી' એવા અધ્ધર શ્વાસે દોડતા યુગમા પગારદાર માણસો 'બીજાના કામો' કેટલીક ઊલટથી કરવાના?

બ્રાહ્મણ જેમ તેમ બબડીને વૃદ્ધિ કરે, હુ એને થોડાક પૈસા આપુ અને બદલામા મને સ્વર્ગનુ પુણ્ય મળી જાય. આમ ચાલતુ આવ્યુ છે તે પ્રમાણે સરકાર બધુ કરે હુ એને થોડા પૈસા દઈ દઉં—અને મને કશી વાતે ચિંતા નહી!—આવી મનોવૃત્તિ દેખાય છે

પણ બ્રાહ્મણનો શ્રમ પૈસાના રૂપમા તેને જ ફળે છે પુણ્ય તો કલ્પનામા મળતુ હોય તો મળે, થોડા પૈસા જાય ખરા!

સત્તાથી બધા જ ક્ષેત્રોમા ક્રાંતિ થાય એ પશ્ચિમનો વિચાર છે એવી ક્રાંતિ કેટલી મોંઘી પડે છે, કેટલે અંશે સફળ થઈ શકે છે તે ક્રાંતિઓનો ઇતિહાસ કહે જ છે એવી ક્રાંતિઓ પછી પણ તે તે પ્રજાના બધા પ્રશ્નો ઉકલી ગયા છે એવુ પણ નથી

સિદ્ધાર્થે જ્યારે માનવીની પરતંત્રતા જોઈ, અસહાયતા જોઈ—ત્યારે એણે સત્તાનુ પદ છોડીને આધુનિક સ્વીકાર્યું

'મારો પુત્ર કદી એવુ કશુ જુએ નહી જેનાથી એને વૈરાગ ઊપજે' એવા વિચારે પિતાએ સત્તાનો આશ્રય લઈને થઈ શકતો બધો પ્રબંધ કર્યો પણ સત્તા પાંગળી નીવડી સિદ્ધાર્થે માનવની પરાધીનતા જોઈ જ એની સત્તાનો આશરો લઈને માનવની પરાધીનતા દૂર કરવાનું એને કેમ સૂઝે?

રાજ્યસત્તા છોડીને પ્રેમના બળે જ ગૌતમ બુદ્ધે અપૂર્વ ક્રાંતિ કરી અને આજે બે હજાર વર્ષ પછી પણ બુદ્ધનો માર્ગ સાચો લાગે છે છતા, ઇતિહાસનો એ પરમ બોધપાઠ અત્યારે ધ્યાનબહાર રહી જતો જણાય છે

સમગ્ર પ્રજાની નીતિનુ ધોરણ એક હદે ઊંચુ હોય ત્યા જ સરકાર અને કાયદા સુધા સફળ થાય છે અને એવી પ્રજા પર સત્તા ચલાવવી નથી પડતી પણ સત્તા પ્રજા રાજ્ય કરે છે અને એવી પ્રજાને આગ્રા બધકાર્ય

જરૂર પણ પડતી નથી. સરકાર અને જરૂરી કાયદા વિના કોઈ દેશને આજે ચાલે એમ નથી, પણ તેમની સફળતાનો આધાર પ્રજાની નીતિના ધોરણ અને ચારિત્ર્યબળ પર છે.

પરદેશીઓના હાથમાં જ્યારે સત્તા હતી ત્યારે ગાંધીજીએ જનતા અને સહકાર્યકરો પાસે જેટલું કાર્ય કરાવ્યું, ક્યારી શકયા–તેવું આઝાદી પ્રાપ્ત થયા પછી બન્યું હોત તો જીવનના છેલ્લા દિવસોમાં એમને 'મારું કોઈ સાંભળતું નથી' એવી આર્તવાણી ઉચ્ચારવી ન પડત.

જેને જે ન્યાયી માર્ગે દેશની કાયાપલટ કરવી હોય તે માર્ગે પોતે જ, પોતાના સાધનોથી ખંતને નિષ્ઠાથી ઝૂઝે. પોતાનું હિત કરનારનું કોઈ ભૂંડું ઈચ્છતું નથી. પ્રજા તેમને ને તેમના માર્ગને અપનાવશે–ખરેખર હિત થતું હશે તો–એ જ માર્ગ છે. તે માટે સત્તા હોવી અનિવાર્ય નથી.

☆

## 'ભુજવે રૂપ અનંત ભાસે'

હોરેસ એલેક્ઝાન્ડર

હું પહેલવહેલો સાબરમતી આશ્રમમાં આવ્યો ત્યારની આ વાત છે. આશ્રમમાં પગ મૂકતાં જ મેં જોયું કે મારે માટે એક ઓરડી તૈયાર કરી રાખવામાં આવી છે. એમાં જરૂરી બધી જ ચીજોની સગવડ રાખવામાં આવેલી હતી. ખાટલે મચ્છરદાની સુદ્ધાં બાંધેલી હતી! કોઈ વાતે મણા ન હતી.

તપાસ કરતાં જણાયું કે ખુદ ગાંધીજીએ પોતે જ એક પરદેશીને કઈ કઈ જરૂરિયાત હોય છે તેનો બધો વિચાર કરીને કાળજીપૂર્વક બધી તૈયારીઓ કરાવેલી અને મચ્છરદાની નખાવતી વખતે તેમને ... કે ... પરદેશીને મચ્છરનો ત્રાસ નડે નહીં, એ તો ખાસ જોવું ઘટે.

**આમ ગાંધીજી મને સૌ પ્રથમ મચ્છરદાનીના સ્વરૂપમાં દેખાયા.**

☆

એક વાર મારે ગાંધીજીને મળવું હતું. મળવાનો સમય મને મળ્યો. મને લોભ લાગ્યો તે નિયત સમય કરતાં પાંચ મિનિટ વહેલો જઈને બેઠો. ચાર વાગે મુલાકાત હતી. હું એમની રાહ જોતો બહાર બેઠો હતો. ગાંધીજી તે વખતે ઝાડુ કાઢી રહ્યા હતા. ઝાડુવાળાની નિષ્ઠાથી તેઓ સફાઈ કરી રહ્યા હતા. પોતાના કામમાં મગ્ન. મારી સામે જુએ પણ નહીં! પાંચ મિનિટ પૂરી થવા આવી ... ગાંધીજી ના તો સામે જુએ, ના તો બોલે. અવાક બનીને હું તો બેસી જ રહ્યો. પૂરા ચાર થયા કે તરત ઝાડુ ઝાડને ટેકાએ મૂક્યું. સફાઈકામ આટોપાયું. ગાંધીજી મારી પાસે આવીને બેઠા અને પૂછ્યું, 'ઓહો મિ. એલેક્ઝાન્ડર! શી ખબર છે?' એમ કહીને હસતાં હસતાં કેટલાય જાણીની ખબરઅંતર પૂછવા લાગ્યા. મેં કહ્યું, 'પાંચ મિનિટ વધારે મુલાકાત મળે એ માટે હું વહેલો આવીને બેઠો બેઠો તમારી રાહ જોઉં છું...'

'ના, પણ તમે તો ચાર વાગ્યે મુલાકાત માગી હતી ને? પછી પાંચ મિનિટ વહેલો કેમ મળું?' કહીને ગાંધીજી ખડખડાટ હસી પડ્યા.

એમના એ ખિલખિલાટભર્યા હાસ્યમાં સમય પાળેની વફાદારી અને નિયમિતતા જણાતાં હતાં. અને એ રીતે **ગાંધીજી મને નિયમિતતાના સ્વરૂપે દેખાયા.**

☆

[વક્તાએ હરિજન આશ્રમમાં આપેલ વક્તવ્યની નોંધ — —વિમલા પટેલ]

☆

મહાભારત યુદ્ધમાં તેમની સહાય માટે અર્જુન સાથે દુર્યોધન પણ ગયેલો. કૃષ્ણે કહ્યું કે 'મારે તો બંનેને સંતોષવાના. એક પક્ષે હું આવું ને બીજે પક્ષે યાદવોનું સૈન્ય હોય. હવે તમારે જે જોઈતું હોય તેની પસંદગી કરી લો.' લોભી દુર્યોધને યાદવ-સૈન્ય માગ્યું અને અર્જુને માત્ર કૃષ્ણને જ માગ્યા. એકે સંખ્યામાં લાભ જોયો–બીજાએ એક વ્યક્તિમાં. અને મહાભારત યુદ્ધમાં સંખ્યા હારી–શ્રેષ્ઠત્વનો જ જય થયો!

જીવનમાં રોજ રોજ આપણને પસંદગી કરવાની આવે છે ત્યારે ઉપનો બોધપાઠ યાદ રાખીએ તો?

સન ૧૯૨૧ માં એક બાજુ સ્કૂલ, કૉલેજ, અદાલતનો બોયકોટ અને બીજી બાજુ વિદેશી કાપડના બહિષ્કારનું આંદોલન જોર પર હતું. પ્રાન્તીય કૉંગ્રેસ કમિટિના આદેશ પ્રમાણે અમારે ઠેકઠેકાણેથી વિદેશી કપડા ભેગા કરી તેની હોળી કરવાની હતી અમે ઘરેઘર ફરીને વિદેશી કપડા ઉઘરાવવા લાગ્યા.

વિશ્વમિત્ર વકીલ ત્યારે બીજનોરમા વકીલાત કરતા હતા. એમની પત્ની જ્ઞાનવતીને હું ઓળખતો હતો કેમકે એ મેરઠના જૂના કૉંગ્રેસ કાર્યકર બાબુ જ્યોતિપ્રસાદની બહેન થાય હું એમના ઘેર ગયો વિશ્વમિત્રે પૂછ્યું: 'બોલો, શું સેવા કરું ?'

'સૌથી મોટી સેવા તો એ જ કે શરમના કપડા ઉતારીને ફેંકી દો!' મે કહ્યુ

એટલામા જ્ઞાનવતીજીએ કેટલીક રેશમી સાડીઓ પેટી માથી કાઢીને અમને આપી એને પહેલ કરતી જોઈને વિશ્વમિત્રને શરમ આવી હશે એટલે ખીંટી પરથી પોતાનો જૂનો કોટ ઉતારીને મને આપ્યો

વિદેશી કપડા માગવા નીકળનારાનો વેશ તો સૂર્ય ગ્રહણ વખતે દાન માગવા નીકળતા બ્રાહ્મણો અને કપડા માગવા નીકળતા ઢેઢ જેવો હતો

વિશ્વમિત્રના કોટને ગધેડા પર લાદી મે જાહેર કર્યું કે વિશ્વમિત્ર કૉંગ્રેસના મેમ્બર થઈ ગયા છે એમના બીજા વકીલ મિત્ર નેમીશરણ જૈને પણ વકીલાત શરુ કરી હતી અત્યંત ઉત્સાહી જુવાન તાજા મૂકેલા એના વિશ્વમિત્રને સાથે લઈ અમે એમના ઘરે ગયા અમારા મોઢા જોઈને નેમીશરણ બધું સમજી ગયા પોતાની પત્ની સાથે વાતચીત કરીને એમણે પણ પોતાનાં વિદેશી કપડા અમને દઈ દીધા

એ પણ કૉંગ્રેસમા આવી ગયા

જ્યારે પુષ્કળ કપડા ભેગા થઇ ગયા ત્યારે બીજનોરમા એક પ્રચંડ સરઘસ કાઢ્યુ. લોકોને કઇ બાબત આકર્ષે છે, ઉત્સાહિત કરે છે એ પ્રચારમા ધ્યાનમા રાખવું પડે છે. હિન્દુસ્તાનની અર્ધી જનતા અર્ધનગ્ન દશામા જીવે. માત્ર અંગ્રેજો અને એમની પાછળ પાછળ ચાલનાર લોકો જ હેટ, કોટ અને ટાઈ પાટલૂન પહેરે એ હેટ ઉછાળવાનો અર્થ એ કે અંગ્રેજોની ટોપી ઉછાળવી

સરઘસને મોખરે વાજા', તે પછી હેટ, કોટ અને ટાઈ પાટલૂનથી સુસજ્જ ગધેડુ—જેના ગળામા ટાઈ બાંધી હતી—અને એમની પાછળ 'અંગ્રેજી રાજ્યનો નાશ હો, વિલાયતી કપડા ફૂંકી દો!'ના પોકારો કરતા માણસો હતા ઘરેઘર સરઘસ થોભે સૂત્રો પોકારે. ઘરવાળા કોઈ વિદેશી કપડુ આપે તેને ગધેડાની પીઠ પર લાદી સરઘસ આગળ વધે.

સરઘસ હજી બજારમા પહોચ્યુ હતું ત્યા તો કોટવાલ અને કેટલાક પોલિસો આવીને સરઘસમાં ઘૂસ્યા, અને મને ગિરફતાર કરીને લઈ ગયા મારા પછી જગદીશ દત્ત સોનીએ સરઘસની આગેવાની લીધી અને દ્વારિકાપ્રસાદ, મુરારીલાલ લતીફ તથા જહૂર સાહેબ સરઘસને લઈને આગળ ગયા મને એક મોટરમા બેસાડીને નગીના લઈ જવામા આવ્યો અને પછી ત્યાથી બુલંદશહર કેટલાક મહિના પહેલા જ્યારે બીજનોર જિલ્લામા મારા પર ૧૪૪ કલમ અનુસાર ભાષણબંધીનો હુકમ ફરમાવવામા આવ્યો હતો ત્યારે પ્રાંતીય કૉંગ્રેસ કમિટીના મંત્રી શ્રી જવાહરલાલ નહેરુએ મને બુલંદશહર જીલ્લાના કાર્યકર નીમ્યો હતો ત્યા મે જે ભાષણો કર્યા હતા એને કારણે કલમ ૧૨૪ (દેશદ્રોહ) અને કલમ ૧૫૩ અનુસાર મારી પર પકડનું વૉરંટ નીકળ્યુ હતુ

બીજે દિવસે મને બુલંદશહરની અદાલતમા જિલ્લાના ન્યાયાધીશ મિ. ડૉબ્સની અદાલતમા રજૂ કરવામા આવ્યો હજારો હિન્દુ મુસ્લિમોની ભીડ જમા થઈ હતી પહેલ પ્રથમ કેસ હતો એટલે લોકોમા બહુ જોસ હતો મને હાથકડીથી બાંધવામા આવ્યો હતો અને એ જ હાલતમા અદાલતમા રજૂ કરવામા આવ્યો હતો

મને પૂછવામા આવ્યુ 'કોઈ વકીલ કરવા માગો છો ?'

'નહીં!'

ન્યાયાધીશને મારા બોલવાનો તોર ન ગમ્યો

કપાળે કરચલી પાડીને એણે મારા પર નજર માંડી. મે પણ તિરછી આંખે એની તરફ જોયુ. અહિંસાનું મન હતુ એટલે મુક્કો તો નહીં પણ દૃષ્ટિયુદ્ધમા એને બે ત્રણ વાર પછાડ્યો

પછી સાક્ષીઓની જુબાની લેવાઈ

પ્રથમ જુબાની પછી મને પૂછવામા આવ્યુ: 'કંઈ કહેવું છે?'

'ના'

ન્યાયાધીશે ફરી મને ધારીને જોયો, મેં પણ એમ કર્યું.

બીજા સાક્ષીની જુબાની થઈ.

'કંઈ કહેવું છે?'

'ના.'

ત્રીજો સાક્ષી મારું ભાષણ વાંચીને સંભળાવતો હતો. કોઈએ અદાલત ઈન્સ્પેક્ટરને અંગ્રેજીમાં કહ્યું: 'ભાષણનો જે અનુવાદ પ્રાંતીય સરકારને મોકલવામાં આવ્યો હતો તે મૂળ ભાષણ સાથે મળતો નથી.'

અદાલત ઈન્સ્પેક્ટરે અંગ્રેજી અનુવાદ 'એને પછી જોઈશું' કહીને કલેક્ટરના હાથમાંથી લઈ લીધો.

મારા વિખરાયેલા વાળો, ફ્લાન્ત ચહેરો જોઈને એ બંનેએ માન્યું કે હું અંગ્રેજી જાણતો નથી.

જુબાની પૂરી થયા પછી ફરી પૂછવામાં આવ્યું:

'કંઈ કહેવું છે?'

'મારે કશું કહેવું તો નથી. પણ મારા વિરોધી પક્ષ સાથે તમે જે ઘુસપુસ કરી એને રેકર્ડ પર લખી લેવામાં આવે. બીજું, મારા કેસની ફાઈલનું મુખ્ય પ્રકરણ એટલે કે મારા ભાષણનો અનુવાદ ઈન્સ્પેક્ટરે આપના હાથમાંથી લઈને પોતાના ગજવામાં છુપાવ્યો છે એને લઈને તેના પર મારા હસ્તાક્ષર કરાવીને ફાઈલ કરવામાં આવે. કેમકે, મને વિરોધી પક્ષ પર ભરોસો નથી. ત્રીજું, એ બાબત સ્પષ્ટ કરવામાં આવે કે અનુવાદ મૂળ ભાષણ પ્રમાણે છે કે નહીં? કેમકે આપે અંગ્રેજીમાં કહ્યું હતું કે મૂળ સાથે તે મળતો આવતો નથી.'

મારી આસપાસ જે વકીલો અને બીજા લોકો કેસ સાંભળતા હતા તેઓ મારી કહેવાથી બહુ ખુશ થયા. મુસ્લિમોએ તો જોરથી અલ્લા હો અકબર'નો પોકાર કર્યો. ન્યાયાધીશનો રોફ રફેદફે થઈ ગયો.

એણે મને સ્પષ્ટતા કહ્યું: 'શું તું બેરિસ્ટર છે? આ કોઈ સવાલ નથી.'

એના અંગ્રેજી પ્રશ્નનો મેં અંગ્રેજીમાં જ જવાબ દીધો કે વાતચીતના પ્રત્યેક વાક્યને છેડે પ્રશ્નાર્થ ચિહ્ન લગાડવું સંભવિત નથી. હાં, અંગ્રેજી વ્યાકરણ પ્રમાણે મેં પ્રત્યેક વાક્યની ક્રિયાને કર્તા પહેલાં કરી છે. એટલા માટે આ પ્રશ્ન છે.'

ન્યાયાધીશ: 'આ તારી બેવકૂફી છે.'

'મારી નહીં, તમારી.' મેં ઉત્તર આપ્યો.

હવે તો સાહેબ બહાદુર ખીજવાઈ ગયા. ભારે ગુસ્સામાં એમણે એક પોલિસને કહ્યું: 'આરોપીને થપ્પડ મારો!'

બિચારો પોલીસ ગભરાઈ ગયો. એની હિમ્મત ન થતી પણ મેં ગરદન નમાવી દીધી. અને એને કહ્યું: 'તમારો કશો દોષ નથી, તમે આજ્ઞાનું પાલન કરો.' એણે મારી ઝૂકેલી ગરદન પર હળવી થપાટ મારી.

ન્યાયાધીશે બરાડો પાડીને કહ્યું: 'સુવ્વરના બચ્ચા, મોઢા પર માર, જોરથી માર!'

પોલિસે જોરથી મોઢા પર તમાચો માર્યો.

હજારો આદમીની મેદની જમા થઈ હતી. એમનાથી એ બનાવ બરદાસ્ત થઈ શક્યો નહીં. ધક્કામુક્કી શરૂ થઈ ગઈ.

કલેક્ટર ડરનો માર્યો ખુરશી છોડી અને ભીંત પાસે જઈને ઊભો રહી, 'ખામોશ, ખામોશ' બોલવા લાગ્યો.

ભુગરાશીના એક પઠાણે ટોળાને ધમકી આપતાં કહ્યું: 'કાફિર બચને ન પાવે, વરના હુલ્લંદશહરકી નાક કટ જાયગી.'

એમ તો મને પણ ઘણો ગુસ્સો ચઢ્યો હતો પરંતુ અહિંસા વ્રતને કારણે એ ગુસ્સો ગળી જઈને હાથકડીએ બાંધેલા બંને હાથો જોડીને લોકોને શાંત રહેવા અપીલ કરવા લાગ્યો. જ્યારે ટોળું કાબૂ બહાર જવા લાગ્યું ત્યારે મારા સ્વાગતમાં પહેરાવવામાં આવેલી પુષ્પમાળાઓ તોડી તોડીને મેં લોકો પર ફેંકવા માંડી અને કહેતો ગયો: 'જ્યારે તમે મારું કહેવું નથી માનતા ત્યારે તમે પહેરાવેલી આ પુષ્પમાળાઓ પણ લેતા જાઓ.'

લોકો ચૂપ થઈ ગયા. પછી મેં કલેક્ટર તરફ વળીને અંગ્રેજીમાં કહ્યું તેનો અર્થ આવો હતો:

'તારા બંદીના સંરક્ષણમાં તું સુરક્ષિત છે, ન્યાયાધીશ, બેસી જા. હું તારો જીવનદાતા છું.'

ન્યાયાધીશ એમ તો સજ્જન હતો. 'આભાર' કહીને બિચારો ખુરશી પર બેઠો.

મેં કહ્યું: 'હું પ્રતિજ્ઞા કરું છું કે આ અદાલતમાં હવે હું કોઈ સવાલ નહીં પૂછું. તમે બેફિકર થઈ અદાલતનું કામકાજ ચાલુ રાખો.'

ન્યાયાધીશે અંગ્રેજીમાં કહ્યું: 'વાતાવરણ પ્રતિકૂળ હોવાથી આજે કામકાજ આગળ નહીં ચાલે. તમે કૃપા કરી ટોળામાંથી રસ્તો કરી સામે જેલ છે ત્યાં ચાલ્યા જાવ. હું ચાર દિવસ પછી તમને ફરી બોલાવીશ.'

બસ. હું ટોળામાંથી માર્ગ કરતો જેલ તરફ આગળ વધ્યો. બંને પોલિસ પાછળ રહી ગયા હતા એટલે હાથકડી સાથે બાંધેલી પીત્તળની સાંકળ મેં ખભે નાખી દીધી. પાછળ હતું લોકોનું ટોળું. પોકારો કરતું સારઘસ જેલને દરવાજે પહોંચ્યું. પોલિસો પાછળ રહી ગયા. બનવાજોગ છે કે જેલ વૉર્ડરે મને બહુરૂપી ધાર્યો હોય. (એક રીતે એમનું ધારવું ઠીક પણ હતું) એણે કહ્યું કે જ્યાં સુધી પોલિસ વૉરંટ ન બતાવે ત્યાં સુધી અમે તમને દાખલ ન કરીએ! લોકોની ગિરદીએ પોલિસોને જેલના દરવાજે પહોંચવાનું મુશ્કેલ કરી મૂક્યું.

કયાં સુધી જેલના દરવાજે બારણાં થયાં. પછી જેલનો કોઈ અધિકારી પોલિસ પાસે જઈને વૉરંટ લઈ આવ્યો. અને મને અંદર લઈ જઈને કાળી કોટરીમાં પૂરી દીધો.

ચાર પાંચ દિવસ પછી મારા ભાઈ ધર્મવીરજી—જે તે વખતે કાશી વિદ્યાપીઠમાં પ્રોફેસર હતા—મને મળવા આવ્યા એમણે ૧૩ ઑક્ટોબર ૧૯૨૨ના 'યંગઇન્ડીઆ' માં ગાંધીજીએ લખેલી એક નોંધ વાંચી સંભળાવી. એમાં લખ્યું હતું કે, 'થપ્પડ ખાધા પછી શ્રી ત્યાગીએ જે આશ્વાસન આપ્યું કે હવે હું અદાલતને કોઈ પ્રશ્ન નહીં પૂછું એમાં કાયરતાનો આભાસ છે. એમણે વધારે થપ્પડ મળે એવું વર્તન કરવું જોઈતું હતું.' એ સાંભળીને હું ઉદાસ થઈ ગયો. ભાઈ ગયા. હું મોઢું ઢાંકીને મારી અંધારી કોટરીમાં ચાલ્યો ગયો.

આટલું કરવા પછીયે કાયર કહેવાયો? સજા તો થઈ જ જશે, છૂટીને કયાં જઈશ? કેમકે, ગાંધીજીનું 'યંગ ઇન્ડીઆ' તો આખી દુનિયામાં વંચાય છે. એમણે કહેલી વાત તો આખા દેશનો અવાજ મનાય છે. હાય, ભારત માતાએ મને કાયર કહીને ગોદમાંથી ઉતારી મૂક્યો—આવા વિચારો મનમાં આવવા લાગ્યા. બસ. પછી ખાવું-પીવું, હસવું બોલવું—બધું બંધ થઈ ગયું. મૂંજની સાદડી પાથરીને એકલો પડ્યો રહેતો. કાંડા પર બાંધેલી ઘડિયાળ થંભી પડી ગઈ હતી. અને નાડી પણ ધીમે મંદ ગતિએ ઊંઘની જાગતી ચાલતી હોય એમ ચાલવા લાગી.

એક ઉમેદ જાગી—કદાચ હવેના અઠવાડિયાના 'યંગ ઇન્ડીઆ'માં ખુલાસો આવી જાય. ભારે મુશ્કેલીએ સાત દિવસ વિત્યા. પછી જમાદારો સાથે તિકડમ કરીને 'યંગ ઇન્ડીઆ' મંગાવ્યું. એમાં ન્યાયાધીશની માફી છપાઈ હતી અને મેં થપ્પડ પડ્યા પછી કરેલું લેખિત બયાન પણ છપાયું હતું. પણ ગાંધીજીએ મને ટોકયા એવો ન હતો.

મારો કેસ મેરઠ ગયો અને મારે ય મેરઠ જવું પડ્યું. રસ્તેથી મેં ગાંધીજી પર એક પત્ર લખ્યો, જેમાં બીજી વાતો સાથે મેં લખ્યું કે, 'હું તો કાયર છું જ. પણ તમે જરા તમારા ગાલ પર હાથ ફેરવી જોઈને પૂછો કે જ્યારે હું અંધારી કોટરીમાં પડ્યો છું અને કોઈ ખુલાસો કરી શકું એમ નથી ત્યારે પોતાના પત્રમાં ખુલ્લમ ખુલ્લા મને 'કાયર'ની ઉપાધિ આપી રહ્યા છો એમાં કઈ બહાદુરી છે?'

એ દરમ્યાન બાબુ ભગવાનદાસ અને પંજાબ કેસરી લાલા લજપતરાયે પણ મારા તરફથી વાંધો ઉઠાવતા પત્રો લખ્યા. ગાંધીજીએ એ છાપ્યા. મારો પત્ર પણ છાપી દીધો.

૧૦ નવેમ્બર ૧૯૨૧ના 'યંગ ઇન્ડીઆ'માં ગાંધીજીએ લખ્યું: 'શ્રી ત્યાગીને ખુરજી અદાલતમાં પોતાના વર્તનથી ન્યાયાધીશને બરાબર જણાવી દીધું હતું કે પોતે બહાદુરી સાથે અપમાનને કેવળ દેશહિતને કારણે સહન કરી રહ્યા છે, ભયભીત થઈને નહીં. મારી અગાઉની નોંધ દૂરની સાંભળેલી વાતોના આધારે લખાઈ હતી. મને દુઃખ છે કે એ દેશભક્ત બહાદુર અને સાહસિક યુવકને મેં અજાણપણે અન્યાય કર્યો તે માટે હું હજાર વાર ક્ષમા માગું છું. હું દૂર બેઠો સાચા સમાચારો દ્વારા જનમતને ખરે રસ્તે લઈ જવા માગતા સાચા પત્રકારોની કઠણાઈઓનો અનુભવ કરું છું.'

જેલમાં એ માફી વાંચીને હું વધારે વ્યાકુળ થઈ ગયો. એ 'યંગ ઇન્ડીઆ'ને છાતીએ લગાડીને ચારેતરફ ફરવા લાગ્યો. અરે, આ દેવને મેં અવિવેકી શબ્દો શા માટે લખ્યા?—બસ, એ જ દિવસથી હું ગાંધીજીનો દાસ બની ગયો. - [મંગલ પ્રભાત]

☆

## અલ્લાહના બંદાઓ

સુરિલમ સંતો, ઓલિયા, ફકીર અને અલીફ્રાઓના જીવનના પ્રેરણાદાયક પ્રસંગોનો સંગ્રહ, સરળ, રોચક બાનીમાં અને સુઘડ છપાઈમાં રૂપાયતન પ્રકાશન તરફથી પ્રગટ થયો છે. મૂલ્ય છ આના: પોસ્ટેજ પાંચ નયા પૈસા.

# નવાં પ્રકાશનો

ગુજરાત વિદ્યાપીઠનાં

**જંગલમાં મંગલ** [ રૉબિન્સન ક્રુઝોની આપવીતી ] મગનભાઈ પ્રભુદાસ દેસાઈ, મૂ. પાત્રીસ નયા પૈસા.

આ નામની જગવિખ્યાત વિસ્તારી કથાનો આ પ્રમાણમાં ઘણો નાનો સંક્ષેપ છે. તેનું કારણ તો સમાજ શિક્ષણમાળાની પુસ્તિકાની નિશ્ચિત મર્યાદા હોવાનું જણાય છે. મૂળ કથા માનવને સર્વકાળે પુરુષાર્થની પ્રેરણા આપે એવી અને રસભર છે એટલે નાના વિદ્યાર્થીઓ ને નવશિક્ષિત પ્રૌઢ વાચકોને ગમશે.

ચોપડી સચિત્ર છે. આપેલાં ચિત્રો 'ઉપલબ્ધ સામગ્રીમાંથી' લીધાનું જણાવાયું છે, તે માટે 'સામગ્રીવાળા'નો આભાર પણ માનવામાં આવ્યો છે. આ જ સંસ્થા તરફથી બીજી કેટલીક આવી સચિત્ર ચોપડીઓ પ્રગટ થઈ છે,—જેમાંની કેટલીક આ જ લેખકની પણ છે—તેમાંનાં ચિત્રો પણ 'ઉપલબ્ધ સામગ્રી'માંથી જ લીધાનું જણાય છે, પણ ત્યાં એવો કશો ઉલ્લેખ થયેલો જણાતો નથી—એ શરતચૂક હો.

**ઈસપ અને તેની વાતો** [ ભાગ ૧ ૨ ૩ ] મગનભાઈ પ્રભુદાસ દેસાઈ મૂ. દરેક ભાગના ચાળીસ નયા પૈસા.

ઈસપની ડહાપણ, સૂઝ, બોધ અને નીતિની નાની નાની વાર્તાઓ અતિ જાણીતી છે. વર્ષો પહેલાં પ્રાથમિક ધોરણોની સરકારી વાચનમાળાઓમાં જુદા જુદા પાઠરૂપે પણ ગુજરાતીમાં આવતી હતી. તે પરથી રચાયેલી કેટલીક કહેવતો પણ ગુજરાતીમાં રૂઢ થઈ ગયેલ છે—અને આજ પહેલાં પણ તેના છૂટા છૂટા અનુવાદો થયેલા પણ છે.

આરંભમાં એક દક્ષિણ ત[illegible]વાર્તાકારે કરેલા નવીન પ્રયાસના સૂચક પણ પરીપાક સુમિષ્ટ છે.

મૂળ વાર્તાનું યોગ્ય ગુજરાતીકરણ થયું છે, ત્યારે વિદેશી ચિત્રકારોએ દોરેલાં બધાં જ ચિત્રો એમ ને એમ મૂકી દેવાયાં છે તે યોગ્ય લાગતું નથી.

**નીતિ અને વ્યવહાર** સં. મુકુલભાઈ કલાર્થી, મૂ. ત્રીસ નયા પૈસા

પ્રૌઢ શિક્ષણ કે સમાજ શિક્ષણ માટે નોંધ્યું નથી. ભલે વિદ્યાર્થીઓ વાચનમાળાની જુદા જુદા ધોરણો માટેની ચોપડીઓમાં, આમાંની કેટલીક વાતો પાઠરૂપે આવી ગયેલ છે. તેનાથી અજાણ્યા વિદ્યાર્થીઓને ઉપયોગી.

**ભગવાન પ્રભુની બોધકથાઓ : મુકુલભાઈ કલાર્થી**, મૂ. ચાળીસ નયા પૈસા.

નિવેદનમાં જણાવ્યું છે કે : ' બોધકથાઓ બાઈબલમાં સંઘરાયેલી મળે છે. તેમાંથી કેટલીક વીણીને શ્રી મુકુલભાઈએ તેમની સરળ-સરસ લોકશૈલીમાં અહીં કહી છે ' વળી લખ્યું છે 'શ્રી કિશોરલાલભાઈએ પ્રભુ ખ્રિસ્તનું જીવન સમજાય તેવી રીતે ટૂંકમાં તૈયાર કરેલું છે '

બધું જોતાં આ બોધકથાઓ કિશોરલાલભાઈની પ્રસ્તુત ચોપડી પરથી જ ભાષામાં થોડોઘણો ફેરફાર ઘટાડો કરી લીધી હોવાનું સાધાર જણાય છે. વાસ્તવમાં બધી બોધકથાઓ નથી. સંવાદ, રૂપક, કથા વિ. જે તે લગભગ બધું કિશોરલાલભાઈની ચોપડીમાં આવી જ ગયેલું છે. જે ફેરફાર કર્યો જણાય છે તે બધા જ કોઈ યથાર્થ પણ લાગતા નથી. દાખલા તરીકે 'ઉડાઉ છોકરો' રૂપકની શરૂઆત કિશોરલાલભાઈએ આમ કરી છે :

' એક માણસને બે દીકરા હતા. તે પૈકી નાનાએ એક દિવસ બાપને કહ્યું : મને મારો ભાગ આપી દો. મારે જુદા પડવું છે '

આ ચોપડીમાં એ જ શિર્ષકે આમ શરૂઆત છે :

' એક માણસને બે દીકરા હતા. નાના દીકરાએ એક દિવસ પિતાને કહ્યું : ' પિતાજી મને મારો ભાગ આપી દો. હું મારી મેળે રળી ખાઈશ.'

ભાગ માગવા માટે 'મારે જુદા પડવું છે' એ કારણ યથાર્થ છે, એ પદ કિશોરલાલભાઈએ યોગ્ય જ લખ્યું છે, પણ અહીં 'મારી મેળે રળી ખાઈશ' વિચિત્ર લાગે છે. 'પોતાની મેળે રળી ખાવાની' ખુમારીવાળો ભાગ માગવાની ઝંઝટમાં પડે ? 'પોતાની મેળે' રળી ખાવા માટે ભાગ માગવો એ યથાર્થ કારણ છે ?

'સરખી મજૂરી'—કિશોરલાલભાઈએ એને યથાર્થ રીતે રૂપક કહ્યું છે—વાડીનો માલિક દહાડિયા મજૂરોને દરેકને એક આનો મજૂરી ચૂકવે છે એમ વર્ણવાયું છે.

એ રૂપક આ ચોપડીમાં 'સૌને સરખું' નામે છે. તેમાં વાડીનો માલિક—ખરી એટલે પેતરનો માલિક થયો છે—દહાડિયા

મજૂરોને એક રૂપિયો ચૂકવે છે એમ લખ્યું છે..ઇશુના જમાનામાં એક રૂપિયા જેટલી—તે યુગમાં ખેત-મજૂરો માટે અસામાન્ય ગણાય એટલી—મજૂરી રોજિંદા ખેત મજૂરોને ચૂકવાતી એવું કયા ઐતિહાસિક આધારે શોધીને ફેરફાર કરાયો હશે?

### આર. આર. શેઠની કંપનીનાં

#### નવલકથા

**શકુંતલા :** લે. ફ્રેધિર પેટલીકર; મૂ. સાડા ચાર રૂપિયા.

**લીલુડી ધરતી :** [ભાગ ૧ અને ૨] લે. ચુનિલાલ મડિયા, મૂ. દરેકના પાંચ પાંચ રૂપિયા.

**ધરતીનો પછેડો :** લે. દેવશંકર મહેતા; મૂ. પાંચ રૂપિયા.

**રત્નદીપ :** લે. પ્રભાતકુમાર મુખોપાધ્યાય અનુ. ગોપાળ દયાળજી ચેવાણી; મૂ. સાડા પાંચ રૂપિયા.

**કલ્પના :** લે પીતામ્બર પટેલ; મૂ. સાડાચાર રૂપિયા.

**જીવતાં ખંડેર :** લે. ગોપાળ નીલકંઠ દાંડેકર, અનુ. ગોપાળરાવ ગ. વિદ્વાંસ; મૂ. સાડા પાંચ રૂપિયા.

**હણાતાં હીર :** [ક્ષયના દર્દીની તે રોગ પર મેળવેલા વિજયની પ્રેરક કથા. આવૃત્તિ બીજી] લે. શંકરભાઈ પ્રભુદાસ પટેલ; મૂ. પોણા સાત રૂપિયા

#### નવલિકા

**હીરાની ચમક :** લે. રમણલાલ વ. દેસાઈ; મૂ. પોણા ચાર રૂપિયા.

**લાલ મંડળ :** [જાસુસી વાર્તાઓ] માધવજી ગો. પટેલ, સવા રૂપિયો.

### ગુજરાત વિદ્યાસભાનાં

**ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની લડત :** [ભાગ ૩ ૪-૫.] લે. ચંદુલાલ ભગુભાઈ દલાલ; મૂ. અનુક્રમે સવા રૂપિયો, એક રૂપિયો અને સવા રૂપિયો. અગાઉ બે ભાગે પ્રગટ થઈ ગયા છે તેના અનુસંધાનમાં આ ત્રણ ભાગો છે અને પાંચમાં ભાગમાં એ સમાપ્ત થાય છે.

#### પ્રકીર્ણ

**પમરાટ :** [ગઝલ-સંગ્રહ] 'મુફલિસ' કુરેશા કાઝીવાડ, ભાવનગર; મૂ. સવા રૂપિયો.

**શમા-પરવાના :** [ઉર્દૂના અનેક નામી અનામી કવિઓના વિષય વાર શેઅરોનો સંગ્રહ] સં. દશરથ ગાંધી, રાગેશ, અલ્લાબક્ષ શેખ; રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ; મૂ. ત્રણ રૂપિયા.

**મારાં ગીતો :** લે. ઇન્દુકુમાર દે. જોશી; જવાહર માર્ગ, જૂનાગઢ, મૂ. ત્રણ આના.

*


## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬, પત્રવ્યવહારમા ગ્રાહક નંબર અવશ્ય લખવો.

**'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ**


અનુક્રમણિકા ........................................ ૧૨ મે ૧૯૫૮




પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# અમારાં પ્રકાશનો

## આવા હતા બાપુ [ભાગ ૧-૨]

મૂલ્ય: દરેક ભાગનું પચાસ-પચાસ નયા પૈસા

પૂજ્ય બાપુજીની બહુમુખી પ્રતિભા અને વિરલ વ્યક્તિત્વના અનેક પાસાઓનો પરિચય કરાવતા પ્રેરક જીવન પ્રસંગોની આ પુસ્તિકાઓમાં કેટલાક પ્રસંગો પ્રથમ વાર જ પ્રગટ થાય છે, નાના મોટાં સૌ કોઈને ઉપયોગી વાચન પૂરું પાડતાં એ પાવન પ્રસંગો સરળ શૈલીમાં લખાયેલા છે સાથે બાપુજીની એક સુંદર અપ્રગટ તસ્વીર પણ આપવામાં આવી છે

## ગાંધી-ગુરુ

લેખક: શ્રી ગુરુદયાલ મલિક : મૂલ્ય: સવા રૂપિયો

શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની પ્રસ્તાવના 'ભક્તની અંજલિ'માં આ લેખમાળાનું મહત્વ સમજાવતાં લખ્યું છે:

"મહાત્મા ગાંધી અને કવિવર રવીન્દ્રનાથ ઠાકુર, આપણા જમાનાના બે મહાન પુરુષો ભારતીય સંસ્કૃતિના મોટા દિગ્ગજો એમને વિશે કોઈ કંઈ લખે તો તે આકર્ષક થવાનું જ. પણ જ્યારે એમને વિશે ભક્તહૃદય ગુરુદયાલ મલિક લખે, ત્યારે તો પૂછવું જ શું? ગુરુદયાલ—ચાચાજી—ગાંધીજીના ખૂબ પ્રસંગમાં આવ્યા હતા. તેમના જ પરિવારના તેઓ ગણાય અને કવિવર રવીન્દ્રનાથના તો તે અંતેવાસી ભક્ત.

"વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચન્દ્ર અને લીલા વિહારી કૃષ્ણચન્દ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમ જ ગુરુદયાલજી પણ ગુરુદેવ અને ગાંધીજી વચ્ચે અભેદ જુએ છે એમની એ અભેદ દૃષ્ટિ એમણે આ નાનકડી લેખમાળામાં અનેક રીતે વિશદ કરી છે"

## મસ્તીની પળોમાં

લેખક: રતિલાલ-અનિલ : મૂલ્ય: પંચોતેર નયા પૈસા

પૉકેટ સાઈઝના, ઊંચા રંગીન કાગળ પર રંગીન શાહીમાં છાપેલ આ સુંદર મુક્તક સંગ્રહ વિશે જાણીતા વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી લખે છે:

"તમારાં કેટલાક મુક્તકોમાં વિચાર અને રચનાની આકર્ષક ચારુતા છે. 'વસંત માણીને,' 'કહેવાનું સ્વર્ગ,' 'કોને ગમે?' જેવા એનાં ઉદાહરણો છે 'સંગમ,' 'અધમતાનું લક્ષણ' 'મૂર્તિના પથ્થરને,' જેવામાં ભાવનો ધ્વનિ આહ્લાદક છે.

'આવા મંથન થયા કરશે તેમ તેમ તમારી કવિતામાં વધારે સૌન્દર્ય આવશે"

## ડમરો અને તુલસી

લેખક: રતિલાલ-અનિલ : મૂલ્ય: બે રૂપિયા

ગીત, ગઝલો અને મુક્તકોના આ સંગ્રહની પ્રસ્તાવનામાં જાણીતા સાહિત્યકાર શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ લખે છે:

"ભાઈ અનિલે પોતાની કવિતાઓને "ડમરો અને તુલસી" માન્યા છે ...બે પણ મંજરીના બે વસ્તુ જુદું છે, ડમરાનું સૌરભ અને તુલસીનો તીખો મધુર આસ્વાદ તે કુદરતે વિશિષ્ટ છે એ માનવ-જિંદગીના નવ કવિની પર્ણમંજરીનો દ્રવ્યગુણ, જે અંદર અર્થની પેઠે તેના પ્રત્યેક પર્ણમાં વ્યાપેલો છે અને તેનું પાન કરનાર વાચક કે શ્રોતાને જીવનસ્વાસ્થ્ય માટે પથ્યકારક સત્વ નીવડે તેવો છે"

મજૂરોને એકેક રૂપિયો ચૂકવે છે એમ લખ્યું છે ઈશુના જમાનામાં એકેક રૂપિયા જેટલી—તે યુગમાં ખેત મજૂરો માટે અસામાન્ય ગણાય એટલી—મજૂરી રોજિંદા ખેત મજૂરોને ચૂકવાતી એવું કયા ઐતિહાસિક આધારે શોધીને ફેરફાર કરાયો હશે?

**આર આર શેઠની કંપનીના**

**નવલકથા**

**શકુંતલા** લે ઈશ્વર પેટલીકર મૂ સાડા ચાર રૂપિયા

**લીલુડી ધરતી** [ભાગ ૧ અને ૨] ને ચુનિલાલ મડિયા મૂ દરેકના પાંચ પાંચ રૂપિયા

**ધરતીનો પછેડો** ને દિનકર મહેતા મૂ પાંચ રૂપિયા

**રત્નદીપ** ને પ્રભાતકુમાર મુખોપાધ્યાય અનુ ગોપાળ દયાળજી પેનાણી મૂ સાડા પાંચ રૂપિયા

**કલ્પના** ને પીતાંબર પટેલ મૂ સાડાચાર રૂપિયા

**જીવતા ખંડેર** લે ગોપાલ નીલકંઠ દાંડેકર અનુ ગોપાળરાવ ગ વિદ્વાંસ મૂ સાડા પાંચ રૂપિયા

**હણાતા હીર** [સ્વપ્ના દર્શીની તે રોગ પર મેળવેલા વિજયની પ્રેરક કથા આવૃત્તિ બીજી] લે ગ કુંજબાઈ પ્રભુદાસ પટેલ મૂ પોણા સાત રૂપિયા

**નવવિધા**

**હીરાની ચમક** લે રમણલાલ વ દેસાઈ મૂ પોણા ચાર રૂપિયા

**લાલ મંડળ** [જાસૂસી વાર્તાઓ] માધવજી ગો. પટેલ સવા રૂપિયો

**ગુજરાત વિદ્યાસભાના**

**ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની લડત** [ભાગ ૪૫] લે ચંદુલાલ ભગુભાઈ દલાલ મૂ અનુક્રમે સવા રૂપિયો એક રૂપિયો અને સવા રૂપિયો આમાંથી બે ભાગો પ્રગટ થઈ ગયા છે તેના અનુસંધાનમાં આ ત્રણ ભાગો છે અને પાંચમા ભાગમાં એ સમાપ્ત થાય છે

**પ્રકીર્ણ**

**પમરાટ** [ગઝલ સંગ્રહ] 'ચકબિલ' કુરેશી કાઝીવાડ ભાવનગર મૂ સવા રૂપિયો

**શમા-પરવાના** [ઉર્દૂના અનેક નામી અનામી કવિઓના વિષયવાર શેરોનો સંગ્રહ] સં દશરથ ગાંધી રાકેશ અલ્લાબક્ષ શેખ રવાણી પ્રકાશન ગૃહ અમદાવાદ મૂ ત્રણ રૂપિયા

**મારા ગીતો** લે ઈન્દુકુમાર દ. જોષી જવાહર માર્ગ જૂનાગઢ મૂ ત્રણ આના

☆

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬ પરદેશ માટે શિલિંગ ૧૨ લવાજમ મનીઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે ચોડી નકલો હાથકાગળ પર છપાય છે તેનું વાર્ષિક લવાજમ દેશમાં આઠ પરદેશ માટે શિલિંગ ૧૬ પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

**'પ્યારા બાપુ' કાર્યાલય રૂપાયતન, જૂનાગઢ**

અનુક્રમણિકા — ૧૨ મે ૧૯૫૮



પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાંધી રૂપાયતન મુદ્રણાલય જૂનાગઢ



નૈહરવા હમકોં ન ભાવે. ધ્રુવ.

સાંઇકી નગરી પરમ અતિ સુંદર, જહૂઁ કોઈ જાય ન આવે,
ચાંદ, સૂરજ જહૂઁ પવન ન પાની, કો સંદેશ પહુંચાવે
દરદ યહ સાંઈકો સુનાવે—નૈહરવા

આગે ચલૌં પંથ નહીં સૂઝે, પીછે દોષ લગાવે,
કેહિ બિધિ સસુરે જાઉં મોરી સજની, વિરહા જોર જનાવે
બિસૈરસ નાચ નચાવે—નૈહરવા

બિન સતગુરુ અપનો નહિં કોઈ, જો યહ ગહ બતાવે
કહત 'કબીર સુનો ભાઈ સાધો, સુપને ન પ્રીતમ પાવે.
તપન યહ જિયકી બુઝાવે—નૈહરવા

તુલસીદાસે ઈશ્વર વિરોની ભક્તની લગની કેવી હોવી જોઈએ તે વિષે એક દોહરામાં કહ્યું છે—

કામિહિ નારી પિયારી જિમિ લોભિહિ પ્રિય જિમિ દામ
તિમિ રઘુનાથ નિરંતર પ્રિય લગહુ મોહિ રામ

કામી પુરુષને જેમ સ્ત્રી પ્રિય લાગે છે, તે જ પ્રમાણે જીવને ઈશ્વરની લગની લાગવી જોઈએ. આવી તીવ્ર લગની મીરાં અને કબીરના અનેક પદોમાં જોવામાં આવે છે. અને ઘણીવાર દુન્યવી પ્રેમના ભાવ પ્રતીક દ્વારા જ પોતાનો ઉત્કટ ઈશ્વર પ્રેમ તેઓ બહુ મનોહરપણે વ્યક્ત કરે છે. કબીરના ઉપના મનોહર પદનો ભેદ સ્પષ્ટ છે—પિયર, આ જગત હવે ગમતું નથી. સાંઈની નગરી, ઈશ્વરનું ધામ તો અતિ સુંદર છે પણ તે તો નિરાકાર છે, ત્યાં કોઈ આકાર સંદેશવાહક થઈને જઈ શકતો નથી. વિરહની વ્યાકુળતાને કારણે પંથ સૂઝતો નથી, અને વિષય અનેક ખેલો કરાવે છે. કોઈ સતગુરુ જ ગહ બતાવે એમ છે. માત્ર સ્વપ્ન જોવાથી પ્રીતમ, ઈશ્વર નહીં મળે, અને જીવની તરસ છિપે નહીં

# પુણ્યશ્લોક બાપુજી

જુગતરામ દવે

પુણ્યશ્લોક બાપુજીના ૧૦મા નિર્વાણદિને આવો આપણે તે રાષ્ટ્રપિતાનું સ્મૃતિશ્રાદ્ધ કરીએ.

મૃત્યુ સંબંધમાં બાપુએ ત્રણ જુદા જુદા પ્રસંગે ત્રણ જાતની આશાઓ પ્રગટ કરી હતી. એક વાર એવી આશા દર્શાવેલી કે એક હાથમાં પૂણી રહી ગઈ હોય, બીજા હાથમાં રેંટિયાનો હાથો હોય ને પ્રાણપંખીડું ઊડી જાય. બીજી વાર આશા બતાવેલી કે મારાં કર્મ બાકી રહી ગયાં હોય અને ઈશ્વર મને પુનર્જન્મ આપે જ તો મારો જન્મ કોઈ ભંગીને ઘેર થજો. આનો અનુવાદ હું એમ કરું કે મારો પ્રાણ કોઈ હરિજનની સેવા કરતા કરતા તેની ઝૂંપડીમાં જજો. ત્રીજી વાર એમણે ઈશ્વરને પ્રાર્થના કરેલી કે મુખ પર રામનામ હોય ને મારી આંખ મીંચાઈ જાય. આ ત્રણમાંથી તેમની છેલ્લી આશા ફળી.

આપણે સૌએ તેમનો સર્વોદયનો મંત્ર પૂર્ણપણે ઝીલ્યો હોત અને રચનાત્મક કામોથી આપણાં ઘરો અને ગામોમાં સર્વોદયનો ગુંજારવ ચાલુ કરી દીધો હોત તો બાપુજીને એક સુખી સંતોષી પિતા તરીકે કંતાતે રેંટિયે મરણ મળ્યું હોત.

આપણે અસ્પૃશ્યતા સહિતના બધા ભેદો પૂરા દિલથી ટાળ્યા હોત તો બાપુજી પોતાની દત્તક પુત્રી લક્ષ્મીના ખોળામાં છેલ્લો શ્વાસ મૂકી શક્યા હોત.

પરંતુ ઈશ્વરે એવું સરજ્યું હતું કે તેમને ત્રીજું એટલે કે એક રામનામના આધારનું મૃત્યુ વરે. આપણે સૌ પોતપોતાનાં કારણોસર તેમને તજી બેસવામાં આપણું ડહાપણ માનતા થયાં હતાં. રાજદ્વારી ક્ષેત્રે આપણે તેમના વારસોએ તેમને છોડીને રાજદ્વારી સ્વરાજ્ય મેળવી લેવામાં મુત્સદ્દીગીરી માની હતી. અર્થક્ષેત્રે તેમના વારસોએ સ્વાવલંબન, ખાદી, ગ્રામોદ્યોગ, સ્વદેશીને ગૌણ બનાવી પૈસાના મૃગજળ પાછળ દોડવામાં વ્યવહારકુશળતા માની હતી. સમાજક્ષેત્રે આપણે મનમાંથી ન્યાત જાત, ધર્મ, ભાષા પ્રાન્ત આદિના ભેદ અંદરખાનેથી સાચવી રાખ્યા હતા. આમ આપણે તેમના દેશબંધુઓ ખોટા નીવડ્યા. બાપુએ આખી જિંદગી રામનામના આધારનો જાપ કર્યો હતો, એટલે બધા આધારો ખસી જતાં અંતકાળે તે પરમ કૃપાળુએ તેમને આધાર આપ્યો.

બાપુજીમાં રહેલી અનેક વિભૂતિઓને કારણે લોકોએ તેમને મહાત્માનું પદ આપ્યું હતું.

આ વિભૂતિઓમાં સત્યરત્નની વિભૂતિ બાપુજીને મળી હતી.

તેમના જીવનમાં પ્રગટેલી બીજી બધી વિભૂતિઓ તેઓએ ટીપે ટીપે અને ઈંચે ઈંચે મહાપ્રયત્ન કરીને મેળવી હતી. તેવી સિદ્ધિઓમાં મુખ્ય આ ગણાવી શકાય–

૧. અહિંસા અથવા પ્રેમ.
૨. બ્રહ્મચર્ય.
૩. વીરતા.

અહિંસા અથવા પ્રેમ પોતાના જીવનમાં કેળવવા માટે બાપુજીએ શું શું કર્યું?

અંગ્રેજો સાથે ક્ષણે ક્ષણે લડવાનું હતું. લડવા છતાં તેના પ્રત્યે પ્રેમ પ્રગટ કરવાનો હતો. તેથી જેટલા સજ્જન ભલા અંગ્રેજો મળ્યા તેમની સાથે બાપુએ અંગત મૈત્રી બાંધી. દીનબંધુ એન્ડ્રૂઝને બાપુએ સગાભાઈથી અધિક બનાવ્યા હતા. આફ્રિકાના દિવસોમાં પણ પોલાક, રેવન્ડ ડોક, જનરલ સ્મટ્સ વગેરેની ગાઢ મૈત્રી સાધી હતી. આફ્રિકામાં મિસ શ્લેશીન અને હિંદમાં મિસ સ્લેડ (મીરા) ને સગી દીકરીઓ બનાવી હતી. લંડનમાં ગયા ત્યાં ઈસ્ટ એન્ડ એટલે ગરીબોના લત્તામાં વસીને તેમ જ માન્ચેસ્ટર લેન્કેશાયરના મિલમજૂરોમાં ફરી તેમનો પ્રેમ સંપાદન કર્યો હતો. કોઈ વિલિંગ્ડન કે ચર્ચિલ જેવા કાળમીંઢો એ પ્રેમથી પલળ્યા નહીં એ જુદી વાત છે.

આપણી પ્રજાએ હિન્દુ મુસલમાન સંબંધો અંગે સારો સ્વભાવ બતાવ્યો નથી. તેથી મુસલમાનોની મિત્રતા મેળવવા બાપુએ ચાલી ચાલીને પ્રયત્નો કર્યા છે. પૂ. ઈમામ સાહેબને આફ્રિકામાં ભાઈ બનાવ્યા અને બન્ને ભાઈઓ સાબરમતી આશ્રમમાં સાથે રહ્યા. બે ભાઈઓના દાઝી જેના શરીરો વચ્ચે દબાઈને એમણે કેટલાં વર્ષો આખા હિંદભરમાં પ્રવાસ કર્યો હતો. એમના જુદા અભ્યાગત, એમના બીબીઓ અને બેટાબેટીઓના હૃદય સુધી તેમણે પ્રવેશ કર્યો હતો. હકીમ સાહેબ અજમલખાન, ડૉ. અનસારી, મૌલાના આઝાદ અને બીજા સેંકડો મુસલમાનોને તેમણે માનવંતા મિત્રો બનાવ્યા

હતા. સરહદના ગાંધી બાદશાહ ખાન અને તેમના ભાઈ ડૉ. ખાન સાહેબ સાથે તો તેમણે એવો બંધો એકાત્મભાવ સાધ્યો હતો કે સરહદ પ્રાંતમાં આશ્રમ કાઢીને ત્યાં વસવાનો પણ મનસૂબો એકવાર બાપુએ કર્યો હતો. મુસ્લિમ નેતાઓની જ નહિ, સામાન્ય માણસોની મહોબત મેળવવા માટે પણ તેમણે છેક નાનપણથી પ્રયત્ન કર્યો છે. દક્ષિણ આફ્રિકામાં ખોજા મેમણ વેપારીઓ સાથે તેમ જ મીર આલમ જેવા પઠાણો સાથે પણ તેમણે ઘરોબાનો નાતો બાંધ્યો હતો. કોઈ ઝીણા જેવાના દિલને પિગળાવવામાં તેઓ ફતેહમંદ ન નિવડ્યા, પણ એમાં બાપુના પ્રયત્નની ખામી કાઢી શકાય તેમ નથી.

અસ્પૃશ્યો પ્રત્યે હિન્દુ જાતિએ કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરવા માટે પણ બાપુજીએ તનતોડ પ્રયત્ન કર્યો હતો. હરિજન કુટુંબને રાખીને આશ્રમમાં વસાવ્યું. હરિજન બાળાને પુત્રી બનાવી. હરિજનોને શાળા સભામાં એકાકાર કરવા માટે, ખાનપાનમાં એક આરે કરવા માટે, અને છેવટે તેમને માટે અને છેવટે તેમને માટે દેવના મંદિરોના બારણાં ખોલાવવા પણ બાપુએ કેટલી બધી મહેનત કરી! તેમ કરતાં જતાં સગી બહેન તેમને ત્યજી ગયા. આશ્રમને એકવાર આવતા ટંકની પણ ફિકર ઊભી થઈ, લાઠી અને બોમ્બ પણ પડ્યા અને બ્રિટિશ સરકારે જ્યારે અસ્પૃશ્યોને અલગ પાડવાનું કાવતરું રચ્યું ત્યારે બાપુ આમરણ ઉપવાસ કરી બલિદાન આપવા તૈયાર થયા. આ ક્ષેત્રમાં પણ આંબેડકર જેવાનો પ્રેમ બાપુજી પ્રાપ્ત કરી ન શક્યા. પણ તેમાં બાપુના પ્રયત્નની ખામી નહોતી. સવર્ણોના અંતરમાંથી ઝેર પૂરું ગયું ન હતું એ જ કારણ હતું.

બાપુજીએ પ્રયત્નપૂર્વક મેળવેલી બીજી સિદ્ધિ તે હું બ્રહ્મચર્યની ગણું છું.

બ્રહ્મચર્યનો રસ તેમને ઠીક નાનપણથી હતો. ઊગતી ઉંમરના દિવસોમાં જ્યારે મૃત્યુ શય્યા પર હતા ત્યારે પિતા અને પત્ની એ બેના અંગ વચ્ચે તેમના જુવાન મનમાં ખેંચતાણ ચાલેલી તેનો દર્દભર્યો ખ્યાલ બાપુજીએ આત્મકથામાં વ્યક્ત કર્યો છે.

સ્વાભાવિક રીતે આવા ક્ષેત્રમાં કરેલો પ્રયત્ન પ્રકાશમાં થોડો જ આવી શકે. પરંતુ જ્યારે ૩૫ વર્ષની વયે બાપુએ પૂ. બાની સંમતિથી બ્રહ્મચર્યનું વ્રત લીધું ત્યારે માથેથી જાણે મોટો ભાર ઊતર્યો હોય એવું તેમણે કરેલા વર્ણન ઉપરથી આપણે જોઈ શકીએ છીએ. તે જ દિનથી એમણે બધો વિચાર છોડીને મનુષ્યની અને ઈશ્વરની સેવામાં પોતાની ક્ષણે ક્ષણ અર્પણ કરવા માંડી. તે જ દિવસથી તેમણે જીવનમાં નાના મોટા બધા કામો માથું મૂકીને કરવા માંડ્યા.

બાપુજીએ મહા પ્રયત્ને મેળવેલી ત્રીજી સિદ્ધિ તે વીરતાની હતી. વીરતા એ હિંસક લડાઈમાં બહુ વપરાયેલો શબ્દ હોઈ એ ગુણ દર્શાવવા બાપુએ સત્યાગ્રહ શબ્દનો પ્રયોગ કર્યો છે.

સત્યને ખાતર વીરતાથી માથું આપવાનું બળ કંઈ કસરત કરીને થોડું જ મેળવી શકાય? પરમેશ્વરને ઉત્કટતાપૂર્વક યાચના કરી કરીને જ બાપુજી તે બળ દરેક પ્રસંગે મેળવી લેતા.

બચપણમાં અંધારાની બીક લાગતી. રંભાબાઈ પાસેથી રામનામનો મંત્ર મળતાં કેટલી ભક્તિપૂર્વક એ મહાન બાળક તેનો જાપ કરતો હશે એની કલ્પના આપણે કરી શકીએ છીએ.

ભણવા માટે વિલાયત જતાં માતાએ માંસ, મદિરા અને મદનના ત્યાગની પ્રતિજ્ઞાઓ લેવડાવી હતી. ગાંધીજીએ ભક્તિપૂર્વક તેનું પાલન કર્યું હતું. પરંતુ અતિ ભારે પ્રયત્ન વડે અને પ્રભુની કૃપા વડે જ તેઓ તેમ કરી શક્યા હતા એ બાપુના લખાણો ઉપરથી જાણી શકીએ છીએ.

મોટાભાઈના વિચારો સામે, પત્નીના વિચારો સામે પોતાના મોટા પુત્રના વિચારો સામે બાપુજીને સત્યાગ્રહનું બળ વખતો વખત બતાવવું પડ્યું છે. જ્ઞાતિ પણ તે જમાનામાં હજુ નમણી પડી ન હતી. તેણે પણ બાપુના સત્યાગ્રહની ઠીક કસોટી કરી હતી.

રાજાની સામે લડાઈ માંડવી એ આકરી વસ્તુ. અજ્ઞાન તેમાં પણ પરાધીન પ્રજાને વિદેશી રાજ્યસત્તા સામે શિર ઉઠાવવાનું હોય તો તો આકરામાં આકરી લડત નીવડે. દક્ષિણ આફ્રિકામાં અને પાછળથી હિન્દુસ્તાનમાં વિદેશી સરકારોએ બાપુજીના સત્યાગ્રહને કેવી આકરી કસોટી ઉપર ચડાવ્યો હતો તેની કથા સર્વવિદિત છે. જેમ કસોટીનો પારો ચડતો ગયો તેમ તેમ બાપુજીની પ્રભુપ્રાર્થનાની ઉત્કટતા પણ વધતી ગઈ અને દરેક પ્રસંગે એમનું સત્યાગ્રહબળ વધારે ને વધારે તેજ બનતું ગયું.

[ અનુસંધાન ૨૩મે પાને ]

# ગુરુદેવ

ગુરુદયાલ મલ્લિક

કવિવર રવીન્દ્રનાથ ટાગોરના પ્રથમ દર્શન મેં ૧૯૧૯મા કર્યાં. તે વખતે જલિયાવાલા બાગના અતિ ભયંકર હત્યાકાંડથી હું અંદર ને અંદર ધૂંધવાતો હતો એટલે શાંતિની શોધ માટે હું શાંતિનિકેતન ગયો. કવિવરને જોતાં જ હૃદયે એમને ઓળખી લીધા. આનંદથી વિભોર થઈને હું એમના ચરણે પડીને બોલી ઊઠ્યો : 'ગુરુદેવ!'

ત્યારથી હમેશાને માટે એ મારી જીવનનાવના નાખુદા થઈ ગયા. એ રીતે ૧૯૨૧ સુધી એમની ઉજ્જ્વળ છાયામાં એમના આશ્રમમાં વારંવાર રહ્યો અને ધન્ય થયો જો કે, બાહ્યદૃષ્ટિએ એમની સાથે મારો વ્યક્તિગત સંબંધ બહુ ઓછો રહ્યો છે. સંકોચશીલ સ્વભાવ અને શરમ ક્ષોભને કારણે ભાગ્યે જ હું એમની સાથે કોઈ કોઈ વાર વાત કરતો. ફક્ત મળતા માત્ર એમને પ્રણામ કરીને સંતોષ માનતો. તોપણ અંતરથી હું હમેશા મને એમની નજીક માનતો અને એમના અપાર આશીર્વાદથી મને પોતાને માલામાલ માનતો.

ગુરુદેવ વિશેના સંસ્મરણોનો આધાર છે મારી આંખો અને મારા કાન. અને હા, ભક્તહૃદય પણ ખરું જ. તો, કેટલાક સંસ્મરણો સાંભળો—

'આજે તો સ્નાનઘરમાં ગુરુદેવને બહુ વાર થઈ ગઈ!' એક સવારે, ગુરુદેવને મળવા આવેલા ભાઈએ એમની રાહ જોતા ગુરુદેવના નોકરને કહ્યું.

'હા, કોઈ કોઈ વાર એવું થઈ જ જાય છે. શી ખબર, સ્નાન કરતાં કરતાં કેમ મગ્ન થઈ જાય છે!' નોકરે કહ્યું.

એટલામાં ગુરુદેવ સ્નાન કરીને બહાર આવ્યા. આવનાર ભાઈએ આદરથી પ્રણામ કર્યા પણ એમનાથી રહેવાયું નહીં. પૂછી જ નાખ્યું : 'ગુરુદેવ, સ્નાનઘરમાં કેમ આટલી બધી વાર થઈ?'

ગુરુદેવ પ્રથમ તો હસ્યા. પછી કહ્યું : 'સાચું કહું કે છાપાવાળા કોઈ કોઈ વાર કહે છે તે કહું?'

'બંધુ કહો, તો કૃપા થશે.'

'તો સાંભળો—' ગુરુદેવે કહ્યું—'છાપાવાળા કહે છે કે હું દૂધમાં સ્નાન કરું છું એટલે વાર લાગે છે પણ સાચું કહું તો કોઈ કોઈ વાર નાહવાની વખતે (હું ટબમાં ન્હાઉં છું) મને એક પ્રકારની જલસમાધિ લાગી જાય છે. ત્યારે સ્થળ અને સમયનું કશું ભાન રહેતું નથી. હા, એ સ્થિતિમાં કોઈ બીજા અદ્‌ભુત જગતમાં જરૂર ફરી આવું છું.'

☆

'ધીરે ધીરે ખસી જઈએ!' ગુરુદેવને મળવા ગયેલા બે મિત્રો ગુરુદેવના દર્શને એમના ઘરે ગયા ત્યારે બહારથી એમનું ગુંજન સાંભળી એકે બીજાને કહ્યું. કેમકે એક નવા ગીતનો જન્મ થવાનો હતો.

બંને ત્યાંથી ધીરે ધીરે દૂર ચાલ્યા ગયા અને નવા ગીતના જન્મની પ્રતીક્ષા કરવા લાગ્યા. થોડા સમય પછી ગુરુદેવનું ગુંજન અટક્યું અને નવા ગીતના શબ્દો એમના સંભળાવા લાગ્યા. લગભગ અર્ધા કલાક સુધી પોતાનું નવું ગીત તલ્લીનતાથી એ ગાતા રહ્યા. એમનો ચહેરો એક અલૌકિક તેજથી ઝગતો હતો.



થોડા દિવસ પછી પેલા બે મિત્રોમાંથી એકે ગુરુદેવને પૂછ્યું - 'ગુરુદેવ, જ્યારે કોઈ નવું ગીત લખાવાનું હોય છે ત્યારે તમે ગણગણો છો. તે વખતે તમે તમારામાં શો અનુભવ કરો છો?'

'એ તો એક ભારે રહસ્ય છે એ તમને કેમ બતાવું?' ગુરુદેવે હસીને જવાબ દીધો.

'તો પણ, જેટલું કહી શકો તે કૃપા કરી કહો.'

ગુરુદેવ થોડી વાર સુધી મૂંગા રહ્યા. પછી ધીરે ધીરે એ બોલ્યા : 'નવા ગીતની આગાહી મને ક્યાંથી થતી એની નથી. અચાનક અંદરનાં કોઈ જગતમાં પરમ પાવક થી કોઈના કંઠમાં ગાવાનો અવાજ સંભળાય છે ને શું ગાય છે ને

ડ બરાબર સાંભળી શકતો નથી માત્ર સૂર જ સાંભળી શકું છું પછી હું એ સૂરની નકલ કરવા માંડું છું—જેથી તે મને સારી રીતે યાદ રહી જાય ત્યાર પછી છેવટે સહજપણે નવા ગીતના શબ્દો ચેતનાના દ્વારમાંથી હોઠ પર ઊતરી આવે છે આ બધું અસીમ અને આંતર દેવતાના આશીર્વાદ છે"

☆

ગુરુદેવ તમારા મતે તમારું સૌથી ઉત્તમ નાટક કયું ? એક દિવસ એક વિદ્યાર્થીએ ગુરુદેવને પૂછ્યું

ડાકઘર'—ગુરુદેવે જવાબ આપ્યો— એમાં મારી બધી રચનાઓનો સાર છે એટલા માટે મને એ અતિ પ્રિય છે હું પણ તો ડાકઘર'ના અમલ' જેવો છું—હંમેશા અસીમનો તરસ્યો રાજાઓના રાજાનો ઇંતેજાર!'

☆

એક વાર ગુરુદેવ લાંબી માંદગીમાંથી તાજા ઊઠ્યા હતા ત્યારે એક આશ્રમવાસીએ અતિશય નમ્રતાથી પૂછ્યું ગુરુદેવ આધીજી તમને એટલું કહી ગયા છે કે બપોરે જમ્યા પછી તમે થોડો આરામ કરતા રહો તો તમે એમ આરામ કેમ કરતા નથી? આ ઉમ્મરે તમને એવા આરામની ઘણી જરૂર છે'

ગુરુદેવે જવાબમાં કહ્યું એ બધું હું જાણું છું પણ આદતથી લાચાર છું જ્યારે ૧૧-૧૨ વર્ષનો હતો ત્યારે ગાયત્રી મંત્રની દીક્ષા આપતી વખત મારા પૂજ્ય પિતાશ્રીએ મને કહ્યું હતું કે દિવસે ઊંઘવું કે આરામ કરવો એ આળસ છે એટલા માટે એ અનુચિત છે તે દિવસથી તે આજ સુધી એ જ ઉપદેશ પ્રમાણે વર્તતો આવ્યો છું'

☆

એક દિવસ એક વૈષ્ણવી (જેને ગામના લોકો પાગલી' કહ્યા કરતા)ની વાત કહેવા લાગ્યા એમની આંખ કોઈ જૂની અને પ્રિય યાદથી ચમકી ઊઠી એ બોલ્યા—' તે વૈષ્ણવી મને બીજે માળેથી નીચે ક્યારે ઉતરશો ઠાકુર ? કહીને મારા પર એક અજબ જાદુ કરી ગઈ! મેં કેટલીય વાર અનુભવ્યું છે કેમકે મને જ્યાં સુધી યાદ છે ત્યાં સુધી તે દિવસથી જ સાધારણ માણસોના સુખદુઃખ એમની આશાઓ અને ઉમંગો એમની ગરીબી અને એમની બાળક જેવી સરળતા આદિ બાબતોને તીવ્રપણે અનુભવ કરવા લાગ્યો છું''

☆

ગુરુદેવ તમારી કૃતિમાં કઈ સૌથી લાંબા સમય સુધી જીવંત અને લોકપ્રિય રહેશે? એક જિજ્ઞાસુએ પૂછ્યું

ગીતાંજલિ એમ તો મેં બધાં ગીતો પૂરી તન્મયતાથી લખ્યાં છે પરંતુ ગીતાંજલિ અસીમ સીમાની લીલાનું વર્ણન છે અને અસીમ લીલા માણસના જીવનનો મર્મ છે

☆

## હળ ચલાવો!

પાર્વતી મહાદેવને કહે છે મહારાજ! હવે હળ ચલાવો લોકોને કામ આપો ધંધે લગાડો
મહાદેવે કહ્યું પાર્વતી તું ભોળી છે હળ ક્યાંથી લાવીશું ?
બાગમાંથી ચંદનનું ઝાડ કપાવી તેનું હળ બનાવી લો. તમે હળ ચલાવો દુનિયાના લોકોને કામ આપો.
ભોળી છે પાર્વતી તું, બળદો પર નાખવાના ધૂંસરા ક્યાંથી આવશે?
બાગમાંથી આંબા આંબલીના ઝાડ કપાવો એના ધૂંસરા બનાવી લઈશું
પાર્વતી, તું ભોળી છે બળદ ક્યાંથી આવશે?
હર હર, આપણા નંદીને બળદ બનાવીશું હળ ચલાવી માણસોને કામ આપો
પાર્વતી તું ભોળી છે બળદ હાંકવા માટે રાશ ક્યાંથી લાવીશું ?
મહાદેવ તમારે ગળે વીંટાયેલા સાપોનું દોરડું બનાવી લો
પાર્વતી તું ભોળી છે બીજ ક્યાંથી આવશે?
પ્રભુ ક્ષીર સાગરથી મોતી મંગાવીને તે વાવીશું તમે હળ ચલાવો, દુનિયાના લોકોને કામ આપો

(એક રાજસ્થાની લોકગીતનો ભાવાનુવાદ)

# ટાપુવાસીઓ

રતિલાલ-અનિલ

દરિયા વચ્ચે એક ટાપુ હતો ત્યાના લોકો પોતે જ પોતાનો કારભાર ચલાવતા એ લોકોની જરૂરિયાત ઓછી એટલે જિવતરની જ જાળ પણ ઓછી એમનામાંનો એક પ્રતાપી પુરુષ આખા ટાપુનો કારભાર કરે પણ તેના પછી તેની સતતી સારી ન નીવડી એશઆરામી અને વિલાસી એટલે ટાપુવાસીઓને વધારે પરિશ્રમ કરવાનો વારો આવ્યો કેમકે, રાજાના મોજશોખ પૂરા કરવા પ્રજાને જ મહેનત કરવી પડે ને?

એક વાર એ ટાપુને કાઠે પહેલી વાર એક મોટુ લડાયક જહાજ આવીને નાગર્યું ભાતભાતના શસ્ત્રો લઈ ને અદરથી માણસો ઊતર્યાં અને જોત જોતામા તો રાજમહેલે જઈ ને રાજાને અદી કરીને પોતાનો અમલ સ્થાપી દીધો તેનો ઝડો ઊતારીને પોતાનો વાવટો ટાઠી પર ફરકાવી દીધો

તે લોકોએ પ્રજાને કહ્યુ 'અમે તો તમારા ભલા માટે આ ટાપુ પર આવ્યા છીએ અમારા ઈશ્વરે અમને આદેશ આપ્યો છે કે જાવ, ટાપુ પર જઈને ધર્મરાજ્યની સ્થાપના કરો ' અને અમે અહીં આવ્યા જુઓ, તમે હજી ઢેવા જ ગલી જેવી દશામા જીવો છો? અમે તમને અદ્યતન રીતે જીવતા શીખવીશું, તમારો ઉદ્ધાર કરીશુ!'

લોકોને બહુ વિશ્વાસ ન આવ્યો પણ કહે કે આમેય આપણો રાજા આપણને બહુ હેરાન કરતો હતો જોઈએ કે આ લોકો શુ કરે છે!

વિદેશી લોકો પોતાની સાથે જાતજાતની કરામતવાળા યત્રો લાવ્યા હતા તેની કામગીરી જોઈને લોકો છક થઇ ગયા! અરે, આ તો કોઇ દૈવી માણસો લાગે છે! જોયુ લોખડના આ રાક્ષસો એમના હુકમ પ્રમાણે કેવુ ચપોચપ કામ કરે છે!

બસ, પછી શું જોઈએ? લોકોએ આવનારાઓને વધાવી લીધા

વિદેશીઓએ જોયુ કે ટાપુ પર મબલખ કાચી સપત્તિ પડી છે—આ મૂરખાઓને તો એનુ ભાન પણ નથી—અને એ જ સારુ છે આપણને એનો મનફાવતો ઉપયોગ કરવાનુ સરળ પડશે

લોકો હાથસાળ પર કાપડ વણતા તેમને કહ્યુ 'અરે તમે આ આખો દિવસ વણી વણીને બેવડ વળી જાઓ છો અને તો યે તમારા શરીર તો પૂરેપૂરા ઢકાતા નથી જુઓ હવે અમે તમને કાપડ વણવાના યત્રો આપીશુ આખા દિવસે વણો છો એટલુ કાપડ તમે એક કલાકમા વણી શકશો'

'હ! તો તો બહુ સારુ!' ટાપુવાસીઓએ કહ્યુ

'પછી બાકીનો સમય તમે આનદ પ્રમોદમા ગાળજો જિદગી કઈ વેતરુ કરીને મરી જવા માટે થોડી મળી છે?'

'ના ભાઈ તમે સાચુ જ કહો છો'

અને કાપડનુ યત્ર દાખલ થયુ બદલામા ટાપુ પરનો કેટલોક કાચો માલ વિદેશીઓએ લઈ લીધો

લોકો હાથે જ અનાજ દળતા

'અરે, દળતા દળતા તમારા હાથે છાલા પડી જાય છે' વિદેશીઓએ કહ્યુ

'ત્યારે શુ કરીએ ભાઈ? છૂટકો છે, કઈ દળ્યા વિના?'

'પણ અમે તમને આપોઆપ ચાલતી ઘટી આપીએ પછી કઈ?'

'તો એનાથી રૂડુ શુ!'

અને પછી સચાથી ચાલતી ઘટી આવી લોકો ખુશખુશ થઇ ગયા વાહ આમ ચપટી વગાડીએ એટલામા તો લોટ દળાઇને તૈયાર!

લોકો બળદ જોડીને ખેતી કરતા

પરદેશીઓએ કહ્યુ 'અરે, આમ તો કયે દિવસે તમારા કામનો પાર આવે? બળદ અને તમારા બેઉનો મરો આમા તો થાય છે'

'ભાઈ, અનાજ કઈએ સિવાય થોડુ ઉત્પન્ન થાય?'

'કેમ ન થાય? જુઓ અમે તમને યાત્રિક હળ આપીએ આ તમારા બળદો આખા દિવસ ખેડે એટલુ તો એ પા કલાકમા ખેડી નાખે!'

'એમ? તો તો બહુ સારુ ભગવાન તમારુ ભલુ કરશે!'

અને યાત્રિક હળો દાખલ થયા

લોકો થાકી જતા ત્યારે દુધનો ઉકાળો કરીને પીતા

વિદેશીઓએ કહ્યુ 'અરે, આમ તે કઈ તમારો થાક ઊતરે? જુઓ અમે પૃથ્વીલોકનુ અમૃત લાવ્યા છીએ તે જરા ચાખી જુઓ તમારો થાક ક્યા નાસી જાય છે તે પીધા પછી અમને કહેજો'

'લાવો ત્યારે સ્વાદ કરી જોઈએ' એમ કહીને લોકોએ વિદેશીઓએ આપેલુ અમૃત પીધુ પહેલા તો તેની વાસ જ ન ગમી પણ પીધા પછી તો ભાન જ ભૂલી ગયા અને પછી થાક કેવો ને વાત કેવી! 'અહાહા! આ તો બહુ સરસ! મા'ણુ ધોળે દિવસે તારા દેખાય છે! આ પરદેશીઓ તો ભાઈ, ખરેખર ભગવાનના માણસ લાગે છે!'

'હા, અમે ભગવાનના જ માણસ છીએ અને તમને પણ એ જ ભગવાનના માણસ બનાવવા અમે અહી આવ્યા છીએ, તમારો ઉદ્ધાર કરવા જ અમને પ્રભુએ અહી મોકલ્યા છે! તમારો તે કઈ ભગવાન છે? જુઓ અમારા ભગવાન અમને કેવી કેવી વિદ્યા આપે છે, જોયુ ને?'

લોકો કહે 'હા ભાઈ, વાત તો ખરી! અમારી તો કઈ અક્કલ જ ચાલતી નથી'

'તો ચાલો અમે મદદ કરીએ'

વિદેશીઓએ એક નવુ મદિર બાધ્યુ ત્યા એક માણસ સૌને ઉપદેશ આપે, પ્રાર્થના કરાવે હલકી વર્ણના લોકોને પણ ઉજળી વરણ સાથે જ બેસાડે તેથી તેઓ તો રાજી રાજી થઈ ગયા 'ભાઈ આ તો ખરેખરા ભગવાનના માણસ! છે જરા યે ભેદભાવ? આ ધર્મ જ અમને તારશે'

આમ ધીરે ધીરે આખા ટાપુની કાયાપલટ થઈ ગઈ શરૂશરૂમા તો લોકો વિદેશીઓના તેજમા સાવ અજાઈ ગયા

પણ સમય વીતતો ગયો અને—

લોકોને ખાવાના સાસા પડવા લાગ્યા

તે શી રીતે?

યત્રો આઠ કલાક શુ, સોળથી માડી ચોવીસ કલાક ચાલતા એટલે અનેક માણસો બેકાર થઈ ગયા

યત્રોથી જમીન ખેડાવી એટલે ઢોરો પણ ઓછા થતા ગયા ઘી દૂધ મોઘાં થયા ને તો યે જોઈતા પ્રમાણમા મળે નહીં જે કઈ ઊપજે તે ય પરદેશીઓ—લોકોને આપેલા યત્રોના દેવા પેટે ઘણુ બધુ અનાજ, ને બીજો કાચો માલ પોતાના દેશમા લઈ જાય એટલે માલની અછત અને મોઘવારી વધી ને તે સાથે જ લોકોની ખરીદ શક્તિ ઘટી

લોકોને કામ જોઈતુ હતુ પેટ ભરવા માટે પણ કામ મળતુ ન હતુ એટલે અનાજ ખરીદવા કે અગ ઢાકવા કપડુ ખરીદવા પૈસા ન હતા નિશાળો હતી પણ ભૂખ્યે પેટે નિશાળ સુધી જવાની સુધ પણ ન હતી

કેટલાક લોકો ખિજાયા આ પરદેશીઓને કાઢો એણે આપણને ભુખભેગા કર્યા છે એમણે જે હાથે ચઢ્યુ તે લઈને હુમલો કર્યો. પણ અદ્ધિ યાતા શસ્ત્રોવાળા પરદેશીઓએ તેમને તરત જ મહાત કર્યા કેટલાક મર્યા અને બાકીનાને જેલ ભેગા કર્યા

ટાપુવાસીમાથી એક મહાપુરુષ જાગ્યો તેણે કહ્યુ 'ભાઈઓ આપણી ભૂખ આપણે જ મટાડી શકીએ એવુ છે'

'હે, એવુ શુ છે?'

'હાથે જ દળવા માડો'

'એ તો મોઘુ પડે!'

'તો જીવવુ છે કે મરવુ છે?'

'જીવવુ છે!'

'તો યત્રોને કાઢો હાથે ઘટી ફેરવો હાથે સૂતર કાતો, જાતે વણો ને બળદને હળે જોડી ખેતી કરો'

'ઉત્પન્ન ઓછુ થશે'

'એટલે જ બધાને કામ પણ મળશે ને?'

'હા, એ વાત ખરી'

'અને આ વિદેશીઓની બધૂક સામે તમારી ડાગ નહી ચાલે, એની સામે તમારો દેહ ધરો'

'આ તો સાવ ગાડી વાત'

'એમ તો સાવ મરી જ જઈએ'

'અને ઢાંગ લઇને લડશો તો જીવતા રહેશો?'

'ના, એમ પણ મોત તો અરું જ!'

'ત્યારે મર્દાનગીથી મરો. વગર શસ્ત્રે લડશો તો તોપો મૂગી થઈ જશે.'

'હા, અલ્યા વાત તો ખરી!' –

'અને—'

'અને શું?

'એમની સાથે બધો વહેવાર બંધ કરો!'

'મારી ન નાખે?'

'આમે ય કોણ જીવવાનું છે? તો ધર્મ બજાવતાં મરો–એનાથી રૂડું શું?

'તમારું કહેવું સાચું છે.'

લોકોને 'ઉશ્કેરનારા' તે સત્પુરુષને વિદેશીઓએ પકડ્યા, જેલમાં નાખ્યા.

લોકો પૂરેપૂરા ઉશ્કેરાયા. લોકોના મનમાં વસી ગયું કે પેલા સત્પુરુષ કહે છે એ જ વાત સાચી છે.

જેમને હૈયે સત્પુરુષની વાત વસી એમણે એમની વાતનો અમલ કર્યો. નબળા પોચા આઘા રહ્યાં. પણ વાત વંઠી તે વંઠી.

મહિનાઓ અને વર્ષો સુધી એવું ચાલ્યું. ત્યાં સુધીમાં ટાપુ પાયમાલ થઇ ગયો હતો.

ત્યા તો વિદેશીઓને દેશમાથી કહેણ આવ્યું: 'ભાઇઓ, અહીં આવજો. દેશને ભારે ભીડ પડી છે.'

વિદેશીઓએ જોયુ કે અહીંના લોકો હવે સુખે જીવવા દે એમ નથી, અને તલમાં ય તેલ રહ્યું નથી–ત્યારે ચાલો એમના પર ઉપકાર કરીએ. એમણે લોકોને કહ્યું: 'જુઓ ભાઇઓ, અમે તો તમારું ભલું કરવા આવ્યા હતા. થઇ શક્યું એટલું અમે કર્યું. અમે તમને હોશિયાર કર્યા, હવે તમે તમારો કારભાર સંભાળી લો. ભીડ પડે ત્યારે યાદ કરજો, અમે વહારે ચઢશુ સારાસારી રાખજો.'

'ભાઈ, આ તો બહુ સારી વાત. ત્યારે હવે તમે જાવો. અમારા તમને ઝાઝા જુહાર.'

'પણ એક વાત છે—'

'શી?'

'તમારામાં એકતા નથી. એટલે અમે ચાલ્યા જઇએ તો તમે અંદર અંદર લડી મરો. પહેલાં એક થાઓ–પછી અમે જઇએ.'

'પણ ત્યાં સુધી હવે અમે તમને સાંખી ન લઈએ.'

'ત્યારે અમે તમારા બે વર્ગોને ટાપુનો એક એક ભાગ વહેંચી આપીએ.'

'એ તો ભૂંડું! પણ ભૂંડું તો ભૂંડું! હવે તો તમે જાવો જ!'

'હો ત્યારે આ ચાલ્યા!'

'ઝાઝા જુહાર!'

અને વિદેશીઓ ગયા.

પણ પેલા સત્પુરુષે લોકોને કહ્યું: 'ભાઇ હવે આપણે આઝાદ થયા પણ જે ચીજે આપણને ગુલામ કર્યા, એ ચીજોને તમે પૂરેપૂરી હાંકી ન કાઢો ત્યાં સુધી તમે પૂરેપૂરા સ્વતંત્ર નહીં થઇ શકો. કેફ, આળસ, ભેદભાવ, કામચોરી, ચાડેબી, પરાવલંબીપણું, ક્રૂરતા–બધું છોડો તો જ તમને મળેલી સ્વતંત્રતા ટકશે.'

'હો, હો, તમે બરાબર કહો છો એમ જ અમે કરીશું.'

'તો તમને મારા આશીર્વાદ છે!' સત્પુરુષે આવેલી આઝાદીને આશીર્વાદ આપ્યા.

લોકો અંદર-અંદર ગુસપુસ કરવા લાગ્યા: 'અલ્યા, આટલા બધાં આટઆટલાં યંત્રો વસાવ્યાં તેને કંઈ નકામાં જવા દેવાય? એ તો ચલાવ્યે જ છૂટકો. અને પેલા પરદેશીઓ કરતાં આપણે થોડા હલકાં છીએ કે એમની હારોહાર ન આવીએ? ચઢિયાતાં યંત્રો વસાવીશું ને તેમની ટક્કર ઝીલશું સત્પુરુષને રાજી રાખવા હાથઉદ્યોગો પણ ભલે ચાલ્યા કરે. અને રાજકારભાર પણ ચાલુ ઢબે જ ભલે ચાલે. નવું કરવાની નવરાશ ક્યાં છે? આપણે તો પેલાઓની બરોબરી કરવી છે—' લોકો પણ જાણે કે ના–આમનામાં પણ દૈવત છે!'

સત્પુરુષે નિશ્વાસ મૂકતાં કહ્યું: 'અલ્યાઓ, રાક્ષસને જીતવા તો દેવ બનવું જોઇએ. રાક્ષસ થશો તો ચઢિયાતો રાક્ષસ તમને ખાઇ જશે.'

'ના, ના, અમારે તો દેવ જ બનવું છે, પણ નવું મંદિર બાંધવાની નવરાશ જ ક્યાં છે? અમે રાક્ષસના ધામને જ ધીરે ધીરે મંદિર બનાવી દઇશું.'

સત્પુરુષ મૂગા જ રહ્યા.

ઈશ્વરગિરિ મહારાજે માંડેલા કેસનો આખરે ચૂકાદો આવી ગયો. મંદિરમાં એમનો અને એમના ભાઈનો અર્ધો અર્ધો ભાગ નક્કી થયો. પણ ઈશ્વરગિરિએ જોયું કે જ્યારે મતમેળ નથી રહ્યો ત્યારે ભેગો વહીવટ કરીશું તો ઝગડા ઊભા થયા વિના રહેવાના નથી. એમણે તો ભાઈએ આવક પેટે અમૂક ઉચક રકમ આપી તે સ્વીકારી લઈને મંદિર પરનો પોતાનો અધો હક ઉઠાવી લીધો.

પાસે પણ ઠીક ઠીક નાણું હતું અને અર્ધા ભાગની મળેલી રકમ પણ મોટી હતી. બાકીની જિંદગી વીતાવતા એમને કે કુટુંબને કશી ચિંતા રહે એવું ન હતું, છતાં સાવ નિવૃત્ત બેસી રહેવું એમને ગમ્યું નહીં.

પ્રવૃત્તિ માટે એમણે એક દૂરનું લગભગ નિર્જન સ્થાન પસંદ કર્યું. નદીકિનારે જંગલ જેવી છતાં સાવ અજાણી નહીં એવી જગ્યાએ પડાવ નાખ્યો, નાનકડી ઝૂંપડી ઊભી કરી અને એક નાનકડું શિવાલય પણ ઊભું કર્યું.

આસપાસ રહેતા આદિવાસીઓને તો બેસવા ઠેકાણું થયું તેથી એમને ઘણો આનંદ થયો. ધીરે ધીરે મહારાજની સુવાસ ફેલાવા લાગી અને આસપાસ દૂર દૂર રહેતા માણસો વાર પર્વે ત્યાં પૂજા પ્રાર્થના ને સ્નાન માટે આવવા લાગ્યા. મહારાજને હવે થોડી ઘણી આવક થવા લાગી અને એમને લાગ્યું કે આસપાસની જગ્યા બધી બરાબર સરખી કરવામાં આવે તો સરસ જગ્યા થાય, ફળફૂલના વૃક્ષો પણ ઊગાડી શકાય અને ધાનક શોભી ઊઠે. આમેય, આદિવાસીઓની જરૂરિયાત ઓછી અને વળી શ્રદ્ધાળુ અને શ્રમનિષ્ઠ પણ ખરા. એટલે ચારેક આદિવાસીઓને મહારાજે કામે રાખ્યા. મહારાજે તેમને પહેલાં જ કહી દીધું કે 'ભાઈ, હું કંઈ વાડી ખેતરનો માલિક નથી, તે તમે જુઓ જ છો, આ તો ધર્મનું થાનક છે અને આમ આવક પણ નથી, છતાં આમેય તમે સુખે દુઃખે દહાડા કાઢો છો તો ભગવાનની ચાકરી કરો, રોટલા તમને હું દઈશ.'

આદિવાસી નોકરોને બીજું શું જોઈએ? એમણે તો તન તોડીને મહેનત કરવા માંડી અને થોડા જ સમયમાં આસપાસ જંગલ જેવી જગ્યા હતી તે મૂળિયાં સોતી ઝાડી કાઢી નાખીને સાફ કરી નાખી. અને કોદાળી તાવડાની મદદથી ખાડા બૂરીને, ટેકરા ખોદીને જમીન સમથળ કરી નાખી અને પછી તો મહારાજે ફૂલના છોડ રોપાવ્યા, ફળઝાડની કલમો રોપાવી. થોડીક જમીન ખેડ માટે પણ રાખી. નજીક જ નદી વહેતી હતી એટલે પાણીની તો ભરપૂર છત હતી એટલે થોડા સમયમાં એ સ્થાન લીલું કુંજાર થઈ ગયું. દર સ્નાન થાનકે પણ ભાવિકોની અવરજવર વધતી જતી હતી. કેટલાક ભક્તોએ અમુક માનતા રાખેલી તે ફળતાં તેમને એ થાનક પ્રત્યે ભારે શ્રદ્ધા જન્મી, તેમણે પોતાના ખર્ચે મંદિરના જુદા જુદા ભાગો બંધાવ્યા અને પછી તો એ મંદિર આખા પંથકમાં પંકાવા લાગ્યું અને પછી તો દર મહાશિવરાત્રિએ ત્યાં મેળો પણ ભરાવા લાગ્યો.

મહારાજને તો એક સારા મંદિરની સ્વતંત્ર માલિકી મળી ગઈ.

મંદિરની હાલત આમ ઘણી સરસ થઈ ગઈ હતી—મહંતના માનપાન પણ વધ્યા હતા, આવક પણ વધી હતી. પણ—

પણ પેલા આદિવાસીઓની હાલત હજી એવી ને એવી જ હતી. ઊલટો, એમના પર કામનો બોજો વધ્યો હતો અને એટલાં વર્ષોમાં કુટુંબનો બોજો પણ વધ્યો હતો. આમ તો મહંત પ્રત્યે તેમને સૌને સારો સદ્ભાવ. પણ એમની સુખ સગવડ કે પગારમાં કંઈ વધારો નહોતો થતો તેથી ચારેય અકળાતા. આખરે સૌએ મળીને એક દિવસ મહંતને કહી જ દીધું. 'બાપજી, હવે કંઈ અમારો વિચાર કરો તો સારું!'

'કેમ તમને શું દુઃખ પડી ગયું?'

'ભગવાનની છાયામાં દુઃખ તો કેવું હોય? પણ હવે અમને સારાં ઓરડાં, થોડો વધારે પગાર....'

'એ બધું ધીરે ધીરે થશે જ ને?'

'ના, હવે કંઈક કરો તો સારું!'

'જો ભાઈ, આ તો તમે આમ વગડે પડી રે'તા હતા–એટલે મને થયું કે છો ભગવાનની ચાકરી કરે ને રોટલા ખાય. એટલે મેં તમને રાખ્યા. બાકી ભાવિકો તો પોતે થઈને કહું તે જગ્યા બનાવી આપે. મને એમ કે પેટવરામાં પુણ્યવરો. મારા ભેગા તમે ય ભગવાનનું ભજન કરો ને પેટનું ભાડું ચૂકવો. બાકી, આજે શું મને નોકરો નથી મળતા?'

'બાપજી, એવું શું બોલ્યા? હવે તો ઘણા બધા આવીને રહેવા રાજી થાય. હવે કાંઈ પહેલાં જેવી અથાવરૂ જગ્યા થોડી રહી છે? અમે વળી બીજે ક્યાં જઈએ? છતાં કંઈક કરો તો સારું.'

'વારુ જોઈશ.' કહીને મહંતજીએ વાત ટાળી. પણ એમના તરફથી એવો કશો પ્રયાસ દેખાયો નહીં.

નોકરો મુંઝાવા લાગ્યા. મહારાજ તો કંઈ કરે એમ લાગતું નથી. આમ તો નજીકના ગામે મોસમે કેવો સરસ રોજ મળે છે! પણ આપણે તો થંકર બાપાને વળગી રહ્યા. હવે થાય પણ શું? ભૂંડું કરીએ તો ભગવાન કોપે. આટલાં વરસ અહીં કાઢ્યાં અને હવે બીજે જઈએ તે પણ ભૂંડું જ લાગે.

એવામાં થયું એવું કે ગામડામાં લોકસેવાનું કામ કરતા એક કાર્યકર મંદિર બાજુ આવી ચડ્યા. જગ્યા જોઈને રાજી થયા. વિચારવા લાગ્યા કે, મારે પણ અહીં થાણું નાખવું હતું. પણ સેવાને નામે કોણ મદદ આપે? આદિવાસીઓ પણ કેમ ભરોસો કરે? પણ આ મહંતે ધર્મને નામે અહીં ગોકુળ કેવું કરી દીધું, કરી શક્યા. ઠીક, એ પણ સારું છે. એનાથી યે આસપાસની વસતિને લાભ થતો હોય તો સારું જ છે. વરસે મેળો થાય છે ત્યારે અહીંના લોકોને તો લાભ જ ને?

કાર્યકર ફરતાં ફરતાં જગ્યામાં કામ કરતાં માણસોને મળ્યા.

'કેમ હવે તો દારૂ છોડ્યો ને?'

'ભગવાનની છાયામાં તો કેમ પીવાય?'

'ન જ પીવાય. પણ ભાઈ, ભગવાન તો તમારામાં ય છે, પણ તમે તેમને ઓળખો ત્યારે ને? કંઈ નહીં', આમ હાજરાહજુર ભગવાનને ઓળખ્યા તે ય ખોટું નથી. પણ તમારું કેમનું ચાલે છે? કોઈ વાતે વાંધો તો નથી ને?

'આમ તો ભાઈ, કશું ય દુઃખ નથી. મંદિરની જમીન પર કામ કરીએ છીએ, ને મહારાજ રોટલા આપે છે તે ખાઈએ છીએ. પણ આ કુટુંબનો ભાર વધતો જાય છે, એટલે એમ કે મહારાજ કાચાં-પાકાં સારાં ઓરડાં કરાવી દે, થોડો પગાર વધારી દે તો આપણો જીવ રાજી.'

'તે, તમે મહારાજને કોઈ દિ' કહ્યું છે ખરું?'

'કહ્યું છે ને ભાઈ.'

'કંઈ જવાબ?'

'જવાબ તો બીજો શો આલે? એમને તો ચાલે છે એમ ચાલે એ જ ગમે એમ લાગે છે.'

'ઠીક, હું મહારાજને વાત કરીશ. હવે તો વાડી પણ મઝાની ઊપજ આપે છે. મંદિર તો ખરું જ.' કહીને કાર્યકર મહારાજ પાસે ગયા.

'જય જય, મહારાજ!'

'જય જય, કેમ કંઈ આ તરફ આવવાનું થયું?'

'મનને થયું કે ચાલ જીવ, હું યે શિવને સલામ ભરતો આવું.' કાર્યકરે બેસતાં કહ્યું.

'ચાલો આવ્યા તે સારું થયું. હવે બેચાર દિવસ રહી જજો. પણ હું તો ધારું છું કે તમે કામ વિના અહીં પગ શેને. દો!'

'આવ્યો હતો તો એમ જ. પણ અમારે ક્યાં કશું શોધવા જવાનું છે? મહારાજ, હવે તો

તમારે અહીં બધુ બરાબર છે ને?'

'હા, શંકરની કૃપાથી બધા સારા વાના છે'

'ત્યારે હવે તમારા નોકરોની સ્થિતિ સુધરે એવુ કંઈક કરો'

'અહીં એમને શું દુઃખ છે?' મહંતે જરા કડવાશથી કહ્યુ

'દુઃખ તો માણસને પેટ સિવાય બીજું શેનુ હોય?'

'તે અહીં એ લોકો ભૂખ્યા રહે છે એવુ કોણે કહ્યું? આ તમારુ કામ જ આવુ—ભૂખ ન હોય તો ય શોધી કાઢવી!'

'મહારાજ સાવ એવુ નથી હવે તો મંદિરને સારુ છે એમને ખોરાક કરી દ્યો, થોડોક પગાર વધારી દ્યો તો બિચારા બમણી હોંશથી કામ કરશે' કાર્યકરે સમજાવતા કહ્યુ

'જુઓ ભાઈ, હું અહીં આવ્યો ત્યારે એ લોકો રખડી ખાતા હતા આ ચીરશે માછલા ય મારી ખાતા તેમને પાપમાથી બચાવ્યા, રોટલો દીધો, નિરાત દીધી હવે એમને બીજુ શુ જોઈએ? ને તેમ છતા ન ફાવતુ હોય તો, શુ બીજા માણસો મને નથી મળતા, મે એમને બાધી થોડા રાખ્યા છે? મને એમ કે, શંકરના દરબારમા કોઈ ભૂખ્યુ ન રહે ઠો ખાતા એમ કરીને રાખ્યા હવે એમને ય પાખ ફૂટવા માડી!

'મહારાજ, ખોટુ લાગે તો માફ કરજો, આ તો તમે એવી વાત કરી કે જાણે ગોળાને ભીનો રાખવા માટે જ તમે એમા પાણી ભરો છો! પણ ખરેખર તો તમે તમારી તરસ છિપાવવા માટે ગોળામા પાણી ભરો છો! પણ ગોળાનો સ્વભાવ જ એવો રહ્યો કે એ પહેલા થોડુ પાણી ન પીએ ત્યાસુધી અંદરનુ પાણી પીવાજેવુ થાય જ નહીં પીવાય જ નહી

'તેમ, તમારા નોકરોને બટકું રોટલો નાખ્યા સિવાય આખો રોટલો, તમને મળે નહીં, એટલે બટકુ નીરો છો! આ પરમાર્થ છે કે સ્વાર્થ? છતા ભલે તમે, આખો રોટલો ખાવ એટલુ ખાતા ય હવે આગુ વધે છે તો પેલાઓને બે બટકા વધારે આપો એટલુ જ હુ કહુ છું છતા ન માનવુ હોય તો કંઈ નહીં

'હુ જ અહીં ધાણુ નાખીશ ને નોકરોને રાખી લઈશ એના પેટ પર પગ મૂકીને કોણ આવે છે તે ય જોઈ લેવાશે ને આવશે તો હુ મારા પેટનો ખાડો ઊંડો કરીશ—અપવાસ કરીશ, મહારાજ!'

'ભાઈ, આ તો તમે વાતનુ વતેસર કર્યુ! ભગવાનની જગ્યામા આવુ બધુ સારુ લાગે? તમારા માન ખાતર તમે કહો એમ કરી દઈશ, બસ? ભગવાન એમની સામે જોઈને મંદિરને પાચ પૈસા વધારે અપાવશે હા, હવે તમે હમણા શુ કરો છો, એ તો કહો! આવુ જ બધુ હશે કેમ?' મહંતે હસતા હસતા કહ્યુ

મહંતે વિચાર્યું કે આ તો ગોળો તરડી જાય તો ય પાણી ભરવા ન દે એવો ટેકી છે મારે તો ગોળો ય જશે ને પાણી ય જશે એના કરતા ભલે ગોળો વધારે પાણી પીતો!—એમ સમજીને ફેરવી તોળ્યુ

✿

☆ વિચારમા રહેલી ગરીબી મન પ્રાપ્તિથી દૂર નથી થતી

☆ નિષ્ફળતા તો મહેચ્છાના મૃત્યુ ને નિષ્ક્રિયતાથી જ મળે

☆ કૂવો પોતાનુ રૂપ તો શુ ઝારા પણ પોતાનામા જ સંઘરે છે

☆ દામ અને હીરના એક જ હોના છતા જુદા જુદા છે

☆ વમતને ગ્રીષ્મ ક્યા સુધી? તો કે, કેસુડાથી ગુલમહોર સુધી!

☆ શિખર પરના તરણા પડેના ખિલાય ને પડેના જ સુકાય

☆ ધરતુ આગળ ન જોઈ શકનારો ક્ષિતિજ પાર ન જોઈ શકે

[૫૬]

સાધક ભૂતદયાને કારણે, કર્મયોગમાં પ્રવૃત્ત થાય છે. એની બધી પ્રવૃત્તિ ભૂતદયાની પ્રેરણાથી ચાલે છે. જેમ જેમ એની ભૂતદયા વ્યાપક અને ગહન થતી જાય છે, તેમ તેમ બીજા જીવોનું ને એનું અંતર ઓછું થતું જાય છે.
અંતમાં બધા જીવો અને હું - એક જ છીએ,
સૌનું સુખ જ મારું સુખ,
એવી અનુભૂતિ થતાં, એમ જ જાણો કે ભૂત માત્રનો પ્રાણ બની જાય છે.
એવી અનુભૂતિ પછી સહજ જ સ્થૂળ ક્રિયા લુપ્ત થાય છે.
બીજું કંઈ ન કરવા છતાં પણ બધું કરાવવાની શક્તિ હાથમાં આવે છે,
એને જ અકર્મમાં કર્મ કહે છે.
એ બીજ-રૂપ સિદ્ધિ નિવૃત્તિનાથ સાધી ચૂક્યા છે.
એટલા માટે સૂતાં જ એમનાં બધાં કામો થાય છે.
બીજા જીવોની અલગતાથી જે બાકી જ ન રહ્યો,
તે ભૂતદયાની હરકત પણ શું કરશે?
તે ભૂતદયારૂપ જ થઈ ગયો.
પછી પૃથ્વી પાથરણું, આકાશ ચાદર,
અને ભૂતમાત્ર સુખસામ્યની-કલ્પનારૂપ નિદ્રા,
એ જ એનો કર્મયોગ થઈ ગયો.
ભૂતમાત્રના નિજ રૂપમાં તે ઊંઘી ગયો.
એટલા માટે, વિષમતાની બધી કળાઓ સહેજે જ લુપ્ત થઈ.
ગુરુ શિષ્ય ભેદ પણ અસ્ત થયો.
અર્થાત્ જ્ઞાનનું લેણદેણ પણ અટકી ગયું.
માત્ર આનંદ જ બાકી રહ્યો.
હવે હમેશાંની પેઠે, ભૂતદયા ને હિયાનું આલંબન નહીં જોઈએ.
જ્ઞાનને શબ્દનું આલંબન ન જોઈએ-
નીચે શમાદાન ને ઉપર દીવો,
એની જરૂર જ ન રહી.
નીચે દીવો અને ઉપર પણ દીવો,
આધાર વિનાના દીવા જ દીવા,
કલ્પના કરી શકો તો કરી લેજો.

ભક્તિ

૯. સર્વ સુખાગાર

[૫૭]

વિઠ્ઠલનાં દર્શનથી આંખોને કેટલું સુખ થાય છે
પણ એમાં કશું આશ્ચર્ય નથી.
માધવ છે જ એવા સુંદર.
સર્વ સુખોનો ભંડાર એ જ છે ને ?
આશ્ચર્ય એ જ છે કે સૌને એના દર્શનથી એવો આનંદ નથી થતો.
પણ એમાં યે આશ્ચર્ય નથી.
કેમકે, એ આનંદનું અધિષ્ઠાન કેવળ એ બાહ્ય મૂર્તિ નથી, આંતરિક પ્રેમ છે.
ઈશ્વર વિષયક એવો પ્રેમ, અનેક જન્મોનાં પુણ્યોથી પ્રાપ્ત થાય છે

[૫૮]

જ્ઞાનદેવ ઈશ્વરની મૂર્તિનું ધ્યાન ધરી રહ્યા છે.
મૂર્તિનું સૌન્દર્ય તો મોહક છે જ.
પરંતુ એ ઈશ્વરના અનેક ગુણોનું પ્રતિબિંબ માત્ર છે, છાયા સ્વરૂપ છે
એટલા માટે, સંકેત ચિહ્નના સૌન્દર્ય દ્વારા મંગળ ગુણોના ચિંતનમાં ચિત્તને લગાડવાનું હોય છે.
એમ કરવાથી, ઈશ્વર માટે પ્રેમની અનુભૂતિ થઈને એ પોતાના ગુણો સહિત હૃદયમાં સ્થિર થઈ જાય છે.

[૫૯]

હે જીવ ભ્રમર,
રસ સેવન માટે દુનિયાભરમાં ભ્રમણ કરે છે.
રસવૃત્તિ કંઈ અવગુણ ન કહી શકાય.
પરંતુ, બહિર્મુખતા અને ચંચળતા, તારા મોટા અવગુણો કહેવાવા જોઈએ.
તું જો અંતર્મુખ દૃષ્ટિથી જોશે,

તો તને તે દૃષ્ટિના દર્શન થશે
જે એમ જ માન કે, સુંદરતાની ખીણ છે, અને
એની સુગંધના અંશમાત્રથી દુનિયા ઓતપ્રોત છે
અને પછી એ કહેવાની જરૂર નથી રહેતી કે
નિશ્ચિંત થઈને ત્યાંનું રસપાન કર

[૧૦]

પાંડુરંગની મૂર્તિનું, ઈશ્વરના સાકાર સ્વરૂપનું,
સૌન્દર્ય વર્ણન કરવા માટે શબ્દ જ નથી
નિર્ગુણનું વર્ણન અરૂપ શબ્દથી પણ કરી શકીએ
છીએ
આ તો અરૂપ હોવા છતાં, કોઈ પણ રૂપ સાથે એનું
સામ્ય નથી
નિર્ગુણ સમજવાને મુશ્કેલ કહેવાય છે
પરંતુ એ એટલું મુશ્કેલ નથી
કેમકે એ સરાસર નિર્ગુણ જ છે
પરંતુ આણે તો સગુણનો જામો ઓઢેલો છે,
નાના નાટકોનો રચયિતા છે,
એનો ભેદ સહેજમાં ખૂલતો નથી
એ વિશે કરવામાં આવેલી જિજ્ઞાસાનો સ્પષ્ટ
જવાબ નથી મળતો
કેવળ ઇશારાથી જે સૂચવી શકાશે તે જ ખરું
પરંતુ એનું આકર્ષણ ટાળ્યું ટળતું નથી
નિર્ગુણના ભૂલવાનો પ્રશ્ન જ નથી
એની સાથે બોલવું તો છે, પરંતુ વાણી વિના
ચરણસ્પર્શ તો કરવો છે,
પણ ચરણ દેખાશે નહીં
દર્શન તો કરવા છે, પરંતુ સમજમાં નહીં આવે
કે આગળથી કે પાછળથી.
એવા એ ગહન સ્વરૂપનો પત્તો મેળવવાનો જ્ઞાન
દેવે પ્રયત્ન કર્યો, તો અનુભવથી માલૂમ પડ્યું કે,
એ રૂપ પોતાના હૃદયમાં જ સ્વયંભુ ઉપસ્થિત છે,
અને બહાર જે દેખાય છે, તે એ જ ઓળખનું છે
પછી એ નવી દૃષ્ટિથી જોવાથી બધો અંતરંગ જ
મલકાઈ ગયો

[૧૧]

શ્રીકૃષ્ણ, પોતાના સહેજ ઠાઠમાઠથી કલ્પવૃક્ષની
નીચે બંસી વગાડતા ઊભા છે
જેણે જેવો ધ્વનિ સાંભળવાની ઇચ્છા હોય તે, તેવો
ધ્વનિ સાંભળી લ્યે
જેને જેવું રૂપ જોવાની ઇચ્છા હોય તે તેવું રૂપ
જોઈ લ્યે
જગત ત્રિવિધ છે, તો તે પણ એવા જ ત્રીરંગી છે
દેહધારી ભક્તો માટે એ દેહધારી બન્યા છે
ગોવિંદ, ગોપાલ આદિ દુનિયાના હજારો નામ
એમણે ધારણ કર્યાં છે
બાહ્ય અને આંતરિક, બધા સુખદુઃખ પચાવનારા
એ પરમાનંદ છે
બધા ગુણોથી પરિપૂર્ણ, જીવન સ્વરૂપ એ આનંદ
મૂર્તિ ચિંતનથી પર છે
જડ, ચેતન અને શૂન્ય ત્રણેમાં વ્યાપીને બનેલા
એ ભક્તોના લાડીલા વિઠ્ઠલ છે

[૧૨]

ગોવર્ધન પર્વત ઉઠાવવા માટે, બધા ગોવાળોએ
સામૂહિક પ્રયાસ કર્યો,
કોઈએ પોતાના હાથનો આધાર દીધો
કોઈએ માથાનો ટેકો દીધો,
કોઈએ લાકડીનો આશરો દીધો
કોઈનો હાથ તૂટ્યો,
કોઈના કાંડામાં મોચ આવી
અંતે પર્વત ઊંચકાયો
ગોવાળોએ આનંદના આવેશમાં કહ્યું
'ધન્ય છે આપણે કે પર્વત ઉઠાવ્યો
સામુદાયિક પ્રયત્નથી શું નથી થતું ?'
શાણાઓએ કહ્યું
'અરે, એ બધો મહિમા તો કૃષ્ણનો છે
એ આપણી વચ્ચે છે તોય તમને દેખાતો કેમ
નથી ?
હમણાં આપણે જે મરી રહ્યા હતા
એની કૃપાથી જીવતા રહ્યા એને સદ્ભાગ્ય સમજો
☆

લગભગ એવું જોવામાં આવે છે કે ઘણાખરા રોગોનું મૂળ કબજિયાત હોય છે. જરા જેટલીય કબજિયાત ન રહે તો માણસ માંદો ન પડે. એટલા માટે કબજિયાત કેવી રીતે દૂર થાય એની જાણકારી દરેક માણસ મેળવી લે તો આરોગ્ય-લાભમાં ઘણી મદદ મળે એમ છે. મને ચૌદ વર્ષ સુધી સખત કબજિયાત રહી. દરરોજ દસ્ત ન આવતો અને આવતો તો સાવ સુકાઈને. તેથી સાથે થોડું લોહી પણ જતું. મેં કબજિયાતને કઈ રીતે દૂર કરી એ સંબંધી મારા અનુભવો પરથી થોડું કહું છું.

(૧) કબજિયાત નિદ્રા સાથે સંબંધ ધરાવે છે. ઊંઘ ઓછી આવવાથી કબજિયાત રહેશે. એટલે જોઈતા પ્રમાણમાં રાતે ઊંઘ લેવી જોઈએ. નાનાં બાળકો માટે વધારે ઊંઘની જરૂર રહે છે. બાળવયમાં ૧૦-૧૨ કલાક ઊંઘની જરૂર રહે છે. યુવાનીમાં ૯ થી ૧૦ કલાક, પ્રૌઢાવસ્થામાં ૬ થી ૮ કલાક અને ઘડપણમાં ૬ થી ૭ કલાક. આટલો હિસાબ માની લઈએ તો તે તે અવસ્થામાં તેટલી ઊંઘ લેવાની કોશિશ કરવી જોઈએ. પૂરેપૂરી ઊંઘ લેવાથી મળત્યાગની શક્તિ સારી રહે છે.

(૨) ભૂલ્યા વિના રોજ કસરત કરવી જોઈએ. અપવાસને દિવસે કસરત ન કરીએ તો ચાલે. પણ જમીએ તે દિવસે કસરત કરવી જ જોઈએ-એવો આગ્રહ મનમાં બરાબર રહેવો જોઈએ. કસરત અનેક પ્રકારની હોય છે. જેને જે અનુકુળ આવે તે કરે. ખોદવા માટે જમીન અને શક્તિ હોય તો ખોદવાની કસરત કરવી. શક્તિ હોય તો દોડવાની કસરત કરવી. અનેક પ્રકારનાં આસન પણ કરી શકાય. ફરવાનો વ્યાયામ તો રાજમાર્ગ છે. અને તે નાના-મોટા, કમજોર, બાળકો સૌને માટે સહેલો છે. ફરતી વખતે કોઈની સાથે વાત ન કરીએ તો વધારે સારું. ચાલતી વખતે મોઢું બંધ કરી નાકથી શ્વાસ લેવાય તો વધારે સારું.

(૩) તરસ ન લાગે તો પણ પાણીનું પ્રમાણ નક્કી કરીને એટલું પાણી આખા દિવસમાં પીવું જોઈએ. સવારે મોં ધોયા પછી ત્રીસથી ચાળીસ તોલા ગરમ પાણીમાં થોડું ખાટું લીંબુ નીચોવી, થોડું મધ નાખી પીવાની કાયમી ટેવ રાખવામાં આવે તો દસ્ત તરત થવામાં મદદ મળશે. દસ્ત તરત ન આવે તો ફરવા નીકળી પડવાથી દસ્ત માટે સરળતા થશે. દર વખતે વાળુ કરતાં પહેલાં અર્ધો કે એક કલાક અગાઉ વીસથી ત્રીસ તોલા પાણી પીવામાં આવે તો ગળ સુકાશે નહીં, આખા શરીરમાં લોહીની ગતિ બરાબર રહેવાથી આંતરડાની મળત્યાગની શક્તિ વધી શકે છે. જમતી વખતે પાણી પીવામાં ન આવે તે ધ્યાનમાં રાખવું.

(૪) ભોજનમાં હાથે દળેલા છાલા સહિતના લોટનો રોટલો ખાવો જોઈએ. એનાથી દસ્તને બરાબર સહાય મળશે. ભોજનમાં થોડું ઘી, માખણ અથવા તાજું કાચું તેલ થોડા પ્રમાણમાં હોવું જરૂરી છે. એનાથી આંતરડામાં આમ તૈયાર થવામાં મદદ મળશે. ભોજનમાં પાંદડાનું શાક કાયમ હોવું જોઈએ. દરરોજ આપણે ખોરાકમાં વીસ તોલા શાક લેતાં હોઈએ તો એમાં પાંદડાંવાળું શાક દસ તોલા હોવું જોઈએ. શાક પકાવતી વખતે એમાં મગફળીના પંદર-વીસ દાણા નાખી શકીએ. એનાથી દસ્તને સહાય મળશે. આપણા ખોરાકમાં રેસાનો ભાગ યોગ્ય પ્રમાણમાં ન હોય તો કબજિયાત રહેશે. પાંદડાંવાળું શાક, મગફળી, નારિયેળ, ગોસખી, લીલી કાચી કચુંબર-એ ચીજોમાં રેસાનું પ્રમાણ સારું હોય છે. રોજના ખોરાકમાં પાંચથી દસ તોલા કાચી કચુંબર હોવી જોઈએ. કચુંબરમાં ગાજર, બીરુટ, ટમેટા, કાકડી, પાલકનાં થોડાં પાંદડાં નાખીને તૈયાર કરવામાં આવે. ગાજર વધારે પ્રમાણમાં અને પાલક ઓછી હોય એ જોવું.

(૫) રાત્રે સૂતી વખતે માટીનો લેપ પેટ પર રાખવાથી સવારે દસ્ત આવે છે એવો ઘણાનો અનુભવ છે. ખુદ મારો પણ એવો જ અનુભવ છે.

(૬) દરરોજ સવારે સૂર્ય-સ્નાન કરવું જોઈએ. પેડુના ભાગ પર સૂર્યનો પ્રકાશ વિશેષ પ્રમાણમાં પડવા દેવો એ ઠીક રહેશે સૂર્યનાં કિરણોમાં એવી અદ્દભુત શક્તિ છે કે તે આંતરડાની મળત્યાગની શક્તિને વધારે છે. સવારે સમય ન મળે તો સાંજે પાંચ વાગ્યે પણ સૂર્ય-કિરણો લઈ શકાએ.

(૭) સ્નાન ઠંડા પાણીએ કરવાની ટેવ પાડવી જોઈએ. જેનું શરીર નબળું હોય તે પ્રથમ ગરમ પાણીએ સ્નાન કરી પછી ઠંડા પાણીથી સ્નાન કરે તો ધીરે ધીરે ટેવ પડી જશે. અને કશું ખરાબ પરિણામ નહીં આવે. ઠંડા પાણીના સ્નાન પહેલાં શરીર ગરમ હોવું જોઈએ એ ધ્યાનમાં રાખવું. સૂર્ય-સ્નાનથી, કસરતથી

અથવા ગરમ પાણીના સ્નાનથી શરીર ગરમ કરી તે પછી તરત ઠંડા પાણીએ સ્નાન કરવામાં આવે તો શરીરની મળત્યાગની શક્તિ વધશે. મારે છ મહિના સુધી રોજ એનિમા લેવો પડતો હતો. જ્યારે મેં ગરમ પાણીએ પૂરું સ્નાન કર્યા પછી તરત ઠંડા પાણીએ નાહવા માંડ્યું તો ત્રણ ચાર દિવસમાં જ દસ્ત આવવો શરૂ થયો. ગરમ પાણીનું કટિ-સ્નાન કરી તરત ઠંડા પાણીએ કટિ સ્નાન કરવાથી દસ્ત, સહેલાઈથી આપોઆપ આવવામાં મદદ થશે.

(૮) દર અઠવાડિયે શનિવારની સાંજનું ભોજન માંડી વાળવું જોઈએ. લીંબુનું પાણી એ વખતે લઈ શકાય એમાં થોડું મધ મેળવી શકાય. શનિવારે સાંજનો ખોરાક નથી લેવાનો એવા વિચારે તે દિવસે બપોરે ખોરાક વધારે ન લેતાં રોજ જેટલું જ ખાવું જોઈએ. નહીં તો સાંજનો ખોરાક છોડવાનો લાભ નહીં મળે. બીજે દિવસે સવારે હળવો નાસ્તો કરીને બપોરે નિયમ પ્રમાણે રોટલો રોટલી ન લેતાં મગની દાળની ખીચડી ખાવી જોઈએ. ખીચડી રાંધતી વખતે એમાં મગફળીના પંદરવીસ દાણા નાખી શકાય તે દિવસે સાંજે ફક્ત ફળાહાર જ કરવો, કેળાંમાં પપૈયાં, ચીકુ, કેળાં વિગેરે લઈ શકાય. સોમવારથી નિયમ પ્રમાણે રોજનો ખોરાક શરૂ કરવો.

(૯) પોતાની શક્તિ પ્રમાણે દર ત્રણ મહિના પછી ફક્ત પાણી પર રહી ઉપવાસ કરવાથી પચેન્દ્રિયોને પૂરો આરામ મળી જાય છે. આંતરડામાં કાચો મળ ચોંટી રહે છે એનાથી મળત્યાગની શક્તિ ક્ષીણ થાય છે ઉપવાસથી આંતરડાને વળગેલો કાચો મળ નીકળી જવાથી આંતરડાંની મળત્યાગની શક્તિ ફરી સતેજ થાય છે. ઉપવાસના બીજે દિવસે દસ્ત ન આવે તો એનિમા લઈ શકાય. ઉપવાસના બીજે દિવસે સવારે વમન કરાવવાથી ભેગો થયેલો પિત્ત નીકળી જાય છે. બે રતલ કુંકાળા પાણીમાં થોડું મીઠું નાખીને એકદમ બધું પી જઈને પછી ગળામાં, કંઠ સુધી બે આંગળી નાખી વમન કરી નાખવું. ઉપવાસના બીજા દિવસથી રોજનો ખોરાક લેવો જોઈએ.

(૧૦) ચાવીને ખાવાની ટેવ બરાબર પાળવી જોઈએ. એ ટેવથી પ્રમાણથી વધારે ખાવાની ટેવ છૂટી જશે. સાવ થોડા પ્રમાણમાં ખોરાક લેવાથી મળની ગાંઠો ન થતાં આંતરડામાં આમ ઓછો તૈયાર થતાં કબજિયાત રહેશે. એમ જ, જરૂરથી વધારે ખોરાક લેવાથી પણ કબજિયાત રહેશે તે ધ્યાનમાં રાખવું. ભાત એકલો ખાવાથી ચવાતો નથી, એટલે રોટલા સાથે ખાવાની રીત ગાંધીજીએ આપણને શીખવી. રોટલો પણ પાતળી દાળમાં અથવા છાશમાં બોળીને ખાવાની ટેવ છોડવી જોઈએ એનાથી ચવાતું નથી. રોટલો શાક સાથે ખાવો જોઈએ.

(૧૧) ઘણા લોકોને ફરિયાદ રહે છે કે મળ મળદ્વારમાં આવીને અટકી જાય છે અને તે એટલો સખ્ત હોય છે કે આપો આપ નીકળતો નથી, જોર કરવાથી પણ નહીં, તો શું કરવું? એમાં અનુભવની એક તરકીબ એ છે કે મળદ્વાર પાસે ડાબી બાજુએ જે સ્નાયુ હોય છે તેને ડાબા હાથે બરાબર દબાવતા રહેતા ત્યાં જામેલા મળની પકડ ધીરે ધીરે ઢીલી પડતી જાય છે અને ધીરે ધીરે ઉતરતો જાય છે. મળ સંગીન બહાર નીકળવાની તૈયારીમાં હોય ત્યારે તે એકદમ ન નીકળી જાય એની સાવધાની રાખવી. ત્યાંની આંતરત્વચાને ધક્કો ન પહોંચે એ રીતે મળ નીકળવો જોઈએ. ધક્કો પહોંચવાથી મળ સાથે થોડું લોહી નીકળી જવાની સંભાવના છે.

[અખિલ ભારત નિસર્ગોપચાર સંમેલનના પ્રમુખપદેથી]

## સાગર ને હું

પ્રચંડ છોળ કરી તો કરીક આંદોલન,
ઊછળતો જાય છે સાગર આ ચાલ, સમજું છું;
પછાડ ખાય અગર તો ભલે બે હિલોળા,
પ્રવાસ મેં નથી અટક્યો, ન નાવ અટકું છું!

## હવામાન

હવા તુફાની વહાવે અને પ્રસરાવે,
દિશાનાં દ્વાર કરી બંધ ક્યાંક ગુંગળાવે;
પ્રવાહમાં કે પવનમાં છતાં ન ઘસડાયો,
મને તો બંધ સદનમાં વળી હવા આવે!

રતિલાલ—અનિલ

બૌદ્ધ ધર્મ એક કાળે આપણા દેશના અત્યંત પ્રચાર પામ્યો, બુદ્ધ અને બૌદ્ધ ભિક્ષુઓના ઉપદેશોએ આમા મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો બીજા ઐતિહાસિક કારણો બાજુ પર રાખીને વિચારીએ તો, તેમણે લોકભાષામા, લોકોને સમજાય એવી ભાષામા, એવી શૈલીમા ઉપદેશ આપ્યો અને લોકહૈયે તે ઝડપથી ઊતરી ગયો એ સ્પષ્ટ છે ગહન વાતો પણ ઘરગથ્થુ ભાષામા, જીવાતા જીવનમાથી જ દાખલાઓ આપીને સમજાવતા જન સામાન્યને સમજવામા સરળ થઈ પડી પછી તો હિન્દુ ધર્મની પુરાણકથાઓ અને આખ્યાયિકાઓએ એવુ જ કાર્ય કર્યું એટલે બૌદ્ધ ધર્મનુ નોખુ અસ્તિત્વ આપણે ત્યા બહુ દેખાતુ નથી

શિષ્ટ ભાષા, શિષ્ટ સાહિત્યને તેનુ ઉચ્ચ સ્થાન મળેલુ જ છે પણ લોકભાષા અને સાહિત્યને પણ તેની વ્યાપકતા અને સ્થાન છે જ આજે કેળવણીનો સારો વિકાસ થયો છે છતા અનેકગણો વિકાસ કરવો હજી બાકી છે આજે પણ જનતાનો મોટો ભાગ નહી જેવુ ભણેલો અને અભણ છે એવા વર્ગને પ્રૌઢ શિક્ષણ દ્વારા શિક્ષિત કરવાનો યત્ન વ્યાપક પ્રમાણમા આજે થઈ રહ્યો છે એને સફળ કરવા અને જેઓ શિક્ષણ લઈ રહે તેમનો તદ્‌વિષયક રસ પોષવા અને ચાલુ રાખવા માટે વિશાળ પ્રમાણમા રોચક અને પ્રેરક લોકભોગ્ય સાહિત્યની જરૂર ઊભી થઈ છે

જેઓ અભણ કે ઓછુ ભણેલા છે તેમનામા પણ વ્યવહારુ જ્ઞાન હોય જ છે, તેમ ઓછોવત્તો સાહિત્યરસ પણ હોય જ છે તેમને સાવ સાહિત્યવિમુખ કે જ્ઞાનવિમુખ માની લેવામા સરાસર ભૂલ છે તેમનુ ભાષાભંડોળ ટૂંકુ હોવા છતા સાવ અપૂરતુ નથી હોતુ ઊલટુ અનેક રૂઢિપ્રયોગો અને લોકોક્તિઓ, કહેવતો, ગુજરાતી ભાષા અમની ભાષા અનેક માર્મિક ગુણો ધરાવતી હોય છે અને અનુભવમાથી આવતી હોઈ, સચોટ પણ હોય છે એમને માટે જ્યારે નવુ સાહિત્ય પ્રયોજાય ત્યારે તેની ભાષામા આવા બધા ગુણલક્ષણો આવવા જોઈએ ખરી રીતે શિષ્ટ ભાષા નવી નવી રૂઢિપ્રયોગો શોધતી રહે છે ખરી તે માટે મધુર કિલષ્ટ પ્રયોગો થતા રહે છે ખરા પણ એવી અનેક રૂઢિપ્રયોગો શબ્દો લોક વ્યવહારની ભાષામા પડેલી જ હોય છે તે તરફ ધ્યાન જતુ નથી અને ધીરે ધીરે લોપ થતી જાય છે

કોઈ મહા સમાચાર સાંભળનારનો ચહેરો ઝંખવાશે તો શિષ્ટ સાહિત્યનો લેખક લખશે 'તેનો ચહેરો શ્યામ પડી ગયો.'

લોકમોની કહેશે 'સાંભળનારો ઓશિયાળો ગયો.' કોઈ અભિમાની કોઈ બીજાના પ્રશ્નનો જવાબ ન આપતા ઊંચી નજર રાખી મૂંગો રહેશે તો શિષ્ટ લેખક કહેશે 'તેણે ગર્વિષ્ઠ નજરે ઉપર જોયા કર્યું પણ જવાબ ન આપ્યો.'

લોકમોની કહેશે 'ભાઈએ ડોક ગણી હતી.'

આ દાખલા બતાવે છે કે લોકમોની ઓછી કર્મસાધક નથી લોકજીવનમા ખૂંપી જનારને ભાષાની આવી અનેક રૂઢિપ્રયોગો જડશે પૂજ્ય રવિશંકર મહારાજનુ ગદ્ય જુઓ સરદાર વલ્લભભાઈનુ ગદ્ય જુઓ ગુજરાતી ભાષાની કેટકેટલી શક્તિ ને શક્યતાઓ બતાવે છે! અને છતા તે કેટલુ અસરકારક અને સાથે સહજગમ્ય પણ છે!

આવ સાહિત્યનુ સર્જન એ સાચા અર્થમા અઘરી બાબત છે તેવુ જ પ્રૌઢ સાહિત્યનુ પણ છે લેખક પંડિત હોય તોયે પોતાના ભાષા-પ્રભુત્વ કરતા કાર્યસાધકતા પર વિશેષ લક્ષ્ય આપવાનુ હોય છે લોકજીવનના પ્રત્યક્ષ અનુભવ અને અવલોકન વિના એ કળા સાધ્ય ન થાય સરળ ભાષા એ વાસ્તવમા ભયજનક પ્રલોભન પણ છે વ્યવહારમા વપરાઈ વપરાઈને લિસા લીટા થઈ ગયેલા રૂઢ શબ્દોથી શબ્દાર્થ સિદ્ધ થાય તોયે હૈયે ઊતરી જાય એવી સચોટતા આવતી નથી તેમાયે નવો પ્રાણ પૂરવો એ સર્જક સાહિત્યકારનુ પ્રતિભા કાર્ય છે

ગુજરાતી સાહિત્ય મધ્યસ્થ થવા માંડ્યાને બહુ લાંબો કાળ થયો નથી અને ગાંધીજીએ ગુજરાતમા આવીને પાણી નાખ્યુ ત્યાર પછીનુ મધ્યસ્થ ગદ્ય વિશેષ વ્યાપક સરળ અને અર્થવાહી થયુ છે લોકભાષાને છાપેલા ગદ્યમા સ્થાન મળવા લાગ્યુ તે તો વિશેષ મેઘાણીભાઈના સપ્રયોગ પ્રયત્નથી પણ તે ગદ્ય સમસ્ત ગુજરાતનુ કહી ન શકાય ખરી રીતે શિષ્ટ ગદ્ય જ જે એક નાનો શિષ્ટ રસિક વર્ગ ગુજરાત ભરમા ફેલાયેલો છે તે દૃષ્ટિએ તે આખા ગુજરાતની ભાષા કહી શકાય છતા ન કહેવાય કેમકે તે વર્ગ અતિશય નાનો છે

એટલે કોઈ એક જ સ્થાનની લોકમોની કરતા સમગ્ર

ગુજરાતની લોકબોલીના સર્વપરિચિત અંશો, લઢણો-વાળી છતાં વાય। અને ચોટવાળી ભાષા પ્રયોજાવી જોઈએ.

વાર્તા સૌરાષ્ટ્રની હોય તો ત્યાંની લોકભાષા હોય તે યોગ્ય ગણાય. છતાં તે વધૂ પડતી અપરિચિત ન હોવી જોઈએ. ભાવનો અનુસાર તો વાચનક્ષમ રહેવો જોઈએ.

આ થઈ ભાષાની થોડીક ચર્ચા.

વિષયો કેવા હોવા ઘટે ?

વિવેકાનંદે એક ઠેકાણે કહ્યું છે કે આપણે, 'ધર્મપ્રાણ સંસ્કૃતિના બાળકો છીએ.' અને તે સાચું પણ છે આમ પ્રજાને જે કંઈ સાહિત્ય પરિચય છે તે પુરાણકથાઓ, મહાભારત, રામાયણ આદિનો. એવા પ્રાચીન સાહિત્યનો ભંડાર પણ મોટો છે. તેમાંથી અંધશ્રદ્ધા, અતિશ્રદ્ધા અને ચમત્કારના અંશોને દૂર કરી નવેસરથી હેતુપૂર્ણ સર્જનો કરી શકાય હિન્દુ ધર્મ પેઠે અન્ય ધર્મના સાહિત્યમાં પણ એવું ઘણું છે જેને પણ એજ રીતે ઉતારી શકાય બધા જ ધર્મોમાં રહેલો એકજ પ્રાણ, નીતિ, સદાચાર, ત્યાગ, સચ્ચાઈ, પરમાર્થવૃત્તિ, સ્વાર્પણ એમ જુદા જુદા રૂપે ધબકી રહેલો છે. એવાં ચરિત્રો, કથા-વાર્તા દ્વારા પરધર્મ સહિષ્ણુતાનો ભાવ પણ કેળવાશે.

વિશ્વ અને વિજ્ઞાનનો પરિચય પણ જરૂરી છે. એવું સાહિત્ય, વિશ્વ સાહિત્યમાં ઘણું પડ્યું છે. તે કાર્ય તો તે તે વિષયના અભ્યાસુ અને લોકાભિમુખ લેખકોનું છે.

આ દિશામાં પ્રયાસો શરૂ થયા છે. તે કોઈ નિષ્ઠાથી શરૂ થયા છે એમ કહેવા કરતા પીઠ ખૂલી છે એટલે ઉત્પાદન શરૂ થયું છે એમ કહેવું વિશેષ યોગ્ય ગણાશે. હજી શરૂઆત છે એટલે અત્યારથી જ તે વિશે જરૂરી ઊહાપોહ જગાવી સાચી દિશામાં પ્રયાસ થાય એ માટે વાતાવરણ સર્જવાની જરૂર છે.

તે કાર્ય જેમ સમર્થ વિવેચકોનું છે તેમ સજાગ પત્રકારોનું પણ છે જ.

*

## માતૃભાષામાં લેખન

સ્વ. સરોજિની નાયડુ દેશના અગ્રણી કાર્યકરોમાના એક હતા એ હકીકત પ્રજાનો મોટો ભાગ સારી રીતે જાણે છે, પણ તેઓ સારાં કવયિત્રી પણ હતા એ હકીકત ઘણા ઓછા માણસો જાણે છે કારણ ચોખ્ખું છે. પ્રજાનો એક સાવ નાનો વર્ગ જે અંગ્રેજી ભાષા જાણે છે એમાં એ કાવ્યો લખાયેલા છે. અંગ્રેજી ભાષાના દુનિયા ભરમાના પ્રચારને કારણે એમનાં કાવ્યનાની ભારત બહાર પણ પહોંચી હશે ખરી, પણ તે કેટલા પ્રમાણમાં? એ પ્રશ્ન સહેજે ઉદ્‌ભવે. કેમકે, અંગ્રેજી કાવ્ય સાહિત્યને જુદા જુદા દેશોના અનેક કવિ મહાકવિઓએ સમૃદ્ધ કર્યું છે. તેમના પ્રદાનના પ્રમાણમાં નાયડુની પ્રદાન બહુ ઓછું અનેક સૂર્ય ચંદ્રની હાજરીમા અનેક તેજસ્વી તારાઓ ભેગો એક એવો તારો પ્રકાશતો હોય તો તે જોનારનું કેટલું ધ્યાન ખેંચે? એમણે હિન્દીમાં કવિતા લખી હોત-જે રીતે તેઓ હિન્દીમાં પ્રવચન કરતા હતા તેમ—તો તેમની કાવ્યવાણી સ્વરાજના દિવસોમાં ધીરે ધીરે ઘણા ભાવકોને વિશેષ આસ્વાદ્ય થઈ પડત.

ગાંધીજી ઘણી ભાષા થોડીઘણી જાણતા હતા અને અંગ્રેજી પર તો સારુ એવું પ્રભુત્વ પણ હતું ને રાષ્ટ્રભાષા પણ અમને ઓછી પ્રિય ન હતી, છતા પોતાની આત્મકથા એમણે માતૃભાષા ગુજરાતીમાંજ લખી.—એ ગુજરાતી ભાષાનું પરમ સદ્‌ભાગ્ય તો કહેવાય જ—આત્માભિવ્યક્તિ માટે માતૃભાષા વિશેષ યોગ્ય છે એ ગાંધીજી જાણતા હતા.

ગાંધીજીએ માતૃભાષામા લખેલી આત્મકથા સૌ લેખકો માટે બોધપાઠરૂપ છે. એ આત્મકથાનું મહત્ત્વ હતું જ એટલે તેનો ઘણી ભાષાઓમા અનુવાદ થયો. માત્ર અતિ વ્યાપક ભાષામા લખવા માત્રથી સાહિત્ય વ્યાપક થતું નથી, તે તો તેમાં રહેલા સત્ત્વને કારણે વ્યાપક થાય છે. સર્જનમા જો એવું સત્ત્વ હોય તો કાળે કરીને અન્ય ભાષાઓમા પણ એ ઊતરવાનું જ છે, ત્યારે સત્ત્વ ઝીલવાની વિશેષ યોગ્યતા ધરાવતી માતૃભાષામા લેખકો લખે તો તેમને ગુમાવવા કરતા મેળવવાનુ વિશેષ હોય. વળી સમર્થ લેખકો જે ભાષા ખેડે તે વિશેષ સમૃદ્ધ અને વ્યાપક થયા વિના પણ ન જ રહે.

*

# વણઝારનો કૂતરો



યમરાજાની પાસે બે પ્રાણીઓ મૃત્યુલોકમાંથી લાવવામાં આવ્યાં હતાં.

બે પ્રાણીઓ કંઈક આત્મસંતોષી લાગતા હતાં. અને યમરાજના ચૂકાદાની રાહ જોતા હતાં. છતાં ચૂકાદો શો આવશે એની જાણે બંનેને ખાત્રી હોય એવો આત્મસંતોષ દેખાતો હતો.

'જો ભાઈ, પહેલા તું આવ્યો એટલે તારો ન્યાય તોળું—' યમરાજાએ એક પ્રાણીને ઉદ્દેશી કહ્યું. 'તારો હિસાબ મેં જોઈ લીધો છે. આમ તો તેં આખા જીવન દરમ્યાન તારા સ્વામીની સારી વફાદારી કરી છે.'

'હા, પ્રભુ! ગમે તેની આફતની ક્ષણે પણ જીવ જોખમમાં નાખીને સ્વામીનું હિત કર્યું છે!'

'એ તો છે જ. છતાં તારે નર્કમાં જવું પડશે એ સિવાય છૂટકો નથી!'

'હે! પ્રભુ? મારો કંઈ વાંકગુનો? મેં તો સ્વામી ભક્તિ પૂરેપૂરી કરી છે. પછી એવા કયા પાપ આડે આવ્યા કે નર્કમાં જવું પડે?'

'મૃત્યુ લોકમાં તું જાતી ઓનાદનો શિકારી કૂતરો હતો, ખરું?'

'હા, પ્રભુ.'

'તારો સ્વામી?'

'એક વણઝારો હતો.'

'એ શું કરતો હતો?'

'આ ગામથી પેલે ગામ જતો, માલ વેચતો, લેતો, સોદા કરતો.'

'વણઝાર ક્યારે આવતી?'

'મોટે ભાગે રાત્રે, કોઈ વાર દિવસે'

'તું શું કરતો?'

'ચોકી કરતો માલની, માણસની'

'ક્યાં ચોકી કરતો?'

'પડાવે, રસ્તે, શેઠ જાય ત્યાં ત્યાં.'

'એ વણઝારામાં નવો નવો માલ આવતો ખરો?'

'હા પ્રભુ, આવતો.'

'ક્યાંથી આવતો?'

'ગામમાંથી, શહેરમાંથી, ભીમગાથી'

'શી રીતે આવતો?'

'પ્રભુ, ત્યારે તો પૂરી ખબર ન હતી. પણ હવે લાગે છે કે, ન્યાયની રીતે આવતો, અને ચોરાઈને પણ આવતો.'

'અને એ ચોરેના માલની તું ચોકી કરતો, ખરું?'

'હા, પ્રભુ!'

'અને કોઈ વાર એનો મૂળ માલિક આવતો તો–'

'તો એને હાંકી કાઢતો, ઘાયલ કરતો.'

'એમ તું પાપનો ભાગીદાર થતો એના બદલામાં તને શું મળતું?'

'ખોરાક, માંસ, દૂધ પણ મળતું.'

'અને એટલાથી તું રાજી રહેતો, ખરું?'

'હા, પ્રભુ!'

'હવે શી લાગણી થાય છે, એવા કૃત્યો બદલ?'

'ખેદ થાય છે.'

'રામ રાવણ યુદ્ધમાં બેઉ પક્ષે લડનારાઓ વફાદારીથી લડ્યા હતા પણ ન્યાય કોને પક્ષે હતો!'

'રામના'

'તેં વફાદારી તો કરી પણ એક લૂંટારુ વણઝારાની એના પાપનો તું ભાગીદાર થયો. વફાદારી એ સદ્‌ગુણ છે, પણ અસત્યની વફાદારી પાપ છે, એ તને સમજાયું?'

'સમજાયું.'

'તો તારે માટે નર્કનો રસ્તો ખુલ્લો છે'

'પ્રભુ, દયા કરો, રહેમ કરો!'

'એ જન્મે તું પશુ હતો, સારાસાર વિવેકની બુદ્ધિ તારામાં ન હતી—તારો ધર્મ વફાદારી તેં પાળ્યો—એટલે તને માફી મળશે, પણ નર્કનો અનુભવ થોડો સમય માટે તો કરવો જ પડશે. તે પછીના જન્મે તને વફાદારીનો બદલો સારા જન્મરૂપે મળશે'

એક પ્રાણીનો ન્યાય આમ તોળાયો તે દરમ્યાન બીજો જીવ ધીરે ધીરે વ્યાકુળ અને દુઃખી થતો જતો દેખાતો હતો.

'ચાલો હવે તારો વારો. તેં પણ જીવન દરમ્યાન નોકરી જ કરી હતી, ખરું ને?'

'હા, પ્રભુ.'

'કોની નોકરી કરી હતી?'

'મારા દેશના રાજાની।'

'એ રાજા કેવો હતો?'

'પ્રભુ, અમારે માટે તો તે બહુ સારો હતો.'

'જેમ આ કૂતરા માટે તેનો વણઝારો સારો હતો તેમ, ખરું ને?'

'પ્રભુ સાચું જ કહેતા હશો.'

એ રાજા વિશે બીજા દેશની પ્રજાઓના અભિપ્રાયો કેવા હતા?'

ખાસ સારા ન હતા.'

'કેમ કંઈ કારણ?'

તેમની સ્વતંત્રતા અમારા રાજાએ ઝૂંટવી લીધી હતી

'અને મહામંત્રી તરીકે તમે વફાદારીથી એ કામમાં ભાગ લીધો હતો ખરું?'

'મંત્રી તરીકે મારી ફરજ હતી તેથી.'

'માણસ તરીકે, બીજા માણસો તમારા જુલમનો ભોગ બનનારા માણસો પ્રત્યે તમારી કશી ફરજ ન હતી?'

'સામાન્યપણે પ્રવર્તતા નિયમને જ હું અનુસર્યો હતો.'

'તેથી જવાબદારી ઓછી થતી નથી આ કૂતરાને તો કશી અક્કલ ન હતી પણ ઈશ્વરે તમારામાં તો સારાસાર-વિવેકબુદ્ધિ મૂકી જ હતી અને તેથી એના કરતા તમારી જવાબદારી ઘણી વધે છે—તમારે લાંબો સમય નર્કમાં રહેવું પડશે'

'પ્રભુ! આખું જીવન મે વફાદારીથી, બીજી રીતે કશી અનીતિ આચર્યા વિના ગાળ્યું છે, ધર્મ દાન પુણ્ય પણ કર્યાં છે, મંદિરોનો જીર્ણોદ્ધાર પણ કરાવ્યો છે'

'પણ લાખો માણસોની હત્યામાં ભાગ લીધો એ બધાની સામે એ બધું કશું હિસાબમાં નથી'

પ્રભુ દયા

મારા હાથની વાત નથી પરંપરાથી પ્રચલિત ચાની આવેલી પાપનીતિને ઘણા અનીતિ માનતા નથી, જીવન ભર એવે ચીને બીજા બધા માનવી-સદ્ગુણો પૂર્ણ ચાને છે—અને કશું ખોટું કરતા નથી ધર્મને જ માર્ગે છીએ એવું માને છે પણ વાસ્તવમાં એ નર્કનો રસ્તો છે નર્કને રસ્તે ચાલનારો કદ અર્થમાં સજ્જન હોય તો યે, વૈકુંઠમાં પ્રવેશને નથી પાપ ન કરવું એનો અર્થ એ પણ, છે કે કોઈ પણ રીતે પાપના ભાગીદાર ન થવું

વાસ્તવમાં વણઝારનો કૂતરો તારા કરતા ઓછો દોષપાત્ર છે—અબુધ હોવાથી પણ તમે એક જ સ્તે હતા એને એક જ મ ઝિને તમારે જવાનું છે આ ચૂકાદો છે'

## બાપુનો ખાદીપ્રેમ

૧૯૪૧ માં બારડોલીમાં કોંગ્રેસ મહાસમિતિની એક બેઠક મળી હતી દેશભરના આગેવાનો ત્યાં ભેગા થયા હતા મહાત્માજી પણ ખરા જ

કોંગ્રેસ મહાસમિતિની બેઠકને ટાણે મહાત્માજીને વંદના કરવાની અને દેશભરના આગેવાનોને જોવા-સાંભળવાની ઉમદા તકનો ઉપયોગ કરવાનું અમારા કેટલાક શિક્ષકોએ વિચાર્યું બે શિક્ષકો—શ્રી અરવિન્દ પંડ્યા અને શ્રી બાબુભાઈ નાયક—ની સાથે અમે ૬૯ વિદ્યાર્થીઓ સુરતથી બારડોલી—લગભગ ૨૫ માઈલ—પગપાળા ઉપડ્યા

બીજે દિવસે મહાત્માજી સાથે મેળાપ અને તે પછી મહાદેવભાઈ દેસાઈ સાથે ચર્ચાનો કાર્યક્રમ ગોઠવાયો

અમે સૌ બાપુને નીરખવા, અંતરમાં એમની છબી ઉતારવા અને એમને વંદન કરી કૃતાર્થ થવાની ભાવના સહ એમના આગમનની પ્રતીક્ષા કરતા ઊભા

અમારી પગપાળા મુસાફરીના અકથ્ય થાકને નહિવત્ બનાવી દેતી અમારી ઝંખના—મહાત્માજીને વંદના કરવાની—ને સફળ બનાવતી પળ આવી.

તેઓ કોઈક સાથે વાત કરતા કરતા આવ્યા. અમારી સામે આવી ઊભા અમારા અંતર હર્ષથી ઊછળ્યાં—નાચી ઊઠ્યાં ભાવાવેશથી અમે સૌએ તેમને નમસ્કાર કર્યા. તેમણે હસતા હસતા નમસ્કાર ઝીલ્યા બે ત્રણ ભાઈઓએ તેમને હાર પહેરાવ્યા

એક શિક્ષકે તેમને કહ્યું કે સૌ બાળકો એમના દર્શન માટે સુરતથી ચાલતા આવ્યા હતા અને પાછા પણ ચાલતા જ જવાના હતા

તેઓ ફરીથી હસ્યા પછી ક્ષણેક થોભ્યા અને ... અને અમારા સૌ તરફ એક સર્વગ્રાહી નજર નાખી તેમણે પૂછ્યું

'તમારામાંથી કેટલાય ખાદી પહેરી છે?'

અમે શરમાયા. અમારામાંથી ભાગ્યે જ બે ત્રણ ભાઈઓએ ખાદી પહેરી હતી—જેમાં હું ન હતો. અમ અમારી શરમમાંથી ઊંચું જોઈએ તે પહેલા તો તેઓ મોટા ડગ ભરતા ફરવા માટે ચાલી ગયા હતા

બાપુનો ખાદીપ્રેમ આ એક જ પ્રશ્નમાં કેટલો સુરેખ અંકિત થાય છે

એમના એ એક જ પ્રશ્ને અમારામાંથી કેટલાયને ખાદીપ્રેમી બનાવ્યા

—ગોરધન ડી દેસાઈ

## સત્યાગ્રહી જીવનદર્શન — શાંતિભાઈ દેસાઈ

[ગાંધીવિચારદર્શનને અનોખી લેખમાળા ☆ લેખાંક ૫ મો]

સત્યનું વર્ણન અને વ્યાખ્યા ગાંધીજી પોતાની રીતે જ કરે છે એમાં તેઓ ઘણી વસ્તુઓનો સમાવેશ કરી દે છે સત્ય શબ્દનો અર્થ સમજવા જેવો છે 'સત્ય સિવાય બીજી કોઈ વસ્તુની હસ્તી જ નથી' એમ સત્યને અસ્તિત્વમાન સાથે સાંકળીને તરત જ તેઓ કહે છે કે એ અસ્તિત્વ સચ્ચિદાનંદ છે—અને તેથી જ "સત્ય એ પરમેશ્વર છે" (મ પ્ર ) સત્યને ઈશ્વર કહેવામાં ગાંધીજીનો મહાન ફાળો રહેલો છે ફિલસૂફીના ઇતિહાસમાં ક્યાંય કોઈએ આટલી સ્પષ્ટ રીતે સત્ય એ જ ઈશ્વર છે એમ કહ્યું જાણ્યું નથી ગાંધીજીના આ કથનમાં કેટલી નવીનતા છે અને સાથે જ કેટલું બધું ઔચિત્ય છે તે થોડી વિગતે વિચારવા યોગ્ય છે

**વિશ્વ શું છે?** —આ વિશ્વ શું છે એ સનાતન સવાલનો ઉકેલ કરતાં જગતના દર્શનકારો જુદા જુદા તારણો કાઢતા આવ્યા છે એ બધાનો સાર જોવામાં આવે તો એમ કહી શકાય કે એના તારણો ત્રણ પ્રકારના મુખ્ય હોય છે (૧) આ જગત જડ છે—અને છેવટ બધું જડનું જડ રહે છે—અને જે કંઈ ચેતન જેવું દેખાય છે તે જડના વિકારરૂપ છે (૨) આ વિશ્વ ચેતનનો જ આવિર્ભાવ છે અને ચૈતન્ય જ તેનું ખરું સ્વરૂપ છે જે કંઈ દેખાય છે તે તેની જ અભિવ્યક્તિ છે જે કંઈ છે તે મૂળત ચૈતન્ય જ છે (૩) આ જગત જડ-ચેતન બન્નેનું બનેલું છે અને બન્નેના સંબંધથી જ આ જગત ચાલી રહેલું છે

**ચેતનની સનાતનતા** :—આ નિર્ણયને કસોટીએ ચડાવવાનું એક સારું સાધન આજનું વિકાસ પામેલું વિજ્ઞાન છે વિજ્ઞાન એટલું સાબિત કરી શક્યું છે કે આ વિશ્વ શક્તિનો જ આવિર્ભાવ છે એ શક્તિ અવિનાશી છે અને છતાં અનેક આકાર ધારણ કરી રહી છે કારણ કે તે પરિવર્તનશીલ પણ છે. આમ આ મૂળ શક્તિના પરસ્પર વિરુદ્ધ દેખાતા બે ધર્મો અવિનાશીપણું કે સનાતનતા અને પરિવર્તનશીલતા—એકી સાથે જ તેમાં રહી શકે છે જગતમાં વસ્તુમાત્ર કે અણુમાત્ર પરિવર્તનશીલ છે એ તો પ્રત્યક્ષ કે પ્રયોગથી બરાબર સમજી શકાય છે પરંતુ એની પાછળ જે સનાતનતા છે તે શું છે તે સમજવા માણસે પોતાની અંદર નજર કરવી જોઈએ પરિવર્તનશીલ પ્રકૃતિમાં દેખાતી સનાતનતા ચૈતન્યને લીધે જ છે એમ તેને બધી રીતે જોતાં લાગે છે

**વિશ્વનો મૂલાધાર ચૈતન્ય** —ક્ષણે ક્ષણે બદલાતા માણસને લાગે છે કે પોતે તેનો તે જ છે પોતે કોણ છે એનો એ વિચાર કરે છે ત્યારે તેને સ્પષ્ટ લાગે છે કે પોતે કેવળ જડ શરીર જ નથી પણ પોતાનામાં રહેલું સનાતન તત્ત્વ જ પોતે છે એટલું જ નહિ પણ એ શાંત પળોમાં એને સ્પષ્ટ પ્રતીતિ થાય છે કે પોતાના ચેતનમાં જ બધું સમાયેલું છે ચેતનની આ સનાતનતાની પ્રતીતિ બતાવે છે કે વિશ્વનો મૂલાધાર ચેતન કે ચૈતન્ય જ છે

**સત્ય સ્વરૂપે ચૈતન્ય** :—આ ચેતન કે ચૈતન્યને જ ગાંધીજી સત્ય કહેતા લાગે છે "સત્ તે હોવું સત્ય હોવાપણું સત્ય સિવાય બીજી કોઈ વસ્તુની હસ્તી જ નથી" (મ પ્ર ૧) આમ સત્યનું અદ્વૈત સ્થાપિત કરતાં તે ચૈતન્ય છે એમ બતાવે છે "અને જ્યાં સત્ય છે ત્યાં જ્ઞાન—શુદ્ધ જ્ઞાન—છે જ જ્યાં સત્ય નથી ત્યાં શુદ્ધ જ્ઞાન ન જ સંભવે તથા ઈશ્વર નામની સાથે ચિત્ એટલે જ્ઞાન શબ્દ યોજાયો છે અને જ્યાં જ્ઞાન છે ત્યાં આનંદ જ હોય, શોક હોય જ નહિ અને સત્ય શાશ્વત છે તેથી આનંદ પણ શાશ્વત હોય આથી જ ઈશ્વરને આપણે સચ્ચિદાનંદ નામે પણ ઓળખીએ છીએ' (મ પ્ર ૧) ગાંધીજીના આ વર્ણનમાં બે બાબત સિદ્ધ થતી દેખાય છે એમનું સત્ય એ ચેતન કે ચૈતન્ય રૂપ સત્ય છે કારણ તેનું સ્વરૂપ સચ્ચિદાનંદ છે વળી આમાં એમની ઈશ્વરની વ્યાખ્યા પણ મળી જાય છે ઈશ્વર કોઈ વ્યક્તિ નથી પણ સચ્ચિદાનંદ સ્વરૂપ ચૈતન્ય જ ઈશ્વર છે તેથી જ તેમણે કહ્યું કે સત્ય એ જ પરમેશ્વર છે તે પૂરેપૂરું સાર્થક થઈ રહે છે

**સત્યમાં બંનેનો સમાવેશ** — 'સત્ય' શબ્દના પ્રયોગમાં એક વિશેષ સાર્થકતા પણ રહેલી છે સત્ય બે પ્રકારનાં છે સનાતન સત્ય અને સાપેક્ષ સત્ય ચૈતન્ય સનાતન સત્ય છે અને એના દ્યોતક તરીકે ગાંધીજીએ સત્ય શબ્દ વાપર્યો પ્રકૃતિના અને જગતના સત્યો તથા વિજ્ઞાનીઓએ શોધેલા સત્યો પણ સત્યો જ છે એ સત્યોનો સમાવેશ પણ સત્ય શબ્દમાં સહેજે થઈ જાય છે આ

વિશ્વનું પ્રકટીકરણ આ વિવિધ વિજ્ઞાન સત્યો વડે છે એનો સમાવેશ પણ 'સત્ય' શબ્દમાં કરીને ગાંધીજીએ જગત અને ઈશ્વરનું સાચું અદ્વૈત શબ્દ અને અર્થમાં કરી બતાવ્યું છે કોણ ઇન્કાર કરશે કે આટલા બધા રહસ્યનાક્ષો અને અર્થનાળો ગાંધીજીનો 'સત્ય' શબ્દનો પ્રયોગ જિન્દગીમાં મહત્ત્વનો ફાળો નથી આપતો ?

**બન્ને વચ્ચેનો સબંધ** —ગાંધીજીએ આપેલી સત્યની સમજૂતિ અને વ્યાખ્યામાં હજી પણ એક વિશિષ્ટતા રહેલી છે અંતિમ ચૈતન્યને પામવાનું સાધન દુનિયાના દેખાતા અને હાથ લાગતા સત્યો જ છે જે સત્ય જડ્યું તેનો આગ્રહ રાખતા તેનો આચાર કરતા અંતિમ સનાતન સત્ય તરફ જવાનું છે વિજ્ઞાન પણ આ રીતે જ આગળ વધતા આવ્યા છે એક સત્યની શોધ બીજા સત્યની શોધની પ્રેરક અને નિમિત્ત બને છે તે જ રીતે જીવનના વિજ્ઞાનમાં પણ સાપેક્ષ આચાર સત્યોનું આચરણ કરતા અંતે ચૈતન્યરૂપી સનાતન સત્યને પામી શકાય ચેતનની ભાષામાં કહીએ તો સાપેક્ષ સત્યોના આચારથી ચેતનની શુદ્ધિ વૃદ્ધિ કરતા સનાતન ચૈતન્યને પામવાની હોંશ રાખી શકાય આ બધા વિવિધ અર્થો અને સત્યમાં થતા તેમના સહજ સમન્વયનો વિચાર કરતા જિન્દગીમાં ગાંધીજીએ આપેલા મહાન ફાળાનું ભાન થાય છે

**સત્યની આરાધના કેમ ?** —આ ચૈતન્ય સત્યની વ્યાખ્યા અને તેનું વર્ણન કરવામાં જેટલી નિષ્ઠાશુદ્ધતા છે તેટલી જ તેમાં વ્યવહારયોગ્યતા પણ છે જ તથા આ સત્યને પરમેશ્વર તરીકે ગણાવીને તરત જ માનવી જીવનનો હેતુ તેઓ બતાવે છે માનવજીવન એને ચૈતન્યમય કે સત્યમય થવાનો સતત પ્રયાસ અને પ્રયાસ-પરંપરા.

આ સત્યની આરાધનાને ખાતર જ આપણી હસ્તી ' (મ પ્ર. પા ૨) જીવન સત્યની આરાધના છે તો તે કઈ રીતે થાય ? વિચારમાં વાણીમાં ને આચારમાં સત્ય એ જ સત્ય' (મ પ્ર પા ૨) આવી મનસા વાચા કર્મણા સત્યમય કે ચૈતન્યમય થવાનો પ્રયાસ તે જ ભક્તિ આમ ભક્તિની પણ વ્યાખ્યા તદ્દન બદલી નાખી વ્યાપક કરી અને કહેવાતા નાસ્તિકને પણ ભક્તિ કરવાની તક છે એમ બતાવી સત્યભક્તિના દ્વાર સૌ કોઈ નિષ્ઠાવાનને સારુ ખોલી દીધા પણ આટલેથી સત્યની આરાધનાનું નામ બને એમ નથી એટલે તરત જ સવાલ થાય કે સત્ય જ પારસમણિરૂપ છે જો કામધેનુરૂપ છે તે કેમ જડે ? તેનો જવાબ ભગવાને આપ્યો છે અભ્યાસ અને વૈરાગ્યથી સત્યની ધગશ તે અભ્યાસ ને તે સિવાય બીજી બધી વસ્તુ વિષે આત્યંતિક ઉદાસીનતા તે વૈરાગ્ય " (મ પ્ર પા ૨) સત્યરૂપ પરમેશ્વરની વ્યાખ્યા બદલી એટલે આપોઆપ અભ્યાસ અને વૈરાગ્યની વ્યાખ્યા પણ નવીન થઈ રહી જો કોઈ પણ નિષ્ઠાથી સત્ય સિવાય અન્ય વસ્તુની ઉપેક્ષા કરી કેવળ સત્યને મેળવવા સતત મથે છે તે અભ્યાસી છે વૈરાગી છે આ વ્યાખ્યામાં પણ સત્યનિષ્ઠાનો સમાવેશ થાય એટલી તે વ્યાપક છે, અને તેના સાચા અર્થની દ્યોતક છે એમનો અભ્યાસ એકાંગી નથી પણ માનવ જીવનના રૂઢ વ્યવહારમાત્રને વ્યાપી શકે એટલો ઊંડો અને સર્વાંગી છે તથા એમનો વૈરાગ્ય એકમાર્ગી કે સંકુચિત કે ક્રિયાવિહીન જીવન જીવવાનું શિખવતો નથી એમના અભ્યાસ અને વૈરાગ્યના વિચારમાં પણ સત્ય શિવસુંદરની ભાવના સમાએલી છે એમનું સત્ય એમને સર્વોદય જેવા સર્વ કલ્યાણકારી આદર્શને રજૂ કરવા શક્તિમાન કરે છે એમનો વૈરાગ્ય જગતનો ત્યાગ નહીં પણ જગતની સતત સેવા કરવા દોરી જાય છે અને એ સેવામાં સાચે શણગાર પૂરવા આદેશે છે

**સત્યનો સાક્ષાત્કાર** —આ રીતે સત્યની સત્યને પામવા માટે અભ્યાસ વૈરાગ્યની તથા સત્યની ભક્તિની નવીન વ્યાખ્યા કરીને તથા ચૈતન્ય બ્રહ્મ સચ્ચિદાનંદ સત્યશિવસુંદરના અર્થનો સહજ સુંદર સમાવેશ કરી દે છે આ સુંદર સમન્વય પરમ માનવધર્મને રજૂ કરે છે એમાં સત્યશોધ પર આધારિત વૈજ્ઞાનિકતા પૂરેપૂરી ભરી પડી છે અને તેથી તે સર્વમાન્ય થાય એમ છે ગાંધીજીએ રજૂ કરેલો આ માનવધર્મ બીજી રીતે પણ માનવી છે એમાં કોઈ કંઈ અગમનો દાવો થયો નથી કોઈ ગૂઢ તત્ત્વને અગત્ય આપવામાં નથી આવતી અને છતાં ચિત્તના સૂક્ષ્મ સંવેદનો કે અનુભૂતિઓને એમાં પૂરેપૂરો અવકાશ રહ્યો છે એ એટલો વૈજ્ઞાનિક છે કે એમાં ક્યાં માની લેવાની વાત નથી ચૈતન્યરૂપ સત્યના સાક્ષાત્કાર અંગે ગાંધીજી સ્પષ્ટતા જણાવે છે કે તે સદેહે સંભવિત નથી પણ સત્યના સંપૂર્ણ દર્શન તો આ દેહે અસંભવિત છે તેની કલ્પના જ માત્ર કરી શકાય ક્ષણિક દેહ વાટે શાશ્વતધર્મનો સાક્ષાત્કાર સંભવતો નથી. તેથી છેવટે શ્રદ્ધાનો ઉપયોગ તો રહે જ છે (મ પ્ર. પા ૪) ગાંધીજીના આ કથનમાં સાક્ષાત્કારની શક્યતા

નથી બતાવાઈ પરંતુ માનવતાની મર્યાદા માત્ર દેખાડવામા આવી છે એમનુ સત્યદર્શન વૈજ્ઞાનિક બને છે, માનવી બને છે એમા કશી ગાની લેવાની કે કેવળ તર્કની વાત નથી પણ એમા કેવળ વ્યવહારશુદ્ધ કથન કરવામા આવ્યુ છે

**સત્યાગ્રહની ચાવી અને ખૂબી**—એક બાજુ ગાંધીજી માનવના સત્યદર્શનની મર્યાદા બતાવે છે તો બીજી બાજુ તરત જ એના પ્રયત્નમા રહેલી પૂરેપૂરી સાર્થકતા બતાવે છે "એમા હાર જેવુ કઈ છે જ નહી એ તો મરી ને જીવવાનો મંત્ર છે" (મ પ્ર પા ૩) સત્યની આરાધના કદી નિષ્ફળ જતી જ નથી પરિણામ ન દેખાય છતા સત્યકાર્ય નિષ્ફળ જતુ નથી તે સદૈવ સફળ જ હોય છે ઉકળવા મૂકેલુ પાણી શરૂઆતના થોડા તાપથી ઉકળી જતુ નથી પણ વધુ તાપને અંતે જ ઉકળે છે છતા શરૂઆતનો તાપ કંઈ નિષ્ફળ નથી એ તો એનુ કામ કરી જાય છે એનુ પરિણામ દેખાતુ નથી છતા તે કામ કરે જ છે તોડવા માડેલો પથ્થર પહેલે ઘાએ તૂટતો નથી કે ફાડવા માડેલુ લાકડુ પહેલે ફટકે ચિરાતુ નથી તેમ સત્યનો થોડો આચાર પરિણામ ન દેખાય છતા પેલા ઘા કે ફટકાની જેમ તેની અસર તો છે જ એ અસર એ જ એનુ પરિણામ, એ જ એનુ ફળ આ અર્થમા સત્ય કદી નિષ્ફળ નથી અને તેથી ત્યા કદી હાર છે જ નહી એ જ એની ખૂબી છે

**સત્યરૂપ રત્નચિંતામણિ**—આવા સત્યાચરણમા એક બીજી ખૂબી પણ રહેલી છે સત્યાચરણ મનસા વાચા કર્મણા કરવાનુ હોય તેથી માણસના વ્યક્તિત્વનો સમન્વિત વિકાસ અને તેનુ એકીકરણ સહજ થાય છ એમા બેવડા વ્યક્તિત્વનો સંભવ રહેતો નથી આવા સહજ થતા એકીકરણથી સુસંવાદિતા ઉત્પન્ન થાય છે શક્તિ ઉત્પન્ન થાય છે અને એક પ્રકારની ઉત્તમ નિર્દોષ મસ્તી ઉત્પન્ન થાય છે આવા સત્યાચરણથી ગાંધીજીનો વિકાસ ખૂબ ઝડપથી થયેલો જોઈ શકાય છે રતાનુભવથી તેમને સત્ય પારસમણિ જેવુ લાગે છે "એ સત્યરૂપ પરમેશ્વર મારે સારુ રત્નચિંતામણિ નીવડેલ છે, આપણા બધાને સારુ નીવડો" (મ પ્ર પા ૪) પોતાની આત્મતૃપ્તિથી એમને સંતોષ નથી એમને તો સત્ય બધાને માટે પારસરૂપ બને એવી કલ્પના છે વૈજ્ઞાનિક પોતે શોધેલુ સત્ય જગતના લાભાર્થે યોજે છે તેમ ગાંધીજી પણ સત્યને પામવાની માણવાની રીત સૌને પહોચે એવી કલ્પના કરે છે એમા જ એમની ક્રિયસિદ્ધીની વ્યવહારુતા રહેલી છે, એ કારણે જ તેઓ સત્યને પામવાનુ સાધન પણ શોધી શક્યા

**ઈશ્વર અને હૃદય પરિવર્તન**:—એમના સત્યની વ્યવહારુતા એટલી હદ સુધી પહોચે કે સત્યમય ઈશ્વર તેમને ક્રિયામા અને કાર્યમા જ દેખાય છે એ કોઈ મૂર્તિમા કે વ્યક્તિમા દેખાતો નથી પણ કાર્યમા જ પ્રત્યક્ષ થાય છે "ઈશ્વર વ્યક્તિ તરીકે દેખાતો નથી પણ પ્રત્યક્ષ કાર્યમા અનુભવાય છે અને તેને કારણે જ માણસ અત્યંત અંધકારમય વેળામાથી પણ સલામત રીતે બહાર નીકળી જાય છે" (અનકીન પાવર પા ૭) પોતાના પ્રત્યક્ષ અનુભવ પર તેઓ આ કથન કરે છે ચૈતન્યરૂપી ઈશ્વર માનવહૃદયનો ચાલક છે તેને શુદ્ધિ કરનારો છે અને હૃદય પરિવર્તન કરનારો છે

**ઈશ્વરશ્રદ્ધા અને આત્મશ્રદ્ધા**:—પણ અહી શંકા ઊઠાવી શકાય કે ગાંધીજીએ સત્યને પરમેશ્વર સ્વરૂપે માન્ય કર્યું—તેનો આધાર શુ? કેવળ શ્રદ્ધા જ તો? ગાંધીજી આનો સચોટ જવાબ વાળે છે 'શોધમાત્રને કંઈક માન્યતાનો આધાર માનીને જ ચાલવુ પડે છે કંઈ પણ માન્યા વગર એક ડગલુ પણ આગળ ન ચાલી શકાય વિજ્ઞાન માત્રને કંઈ માનવા યોગ્ય વિચારસત્યને માન્ય કરીને જ આગળ ચાલવુ પડે છે ભૂમિતિ કે ગણિત જેવા ગણતરી કરનાર શાસ્ત્રને પણ કંઈક સત્યો માનીને જ આગળ ચાલવુ પડે છે" ગાંધીજીની આ દલીલ ખૂબ વજૂદવાળી છે વળી વધુ ઊંડાણમા જઈને તપાસ કરતા એમની સત્યની કલ્પનામા કંઈ માની લેવાની તાર્કિક વાત પણ રહેતી નથી જે અસ્તિત્વ છે તે જ સત્ય એમ દેખીતા સત્યને માનીને તેઓ આગળ ચાલે છે એ અસ્તિત્વ ચૈતન્ય જ છે—તે આપણી આગળ જેવુ માણસ પોતાની અંદર ઉતરીને તપાસે તો એનામા જે જ્ઞાન અને આનંદ દેખાય છે તે ચેતનને લીધે જ તેથી ચેતન પૂર્ણ ચૈતન્ય સચ્ચિદાનંદ સ્વરૂપે છે એવી સાર્વત્રિક પ્રતીતિ થાય છે એટલે સચ્ચિદાનંદ સત્યરૂપ ઈશ્વરને માનવના હૃદયની પ્રતીતિનો આધાર છે અનેક સંતોની જેમ ગાંધીજીને પણ તેની ઝાખી થઈ હતી તે અંગે ભારપૂર્વક તેઓ તેનુ વર્ણન પણ કરે છે 'મને સ્પષ્ટ ઝાખી થાય છે કે આપણી આસપાસ સર્વકંઈ પરિવર્તનશીલ છે પણ એ બધાય પરિવર્તનની પાછળ જીવંત સત્તા છે સનાતન અને કૂટસ્થ હસ્તી છે અને તેને

વધે જ સર્વનું સર્જન અને ધારણ પોષણ થાય છે એ સત્તા એ જ પરમેશ્વર છે, ઈશ્વર છે" (અનાસક્તિ પા ૧૨ પા. ૨૦) આવી આત્મપ્રતીતિ કોઈ ને કોઈ સ્વરૂપે દરેકને હોય છે જ પોતાની ચેતનાને લીધે માણસમાં એક જાતની આત્મશ્રદ્ધા હોય છે એવી આત્મશ્રદ્ધા અનેકગણી વધે તે જ ઈશ્વરશ્રદ્ધા પોતાની ચેતનાને આધારી આત્મ શ્રદ્ધા ચૈતન્યશ્રદ્ધામાં પરિણમી શકે છે આત્મશ્રદ્ધાની આત્યંતિકતા એ જ ઈશ્વરશ્રદ્ધા. આમ પૂર્ણ આત્મ શ્રદ્ધા ઈશ્વરશ્રદ્ધા બની રહે છે ગાંધીજીએ આ અગમ વિષય અંગેની આ રજૂઆત એટલી સરળ અને સહેલી બનાવી દીધી છે અને તેથી તે જનસાધારણને પણ સમ જાય એવી સુગમ બને છે.

[પાન ૩ થી ચાલુ]

પરંતુ વિદેશી સરકારના કરતા પણ બાપુજીના સત્યાગ્રહને પડકારનારા તો પોતીકાઓ જ સાબિત થયા છે ઘરના ક્ષેત્રમાં તેવો પડકાર આપનાર તેમના મોટા પુત્ર હરિલાલ ગાંધી હતા જાહેર ક્ષેત્રમાં તેવો પડકાર આપનારા સનાતનીઓ હતા

હરિલાલ ગાંધીએ વખતો વખત આશા આપી આપીને છેવટે બાપુના સત્યાગ્રહને સફળ થવા ન જ દીધો. જ્યા બાપુના પ્રેમના અને આશાવાદના ઝરાને તે સૂકવી ન શકેલા

સનાતનીપણાની સામે તો બાપુજીને છેલ્લુ અ ન્તિમ બલિદાન આપવુ પડ્યુ બાપુની પોતાની જાત પૂરતો તો એમના સત્યાગ્રહનો વિજય થઇ ગયો પરંતુ સનાતનીપણુ છતાયુ નથી તે પ્રાન્તવાદ, ભાષાવાદ આદિ નવા નવા રૂપે દેખા દેતુ રહ્યુ છે

પરંતુ હુ આશા રાખુ છુ કે આ પરમ પવિત્ર બલિદાન ધીમી ગતિએ પણ અચૂકપણે કામ કરી રહ્યુ છે પ્રજાના અણુ અણુને તે નવુ બનાવી રહ્યુ છે

બોલો રાષ્ટ્રપિતાનો જય!
બોલો સત્ય અહિંસાનો જય!
બોલો સત્યાગ્રહનો જય!

[૩૦ મી ગાંધી નિર્વાણદિને વડોદરા આકાશવાણી પરથી]

# નવાં પ્રકાશનો

જીવતા ખડેર લે ગો ની ઠાકર અનુ ગોપાળરાવ વિદ્વાંસ.

જીવતા ખંડેર' એ વાસ્તવમા કોકણના એક ગામડાની બે ત્રણ પેઢીની કથા છે ગામડાની અવદશાનુ ચિત્ર છે

ઔદ્યોગિક ક્રાંતિએ કરીને શહેરોમા કેન્દ્રિત ઉદ્યોગો સ્થપાતા ગયા નગરીઓ મહાકાય બનતી ગઈ પણ તે શેનાથી? ગામડાઓ ભાગીને જ વિરાટ બની.

ગામડામા અંદર-અંદરના વેર ઝેર તુ મરુ પણ તને અપશુકન કરુ-આ બધાએ ગ્રામજીવનને ધારે ધારે નિરસ કર્યુ, અને જે ગૌરવશાળી શ્રમનિષ્ઠાએ કરી ગામડાઓ સુપુષ્ટ બનતા તે શ્રમનિષ્ઠા જ ઓસરતી જતા નવુ ને વધુ નિર્બળ બનતા ગયા અને જ્ઞાનપિપાસુઓને તો શહેરો પોતાની તરફ ખેંચતા રહ્યા.

પડધાની ગામના બ્રાહ્મણવાડામા, સિંધાને બેસીને આજની ખોત કુકુ બની બાગ વડુ અમા ગામનુ અર્ધુ અર્ધુ રૂપ કોતાકતા માણસો મ ધ શ્રમનિષ્ઠા જોઇને પોતાની નવી જિંદગી શરૂ કરે છે ત્યાથી વાર્તાની શરુ આત થાય છે અને એ જ ગામને લગભગ ઉજ્જડ અને ભાગી ગયની દશામા જોઇને ગામ છોડનારે કેહબ હરે પહોંચે છ અને ફરી પાછી વળે છે ત્યા અંત પામે છે તેની વચ્ચે તો ઘણુ ઘણું આવી જાય છે

કેશવભટ્ટ રાઘવભ. ગૂંગણો કોઈ, રાઘવભટ્ટનો દીકરો બ્યકુભાઈ, ગુણભાઈ, શારદા, કુશાતુ, આક્કી અને સૌથી વિશેષ તો અબાનુ પાત્રચિત્રણ લેખકે બહુ કુશળતાથી કર્યુ છે

વાર્તા સરળતાથી, સહજતાથી વહી જાય છે અને છેવટે એક ઘેરી છાપ વાચકના મન પર મૂકી પૂરી થાય છ પ્રશ્નો રહી જાય છે નંદનનને શાચુ કોણ? બ્યકુએ? હા એ તો ખરો જ પણ એ તો પ્રતીક છે વર્તમાન સમાજ વ્યવસ્થામા એનું સ્થાન ક્યા નથી દેખાતુ? શીનનો સોદાગર, હીરનોયે ખરો જ ને? ને ખટપટનો સરનાર ભાંગેલા ગામડાઓમાંયે આજે બ્યકુ ન હોત તો ગામડામા ખૂન-આપઘાત એગ કોરટ કજિય

ચાલે છે તે ન જ હોત ને?

અનુવાદ સુવાચ્ય છે. અનુવાદકે સૌરાષ્ટ્રની લોકબોલી અને રૂઢિ-પ્રયોગોનો બહોળો ઉપયોગ કર્યો છે. બધે જ એ અનિવાર્ય ન હતું એવું તળ ગુજરાતના વાંચકને લાગે ખરું.

**લીલુડી ધરતી** : લે. ચુનિલાલ મડિયા.

ગિરનાર નજીકનું ગુંદાસર ગામ એ આ નવલકથાનું લીલાક્ષેત્ર છે. બે ભાગ મળી સાતસો પાનામાં નવલ પથરાઈ છે તોયે લેખક હજી બીજા આવા બેએક ખંડ લખવાના છે. ક્યારે તે એ પોતે જાણતા નથી! નવલ સાવ અરૂઢશૈલીની તો કેમ કહેવાય? એક રીતે બે ભાગના વિસ્તાર પછી પણ કેટલાંક પાત્રોનો વિકાસ અધૂરો લાગે છે અને સંતોષ નથી થતો એ જ કંઈક અરૂઢ કહેવાય.

લેખક દરેક નહીં તો બીજે ત્રીજે પ્રકરણે કંઈ ને કંઈ કૌતુક, રહસ્ય આણે છે એટલે સાતસો પાનાંનું યે વાંચન નિરસ તો નથી નીવડતું, ગણીએ તો એ એમની સિદ્ધિ ગણાય.

વળી એક ગામમાં આવું, (નવલમાં છે તેવું) આટલું બધું ચાલે એ બધું માની લઈએ તો પ્રશ્ન એ થાય કે શું ગામડાં એવાં તત્ત્વો (!) ને આધારે જ ટકી રહ્યાં છે? ખટપટો, દ્વેષ, દગા, કાળાં કામો, આ જ શું ગામડાની મુખ્ય પ્રવૃત્તિ છે?

સંતુ અને વિશેષ તો રઘા ગોરનું પાત્ર જીવંત બન્યું છે. બીજાં યે ઘણાં પાત્રો છે. અને તેની છાપ ઊંડે એવાં આલેખાયાં છે.

સૌરાષ્ટ્રની મરમીલી લોકબોલીનો ઉપયોગ લેખકે બહોળે હાથે કર્યો છે. લગભગ બધાં પાત્રો મર્મવચનો બોલી શકે છે! મીઠાબોલા મુલકની વાર્તા છે ને! તોયે, મલાવા ને અતિરેક ક્યારેક ખૂંચે છે.

ખીમા લુહારે ઓજતનું પાણી પાઈને ઘડેલી લોખંડની સાંકળ પણ લેખક ગર્વભેર ઉલ્લેખે છે! તલવાર કે દાતરડાનું પાણી દર્શાવવા એવો ઉલ્લેખ કર્યો હોત તો તે સ્થાને કહેવાત.

સંયમી, મીતાક્ષરી આલેખન એ કોઈ નબળાઈ નહીં પણ સિદ્ધિ છે, અને મલાવા, આડંબર એ શક્તિ હોય તોયે છેવટે તો મર્યાદા જ છે.

☆


## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬, પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ


અનુક્રમણિકા ........................................ ૧૨ જૂન ૧૯૫૮




પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# અમારાં પ્રકાશનો

## આવા હતા બાપુ [ભાગ ૧-૨]

મૂલ્ય: દરેક ભાગનું પચાસ-પચાસ નયા પૈસા

પૂજ્ય બાપુજીની બહુમુખી પ્રતિભા અને વિરલ વ્યક્તિત્વના અનેક પાસાઓનો પરિચય કરાવતા પ્રેરક જીવન પ્રસંગોની આ પુસ્તિકાઓમાં કેટલાક પ્રસંગો પ્રથમ વાર જ પ્રગટ થાય છે, નાના મોટા સૌ કોઈને ઉપયોગી વાચન પૂરું પાડતા એ પ્રસંગો સરળ શૈલીના વખાણેલા છે સાથે બાપુજીની એક સુંદર અપ્રગટ તસ્વીર પણ આપવામાં આવી છે

## ગાંધી-ગુરુ

લેખક: શ્રી ગુરુદયાલ મલ્લિક : મૂલ્ય: સવા રૂપિયો

શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની પ્રસ્તાવના 'શ્રદ્ધાની અંજલિ'માં આ લેખમાળાનું મહત્ત્વ સમજાવતા લખ્યું છે

"મહાત્મા ગાંધી અને કવિવર રવીન્દ્રનાથ ઠાકુર, આપણા જમાનાના બે મહાન પુરુષો, ભારતીય સંસ્કૃતિના મોટા દિગ્ગજો એમને વિશે કોઈ કંઈ લખે તો તે આકર્ષક થવાનું જ પણ જ્યારે એમને વિશે ભક્તહૃદય ગુરુદયાલ મલ્લિક લખે, ત્યારે તો પૂછવું જ શું? ગુરુદયાલ—ચાચાજી—ગાંધીજીના ખૂબ પ્રસંગમાં આવ્યા હતા તેમના જ પરિવારના તેઓ ગણાય અને કવિવર રવીન્દ્રનાથના તો તે અંગીભૂત ભક્ત

"વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચન્દ્ર અને લીલા વિભૂતિ કૃષ્ણચન્દ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમ જ ગુરુદયાલજી પણ ગુરુદેવ અને ગાંધીજી વચ્ચે અભેદ જુએ છે એમની એ અભેદ દૃષ્ટિ એમના આ નાનકડી લેખમાળામાં અનેક રીતે વિશદ કરી છે"

## મસ્તીની પળોમાં

લેખક રતિલાલ-અનિલ મૂલ્ય. પચાતેર નયા પૈસા

પોકેટ સાઈઝના, ઊંચા રંગીન કાગળ પર રંગીન શાહીમાં છાપેલ આ સુંદર મુક્તક સંગ્રહ વિશે જાણીતા વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી લખે છે

"તમારા કેટલાક મુક્તકોમાં વિચાર અને રચનાની આકર્ષક ચારુતા છે 'વસંત માણીને,' 'કહેવાતું સ્વર્ગ,' 'કોને ગમે?' જેવા એના ઉદાહરણો છે 'દર્શન,' 'અધમતા જેનું લક્ષણ-' 'મૂર્તિના પથ્થરને' જેવામાં ભાવનો ધ્વનિ આકર્ષક છે 'આત્મા સમૃદ્ધ થતા કરશે તેમતેમ તમારી કવિતામાં વધારે સૌન્દર્ય આવશે'"

## ડમરો અને તુલસી

લેખક. રતિલાલ-અનિલ. મૂલ્ય: બે રૂપિયા

ગીતો, ગઝલો અને મુક્તકોના આ સંગ્રહની પ્રસ્તાવનામાં જાણીતા સાહિત્યકાર શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ લખે છે

'ભાઈ અનિલે પોતાની કવિતાઓને "ડમરો અને તુલસી" માન્યા છે. એ પર્ણમંજરીમાં બે વસ્તુ જરૂર છે, ડમરાનું સૌરભ અને તુલસીનો તીવ્ર મધુર આસ્વાદ. ત કરતાય વિશિષ્ટ છે એ માનવજિંદગીના નમ્ર કવિની પર્ણમંજરીનો દ્રવ્યગુણ જે અંદરના અર્કની પેઠે તેના પ્રત્યેક પર્ણમાં વ્યાપેલો છે અને તેનું પાન કરનાર પાઠક આંતર જીવનઆરોગ્ય માટે પથ્યકારક સત્ત્વ નીવડે તેવો છે'

**રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ**

# જુદી જુદી નિષ્ઠાઓ

અનેક માર્ગો એક જ લક્ષ્ય તરફ જાય તેમ એક જ લક્ષ્યે પહોંચવા માટે જુદી જુદી નિષ્ઠાઓ હોઈ શકે; પણ માર્ગ વાસ્તવમાં માર્ગ હોવો જોઈએ તેમ નિષ્ઠા પણ વાસ્તવમાં નિષ્ઠા હોવી ઘટે.

ગંગાના અનેક ઓવારા છે, ગમે તે ઓવારે સ્નાન કરો, તીર્થસ્નાનનું પુણ્ય મળવાનું. પણ કોઈ ઓવારે ગંદકી ઠલવાતી હોય ત્યાંનું સલિલ પવિત્ર શી રીતે રહી શકે ? ત્યાં સ્નાન કરવાથી તો શરીરને ગંદકી જ વળગે: ગંગાજળમાં મળ પડે તો તે પણ દૂષિત જ થાય.

ધર્મના અનેક માર્ગો છે, વ્યવહારના પણ અનેક માર્ગો છે, તેમાં કયો સારો ને કયો ખરાબ તેનો આધાર તો તે શુદ્ધ છે કે દૂષિત છે તે પર રહેલો છે.

શુદ્ધ અને દૂષિતને અલગ પાડતી ભેદરેખા કઈ ? –નિર્મળ હૃદયને થતી તીવ્ર પ્રતીતિ.

જુદા જુદા માર્ગો એ જુદી જુદી નિષ્ઠાઓ છે. તે તો સાધકની કર્મપરાયણતા અને ભક્તિમાં જ વરતાય.

એવો કાર્યરત ભક્ત જુદા જુદા રાહીઓ વચ્ચે ઊંચ-નીચના ભેદ કે ભાગલા પાડતો નથી. તેમ તે પોતાનું કાર્ય છોડી બધાને પોતાના જ માર્ગે ઘસડી જવા મથતો ફાંફાં મારતો નથી. તે ભક્ત હોવા છતાં જ્ઞાનવિમુખ નથી. જ્ઞાનપૂર્વક તે અમુક માર્ગ કે નિષ્ઠા સ્વીકારે છે, અને કર્મરત રહી આગળ વધે છે. આજુબાજુના બીજા માર્ગોનું, નિષ્ઠાઓનું સતત જાગ્રત રહી અવલોકન કરતો રહે છે, પોતાના માર્ગની વિશેષતા તો તે જાણે છે માટે ઊણપો જોવા જાણવા મથે છે, બીજાના માર્ગના ક્ષતિ ને ગુણ પર પણ તે ધ્યાન રાખે છે. પોતાની ક્ષતિ ને બીજાના ગુણ તે છુપાવતો નથી. કેમકે, તે નિષ્ઠાવાન સાધક છે, નિષ્ઠાવાન પ્રવાસી છે.

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૧ [ ૧૨ – જુલાઈ – ૧૯૫૮ ] અંક ૫ મો

મારું માનવું છે કે અહિંસા એ કેવળ વ્યક્તિગત સદ્‌ગુણ નથી. વ્યક્તિ, સમાજ અને દેશ એ બધાંને માટે આધ્યાત્મિક અને રાજકીય આચરણનો એ એક સુગમ માર્ગ છે. —બાપુ



(ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક)

મલેરિયાના નિવારણ માટે આપણી સરકાર ત્રીસથી ચાળીસ કરોડ રૂપિયા બહારની મદદથી ખર્ચવાની છે તે ઉપરાંત જ્યાં જ્યાં સુધરાઈઓ છે ત્યાં ત્યાં તે તે સંસ્થાઓ તરફથી પણ ઘણો ખર્ચ કરવામાં આવે છે છતાં મલેરિયા એ સામાન્ય બીમારી થઈ પડી છે.

રોગના નિવારણ માટે જે મબલખ નાણું ખર્ચાઈ રહ્યું છે તેથી આપણે સંતોષ કરવા ઈએ, પણ એવો હરખ કરવા જેવો નથી કેમકે, તેથી મલેરિયાના જંતુ અમુક પ્રમાણમાં, અમુક સમય માટે નાશ પામશે ખરા; પણ વળી ફરી તે તક મળતાં જન્મ લેવાનાં જ

શહેરોમાં પાણીની તંગી હોવા છતાં આસપાસ પાણીના વપરાશથી અનેક કારણોને લઈને સતત ગંદકી રહે છે હવા ઉજાસના અભાવવાળાં, ભેજવાળાં મકાનોનો પાર નથી એ બધાં મચ્છરના જન્મસ્થાનો અને કાયમી રહેઠાણો છે જ્યાં સુધી ગંદકી દૂર થાય નહીં, હવાઉજાસવાળાં અને બેજિયા મકાનો સુધરે નહીં ત્યાં સુધી મચ્છરો અને મલેરિયા દૂર થાય એ શક્ય જ નથી જ્યાં સુધી એ પાયાનો સુધારો થાય નહીં ત્યાં સુધી બીજા ઉપાયો રોગને દાબી દેવામાં તત્કાળ પૂરતા સફળ થશે, પણ તેનાથી કાયમી ઉકેલ નહીં આવે, અને, સરવાળે પ્રજાના નાણાં, પરિસ્થિતિમાં કાયમી સુધારો કર્યા વિના ખર્ચાતાં રહેશે એટલે પાયાની બાબતો માટે જ ચોક્કસ પગલાં લેવાવાં જોઈએ અને તે માટે પણ ખર્ચ થવો જોઈએ.

સારાં હવાઉજાસવાળાં સાંઘા મકાનો, પાણીના નિકાલની બિનઉપદ્રવકારી સગવડ—એટલું યે થાય તો મલેરિયાનો ફેલાવો અટકશે

સામાન્યપણે પાણીની તંગી છતાં તેનો ઉપયોગ આપણે ફૂવડપણે કરીએ છીએ અને તેનો નિકાલ તો ઘણું ખરું ગંદકી ને મચ્છરો જ વધારે છે આ શહેરોની વાત થઈ ગામડાંની સ્થિતિ એનાથી સારી નથી ત્યાં વસતી ગીચ નથી પાણીનો નકામો વપરાશ ને ઢોળ નથી પણ ચોમાસામાં તો ઠેરઠેર ભરાયેલા ખાબોચિયાં ને જામેલો કિચ્ચડ-ઉકરડા એ બધાં મચ્છરના ઉપદ્રવસ્થાનો છે વળી ઘણાખરા ખેડૂતો પોતાના ઢોરોની સાથે જ રહેતા હોય છે, કિન્તુ ખેડૂતના ઢોરોની કોઢ પૂરતાં હવા ઉજાસ અને ચોખ્ખાઈથી કીવ દૂર છે પરિણામે ચોમાસામાં તો મલેરિયા ત્યાં ઘણો ફેલાય છે

મલેરિયા ક્ષયનો પણ જન્મદાતા છે, એ ભૂલવું ન જોઈએ ક્રોનિક મલેરિયાથી ઘવાઈ ગયેલા શરીર પર ક્ષયના જંતુઓ ઝટ વિજય મેળવે છે મલેરિયાથી ઘસાઈ ગયેલા શરીરમાં એનો પ્રતિકાર કરવાની શક્તિ હોતી નથી એટલે મલેરિયા પછી ક્ષય પણ ઘર કરે છે

પ્રજાએ પણ સુઘડતાની ટેવ પાડવાની જરૂર છે તે વિના મલેરિયાને હાંકી કાઢવાના પ્રયાસો પૂરેપૂરા સફળ થવાના નથી

આપણે 'દવા' પાછળ મબલખ નાણાં ખર્ચીએ છીએ પણ પાયાની બાબત 'આરોગ્ય' વિશે જાણે કશી ચિંતા જ નથી! અને તેથી રોગોને મારી હઠાવવાના પ્રયાસો એક દરે ધૂળ પર લીંપણ જેવા નિવડે છે રોગના જંતુ સામે પ્રતિકાર કરવાની શક્તિવાળું શરીર, રોગનો પ્રવેશ કે ઉપદ્રવ ન થાય એવી રહેણીકરણી અને રહેઠાણો અને સુઘડતાની ટેવ—આટલાં વાનાં પણ રોગોને ઊગતા ડામે દવા માટે જેટલો ખર્ચ કરવો પડે છે, તેમાંનો અમુક હિસ્સો આ બધા માટે ખર્ચીએ તો રોગો અટકે અને તે માટે નાણાં સહિતની જીવજાનની ખુવારીમાંથી ઉગરી જઈએ

# સત્યાગ્રહી જીવનદર્શન

શાંતિલાલ દેસાઈ

[ ગાંધીવિચારદર્શનને અવલોકતી લેખમાળા ☆ લેખાંક ૬ ઠો ]

સત્ય સમજાય એવું લાગે છે પણ તેનું આચરણ ખૂબ કઠિન થઈ પડે છે એવો સાર્વત્રિક અનુભવ છે દરેકને થતી સત્યની પ્રામાણિક પ્રતીતિ પણ નોખી નોખી હોય છે સત્યરૂપી સાધ્ય મનોહર તો લાગે છે પણ વ્યવહારિક કૂટ સવાલ તો તેના આચારનો છે જમાના એથી એ સવાલની કોઈ ચાવી દેખાતી નહોતી વ્યક્તિગત રીતે સંતોએ એનો ઉકેલ કાઢી લીધેલો જોવા મળે છે પણ સમાજના સવાલોમાં સત્યનું આચરણ કઈ રીતે કરવું, વ્યક્તિએ પણ કયે રાજમાર્ગે ક્યા સચોટ અને અચૂક સાધનથી સત્યપાલન કરવું એનો ઉકેલ અધ ઉકેલ્યા પડ્યો હતો ગાંધીજીએ સ્વપ્રતિભાથી સહજપણે બતાવી શક્યા કે સત્યરૂપી સાધ્યનું એકમાત્ર અનુપમ સાધન અહિંસા છે સત્ય સાથેનું અહિંસાનું આ જોડાણ અપૂર્વ છે માનવજાતના વિકાસમાં એ એક નવું જ પ્રકરણ ઉઘાડે છે ફિલસૂફીમાં એ એક નવીન ઉમેરો કરે છે સત્ય સાથે અહિંસાને સાંકળતાં ગાંધીજીએ ફિલસૂફીને વ્યવહાર્ય કરી એટલું જ નહિ પણ તેમાં એમણે અનેરો ફાળો પણ આપ્યો. સત્ય અને અહિંસાના નોખા મહત્ત્વ અને કિંમત તો હર ધર્મ અને નીતિમાં જોવા મળે છે, પરંતુ સત્યને સાધવા માટે અહિંસાને સાધન તરીકે યોજવામાં ગાંધીજીએ ફિલસૂફીનું સાચું શોધન કર્યું છે પાતંજલ દર્શનમાં સત્ય અને અહિંસા બંનેને એક સાથે મહાવ્રતમાં ગણાવ્યા છે અને તેમને ખૂબ અગત્ય અપાઈ છે પરંતુ તેમાં સત્ય, અહિંસાનો સાધ્ય સાધન સંબંધ સ્પષ્ટ જાણવા મળતો નથી, જો કે મહાવ્રતના વિચારમાં તેનો સમાવેશ થઈ જાય છે ખરો

**અહિંસા સાધન કેમ?** –સત્યનું સાધન અહિંસા કેમ? પરમ સત્ય એટલે વિશ્વમાં લગાતાર રહેતું અનંત એકત્વ અહિંસા એટલે પણ વિશ્વવ્યાપક પ્રેમ પ્રેમ એટલે સક્રિય એકત્વ એમ એકત્વના તાતણે સનાતન સત્ય સાથે અહિંસા જોડાઈ જાય છે પરમ સત્ય કૂટસ્થ છે અહિંસા કે પ્રેમ સક્રિય એકત્વ છે એટલે તે ક્રિયા સાધન છે તેથી કહી શકાય કે એકત્વના ક્રિયાસાધન અહિંસાથી ચૈતન્યરૂપ એકત્વને પામી શકાય. આ તો થયો સત્ય અહિંસાનો તત્ત્વવિચાર વ્યવહારમાં પ્રેમ કે અહિંસા જ કૌટુંબિક અને સામાજિક એક્તા કરાવે છે જ્યાં એકતા જ ન હોય ત્યાં સત્ય ક્યાંથી મળે? એકતામાંથી કે એકતાની એકાગ્રતામાંથી જ સત્ય લાધે છે વ્યવહારનો સામાન્ય અનુભવ પણ બતાવે છે કે સત્યને મેળવવાનું સહજ સરળ ઉત્તમ સાધન અહિંસા છે

**પ્રેમ તત્ત્વનું મૂલ્ય** –પરમ સત્ય મૂલત ચૈતન્ય સ્વરૂપ છે અને એ અર્થમાં જ ગાંધીજીએ સત્યનું સચ્ચિદાનંદરૂપે દર્શન કર્યું છે અને એ મૂળ અર્થને જોતાં પણ સમજાય અને અનુભવાય છે કે અહિંસાનું પ્રેમ તત્ત્વ જ માનવી ચેતનની વૃદ્ધિ શુદ્ધિ કરી ચૈતન્યની પ્રતીતિ કે ઝાંખી કરાવે છે પ્રેમ પોતેજ ચેતનનું પ્રતીક છે અને પ્રેમ માનવોમાં રહેલી ચેતનાની એક્તાની અનુભૂતિ કરાવે છે આમ આ દષ્ટિએ પણ સત્ય રૂપ ચૈતન્યની પ્રાપ્તિનું સાધન અહિંસા જ છે

**શુદ્ધિની દૃષ્ટિએ** –વળી સત્યરૂપ ચૈતન્યની શુદ્ધિને પામવા પણ અહિંસા જ ઉપયોગી થઈ શકે અહિંસા એટલે શુદ્ધિપ્રેમ બાહ્ય આંતરિક શુદ્ધિ શુદ્ધ સાધ્યને પામવાને શુદ્ધ સાધન જ જોઈએ તેથી જ ગાંધીજીએ સત્યરૂપી શુદ્ધ સત્યને પામવાને અહિંસા જેવા શુદ્ધ સાધનને બતાવ્યું એટલું જ નહિ પણ સાધન પર એટલો ભાર મૂક્યો કે સાધન શુદ્ધ રીતે બરાબર વપરાય તો સાધ્ય જરૂર મળે સાધન માણસના હાથની વાત છે જેટલી એની શુદ્ધિ વધે તેટલા જ પ્રમાણમાં તે સત્યની શુદ્ધિના વધુ નજીક જાય

**એકતરફી પ્રેમ** –સત્યને પામવાનું એક જ સાધન અહિંસા છે એવું ગાંધીજીનું અપૂર્વ કથન અનેક દૃષ્ટિએ સાચું લાગે છે આથી જ અહિંસા કે પ્રેમ એકતરફી (Unilateral) પણ હોય અને તે સોદાની ચીજ નથી એમ પણ વારવાર એમણે સમજાવ્યું પ્રેમની ભૂમિકા એમણે ઊંચી ઉઠાવી હિન્દુ મુસ્લિમ પ્રશ્ન જેવા વ્યવહારના સવાલોમાં પણ તેમણે પ્રેમ એકતરફી કેમ આચરી શકાય તે બતાવ્યું હૃદયપલટાની પ્રક્રિયા ગૂઢ છે પણ તેની ચાવી (Unilateral love) એટલે કે એકતરફી વહેતા અનાસક્ત પ્રેમમાં છે એને પરિણામે જ સમય પાકતા

સામી વ્યક્તિમાં જરૂરી પરિવર્તન થવા સંભવ રહે છે

**હૃદયપલટાની ચાવી** —હૃદયપલટાની ચાવી એક તરફી દૃઢ પ્રેમ છે. તેનો ઉદ્દેશ સત્યદર્શન છે પણ તેનો આક છે આદતપલટો. સામી વ્યક્તિનો હૃદયપલટો થયો કે નહિ તે તેના એક કાર્યથી માપી ન શકાય. ખરો હૃદયપલટો તો સામી વ્યક્તિની આદત બદલાય ત્યારે જ થયો ગણાય. પણ આદતો તો અનેક હોય છે. માણસની બધી આદતો દૃઢ ન બને ત્યાંસુધી હૃદયપલટાની ક્રિયા ચાલુ જ છે એમ કહેવું જોઈએ. હૃદયપલટાની સાથે સત્યનું દર્શન સ્પષ્ટ થતું રહે અને તે મુજબ આદતોની અને આચારની શુદ્ધિ થતી રહે તો જ હૃદયપલટાની ક્રિયા ચાલુ છે એમ ગણાય. આ ક્રિયા દરેક માનવમાં આખું જીવન ચાલનારી ક્રિયા છે. એનો સ્થૂળ આક આદત અને આચારની ક્રમિક શુદ્ધિ છે તો તેનો સૂક્ષ્મ અને નક્કર આક તેની ચેતનાની વૃદ્ધિમાં દેખાય. સામાન્ય રીતે હૃદયપલટો આ અર્થમાં નથી વપરાતો પરંતુ અમુક પ્રશ્ન પર સામા પક્ષનો વિચાર કે ભાવ બદલાય અને તે પૂરતો અનુકૂળ આચાર કરે તો હૃદયપલટો ગણાય છે. ખરેખર તો હૃદયપલટો એટલે માનવનું ચેતના સ્વરૂપમાં પરિવર્તન. આ વિચારમાંથી એ અર્થ જ ફલિત થાય છે.

**ચેતનવૃદ્ધિનો માર્ગ** —આપણે આગળ જોયું કે ગાંધીજી સચ્ચિદાનંદ પરમ ચૈતન્યને જ સત્ય કહે છે. જગતના સાપેક્ષ સત્યોનું પાલન માનવી ચેતનાને વધારી ચૈતન્યનો સાક્ષાત્કાર કરાવે. આવા સત્યોની શોધ કરતાં કરતાં તેમને અહિંસાનો માર્ગ હાથ લાગ્યો. આ દૃષ્ટિએ વિચારતાં સહેજે સમજાય છે કે અહિંસા એટલે માનવની અને સમાજની ચેતના વધારનાર સત્યમય આચારધર્મ. જે ચેતન વધારે તે અહિંસા ઘટાડે તે હિંસા. આવી સમજણ વિવેકપૂર્વક લેવાની રહે છે. વાછરડાના વધમાં દેખીતી રીતે હિંસા છે. ચેતનને મટાવી દેવાપણું હતું છતાં તે અહિંસા હતી. કારણ કે નિવારી ન શકાય એવા દુઃખમાંથી એક ને નાના જીવને મુક્તિ મળી હતી. બીજી બાજુ દારૂ વેચનારની દુકાને પિકેટીંગ કરાવી તેને બેકાર કરી દુઃખી કરવા છતાં તેમાં અહિંસા છે. કારણ એને પાપકાર્યમાંથી મુક્તિ મળે છે. એટલું જ નહિ પણ એની પાપમુક્તિ સાથે તેના અને અનેક દારૂડિયાના જીવનમાં ચેતનનો સંચાર અને વૃદ્ધિ થવા પામે છે. આ રીતે અહિંસાને ચેતનની વૃદ્ધિના કામ તરીકે જોતાં તેને સમજવી સહેલી થઈ પડે છે. અહિંસા જ નહિ પણ ગાંધીજીના સત્યાદિ વિચારો, સત્યાગ્રહ વગેરેને સમજવામાં આથી ઘણી સરળતા થાય છે. મૂળ વિચાર યાદ રાખીએ કે ગાંધીજીનું સત્ય ચેતનસત્ય છે, એમનો માર્ગ ચેતનમાર્ગ છે, તો એમની આખી વિચારસરણી અને ફિલસૂફીની ચાવી મળી જાય છે અને તેને સમજવામાં સરળતા થાય છે અને એમની ઉપરની દૃષ્ટિ જોતાં જણાતી અસંગતિઓ આગે પાછું સહેજે ખુલાસો મળી રહે છે.

**અપૂર્વ ફાળો** —સત્યપ્રાપ્તિનું સાધન અહિંસા છે એમ બતાવવામાં ગાંધીજીની અપૂર્વતા છે તેથી વધુ અપૂર્વતા તો તેને સામાજિક મહત્વ આપવામાં રહેલું છે. ભારત દેશમાં વ્યક્તિગત રીતે અનેક સંતમહંત અને મહાત્માઓ અહિંસક જીવન જીવી ગયા. અને અહિંસાનું માહાત્મ્ય બતાવી ગયા. પરંતુ અહિંસા સમાજને સુખી કરવાનું એકમાત્ર અનુપમ સાધન છે અને તેનો સામાજિક ઉપયોગ પણ પદ્ધતિસર થઈ શકે છે એમ પહેલી જ વાર ગાંધીજીએ બતાવ્યું. બુદ્ધાદિએ સમાજમાં અહિંસાની મહત્તા વધારી પણ ગાંધીજીએ તો તેની સમાજમાં પ્રતિષ્ઠા વધારી. ગાંધીજીએ પહેલી વાર સામાજિક વ્યવહારમાં અહિંસાની સ્થાપના કરી તેને માટે પદ્ધતિ આપી અને (Social philosophy માં) સામાજિક ફિલસૂફીમાં પોતાનો અપૂર્વ ફાળો આપ્યો.

**સત્ય અને દર છે** —અહિંસાનો માર્ગ શુદ્ધિનો છે. શુદ્ધિ પોતાનાથી જ શરૂ થાય. હિંસાવડે શુદ્ધિ શક્ય જ નથી—સ્થૂળ રીતે અને સૂક્ષ્મ રીતે. એમાં બીજાનો નાશ કરીને આગળ વધવાની વાત આવે છે. દેખાદી મનોકામના વિના હિંસા અસંભવિત છે, એટલે ગમે તેટલો શુદ્ધ હેતુ છતાં હિંસાથી સમાજશુદ્ધિ કરવી કે શુદ્ધ હેતુને પહોંચવું અશક્ય છે. વળી જ્યાં જગતને ચૈતન્યસ્વરૂપ જોયું, દરેક આકાર અને રૂપમાત્રને પોતાનું માન્યું અને અનુભવ્યું ત્યાં નાશ કોનો કરવો? મારું માન્યું ત્યાં નાશ ન હોય પણ સુધારો હોય. પોતાનો કે પોતાની ચીજનો કોઈ નાશ ન જ કરે. તેનો દોષ હોય તો સુધારે પણ નષ્ટ ન કરે. આ ભાન પર સ્થિર થઈને ગાંધીજીએ સત્યની શોધ માટે અહિંસા જ એકમાત્ર સાધન છે એમ દલીલપૂર્વક બતાવ્યું. તેથી જ અહિંસા જિજ્ઞાસુને જડી મારા માર્ગમાં જે મુસીબતો આવે તેને સહન કરું કે તેને અંગે જે નાશ કરવા પડે તે કરતો જાઉં ને મારો માર્ગ કાપું? આ પ્રશ્ન જિજ્ઞાસુ પાસે ખડો થતો. જો નાશ કરતો

[અનુસંધાન ૨૨મે પાને]

## આત્મસંશોધન

અનિલ

મજૂર પ્રવૃત્તિમા પડ્યો ત્યારે મારા મનમા જે આદર્શ કલ્પના હતી તેની સાથે, મારા કાર્યનું ચિત્ર સરખાવુ છુ ત્યારે થોડી નિરાશા થયા વિના રહેતી નથી સને અવશ્ય મજૂર પ્રગતિ માટે ઘણુ કર્યું છે અને તેમા હુ ભાગ લઉં છુ ખરો, પણ તેમની પ્રગતિ એ ઉન્નતિ હોય એવુ બહુ લાગતુ નથી

મજૂરોના આર્થિક પ્રશ્નો હલ કરવા અમારા પ્રયત્નો સફળ થયા છે ખરા, પણ માનવનો એ જ એક પ્રશ્ન છે! એ પ્રશ્ન અગત્યનો ખરો, પણ માણસના અનેક મહત્ત્વના પ્રશ્નોમાંનો એક છે

આજે કૃષ્ણાજી મળવા આવ્યો ત્યારે નવા કપડા પહેરીને આવ્યો હતો પણ સીવા દરજીને ત્યાથી આવ્યા તેવા જ પહેરી લીધેલા જણાયા! આ ગરમીના દિવસોમા અ દરની કાજી એને કહતી નહી હોય?

કૃષ્ણાજી શાળખાતામા છે એની વહુ સારણીખાતામા બેઉ ભેગા મહિને બાસે તો કમાય છે પણ એનાથી પાચ પચીસ ઓછા કમાતા મધ્યમવર્ગના એના જેવા જ કુટુબ સાથે એનુ કુટુબ સરખાવુ તો અમારે કઈ બાબતો ધ્યાનમા લેવાની છે તે તરત ધ્યાનમા આવી જશે

અમારુ સ્થાન શુ છે? બહુ તો કોઈ સારી પેઢીના નિષ્ઠાવાન નોકરો જેવુ, અમે વેતન લઈ નિષ્ઠાથી તેમનુ કાર્ય કરીએ છીએ એ સિવાય બીજુ કશુ કહેવુ તે આરોપના સરખુ જ ગણાય વધારે સગવડ, વધારે પગાર મળ્યા પછી એમને માથેથી ચિંતા ઊતરી ગઈ છે અને એટલી એમની કાર્યશક્તિ ટકી છે ખરી, પણ તેમનામા પરિવર્તન થયુ છે એમ માનવુ વધારે પડતુ છે એમને એમના દુરાગ્રહો છે જ, તૃષ્ણા હોય તો હજી વધારે સારી આર્થિક સ્થિતિની જે એમને આગળ વધવા દેતી નથી એવી વૃત્તિમાથી હજી એમનુ માનસ પોષણ મેળવે છે, છોડવાની વાત ક્યા?

નબળી આર્થિક સ્થિતિ ઘણા અનિષ્ટોનુ મૂળ ખરુ પણ બધા જ અનિષ્ટોનુ નહી જ કૃષ્ણાજી જેટલી આવકવાળુ એટલે જ નાનુ મધ્યમવર્ગનુ એક કુટુબ જેમ જીવે છે, વિકસે છે, એની સાથે કૃષ્ણાજીની રહેણી કરણી અને વિકાસનો કશો મેળ નથી શિક્ષણ અને સસ્કારની જે અનિવાર્યતા મધ્યમવર્ગ સ્વીકારે છે, તેને માટે જેટલી ધીરજ અને કુનેહથી મર્યાદિત સાધનોથી સતત મથે છે, એવી પુરુષાર્થવૃત્તિ મજૂર કુટુ બોમા જ્યા સુધી દાખલ કરીને સ્થિર ન કરી શકાએ ત્યા સુધી અમારુ કામ અધૂરુ છે એમ મને લાગે છે પણ અમે કાર્યકરો બધા વહીવટીતત્રમા વધુ ચાઈ ગયા છીએ બેરવાઈ પડ્યા છીએ સરકારે ખોલેલા સસ્કાર કેન્દ્રો, કલ્યાણ કેન્દ્રો સસ્કારરજન માટેની અદમ્ય પુરુષાર્થવૃત્તિ મજૂરોમા જન્માવે એ અશક્ય છે તે તો બાળકને હુલાવી, ફુલાવી, મલાવા કરી પ્રસન્ન રાખવા મથીએ એવુ થયુ બાળક પોતે જ નિજ આનદના સાધનો શોધી તેમા મગ્ન થાય તે જ વિશેષ યોગ્ય છે

માલિકોની સસ્થા આ યુગમાં આદર્શ ન લેખાય તોયે તે પોતાના હેતુ માટે મજાગ છે, કાર્યરત છે, ઉદ્યમ શીલ છે મજૂરોમા એવુ છે એમ ન કહી શકાય અમે માલિકોના સ્વાર્થ વિશે મજૂરોમા બહુ સ્પષ્ટ વિચાર જન્માવ્યો છે ખરો, પણ લગભગ ત્યાથી જ અટકી ગયા છીએ એવુ લાગે છે ખરી રીતે ખરો કાર્યપ્રદેશ એની આગળ છે

એમનામા નબળી આર્થિક સ્થિતિનો અસતોષ જન્માવવામા સફળ થયા, પરતુ સસ્કારી પ્રગતિશીલ પ્રસન્ન જીવનનો સાત્ત્વિક અસતોષ જગાડવા માટે શુ કર્યું? એનો જવાબ આપવા કરતા મૂગા રહેવુ સારુ છે શુ એની પાછળ એવો ભય તો નથી ને કે તેમ થતા પછી અમારી જરૂર જ નહી રહે તેઓ પોતાનામાથી જ યોગ્ય કાર્યકરો જન્માવશે, પછી અમારુ શુ? અથવા તો એ બહુ દૂરની વાત છે, આપણે એ કામને નહી પહોચી વળીએ એવુ અલ્પનાભાન છે?

કૃષ્ણાજીનો બાર વર્ષનો છોકરો હોટલમા કામ કરે છે, મોટો થશે કે જશે મિલમા કહીશુ કે ભણાવ તો કહેશે કે ભણીને ય કયો મોટો પગાર મળી જવાનો હતો અમારા જેવાના છોકરાને! વાત સાચી ભણતરનો નોકરી સિવાય કશો બીજો ય ઉપયોગ છે એવુ તો સસ્કારી માણસો પણ માને છે કે કેમ એ શકા છે

અમે ખાદી પહેરીએ છીએ પણ મિલ બધ પડે એવુ જરાયે ઇચ્છતા નથી, અરે બધ પડવાનો ભય સારો ય લાગે તો સરકાર પર દબાણ લાવીએ કેમકે

મજૂરોનો રોટલો એની સાથે સંકળાયેલો છે આ બે ઘટનાઓનો કશો મેળ નથી ગામડું છોડી મિલમાં કામે આવતા ગામડિયાઓને ગામડામાં જ ગ્રામોદ્યોગો દ્વારા રોટલો મેળવવા માટે અમે કહ્યા કરીએ કરીએ છીએ પરંતુ મને એમ લાગે છે કે અમે હૉસ્પિટલના વિભાગીય ડૉક્ટરો જેવા છીએ દર્દ શું છે? તો કે ડેન્ટીસ્ટ પાસે જા. તે વળી એક્સરેવાળા પાસે મોકલે ત્યાં રોગ ન સમજાય તો લોહી તપાસનાર પાસે મોકલે—વળી આ બધા પોતપોતાના દૃષ્ટિબિન્દુને જ મહત્ત્વના ગણી અમુક અમુક બાબતો પર જ વિશેષ ભાર મૂકે નાડી પરીક્ષક કોઈ ન મળે! આમ હાર્ટફેલ, ગામડાની વાત જાણે અમે તો મિલ મજૂરોના પ્રશ્નના નિષ્ણાતો! આખી જિંદગી મગદળ ફેરવનાર વ્યાયામીના હાથ છાતી વધે છે ખરા, પણ ઊંચાઈ કદી વધતી નથી ઠીંગણો રહી જાય છે એવા અમારા હાલ છે

રોગના સમૂળગા નાશ માટે નાડી પરીક્ષક થયા વિના છૂટકો નથી

આ વિચાર સહકાર્યકરોને ય નહીં ગમે ગમશે તો ય અમલમાં મૂકશે એવી કશી ખાત્રી નથી પણ ક્રાન્તિના વિચાર વિના કોઈ દિવસ ક્રાંતિ થઈ છે ખરી? ભારત જે ક્રાંતિ કરવા ઇચ્છે છે તે આવા આમૂલ શોધન વિના થવાની નથી

☆

અનેક ક્ષેત્રોમાં વહેંચાયું હોય તો યે જીવન અવિભાજ્ય છે એના ટુકડા ન પડાય સાગરનું મોજું કિનારા પરના ખાડામાં જઈને રૂંધાય તો તે સાગથી અલગ પડી જાય ને એક દિવસ પાણી સુકાઈને મીઠું જ શેષ રહી જાય સાગરનાં મોજાં શું સાગરથી અલગ છે? નહીં એકેએક મોજું એકબીજાની સાથે અજબપણે સંકળાયેલ છે જીવનનાં બધાં ક્ષેત્રો એમ જ એકમેક સાથે સંકળાયેલાં છે જીવનના ભાગલા પાડવા એટલે મોજાંએ ખાબોચિયામાં જવું ને અંતે નામશેષ થવું

માણસ પ્રત્યેક ક્ષેત્રનો નિષ્ણાત ન હોઈ શકે પણ પ્રત્યેક ક્ષેત્રનું થોડુંઘણું સામાન્ય જ્ઞાન તેને હોવું જ જોઈએ તે તેના જ ક્ષેત્રને જુએ જાણે અને બીજાં ક્ષેત્રો વિશે બારે અજ્ઞાન સેવે તેના ગેરલાભ માત્ર તેને જ નથી તે બીજાનું યોગ્ય મૂલ્યાંકન કરી શકતો નથી જીવનનું સમગ્ર દર્શન તેને લાધતું નથી તે તેના જ ક્ષેત્રમાં જીવન જુએ અને તેને જ આગ્રહ રાખ્યા કરે તેવું જ બીજાં ક્ષેત્રોમાં પડેલા માણસો પણ કરે તો પરસ્પરની અવજ્ઞામિશ્રણ ઉપેક્ષા વિના બીજું શું સંભવે?

અને આજે એવું જ નથી શું? સટોડિયા સટ્ટાની ભાષા બોલે છે, છાપાવાળો તેની ભાષા બોલે કે લખે છે, અમલદારની ભાષા તો વળી ખાસ્સ જુદી!

માત્ર ભાષા જ જુદી નહીં વર્તન પણ જુદું! આમ જાણે આપણે જીવનના ભાગલા પાડી નાખ્યા છે! એકબીજાની નજીક રહેવા છતાં જાણે કોશો દૂર છીએ!

એનું પરિણામ એ આવ્યું કે પ્રજાનો મોટો સમૂહ નિષ્ણાતોની દયા પર જીવતો હોય એવી પરિસ્થિતિ સર્જાઈ છે! સુધરાઈને નાનકડી અરજી કરવી હોય તો યે ચાલો કાયદાશાસ્ત્રી પાસે! એ વળી ગમે તેવા વિદ્વાન હોય તો યે ખાંસીનું ઠસકું આવ્યું કે દોડે ડૉક્ટર પાસે! એના ક્ષેત્રનો એ ખાં પણ બીજા ક્ષેત્રનો તે શિખાઉ પણ નહીં! વેપારી લાખોના ઊથલા કરે પણ કવિતા એ વળી કઈ બલા છે એની એને ગતાગમ નહીં! તો પછી અવનીબાબુના ચિત્રોને તો એ લીટા જ કહે ને! આ તે કેવી ~ સહાયતા! કેવી અપંગતા! તે વળી ઓછું હોય તેમ આપણે જ્ઞાતિ જાતિ, પ્રાંત અને ભાષાના નોખા નોખા વાડા કરીને વર્ગે વહેંચાઈ ગયા છીએ!

આજે જુદા જુદા ક્ષેત્રોમાં વિદ્વાનોની ખોટ નથી લગભગ બધાં ક્ષેત્રોની સામાન્ય સમજની બારે કંગાલ છે! એટલે જેમ સ્પેશ્યાલિસ્ટ વધી છે તેમ પરાવલંબીપણું ને અસહાયતા પણ વધી છે અને અસહિષ્ણુતાનું મૂળ પણ એ અપંગતામાં જ નથી શું?

ગાંધીજી શિક્ષણથી માંડી આરોગ્ય કાંતણ ભંગીકામ સુધી અનેક નાની નાની દેખાતી બાબતોમાં ઊંડો રસ લેતા તેનો અર્થ એ જ કે એમની પાસે જીવનનું સમગ્ર દર્શન હતું—જીવનની એકતા એમને જોતી હતી ભાગલા નહીં

—૨૫

# 'તારા સિવાય –'

વિજયાલક્ષ્મી પંડિત

દુનિયામાં જે જે મહાન વિભૂતિઓ જન્મી તેમાં મહાત્મા ગાંધી પણ એક હતા. લગભગ દસ વર્ષ પહેલાં એમના તરફથી મને જીવનનો સર્વોત્તમ સંદેશ મળ્યો. લગભગ ઘણાંને જીવનમાં એવી મુશ્કેલીમાંથી પસાર થવું પડે છે કે જ્યારે માનવતા પરનો તેનો વિશ્વાસ ડગી જાય. મારે પણ એવા દિવસો જોવા પડ્યા છે. મારા પતિનું મૃત્યુ થયું હતું. એમની વિદાયથી હું વ્યાકુળ હતી. ત્યાર પછી મેં અનુભવ્યું કે હિન્દી કાયદા પ્રમાણે હવે મારું કશું અસ્તિત્વ નથી ત્યારે મને આઘાત લાગ્યો. આઝાદીની ચળવળમાં વર્ષો સુધી બીજી બહેનો સાથે, પુરુષો સાથે ખભેખભા મેળવીને મેં ભાગ લીધો છે. આઝાદી મળી ત્યાં સુધી એમની સાથે કામ કરતી અને મુસીબતો વેઠતી આવી છું. પરંતુ સ્ત્રીઓનું સ્થાન પુરુષો સાથેના અમારા સંબંધોથી જ નક્કી થાય છે. હવે હું પુત્રવિહોણી વિધવા હતી. કુટુંબની સંપત્તિ પર મારો કે મારી ત્રણ પુત્રીઓનો કશો ભાગ નહીં. એ અપમાનજનક પરિસ્થિતિથી મને દુઃખ થયું. એ નકામા કાયદાનું સમર્થન કરનારા મારા કુટુંબના માણસો પ્રત્યે મને ક્રોધ આવ્યો.

એ વખતે મારે પ્રશાંત-સંપર્ક સંમેલનમાં જવાનું હતું. ત્યાં જતાં પહેલાં ગાંધીજીને મળવા ને પ્રણામ કરવા ગઈ. થોડી વાતચીત પછી એમણે પૂછ્યું : 'સગાં-સંબંધીઓ સાથે તેં મેળ કરી લીધો ?' મને આશ્ચર્ય થયું. મેં ઉત્તર આપ્યો : 'મેં કોઈની સાથે ટંટો નથી કર્યો. પણ નકામા કાયદાનો આશરો લઈને જે લોકો મારે માટે અપમાનજનક પરિસ્થિતિ પેદા કરે છે એમની સાથે હું કશો મેળ કરી શકતી નથી.'

ગાંધીજીએ એક પળ બારીની બહાર જોયું. ફરી મારી તરફ વળીને હસીને બોલ્યા : 'જઈને એમની વિદાય લે. શિષ્ટાચારનો એ આગ્રહ છે. આપણે ત્યાં હજી આવી વાતોનું મહત્ત્વ છે.'

એ હજી પણ મંદ મંદ હસતા હતા. એમણે ફરી કહ્યું : 'તારા સિવાય બીજું કોઈ તને નુકસાન નહીં કરી શકે. તારા હૃદયમાં ઘણો ગુસ્સો છે. એને જો નહીં રોકે તો એ તને નુકસાન કરશે.'

હું ચુપ રહી. એ બોલતા ગયા– 'તું એટલા માટે પરદેશ જાય છે કે પોતે દુઃખી છે અને એ દુઃખોથી બચવા માગે છે, શું તું તારા ખુદથી તારી રક્ષા કરી શકશે ? જ્યારે તારા હૃદયમાં ગુસ્સો છે ત્યારે તને બહાર સુખ મળી શકશે ? આ પર વિચાર કર. થોડી વિનમ્ર થા. તારા પતિના અવસાનથી તને ઘણું દુઃખ થયું છે. તારામાં પોતાના હૃદયને સ્વચ્છ કરવાનું સાહસ નથી, શું એટલા માટે તું તારા આત્માને વધારે આઘાત પહોંચાડશે ?'

એમના શબ્દો કાનમાં ગુંજી રહ્યા. ઘણી અશાંત થઈ. થોડાક દિવસના દંદ્વ પછી મેં મારા જેઠને ટેલીફોન કરી કરી કહ્યું કે, 'પરદેશ જવા પહેલાં હું તમને મળીશ.'

અને જ્યારે હું એમને મળી ત્યારે પાંચ મિનિટમાં જ મને લાગ્યું કે મારા મળવાથી સૌને સંતોષ થયો છે. મેં મારી ભવિષ્યની યોજના કહી અને એ નવાં પગલાં માટે મેં એમના આશીર્વાદ માગ્યા. એનો મારા પર ભારે પ્રભાવ પડ્યો, માથેથી એક ભારે બોજ ઊતરી ગયો હોય અને શાંતિ મળી હોય એવું મને લાગ્યું.

આ નાનકડી બિનાથી મારામાં એક મોટું પરિવર્તન થયું. દોઢ વર્ષ પછી સંયુક્ત રાષ્ટ્રસંઘમાં હિન્દી પ્રતિનિધિ તરીકે ન્યૂ યૉર્ક ગઈ. દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓ પ્રત્યે જે દુર્વ્યવહાર થાય છે તેની ફરિયાદનું અમારે મન ઘણું મહત્ત્વ હતું. બંને પક્ષ તરફથી કડવી ટીકાઓ થઈ. મારા વિરોધીઓએ જે રીતે વ્યક્તિગત આક્ષેપ મારીને હિન્દની શાનની વિરુદ્ધ કર્યાં એનાથી મને ઘણું દુઃખ થયું, મેં પણ ઈંટનો જવાબ ઈંટથી આપ્યો.

એ વાક્યુદ્ધ પછી મને એકાએક ગાંધીજી યાદ આવ્યા. શું એ આવા વર્તાવને ટેકો આપે ? એમને મન તો સાધન પણ સાધ્ય જેટલું જ પવિત્ર હતું—અહીં કે વિશેષ મહત્ત્વનું હતું. પોતાના સ્વાભિમાનને આઘાત પહોંચાડતા ખોટી રીતના ઠરાવને પાસ કરાવ્યાથી પણ શો લાભ ?

શયન પહેલા ને રાત્રે મેં નક્કી કર્યું કે ગમે તે થાય પણ સંયુક્ત રાષ્ટ્રસંઘમાં કોઈ હલકી વાત નહીં કરું. ત્યાર પછી વ્યક્તિગત જવાબ આપ્યા વિના અને સસ્તા વિજયની કોશિશ કર્યા વિના હું દલીલ કરતી રહી. વિરોધીઓનું વલણ પણ બદલાયું, અને ત્યાર પછી મામલા મધ્યથી જ બોલ્યા.

# સમય જતો નથી!

રતિલાલ-અનિલ

માળની બારી પર કોણી ટેકવીને, અનાયાસે જ, બીજું કશું ન સૂઝતા, ગોખો હતો

શ્રાવણી આકાશમાં ક્યાંક ક્યાંક આછા વાદળાં હોય તેમ લગભગ સૂની શેરીમાં બેએક દૃશ્ય નજરે પડતાં હતાં બે બહેનો રસ્તાની કોરે ઊભી ઊભી વાતો કરતી હતી એક કૂતરું ટૂંટિયું વાળીને સૂતું હતું, મોઢા પર બેસતી માખીઓને કરડવા ક્યારેક ક્યારેક હવામાં બાચકાં ભરતું હતું એક બકરી એક બંધ ઘરની બારીના લોખંડના સળિયાની જાળીમાં મોઢું નાખી અંદર ડોકિયું કરતી હતી

સાંકડી લાંબી શેરી માથેનો આકાશનો ભૂરો પટો ખીણમાં શાંત પડેલી નિર્મળ નદીના વહેણ જેવો લાગતો હતો.

જમીન પરનાં સજીવ દૃશ્યો પેઠે આકાશમાં ક્યારે ધીરજથી બેચાર સમડીઓ તરતી હતી

કશા હેતુ વિના જ એ બધાં દૃશ્યો પર નજર ગઈ દૃશ્યોને તો પોતાને કશોય હેતુ શેનો હોય?

બારીએથી મોઢું ફેરવી અંદર ડોકિયું કર્યું તો ગૃહિણી બીજા રૂમને ખૂણે બેસી શાક સમારતી બેઠી હતી વચ્ચે એક ટીંગાતી રણક્ષેત્રમાં પડેલા યોદ્ધા જેમ પડી હતી ઉપર એક માખી નિરાંતે બેઠી હતી

વળી બહાર નજર નાખી એક રેકડી ચાલી આવતી હતી ને તેની પાછળ પેલું કૂતરું ધીરે ધીરે ચાલ્યું આવતું હતું કયાં સુધી પાછળ આવ્યું ને પછી પાછું વળી ગયું આમ તેમ જોયું ને ફરી પોતાને સ્થાને જઈને બેઠું

બકરી બીજા ઘરને આગળે પડેલા કચરામાં કશું શોધતી હતી

વાત કરતી બહેનો દેખાતી ન હતી

જરા કંટાળ્યો બારીએથી પાછો ફર્યો વિચાર આવ્યો—મેં પણ રેકડી પાછળ જઈને પાછા ફરેલ કૂતરા જેવું જ કર્યું ને? બારીમાં ડોકિયું કરીને થાક્યાને બીજે મોઢું નાખતી બકરી જેવું જ કર્યું ને!

કૂતરાને રેકડીમાંથી શું મળવાનું હતું? છતાં પાછળ ગયો બકરીને બંધ ઘરમાંથી શું મળવાનું હતું? છતાં ડોકિયું કર્યું જ! શું એ બધી નિરુદ્દેશ પ્રવૃત્તિ હશે? ના ના આ સમય પસાર કરવા મેં કર્યું તેમ તેમણે પણ કર્યું

મને ડોકિયું કરવાથી શું મળ્યું? શી ખબર પણ સમય કાઢવાનું પ્રયોજન તો ખરું જ' કંઈ સૂઝતું જ ન હતું એટલે ડોકિયું કર્યું, પણ તો યે શું સૂઝ્યું? કંઈ કહી

કશાકથી શૂન્યતાને ભરી દેવા માગતો હતો પણ હજી એવો જ શૂન્ય છું

મૂંગા સમયને, સોટા મારી મારીને કાઢવાનો જ પ્રયત્ન? પણ કેવો સજ્જડ ચોંટ્યો છે, જરા પણ જાય છે? જરા પણ જાય છે? ખસે છે

વર્ષોથી પલળી વાગાને બેઠેલા પથરાના ટીબાને સુરંગ મૂકીને ઉડાડી દઈએ તેમ કોઈ તીખી ચર્ચાથી જડ જેવા સમયને કાઢીએ?

અરે ભંગાર ઉપાડતાં બેવડ વળી જવાય જવા દે

ચોપડી હાથમાં લીધી અક્ષરે ય જાણે ઝાડ જેવા ઊભા તે ઊભા, જરા ખસતા નથી જરાય ખસતા નથી રહેવા દે નથી વાંચવું

બપોરે તો કોઈ હઠયોગી જેવો લાગે છે આસન માંડીને બેઠો તે બેઠો ક્યાંય કશો અવાજ? સોપો પડી ગયો છે ગળતો નળ વળી થોડીક સિસકારી માર્યા કરે છે ખરો.

આ ચકલીઓને જ કંઈ ઘણું કામ હોય તેમ ઘરમાં આવ-જા કર્યાં કરે છે સમય કાઢવા માટે જ એમ કરતી હશે' નિરુદ્દેશ?

તે દિવસે કહે છે કે મગનભાઈ અમથા જ આવેલા તો ય કલાક કાઢ્યો વાતો બધી અનુક્રમલકની પણ અગત્યની એકે નહીં સમય કાઢવાનો જ ઉદ્દેશ હશે?

અરે આટલા બધા વિચારો કરી નાખ્યા તો ય માં પાંચ સાત મિનિટ ગઈ હશે સમય ખસતો જ નથી'

બહાર જાઉં? પણ ક્યાં? રમણને મળી આવું' પણ તે ઘરે હશે' હા, હા અત્યારે હશે જ અર્ધા પોણા કલાક પછી નહીં હોય શું કામ છે એનું? ખાસ તો કંઈ નહીં પણ ઘણા દીવસથી મળ્યો નથી એટલે મળું પણ હું જઉં તેથી તેનું કોઈ કામ નહીં અટકે? ભલે અટકે મિત્ર અમથો થયો છે' મળવું તો જોઈએ જ ને? વાર ત્યારે ઝટ ઊપડ

# શાંતિનો દૂત

પૂર્વમાં નીલ આકાશે ઊપડે પડદો પડ્યો,
તેજના ઊજળા સ્પર્શે આછેરો રંગ ઊઘડ્યો.

અંધારાં ઓસરે ધીરે ધીમે ધીમે સરે થરો,
શિશુના સ્મિતનાં જેવાં પ્રગટે કોમળાં કરો

અધૂરાંજીજળાં આજે આગેરાં એથીયે પણ,
રંગની ટશરો જાણે ઢોળી અર્ધ પાંપણ.

અને આ તેજના સ્વચ્છ શાંત ગભીર નર્મા,
પૃથ્વીના પટપે પ્હેની ઊષા ઊગી વરેણ્ય આ

ખીડેલાં ક્ષિતિજ દ્વારો તેજનાં બારણાં દઈ,
ખોલતી સુરભિની એ અંગુલી હલકે જઈ

ઘૂમટો ખેંચતી સ્હેજ લાજાળુ હો નવ વધુ,
ઊંચકે પોપચાં એવું રેનાયું રંગનું મધુ

પૃથ્વીના પટપે પ્હેની ઊષા ઊગી વરેણ્ય ત્યાં,
ભારતે પ્રગટી ઊષા સંસ્કૃતિની અરણ્યમાં

જાણે આ તેજના શાંત નીરે ગભીર નિર્મલ,
પ્રાણનું પ્રગટે પૂર્ણ પદ્મ હો સહસ્રદલ

ઘેરા ઘેઘૂર નીલ વૃક્ષની ઘટા આ પૃથ્વી પે છાઈ જ્યાં,
ને જ્યાં યજ્ઞ તણાં ચઢે ગગનમાં એ ધૂમ્રનાં અભ્ર ત્યાં
પાસે સ્વચ્છ જલે ઝુને કમલ ને ખીલી રહ્યાં પોયણાં,
ઘૂમે નિર્ભય જૂથ જ્યાં હરણનાં આનંદથી ના ગણ્યાં

એવાં તપોવનથી મંગલ મંત્ર જાગે
કલ્યાણના પરમ પાવન પુણ્યમોાન
મંસારના સકલ માનવના સ્વભાગ્યે,
વ્યાપી જતા વિમલ વિશ્વ વિશે અમોન

"ઓમ્ શાંતિ હજો શાંતિ થજો શાંતિ સજો સમસ્તમાં!
આકાશ અંતરિક્ષ પ્રથિવી જલ ઔષધિ ને વનસ્પતિ,
ને વિશ્વદેવ બ્રહ્મ સહુને મનનો વરજો વર શાંતિ! શાંતિ!"

જ્યાં વેદની ઋચા ઊગી અનન્ય,
સમાધિ શબ્દ અહિં ભારતભોમ ધન્ય.

જે બાલ્ય કાળે નવ વર્ષની વયે
પાછા વળ્યાંતા યમલોકમાં જઈ,

તે શાંતિના સાધકની વદે ગઈ
વાણી દિશાઓ ગજવી વિના ભયે

"ગુરુ જે જ્ઞાન દેતા ને શિષ્યો જે જ્ઞાનને ગ્રહે,
સબંધો ધન્ય હો એના!" નચિકેતા ઋચા કહે

"આવો રક્ષો ઉભય ગુરુને શિષ્ય ઓમ્ બ્રહ્મ!
પાળો સંગે પ્રબલ કરીને શક્તિનાં દાન દેજો,
તેજસ્વી હો વળી ઉભયને આપનું જ્ઞાન થાઓ,
દ્વેષે ઈર્ષ્યા નવ કદિ હજો શાંતિ હો શાંતિ શાંતિ!"

ઉપનિષદની એ વાણી શાંતિના મંત્ર બોધતી,
વિકસતી પુરાણે–એ સત્યો સમર્થ પ્રબોધતી.

"સર્વ હો સુખિયા થાજો થાજો સર્વે નિરામય,
સૌને માંગલ્ય દેખાજો દુઃખનો લેશ ના ભય"

આત્માની ચેતના જે ગગન ધરતીને ઘૂમતી સૌ દિશાએ,
ને પૃથ્વીના સંબંધો મનુજ ઉરતણા પોષતી દિવ્ય પ્રેમે,
પોતામાં પામતી તે સકલ જગતના ભદ્ર સંકલ્પ ક્ષેત્રે,
વ્યાપે તે વિશ્વ આખે ચિર સત શિવ આનન્દના રૂપ થાએ

"ના રાજ્ય લેવા મનમાંહિં કામના,
કે ના પુનર્જન્મની સ્વર્ગની યા,
દુઃખે દઝાડે સહુ જીવ તે તણાં,
નિવારણે ઈચ્છું નિમિત્ત થવા"

કહ્યું 'તું શાસ્ત્રોએ "કદિ ન કર હિંસા મનુજની"
"મનુષ્યોની પે શો વિહગ પશુ જીવો સકલની,
કરો ના હિંસાને" મૃદુલ ઉર કારુણ્ય દ્રવતા,
ઊભેર્યું સંતોએ પરમ પ્રીતિનો ધર્મ કરતા.

બુદ્ધે પ્રબોધ્યું "નિજ અંગત હેતુ અર્થે,
કો દેહને અગર તો કરવા પ્રસન્ન,
ના આચરો પશુ બલિ દઈને ય હિંસા,
છબ્યા ત્યજો પંથ એક જ માર્ગ શાંતિ."

'અહિંસા પરમો ધર્મ' ધર્મનું ચક્ર પાવન,"
અશોકે ભારતે સ્થાપ્યું શાંતિ કેરે સિંહાસન

'પાપીને ના કદી પણ હણો! ને હણો પાપ માત્ર.
શ્રદ્ધા ક્યારે પણ નવ ત્યજો માનવી અંતરોની

૯. તને સગુણ કહીએ કે નિર્ગુણ ?
[૬૩]

શ્રુતિનું કહેવું છે–
'ઈશ્વર એક જ છે, પણ ઉપાસકો એની બહુવિધ ઉપાસના કરે છે.'
ઉપાસકોની ભક્તિભાવનાને કારણે એની એ ઉપાસના થાય છે.
પરંતુ એ જ અજ્ઞાન જનતાના ભ્રમનું કારણ બની છે.
ઈશ્વર અવ્યક્ત, અરૂપ,
ત્યાં ચિત્રકળાનો શું પ્રવેશ ?
તો પણ કાલ્પનિક સંકેતોની રચના કરી ચિત્રકાર પોતપોતાની રુચિ પ્રમાણે એનાં ચિત્ર, પ્રતિમા આદિ બનાવે છે.
અને ભક્તજનો, એવી એકદેશીય મૂરતમાં એ સર્વવ્યાપી નિર્લિપ્ત પરમેશ્વરની ભાવના કરવા લાગે છે.
કોઈ ધ્યાન યોગી છે, જે ઈશ્વરની જ્યોતિર્મય ઓમ્કાર-સ્વરૂપમાં ઉપાસના કરે છે.
અને ઉત્પત્તિ બતાવે છે–
ઈશ્વરને વિશ્વ રચવાનો શોખ થયો ત્યારે એમાંથી 'ઓમ્' નાદ નીકળ્યો.
પછી આગળ એની ત્રણ કળાઓના રૂપમાં ત્રણ ભાગ કર્યા અને તેમાંથી ત્રણ જગત અને ત્રણ દેવ થયા.
એ બધી ઉત્પત્તિ, ધ્યાનના આધારના રૂપમાં ગ્રહણ કરી શકાય તોપણ તે ઈશ્વર સ્વરૂપની બહુ ઉપરની છે.
વાસ્તવમાં તો એ, ઈશ્વરને લાગુ જ નથી પડતી!
જે સ્વયં તૃપ્ત, નિત્ય પરિપૂર્ણ આનંદ સ્વરૂપ છે;
એમાં છંદ ક્યાંનો ? નાદ કેવો ? અને શું, કેવી રીતે ?
કોઈ ધર્મપરાયણ છે–જે અવતાર સ્વરૂપમાં ઈશ્વરની ભક્તિ કરે છે;
કહે છે કે, ઈશ્વર સમય સમય પર અવતાર લે છે.
સાધુ પરિત્રાણ કરે છે,
ધર્મને સુધારે છે.
પરંતુ એ સમષ્ટિ સ્વરૂપ-જેને આદિ નથી, અંત નથી.
ન જન્મ, ન મૃત્યુ.
કેવળ નિર્વિકાર।
એ અવતારકાર્યની એમાં સંભાવના પણ કેવી રીતે હોઈ શકે ?
એ બધું થતું રહે છે એ સાચી વાત છે.
પરંતુ એ માયાનું લાઘવ છે.
એનો એને સ્પર્શ કેવો ?
ઈશ્વરની નિર્વિકારતાને લક્ષ્ય કરીને,
કોઈ એને શાલિગ્રામ આદિ પાષાણ-પ્રતીકોમાં પૂજે છે.
કહે છે કે મનુષ્યોની તુલનામાં પાષાણ કેવો નિર્વિકાર છ ?
એને ન રાગ, ન દ્વેષ, ન લોભ, મત્સર,
પરંતુ ક્યાં પાષાણ અને ક્યાં પરમેશ્વર!!
પૃથ્વી આદિ પંચભૂત, પ્રલયાંતમાં જ્યારે શૂન્યમાં વિલિન થઈ જાય છે, એ વખતે પણ એ શૂન્યમાં જે બાકી જ રહે છે.
તે પરિશુદ્ધ નિર્વિકાર સ્વરૂપની શેનાની ઉપમા આપી શકાય ?
એ તો આંતર બાહ્ય ઓતપ્રોત છે.
ઇન્દ્રિયો દ્વારા ઉપાસના ભલે કરવામાં આવે,
પરંતુ ઇન્દ્રિયો દ્વારા એનું દર્શન તો થઈ નથી શકતું,
એ દ્વૈત-દ્વૈતથી ભિન્ન, ક્ષરાક્ષરાતીત,
સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ લયનો જ્યાં જરા જેટલો પે સ્પર્શ નથી.
એવા પુરુષોત્તમ સૌના હૃદયમાં વિરાજમાન છે
ત્યાં એનું દર્શન કરવું જોઈએ.

[૬૪]

ઈશ્વરનું સ્વરૂપ શું છે?
અથવા પોતાની માયા સાથે શું સંબંધ છે?
આ પ્રશ્નોનો નિર્ણય કરવો અથવા એને શબ્દોમાં મૂકવો એ અશક્ય છે.
ઈશ્વરને માપવો,
એટલે કે આકાશ પર ખીલા ચઢાવવી!
એ એટલો વ્યાપક છે કે કોઈ પણ માપમાં સમાઈ શકતો નથી
પરંતુ એટલા માટે એને વ્યાપક કહેવામાં આવે એ પણ ઠીક નથી.
કેમકે, વ્યાપ્ત પણ એ જ છે.
વિરોધી વિશેષણોમાંથી કોઈ પણ એક વિશેષણ, એના વર્ણન માટે અપૂર્ણ પડે છે.
એટલા માટે, જો બંનેનો ભેગો પ્રયત્ન કરવામાં આવે તો અર્થનિષ્પત્તિ જ નથી થતી.
ઈશ્વરની વ્યાખ્યા કરવા માટે બુદ્ધિને જેટલી જેટલી દોડાવીએ એટલી એ આગળ ને આગળ દોડે છે.
છાયાની પાછળ પાછળ દોડવા જેવું જ છે એ
વારુ, તો શું ઈશ્વરની માયાને પણ એનાથી અલગ કરી શકાય?
દ્રવ્ય અને દ્રવ્યના ગુણ–
વસ્તુ અને વસ્તુના આકાર–
કારણ અને કારણનું કાર્ય–
એકબીજાથી ભિન્ન છે, અથવા અભિન્ન છે, અથવા બીજા કોઈ પ્રકારના છે–
એ વિશેના દર્શનકારોના ઝઘડા કદી મટ્યા નથી
વાસ્તવમાં એ ઝગડા દર્શનકારોના જ નથી,
ઈશ્વર અને તેની માયા વચ્ચેના છે.

એ બેઉને સાથે રાખવામાં આવે તો એ લડે છે.
અને અલગ કરીએ તો ય લડે છે.
ઝઘડાળુ માતા પિતાને આપણે બાળકો શી રીતે સમજાવીએ?
એટલા માટે એ ઝંઝટમાં પડવાને બદલે, માયાનું નામ જ છોડીને,
ઈશ્વરના ચરણોમાં લીન થવું એ જ જ્ઞાનદેવને મંજૂર છે

[૬૫]

ઈશ્વર સૌનું દૃગમ સ્થાન છે.
સર્વસાક્ષી, સર્વનો હર્તા, સર્વમય છે.
આનંદ અને સુબોધ,
એ બંને એની મુખ્ય ઓળખ છે.
પરંતુ આપણે ભક્તોને એક બીજી ઓળખ મળી છે–
ભગવાન ઈંટ પર ઊભા છે
જેનું ધ્યાન ધરીને પોતાની હૃદયરૂપી ઈંટ પર–
એને હંમેશા ઊભા રાખીએ છીએ *

[૬૬]

સત્યમ્, જ્ઞાનમ્, અનંતમ્,–
આ રીતે જ નિર્ગુણ નિરાકારનું વર્ણન કરવામાં આવે છે, એને જ આપણે સાકાર રૂપમાં, આંખો ભરીને, પ્રત્યક્ષ જોઈએ છીએ.
પરંતુ એમાં જોનારો કર્તા નથી
અને જોવું ક્રિયા નથી
એવા સ્વ ઈશ્વરને આપણે બહાર ઈંટ પર ઊભા રાખીએ છીએ, અને હૃદયમાં અંતર્જ્યોતિરૂપથી અનુભવ કરતા રહીએ છીએ.

---

* પંઢરપુરના ઐતિહાસિક મંદિરમાં, ભગવાન, પાંડુરંગના રૂપમાં ઈંટ પર ઊભેલા બતાવવામાં આવ્યા છે

## લાગણી

એક કોમળ લાગણી કઈ ચાહ થઈ વિખવાદ થઈ,
એ કદી ખુશ થઈ, ક્યારેક એ ફરિયાદ થઈ,
જિંદગીભર અશ્રનાં આંસુ આપ્યા કરતી રહી,
પ્રેમ પણ પોતે થઈ, ખુદ પ્રેમની ફરિયાદ થઈ!

## ગીરની ઉપા

હરિયાળી, લીલોતરી, કિરણાવલિ,
કથા સુણીએ ત્યાં રૂપની રેલમછેલ છે;
આ ગગન જાણે ઢળાયલ મેઘરો,
આ ધરા જાણે ઢળકતી વેલ છે

કવિની વેધક દૃષ્ટિથી અછતું નહોતું રહ્યું. પશ્ચિમના સ્વાર્થના 'રાષ્ટ્રપ્રેમ' પાછળ માનવતાને કચડી નાખતો સંકુચિત સ્વાર્થ હતો. તેમની શિસ્તબદ્ધતા પાછળ વ્યવસ્થિત લૂંટ હતી ને નિરપરાધ પ્રાણીઓ પર તૂટી પડતા વરુઓની લાલસા હતી. ભૌતિક સત્તાનો પ્રવાહ જીવનના આધ્યાત્મિક મૂલ્યોને ડુબાડી દેવા ધોધમાર ધસતો હતો. ત્યારે કવિએ એનું સાચું સ્વરૂપ બતાવી આપ્યું ને એની સામે પોતાનો બુલંદ અવાજ ઉઠાવ્યો. અને પશ્ચિમની નાનરંજન કરતા ભાન ભૂલ્યા લોકોને તેમણે ધીરી ચેતવણી આપી આત્મસમ્માનનો સાચો માર્ગ બતાવી આપ્યો:

જે તોમારે દૂર રાખે ઘૃણા કરે
હે મોર સ્વદેશ
મોરા તારી કાછે ફિરી સમ્માનેર તરે
પરી તારી વેશ
વિદેશી જાને, ગો તારે, અનાદરે તાઈ
કરે અપમાન
મોરા તારી પીછે થાકી યોગ દિતે ચાઈ
આપને સમ્માન
તોમાર જે દૈન્ય માતઃ તાઈ ભૂષા મોર
કેન તાહા ભૂલી
પર ધને ધિક્ ગર્વ કરી કર જોડ
ભરી ભિક્ષા ઝુલી
પુણ્ય હસ્તે શાક અન્ન તુલી દાઓ પાતે
તાઈ જેનો રુચે
મોટા વસ્ત્ર બુને દાવ યદિ નિજ હાતે
તાહે લજ્જા ઘુચે
સેઈ સિંહાસન યદિ ઉચ્ચ લોપી મોતેઃ
કર સ્નેહ-દાન
જે તોમારે તુચ્છ કરે, સે આમારે માત
કિ દિબે સમ્માન.

[હે મારી માતૃભૂમિ! જે તને હડધૂત કરે છે, તારા પર તિરસ્કાર વરસાવે છે એની જ પાસે માનની આશાએ વાનરનર્તન કરતા અમે પાછળ-પાછળ ભમી રહ્યા છીએ. અને એનાથી એ અજાણ્યું નથી. એટલે તો બદલામાં અમને મળે છે અનાદર અને અપમાન. અને જ્ઞાના ય માનમોભા ભૂલ્યા બની અમે એની પાસે વળગ્યા છીએ

હે મારી માતા! હું કેમ કરી ભૂલું કે, તારો દૈન્ય વેશ એ મારો વેશ છે. ધિક્કાર છે પારકા ધન ઉપર વારી જવાને, અને ધિક્કાર છે એમની પાસે હાથ જોડી ભીખની ઝોળી ભરવાને!

હે મા, તારે હાથે તું જે કંઈ આછી પાતળી રાબડી પીરસીશ તે મને ભાવશે. તારે હાથે જે કંઈ જાડા મોટા વસ્ત્રો વણી દઈશ એનાથી જ મારી આબરૂ ઢંકાશે.

હે મા, કોઈ પણ ઊંચે બેસણે તું મને બેસાડવા માગતી હો તો તું મને તારો સ્નેહ આપ!

હે મા, જે તને તુચ્છ ગણે છે તે મને શું ધૂળ સન્માન આપવાના હતા?]

અને એ પશ્ચિમની દેખાતી ઉન્નતિ પાછળ કેવો સર્વનાશ ભીતરી રહ્યો છે તે કવિએ સ્પષ્ટ રીતે બતાવી આપ્યું. અનેક નિર્દોષ પ્રજાઓના નુકસાનના કંકાલોની વચ્ચે જાણે કોઈ અઘોરી મેલી વિદ્યાની સાધના કરી રહ્યો છે અને એ સાધના એના પોતાના જ વિનાશને નોતરી રહી છે એની એને ખબર નથી. અશુદ્ધ સાધનાથી કોઈ દિવસ પરમ મંગલની આરાધના ન થઈ શકે. તે કવિ કેવા આવેહૂબ ચિત્રોનો ઉદ્ગાર આપી કહે છે!

એઈ પશ્ચિમેર કોણે રક્ત રાગ રેખા
નહે કભૂ સૌમ્ય રશ્મિ અરુણેર લેખા.
તવ નવ પ્રભાતેર! એ શુધુ દારુણ
સન્ધ્યાર પ્રલય દીપ્તિ! ચિતાર આગુન
પશ્ચિમ સમુદ્ર તટે કરિછે ઉદ્ગાર
વિસ્ફુલિંગ સ્વાર્થ દીપ્ત લુબ્ધ સભ્યતાર
મશાલ હઈતે લયે શેષ અગ્નિ કણ
એઈ શ્મશાનેર માઝે, શક્તિ સાધના
તવ આરાધના નહે, હે વિશ્વપાલક!

[પશ્ચિમના કોણમાં જે રતુમડી રેખા દેખાય છે તે ઉઘડતા પરોઢની લાલી નથી. એ તો કેવળ ભયાનક સંધ્યાનું પ્રલય તેજ છે. પશ્ચિમના સમુદ્ર કાંઠે સ્વાર્થી અને લોલુપ સભ્યતાની ચિતાનો અગ્નિ ભડભડ બળી રહ્યો છે જાણે આખરી અંગારા લઈને એના એ સ્મશાનમાં અઘોર મેલી સાધના થઈ રહી છે. હે વિશ્વપિતા! એ તારી સાધના નથી જ, નથી.]

અશુદ્ધ સાધનાની આવી ઉપાસના કેવો મહાવિનાશ નોતરે છે એ સત્ય તેમણે નિર્ભીક સ્વરે બતાવી આપ્યું મહાકાળી હિંસાનો પરદો ચીરી નાખ્યો:

શતાબ્દીર સૂર્ય આજિ રક્ત મેઘ માઝે
અસ્ત ગેલો, હિંસાર ઉત્સવે આજિ બાજે

અસ્રે અસ્રે મરણેર ઉન્માદ રાગિની
ભયંકારી, દયાહીન સભ્યતા નાગિની
તુલેછે કુટિલ ફણ ચક્ષેર નિમિષે
ગુપ્ત વિષ દન્ત તાર ભરી તીવ્ર વિષે
સ્વાર્થે સ્વાર્થે બેધે સંઘાત લોભે લોભે
ઘટેછે સંગ્રામ... (ભદ્રવંશી બર્બરતા ઉઠિયા છે જાગી
શરયા હતે, લજ્જા શરમ - તેયાગી
જાતિ પ્રેમ નામ ધર ચંડ અન્યાય
ધર્મેર, ભાસાતે ચાહે બલે વન્યાય

[ લાલ હિંગળોક આથમણાં આભમાં સૈકાનો સૂરજ ડૂબી ગયો. આજે હિંસાના ઉત્સવે શસ્ત્રોના ખણખણાટમાં મૃત્યુની મદભરી રાગિણી બજી રહી છે. સભ્યતાની કાળોતરી નાગણ પોતાની તીવ્ર ડંસીલી દાઢોમાં વિષ વાગોળતી પળે પળે પોતાની ફેણ માંડી ફૂંફાડા મારી રહી છે. સુધરેલી ગણાતી જંગાલિયત લાજ શરમ નેવે મેલીને લોભલાલચના સ્વાર્થીલા સમૂહ બાંધી સફાળી જાગી ઉઠી છે. રાષ્ટ્રપ્રેમને નામે ઘોર અન્યાય, ધર્મને મત્તાના પૂર તાણી જવા માગે છે. ]

ત્યારે આવા ઘોર અંધકારમાંથી ઉગરવા કોઈ આરો નથી? એક તરફ સત્તા અને શક્તિના કેફથી ચકચૂર હિંસાનું તાંડવ ખેલતાં પશ્ચિમનાં રાષ્ટ્રો છે. બીજી તરફ દીનહીન, અસહાય અને અજ્ઞાનમાં પડેલી પૂર્વની જનતા છે. સમસ્ત માનવ સમુદાયને મુક્તિ અને માંગલ્યનો સંદેશો ક્યાંથી મળશે? કોણ આ મદોન્મત્ત- અને મેલાઘેલાં માનવીઓને સત્યનો માર્ગ ચીંધશે? કવિની નજરે આર્યાવર્તનો સિંધુતટ તરવરી રહે છે—

'પ્રથમ પ્રચારિત તવ બન ભવને
જ્ઞાન ધર્મ કત કાહિની '

ભૂતકાળમાં જેણે માનવીને દોર્યો ત્યાંથી જ એની ભાવી ગજવતુ માર્ગદર્શન કવિ નિહાળે છે:

તોમાર નિખિલ પ્લાવી-આનન્દ આલોક
હય તો લુકાયે આછે પૂર્વ સિંધુ તીરે
બહુધૈર્ય નમ્ર સ્તબ્ધ દુઃખેર તિમિરે

ટોના કાંટુડા છે, સ્તેની રાધિકા છું;
'' રાસ છે ગગનમાં–હૈયાના વૃન્દાવનમાં '

☆

મૌનનો મલ્હાર છેડી કોણ વ્હે ચાલ્યું ભલા ?
ક્યારના મધરાતમાં ગ્હેકી રહ્યા છે મોરલા!

ચન્દુલાલ દ્વાણી

અર્ઘ્ય રિક્ત અશ્રુસિક્ત દૈન્યેર દીક્ષાય
દીર્ઘકાલ બ્રાહ્મ મુહૂર્તેર પ્રતીક્ષાય.

[ તારો એ સમસ્ત બ્રહ્માંડને ભરી દેતો આનંદમય પ્રકાશ તો પૂર્વના સિંધુતટ પર જાણે છુપાયેલો પડ્યો છે. દુઃખની કાળી ઘોર રાતમાં દીનતાની આંસુ ભીંજી અને ખાલીખમ ઝોળી ખભે ભેરવી એ નમ્રશિરે અને ધૈર્યથી અનંતકાળ થયાં બ્રાહ્મમૂહુર્તની વાટ જોઈ રહી છે. ]

આ રીતે કવિના મનમાં રમી રહેલું ભારતનું ભુવનમોહન ચિત્ર તેમણે જોયેલી વર્તમાનની અવદશા અને એવા અંધકારમાં તેમણે મુક્તકંઠે ગાયેલું આશામય ગાન આપણે જોઈ ગયા. રવીન્દ્રનાથની પ્રતિભાને કોઈ દેશકાળના સીમાડા રુંધતા નથી પણ એ તો સદા ય અન્યાય સામે માથું ઊંચકતાં અને નિર્ભયપણે આગે ધપતા માનવનું મહિમાગાન ગાય છે. રવીન્દ્રનું ભારત પણ આવા મુક્તમાનવ સમુદાયનું પ્રતીક છે, અને પ્રેરણારૂપ છે. એટલેજ એમણે 'વિશ્વદેવ' કાવ્યમાં ભારત અને માનવના મહાપ્રાણનું એકત્વ ગાયું છે:

હે વિશ્વદેવ, મોર કાછે તુમિ
દેખા દિલે આજ કિ વેશે
દેખિનુ તોમારે પૂર્વ ગગને
દેખિનુ તોમારે સ્વદેશે.

* * *

નયન મુદિયા ભાવિ કાલ-પાને
ચાહિનુ, સુનિનુ નિમિષે
તવ મંગલ વિજય શંખ
બાજિ છે આમાર સ્વદેશે.

[ હે વિશ્વદેવતા! આજે તમે મને કેવા સ્વરૂપે દર્શન આપ્યું? પૂર્વ ગગનમાં તમને મેં જોયા; તમને મેં જોયા મારા સ્વદેશ રૂપે!

* * *

આંખો મીંચીને ભવિષ્યકાળનું ચિંતન કરતાં પળવારમાં જોઉં છું તો તમારો મંગલ વિજય શંખ ધ્વનિમાન સ્વદેશમાં બજી રહ્યો છે. ]

દુર્યોધનો ચાહે અને ચાસે મહાભારત અહીં,
મા, તું બાળુડાંને પોષે છે કે ઇચ્છા એમની?

☆

ઝંઝા વહાવો છો તમે - શક્તિ તમારી,
મારી અશક્તિ - દીપ પ્રગટાવ્યા વિના રહેતો નથી.

રતિલાલ-અનિલ

લોકશાસનનો વા વાતો વાતો ઠેઠ જંગલમાં પહોંચી ગયો. શિયાળવાં સૂરાં રડવા લાગ્યાં કે હવે સિંહની એકહથ્થુ સત્તા જવી જોઈએ. વંશપરંપરાથી, યુગોથી એનું રાજ્ય ચાલ્યું આવે છે એ તો આપખુદી કહેવાય. હવે તો જંગલનાં પ્રાણીઓ જેને બહુમતિથી ચૂંટી કાઢે તે જ વનરાજ! અને સસલાઓ પણ કાન ઊંચા કરી એમાં હાએ હા ભણવા લાગ્યાં. બસ, જંગલમાં ચારે તરફ એક જ વાત ચાલી: જંગલનો રાજા, જંગલનાં પ્રાણીઓ ચૂંટી કાઢે તે જ થાય!"

આ વાત સિંહને કાને પહોંચી. પહેલાં તો એ ગુસ્સે થઈ ગયો. પછી કંઈક વિચાર કર્યા પછી બમણું ખાઈ ને મૂંગો થઈ ગયો.

વાઘને નવો ફેલાયેલો વિચાર ઘણો ગમી ગયો. એણે વિચાર્યું: આ જંગલમાં સિંહ કરતાં વાઘની વસતિ વધારે છે અને સિંહ પછી આમેય અમારું જ સ્થાન આવે છે એટલે વનરાજનું પદ અમારામાંથી કોઈકને જ મળશે. રોજ઼ાં, શિયાળવાં તે વળી શું રાજ કરવાં હતાં! એટલે વાઘોએ તો હા પાડી કે, 'હા હા, વનરાજની ચૂંટણી થવી જોઈએ. વંશપરંપરાથી ચાલ્યા આવતા આપખુદ હોવા જ જોઈએ!'

હરણાં, શિયાળવાં, રોઝ, સસલાં, કૂકરાં આદિ બિનઆક્રમણકારી પ્રાણીઓની વસતિ જ જંગલમાં ઝાઝી. એ સૌએ નવો વિચાર ઉપાડી લીધો અને જંગલને ખૂણે ખૂણે નવો વિચાર તેમણે ફેલાવી દીધો.

આખરે માત્ર સિંહો સિવાય સૌએ નવો વિચાર વધાવી લીધો અને નક્કી કર્યું કે જંગલનાં પ્રાણીઓ જેને બહુમતિથી ચૂંટી કાઢે તે જ જંગલનો રાજા થાય. જેને ચૂંટણીમાં ઊભું રહેવું હોય તે ઊભું રહે. પણ શરત એવી કે દરેક પ્રાણીવર્ગમાંથી એક જ ઉમેદવાર ઊભો રહે. દરેક પ્રાણીવર્ગ પોતાનો એક પ્રતિનિધિ ચૂંટે અને તે ચૂંટણીમાં ઊભો રહે—નહીં તો ઉમેદવારોનો પાર રહે નહીં.

સૌએ એ શરત સ્વીકારી લીધી. પણ દરેક પ્રાણીવર્ગને પોતાનો પ્રતિનિધિ નક્કી કરતાં બહુ મુશ્કેલી પડી. અંદર અંદર તડાં પડ્યાં. સૌ પોતપોતાની યોગ્યતા આગળ કરવા લાગ્યા. એમ કરતાં ભારે ઝઘડા પણ થયા. પછી સૌને લાગ્યું કે આમ અંદર-અંદર ઝઘડા કરીશું તો લોકશાસનની આવેલી સુંદર તક ચાલી જશે. એટલે દરેક પ્રાણીવર્ગમાં જે સૌથી બળવાન પ્રાણી હતું તે જ પ્રતિનિધિ તરીકે ચૂંટાયું.

માત્ર સિંહોએ ચૂંટણીનો એકમતે બહિષ્કાર પોકાર્યો. વાઘોમાં પ્રતિનિધિ નક્કી કરતાં ભારે તકરાર થઈ. આખરે એ પ્રાણીઓએ લડીને જ, જેણે સૌ પર જીત મેળવી તેને પોતાનો પ્રતિનિધિ માન્ય રાખ્યો.

અગાઉ વનમાં જે શાંતિ હતી તે હરાઈ ગઈ હતી અને અંદર-અંદર ભારે કજિયા થયા હતા અને ઘણી ખૂનખરાબી પણ થઈ. પણ સૌએ એ સ્વાભાવિક માન્યું. ક્રાંતિ કંઈ લોહીનું ટીપું પાડ્યા વિના થાય નહીં.

આખરે ચૂંટણી આવી. સૌ પ્રતિનિધિએ ખાસ પોતાને ચૂંટવા પ્રચાર કરવા માંડ્યો. પણ શિયાળ કાંઈ વાઘના વર્ગમાં પ્રચાર કરવાની હિંમત કરી શક્યું નહીં. વાઘની ડરામણી મુદ્રા જોઈને જ ડરી ગયું. એણે પોતાથી ઓછા બળવાન પ્રાણીવર્ગમાં

### શિખર ઊંચું હતું—

અમારે યે શિખર ઊંચું હતું, મારગ હતા ઊંચાઃ
અમારાં યે હતાં પગલાં તીખી તલવારની ધારે;
હતી શી વજ્રની છાતી, શિખર-શ્રદ્ધા હતી હૈયે,
વિજયનું ગીત રમતું'તું અમારા કંઠમાં નિશદિન.
શિખર પર રોપવા અમ હાથમાં ઝંડો હતો ઊંચો.

અમે પણ સાંકડા ઘરબાર છોડ્યાં'તાં જવા માટે,
'ઉપરઉપર'ના કદમ આધીરાઈથી પ્હોંચી જવા માટે,
પરમ એક સ્વપ્નને માટે બધી યે ઊંઘ ખોઈ'તી,
અમે નિશદિન નજર કેવળ ઊંચા શિખરે જ ચોડી'તી.

અમારે યે શિખરના યે શિખર જેવા હતા રાહબર,
શિખર જેના ચરણને ચૂમવા કાયમ હતું તત્પર,
હતા મુસ્તાક શાહીઓ બધા યે તેમના બળ પર,
અને શિખરે મુકાવ્યું આખરે જેના કદમ પર નાક.

અનાથો શા ભૂખ્યા છો આજ, તેથી કલ્પના ના યે,
અને આવે તો અંતર આપના કરુણા જ વરસાવે.

શિખરના યે શિખર જેવા અમારે યે હતા ગાંધી

રતિલાલ—અનિલ

પ્રચાર માંડ્યો. અને સ્વભાવે કપટી અને લુચ્ચું હોઈ, તેજ પ્રચારમાં વધારે ફાવ્યું. વળી સબળાં પ્રાણીઓ કરતાં નિર્બળ પ્રાણીઓની સંખ્યા વધારે હોઈ તેને જ ચૂંટાઈ આવવાની વધારે શક્યતા લાગી.

વાઘ પણ બધે ફર્યો. સૌએ એની હાજરીમાં હા પાડી. પણ પાછો ફરે કે ઇરાદા બદલે.

હરણાં, સસલાને લાગ્યું કે આપણે કંઈ રાજ કરી શકવાનાં નથી. એટલે, આપણે તો જે આપણને રક્ષણની બાંયધરી આપે તેને જ ચૂંટવો એવો નિર્ધાર કર્યો.

આખરે ચૂંટણીનો દિવસ આવ્યો. વાઘોએ તો દીપડા, વરૂ, રીંછ આદિને પુષ્કળ નિર્દોષ પ્રાણીઓ મારીને મારણ વહેંચી આપી પોતાના પક્ષનાં કર્યાં અને કહ્યું કે જો મને ચૂંટશો તો ભવિષ્યે આમ જ લીલાલહેર કરાવીશ. વળી નિર્બળોને ડરાવ્યાં કે અમને ચૂંટશો તો અમે તમારા દુશ્મનનથી તમારું રક્ષણ કરીશું અને નહીં તો આફત વખતે આઘાં ખસી જઈશું.

આખરે ચૂંટણી આવી અને ગઈ. મત ગણતરી થતાં સૌનાં આશ્ચર્ય વચ્ચે પરિણામ જાહેર થયું કે શિયાળ પ્રતિનિધિને સૌથી વધારે મત મળ્યા છે! અને તેથી શિયાળ વનરાજ તરીકે જાહેર થયું. વાઘને તો એવી રીસ ચઢી કે વિજેતા શિયાળ પર તરાપ મારીને ત્યા ને ત્યાં જ તેને પૂરું કર્યું.

સૌ નિર્બળ પ્રાણીઓ ભાગી ગયાં. વાઘે પ્રચંડ અટ્ટહાસ્ય કર્યું. માળું વનરાજ થવા નીકળ્યું હતું!

આખા વનનાં પ્રાણીઓમાં હાહાકાર વર્તી ગયો. આ તો લોકશાસન સ્થપાતાં પહેલાં જ મરી ગયું. પણ વાઘની સામે, તેના જૂથનો અને દીપડાં, વરુ આદિ બળવાન પ્રાણીઓનો ટેકો હોઈ, કોણ થાય?

વાઘ અને તેના ટેકેદારોએ આખા વનમાં વિજેતાની અદાથી આંટા માર્યા. કોઈ સામે થયું નહીં. એટલે વાઘનું આપખુદ શાસન વનમાં સ્થપાઈ ગયું.

બધાં નિર્બળ પ્રાણીઓ સમસમી ગયાં. આ તો ભૂત કાઢતા પલીત પેઠા! હવે શું થાય? આખરે શિયાળવાંની અક્કલ ચાલી. એમણે નિર્બળ પ્રાણીઓમાં ફરીને સમજાવ્યું કે વાઘને શરણે જઈ એને ફુલાવો કે અમે તો તમને કાયમને માટે વનરાજ માની લઈએ પણ જ્યાં સુધી સિંહ તમારી સત્તા ન સ્વીકારે ત્યાં સુધી એનો કશો અર્થ નથી. અમે તો તમને એક મતે વનરાજ સ્વીકારીએ છીએ પણ સિંહનો કાંટો કાઢો એટલે તમારું પદ કાયમ ટકે!

જે જે પ્રતિનિધિઓ ચૂંટણીમાં ઊભા રહેલા તે અને એક બીજું શિયાળવું - બધાં સંપે મળીને વાઘ પાસે ગયાં અને કુરનિશ બજાવી. વાઘનો ગર્વ પોષાયો. પ્રતિનિધિઓએ પોતાની વાત રજૂ કરી, વાઘને લાગ્યું કે વાત સાચી. મારો સાચો હરીફ તો સિંહ જ છે. આ તો હા કહે કે ના કહે, મને સ્વીકારવાનાં જ છે.

સૌ પ્રતિનિધિઓને વિદાય કરી વાઘ ઊપડ્યો સિંહની બોડમાં અને હુંકાર કર્યો કે આવી જા. અથવા મારી સત્તાનો સ્વીકાર કર.

છેલ્લાં કેટલાક સમયથી ચાલતી અંધાધુંધીથી ગુસ્સે થયેલો સિંહ વાઘ પર ત્રાટક્યો. બંને વચ્ચે ખૂનખાર યુદ્ધ થયું આખું જંગલ ગાજી ઊઠ્યું. શિયાળવાંઓએ આનંદની ચિચિયારી કરી કરીને જંગલને વધારે ગજાવ્યું.

આખરે વાઘ પડ્યો. હાર્યો.

સિંહ એક પ્રચંડ ત્રાડ પાડીને ફરીવાર ઊભો રહ્યો. પછી શાંતિથી પોતાની બોડમાં પાછો વળ્યો.

સિંહ ફરી આપોઆપ વનરાજ થઈ ગયો.

હજી ઘણાં પ્રાણીઓને બહુમતિના લોકશાસનનો વિચાર ગમે છે પણ એ સ્થાપવું ને ટકાવવું શી રીતે તે કોઈને સમજાતું નથી. શિયાળવાં પણ એ પર વિચાર કરી કરીને કંટાળી ગયાં છે. [પ્રેરિત]

☆

☆ પાડોશીને ત્યાથી આણેલી સુંદર વાનગી મહેમાન સામે આપણા પાત્રમાં મૂકીને જ ધરીએ છીએ, પાડોશી દેશોની પરમ વિદ્યા આપણી સંસ્કૃતિના પાત્રમા મૂક્યા વિના વિદ્યાર્થીઓને ન ધરાય.

☆ બ્યુગલનો સાદ ધીમો હોય તો યે તીખો જ હોય, સૈન્યનો સેનાપતિ શાંતિનો સંદેશ પણ કરડા અવાજે જ આપે.

☆ સૂર્ય સારી પેઠે જાણે છે કે જગતમાં ઘુવડો કરતાં સૂર્યમુખી ફૂલની વસતિ વધારે છે.

☆ ચીલા પાસેની જમીન ઊંચી હોય તો યે, ચાલનાર ચીલા પર ચાલવાનું જ પસંદ કરે.

☆ મરીચી (સૂર્ય)ને ઓળખનારો મરીચિકા (મૃગજળ)માં ફસાતો નથી.

☆ અપૂર્ણતાના અસંતોષમાં શ્રેષ્ઠ સર્જનની પ્રેરણા રહી છે.

આખરે એ આવી પહોંચી, જ્યાં તે આવવા ઇચ્છતી હતી. એના પાતળા બાવળની ડાળી જેવા પગમાં ચીરા પડ્યા છે. ઉપર 'અગ્નિ' છે ને નીચે ધગધગતી ધરતી. એની છાતીના જોરથી ચાલતા શ્વાસ એની ઢળતી ઉમ્મરનો ખ્યાલ આપે છે.

નદીમાં ભરતી આવ્યા પછી કિનારાની રેતી પર જેવી ભાત પડી જાય તેવી જ કરચલીઓની ભાત વહી ગયેલા વર્ષોએ એના ચહેરા પર પાડી છે. અને એના ધોળા વાળ તથા ધોળી પાંપણો એની ઉમ્મરની ચાડી ખાય છે. માંસ અને લોહીનો સંગ્રહ કરવાનું એણે ઉચિત ધાર્યું નહોતું. એટલે જ તો દધિચિ ઋષિના હાડકાની જેમ એના હાડકામાંથી કોઈ નવું શસ્ત્ર બનાવી તે વડે આ જગતના દુઃખોને મિટાવી શકાય કે કેમ? એવો પ્રશ્ન એને જોનારના મનમાં ઉત્પન્ન થાય તો નવાઈ નહિ!

અનેક જગ્યાએથી ફાટેલા સાડલાને એણે પોતાના અડધા શરીર પર વીંટાળ્યો છે. જ્યારે ચોળી પહેરવાની તો એને જરૂર જણાઈ જ નહિ હોય! કદાચ વર્ષોથી આમ રહેવાને કારણે એને ખબર પણ નહિ હોય કે એણે ચોળી પહેરી નથી! અને આમ કરીને એણે અજાણતામાં પણ 'જરૂર પૂરતાં જ વસ્ત્રો શરીર પર હોવાં જોઈએ'—એ ગાંધીજીનો સિદ્ધાંત પાળ્યો છે. જો કે શહેરના વાસીઓ તો જુએ કે એને અંધારામાં જુએ તો ગાંધીજીના સિદ્ધાંતની અનુયાયી માનવાને બદલે 'ડાકણ' જ માની લે.

હજુ તો સવારના નવ વાગ્યા છે. પણ વૃદ્ધાના શરીરને ચેન નથી. એણે પોતાની સાથેના બાળકને બૂમ મારી. 'નાગડા આમ આવ.'

ત્યારે બાવળના વૃક્ષ પર નમા આમેલા ગુંદરને ઉખેડીને મોંમાં ઓગાળવામાં રોકાયેલો નામ પ્રમાણે સંપૂર્ણ નાગો સાત વર્ષનો બાળક પોતાનું કાર્ય અધવચ્ચેથી અટકાવી રસ્તાની બન્ને બાજુએ પડેલા બાવળના કાંટાઓને વટાવતો ડોસી પાસે આવી પહોંચ્યો.

બાળકને મોંમાં કંઈક મમળાવતો જોઈને વૃદ્ધાએ પૂછ્યું, 'શું ખાય છે દીકરા?' બાળકે જવાબ આપવાને બદલે ગુંદરનો ગાંગડો મોંમાંથી બહાર કાઢી બતાવ્યો અને બીજી જ ક્ષણે તો તે જ ગાંગડો પાછો મોંમાં મૂકતાં બોલ્યો, 'ગુ ખા....' ત્યારે બે દિવસની ભૂખી નારી ઈશ્વરના અન્યાયને સંભારી બેઠી. માનવીના અન્યાય વિશે વિચારવા જેટલી એની બુદ્ધિ નહોતી. પછાત કોમમાં જન્મેલી એ નારીએ જિંદગી આખી બાવડાના બળે ગુજારી હતી અને શેષ પણ એ જ રીતે ગુજારવા તમન્ના રાખતી હતી. એ પુરુષાર્થને જાણતી નહોતી. એ તો એના 'ભગવાન બાપા' સિવાય કોઈને ઓળખતી નહોતી. હા, ક્યારેક ગામનો વાણિયો એકાદ રૂપિયા જેવડી મોટી રકમ ધીરતો ત્યારે તેનો અહેસાન અનેક કામો કરીને જ વાળતી અને એમાં પણ એને એનો 'ભગવાન બાપો' અવશ્ય દેખાતો. વાણિયાની ચતુરાઈ સમજવા જેટલી એ ક્યારેય ચતુર બની શકી નહોતી.

આજે એ કામની શોધમાં નીકળી છે. ગયે મહિને એના જુવાનજોધ દીકરાને એરુ ડસ્યો. એ દીકરાએ પોતાના વારસામાં એક સાત વરસના બાળક સિવાય કાંઈ વધારે આપ્યું નહોતું. અહીં ફેર એટલો જ હતો કે માએ દીકરાને વારસો આપવાને બદલે દીકરાએ માને વારસો આપ્યો હતો અને વારસાની જાળવણી તો કરવી જ રહી ને!

એ બંનેએ તે પછીનો મહિનો માસ કેવી રીતે પસાર કર્યો એ ન જાણવામાં જ સારું છે. વૃદ્ધા બે દિવસથી સંપૂર્ણ ભૂખી છે. અને બાળક એક દિવસથી. ચોવીસ કલાકથી અન્ને એમની પાસે જવાનું યોગ્ય ધાર્યું નથી. કૂતરાને માટે ફેંકાતો વાસી રોટલાનો ટુકડો પણ હવે તો બન્નેની જીભમાં લાળ ઉત્પન્ન કરે છે. પણ વૃદ્ધા ભીખ માગવા કરતાં મરી જવું વધારે યોગ્ય સમજે છે. જો કે આ તત્ત્વજ્ઞાન એ, શબ્દો'માં સમજાવી શકે તેમ નથી.

અને એટલે જ તો સાત સાત દિવસ સુધી ગામમાં કામની શોધ કરવા છતાં કામ ન મળ્યું ત્યારે આજે વહેલી સવારે વૃદ્ધા જેની માટીની એક ભીંત પડી ગઈ છે અને જેના મડેલા વાંસડાથી પ્રકાશ માટેના કુદરતી વેન્ટીલેટર્સ મુકાઈ ગયા છે એવા ઝૂંપડાને છોડીને ચૂનાના કારખાનામાં કામ મેળવવા ગામથી ત્રણ માઈલ દૂર ચાલીને આવી છે.

હવે મંઝિલ બહુ દૂર નથી. ઉપર ટેકરી પર પેલ

ત્યાંય એ જ ચૂનાનું કારખાનું. હવે ઉપર જલદી જવું જ રહ્યું; કારણ કે ભૂખનો અખંડ નાદ બન્નેને વ્યાકૂળ બનાવી રહ્યો છે. એ જ એમની પ્રેરણા છે. બાળક તો ભૂખને લીધે દાદીની પાસે બેસી પડયું છે તે ઊઠવાનું નામ લેતું નથી ........પગ નીચે તપેલા પથ્થર કરતાં પેટની આગ એને વધારે દઝાડે છે પણ ડોશીએ પ્રેમનો પુચકારો બોલાવ્યો અને કહ્યું: 'હેંડ બાઈલા, દૂર નથ જાવાનું...જો પેલી મેર...' અને એમ કહીને વૃદ્ધાએ બાળકની આંગળી ઝાલી. કારણ કે હવે બાળકને રેઢું મેલી શકાય તેમ નથી. ટેકરી વિકટ છે. પથ્થર...! બધે જ પથ્થર! ઉપર તો ઝાડનું નામનિશાન નથી. ક્યાંક ક્યાંક કાંટાળાં ઝાંખરાં છે પણ તે તો છાંયો આપવાને બદલે પગને વધુ હેરાન કરે છે.

પણ કામ...કામ મેળવવાની આશા અને તેની સાથે જ રોટલો અને ડુંગળી મળવાની શ્રદ્ધા—આ બધું એને અને બાળકને ઉપર ખેંચી ગયું. ઉપર પહોંચ્યાં તો ખરાં પણ હજુ કામ મળશે જ એવી કંઈ એમને ચોક્કસ ખાતરી નહોતી. છતાં અમૂલ્ય આશાએ તો એ જીવી રહ્યાં હતા!

ડોશી પહેલાં તો વિચારમાં પડ્યા કે કોને મજૂરી માટે પૂછવું? પણ અહીં કોઈ ઝાઝા માણસ પણ દેખાતા નહોતા. તેણે થોડે દૂર જઈ કારખાના પાસે ઊભેલા એક ભાઈને પૂછ્યું: 'કોય મજૂરી મળહે? મારે કોમ જોયે (જોઈએ) છ.'

આ સાંભળીને તે ભાઈ ખડખડાટ હસી પડતાં બોલ્યા: 'તું...તું શું કામ કરી શકવાની?'

ત્યારે તો વૃદ્ધાને જાણે પૃથ્વીના સમસ્ત વાયુ એના મનને ઘેરી વળ્યા હોય એમ લાગ્યું. પણ હિમ્મત હાર્યે ચાલે તેમ નહોતું. 'હું તો ચીંધો ઇ કોમ કરવા ત્યાર સું.'

'પથ્થર તોડી શકશે?'

'ચમ નઈ? એકવાર મને કોમ આલો, પછી કે'જો.'

બાળક તો આ સંવાદને રહસ્યમય રીતે સાંભળી રહ્યો હતો અને વૃદ્ધાના ચહેરા પર જે ભાવપલટા થતા હતા તે જાણે તેના ચહેરાની રેખાઓ પણ બદલાતી જતી હતી.

'અરે, બોલતાં તો તું હાંફી જાય છે. તારી ઉંમર તારું આ કામ નથી.'

વૃદ્ધાને કહેવાનું મન તો થયું કે બે દિવસથી ભૂખી છું કંઈક કામ આલો પણ તો તે કંઈક કામ મળતું હોય તો ય અટકી જાય એ બીકે એ બોલી નહિ. પછી હિમ્મત કરીને એણે કહ્યું: 'પણ એક વાર મારા હાથમાં તિકમ અને તગારું તો આલો! કોમ કરું છ કે નઈ ઇ જો જો નકર કાઢી મેલજો.'

પેલા ભાઈએ કહ્યું: 'જો તે દિ ય (દિવસ) કેટલો ચડી ઓ છ. કાલે આવજે.'

'અરે ભઈલા, તઈણ ગાઉ હેંડીને આયસું તે મને કાં જાકારો દો?'

વાત કરનાર કારખાનાનો શેઠ જ હતો. એણે કહ્યું: 'ડોશી, દિ દળે મજૂરીના આઠ આના મળશે. કામ કરવું હોય તો કર.'

'આલવું હોય ઇ આલજો બાપા!' અને એમ કહી એ કામની રાહ જોવા લાગી. ભૂખ ભુલાઈ ગઈ હતી! શેઠે બીજા મજૂરને બોલાવી ડોશીને કામની જગા બતાવવા કહ્યું અને જતી ડોશીને ટકોર પણ કરી: 'બરોબર કામ નઈ થાય તો કોડીય નઈ મળે ઇ ધ્યાન રાખજે.'

પણ ડોશી તો કામ મળવાના ઉત્સાહમાં બધું જ 'હા' ભણતી ગઈ. અને ડોશીને ઉત્સાહમાં જોઈ બાળક પણ ભૂખને ભૂલીને એની પાછળ દોડયું અને માની આંગળી પકડી થોડીવારે એણે પૂછ્યું: 'મા, રોટલો મળશે?'

'હા, બેટા.'

વિકટ માર્ગ ખૂબ વિકટ છે. ચારે બાજુ હતું સામ્રાજ્ય વ્યાપી ગયું છે. મધ્યાહ્ન થવા આવ્યો છે. સૂરજનાં આકરાં કિરણોએ પથ્થરના અણુએ અણુને પોતાની શક્તિ અમુક અંશે સુપ્રત કરી દીધી છે. અહીં એક પણ સીધો માર્ગ નથી. વાહન આવવાની કોઈ શક્યતા નથી... પગથી છે.

હવે તેઓ ટેકરીની બીજી બાજુએ આવ્યાં. પગથી ખૂબ ઢળાણ પડતી છે. નીચે નજર નાખીએ તો ખૂબ જ ભયાનક લાગે છે. જરા સમતોલપણું ગુમાવ્યું તો સદાને માટે અંધકારમાં લુપ્ત થઈ જવાય એવી અહીંની રચના છે.

હવે જ વૃદ્ધા સમજી શકી કે ગામના લોકો અહીં કામ પર આવતા કેમ અચકાય છે! તેથી જ તો તેણે જ્યારે ગોવિંદ મુખીને કહ્યું કે પોતે ચૂનાના કારખાનામાં કામ કરવા જવાની છે ત્યારે તેણે જવાને માટે 'ના' પાડી હતી. અને કદાચ કામ પર જાય તો કારખાનાની 'અંદર' કામ કરવા જણાવ્યું હતું. કારખાનાની બહાર

પથ્થર તાડનારાની અને તે ઊંચકીને કારખાના આગળ નાખતા કરનારની શી હાલત થાય છે તે વિશે વર્ણન કરવાની અનિચ્છા દર્શાવી હતી.

વૃદ્ધાને હવે કામની વિકટતા સમજાઈ પણ હિમ્મત હારે કામ આવે તેમ નહોતું. એણે બાળકને ખૂબ જ સાવચેતીથી પકડયું. તમ્મર આવે તેવો તાપ પડતું. સમતોલપણું ક્યારે ખોવાઈ જાય તે કંઈ કહી શકાય નહિ. હળાવું ઊતરીને તેઓ કામ કરવાની જગ્યા પર આવી પહોંચ્યા. મજૂર કામ કરવાની જગ્યા અને રીત બતાવી આવ્યો ગયો. અને ડોશીએ નિર્મમ હાથમાં પકડયું. બાળકને એનાથી થોડે દૂર બેસાડયું કે પથ્થરની કસ્ચ ઊડે તો એને વાગે નહિ. એણે જોરથી પથ્થર પર ઘા કર્યો—બીજો ઘા કર્યો. પુરુષાર્થ જાગતો જતો હતો પણ તેમ તેમ કામની વિકટતા પણ સમજાતી જતી હતી. હજુ એક પથ્થરના ટુકડા જુદા કરી શકી નહોતી. કામ કરવું જ રહ્યું. આજનો દિવસ જીવવું હોય તો કામ કર્યે જ છૂટકો. બીજો કોઈ ઉપાય નહોતો. એણે તિકમ મૂકીને હથોડો લીધો. હથોડાના હાથા પરની પકડ મજબૂત કરી. નસો ખેંચાઈ. ચહેરાની રેખાઓ તંગ થઈ અને પથ્થર પર જોરથી ઝીંક્યું. પથ્થરના ટુકડા થયા ને છૂટા પડયા. ભેગા કરીને તગારામાં ભરાયા. એક પથ્થરનો ટુકડો પાંચશેરથી દશશેરનો હતો. તગારામાં પણ ભાર વધી ગયો.

એણે તગારું ઊંચકવા પ્રયાસ કર્યો. પહેલે પ્રયાસે ન ઊંચકાયું. શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. તગારા પરની હાથની પકડ મજબૂત બની. ઉપસી આવેલી લીલી નસોને અગ્નિ જેવો તાપ બાળી રહ્યો હતો. લથી પડેલું શરીર અંદરથી બળી રહ્યું હતું ! બહારથી પણ બળી રહ્યું હતું ! અને બેનો નાગડો બાળક આ બધું દૂરથી જોઈ રહ્યો હતો. વૃદ્ધાએ છાતીમાં જોર ભર્યું. તગારું માથે મૂકાયું. અને હવે એને ખેંચી વિકટ કેડી ચડવાની હતી. હા. એ જ તો મુશ્કેલ વાત હતી.

પાતળા પગોએ જોર કર્યું. ઝડપ વધારી. કારણ કે પગ નીચે તો આગમાં રંધાયેલા પથ્થરો હતા. અને જાણે દુનિયા પણ જાણે જંપી ગઈ હતી. નહિ તો પક્ષી ઓની વસ્તી પણ વૃદ્ધાને પ્રેરણા આપતી. ચારે તરફ અવાજનો સન્નાટો હતો. વિચિત્ર પ્રકારનો સૂનકાર ! ફક્ત એ સૂનકારને ભેદીને ટેકરીની બીજી દિશાઓમાં મજૂરો કામ કરી રહ્યા હતા તેથી અવાજના પડઘા ત્યાં આવતા.

અને એ પડઘા જ વૃદ્ધાની પગની ગતિને તેજ કરી રહ્યા હતા. પહેલો ફેરો પૂરો કર્યો.

ત્રીજો ફેરો પૂરો થયો. ચોથો ફેરો પૂરો થયો. મુકાદમ આવીને કામની ખબર કાઢી ગયો. વૃદ્ધાની દયા આવી તેથી કે ગમે તે કારણે ઝાઝું બોલ્યા વિના ચાલ્યો ગયો. પાંચમો. દસમો ફેરો પૂરો થયો. વૃદ્ધાએ સૂરજ સામે જોયું. ના એ તો નમતાનું નામ લેતો નહોતો. એ પગથી ઊતરીને નીચે આવી. ફરી તિકમ હાથમાં પકડયું. જોરથી પથ્થર પર ઝીંક્યું ને પથ્થરના ટુકડા થયા. પણ આ શું ? બે ટુકડાની વચ્ચેની કરચ જોરથી ઊડીને બાળકના પગને ચીરતી ગઈ હતી. તેની સાથે જ બાળકની ચીસ ડોશીએ સાંભળી. બીજા મજૂરોએ પથ્થર તાડવાના અવાજમાં એ નિર્બળ અવાજને ન સાંભળ્યો.

ડોશીએ સાડી ફાડીને વધુ ફાડીને પગના ઘાને લૂછ્યો. ઉપર મલમપટ્ટા તરીકે બંધાવવાની ધૂળ પણ નહોતી એટલે તે બાળકના ઘા પર ઘૂંકી અને તેના પર ચીંથરું બાંધી દીધું. જો કે બહુ સખત વાગ્યું નહોતું પણ ભૂખના દુઃખને કારણે એનો ચચરાટ વધુ લાગતો હતો.

ફરીથી કામની શરૂઆત થઈ ગઈ. ડોશીએ બાળકને દૂર બેસવા જણાવ્યું. કામની ગતિ ચાલુ રહી. ફેરા પર ફેરા થવા લાગ્યા. હવે વૃદ્ધાનું શરીર કહ્યું કરતું નહોતું. મન શૂન્ય થઈ ગયું હતું. જીભ સુકાતી હતી. શોષ પડતો હતો. પણ પાણી પીવાથી પેટનો શોષ ઓછો મટે છે ? બસ મન અને શરીર તો હવે એક જ પ્રકારના વિચારો કરતા હતા. સૂરજ ક્યારે ઢળે ! કામનો અંત ક્યારે આવે ? ક્યારે રકમ હાથમાં ! ખરીદે ! બાજરાનો લોટ રોટલો બનીને પેટમાં પહોંચે.

ખૂબ જ ધીમી ગતિએ તેણે તગારું ભર્યું અને ભાન અવસ્થામાં ચાલવા લાગી. ધીમે ધીમે એ પગથી ચડી રહી હતી પણ પગ કહ્યું કરતા નહોતા. સમતોલપણું રાખવા જેટલી શક્તિ નહોતી. હમણાં બેસી પડાશે. હમણાં બેસી પડાશે એમ એને લાગતું હતું. બેભાન આંખો અર્ધી મીંચેલી હતી અને એટલામાં ડોશીને બગાસું આવ્યું. ઊભી થવા ગયું અને તેણે સમતોલપણું ગુમાવ્યું. પગ સરક્યો. કાયા લથડી. તગારું ઢોળાવવાળી જમીન પર પડ્યું પણ ભારને લીધે વચ્ચે અટકી ગયું અને તેની સાથે તેણે ડોશીની કાયાને પણ થોડો સહારો આપ્યો. મૃત્યુ આવતું અટકી ગયું !

અંધકાર આવતાં પહેલાં પ્રકાશકિરણ હાથમાં આવી ગયું...સહારો મળી ગયો. વૃદ્ધા સતેજ થઈ. ઊભી થઈ... ઠેલ્સો ફેરો એણે પૂરો કર્યો.

સંધ્યા નમી ગઈ ત્યારે એણે ભૂખના દુઃખને લીધે હાંફી ગયેલા નાગડાને લઈને વિકટ કેડી ચડવા માંડી. શેઠે ડોશીના હાથમાં આઠ આના મૂકતાં કહ્યું : 'ડોશી, ભાનમાં તો છે ને?'

જવાબ આપવાને બદલે તે તો નજીક આવેલા ગામના વાણીઆની દુકાને લોટ લેવા ઊપડી. લોટ શેકાઈને પેટમાં પડ્યો ત્યારે તેણે એક દિવસ જીવાડવા માટે—એક દિવસનું કામ અપાવવા માટે—ઈશ્વરનો ઉપકાર માન્યો.

તે રાતના એ પથ્થરોની ભૂમિ પર ડોશી વસ્ત્રહીન બાળકને લઈને સૂઈ ગઈ અને વહેલી સવારે જ્યારે ઠંડો પવન વહેવા લાગ્યો ત્યારે પોતાના શરીર પરનું વસ્ત્ર કાઢીને બાળકને ઓઢાડી પોતે ખુલ્લા શરીરે ટાઢ સહેતી સૂઈ ગઈ. તે જોઈ મોરનીંગ વૉક લેવા નીકળેલા કારખાનાના શેઠ બબડ્યા: 'નિર્લજ્જ! આવાને તો એક દિવસ પણ કામ આપવું જોઈએ નહિ.'

[પાન ૩ થી ચાલુ]

ચાલે તો તે માર્ગ કાપતો નથી પણ હતો ત્યાં જ રહે છે એમ તેણે જોયું. જો સંકટો સહન કરે છે તો તે આગળ વધે છે. પહેલે જ નાશે તેણે જોયું કે જે સત્યને તે શોધે **છે તે બહાર નથી પણ અંતરમાં છે.** એટલે જેમ જેમ નાશ કરતો જાય તેમ તેમ તે પાછળ પડતો જાય, સત્ય વેગળું જાય." (મં. પ્ર. પા. ૫) સત્ય બહાર નથી એટલે આકારોમા કે રૂપમાં નથી પણ એ રૂપાદિ પ્રકટ કરનાર સર્વના અંતરમાં રહેલા ચેતન કે ચૈતન્યમાં છે.

**અહિંસાની કસોટી:**—પણ જ્યા દોષ દેખાય ત્યાં શું? અનિષ્ટવી સમાજ પીડાતો હોય તો શું? તેનો જવાબ પણ આ પાયાના વિચારમાથી જ મળે છે. ગાંધીજીની અહિંસા કે પ્રેમ અક્રિય નથી જ, પણ પ્રસંગોપાત્ત એ **આક્રમક** પણ બની શકે છે. ભૂલ કરનાર મારું જ માણસ છે તો તેને કૌટુંબિક સ્નેહથી સુધારવું જોઈએ અને તેમ કરતાં જે સહન કરવુ પડે તે ખુશીથી સહન કરી લેવું જોઈએ. એકતરફી અનાસક્ત શુદ્ધ પ્રેમ (unilateral love) આક્રમક પણ હોય અને સામામાં તે પ્રેમનો પડઘો પાડવા મથામણ કરે. ચોરનો દાખલો આપતાં ગાંધીજીએ માર્ગદર્શન કર્યું. : "ચોર આપણાં ભાઈભાંડુ હોય તો તેમનામા તે ભાવના પેદા કરવી જોઈએ એટલે આપણે તેઓને અપનાવવાને સારુ ઉપાયો શોધવા પૂરતી તસ્દી લેવી રહી. આ અહિંસાનો માર્ગ. આમાં ઉત્તરોત્તર દુઃખ વહોરવાની જ વાત આવે છે, અખૂટ ધીરજ કેળવવાની વાત આવે છે." (મંગળ પ્રભાત)

**સહન કરવું શા માટે?**—અહીં કોઈ તાર્કિક શંકા રજૂ કરી શકે કે પોતે સહન શા માટે કરવું? અને તે પણ ઉત્તરોત્તર! બીજાને કષ્ટ ન આપવું એ તો સામાન્ય બુદ્ધિને પણ અનુભવે સમજાય એવી વાત છે. પરંતુ હોંશે પોતે સહન કરીને પણ બીજાને સુધારવા કે સમાજમાંથી અન્યાય દૂર કરવો એ તે ક્યાંનો ન્યાય? એમાં કોઈ સિદ્ધાંત રહેલો છે ખરો કે ફક્ત સહન કરવાની ગાંધીજીની આદત કે તેમના સ્વભાવમાંથી જન્મેલી આ વાત છે? કે પછી ભારતની સંસ્કૃતિના સ્થાયી લક્ષણ મુજબ ગાંધીજીએ પણ સહન કરવાનું મહાત્મ્ય બતાવીને જ સંતોષ માન્યો?

**મૂલતઃ તાપ શું છે?** આ શંકાના સમાધાન માટે કુદરતના એક મહાન નિયમને વિગતે સમજવો રહ્યો. જડ જગત જુઓ કે પ્રાણી જગત જુઓ. તાપથી સહન કરવાની હકીકત બધે ય જોવા મળે છે. ધરતી ખૂબ તપે છે, ધગે છે અને વર્ષા આવે છે; બરફ તપે છે, પીગળે છે ને વહે છે; પાણી વહે છે, તપે છે અને વરાળ થાય છે ને વાદળાં બને છે. તાપ જ આ બધાં શુભ પરિવર્તનોનું કારણ છે. વિજ્ઞાન પણ એ જ નિયમ બતાવે છે કે તાપ વડે જ ગતિ છે. તાપ સતત સહન કરવો એ કુદરતની ક્રિયા માત્રમાં અનુસ્યૂત છે. એ વ્યવહાર સત્ય ટાળ્યું ટળાય એમ નથી. એથી જ નરસિંહ મહેતાએ ગાયું કે,

"સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડિયાં
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં."

આ કાવ્ય કડીમાં આ મહાન ભક્તજને કુદરતનો એ મહાન નિયમ જ બતાવ્યો છે. સુખ દુઃખ સહન કરવું તેનો તાપ સહન કરવો એ કુદરતનો અચૂક ક્રમ છે, એ ટાળ્યો ટળાય એમ નથી.

**તાપ હેતુમત છે:**—તાપ સહન કરવો કુદરતનો નિયમ છે તો તે હેતુમત પણ છે જ. તાપથી ધરતી તપે છે અને તપે છે તેથી જ રળાઉ બને છે. ફળ તપે છે અને તેથી જ તેની ખટાશ મીઠાશમાં ફેરવાય છે; માણસ સુખ

દુઃખ સહન કરે છે અને ત્રિવિધ તાપ સહન કરે છે પણ એનાથી જ તેના સ્થૂળ, સૂક્ષ્મ દેહોની શુદ્ધિ થાય છે અને આત્માની અલિપ્તતા અનુભવતો થાય છે.

માણસનું કોઈ કામ એવું નથી કે જેમાં તેને સહન કરવાનું નથી, કે તાપ સહેવો પડતો નથી કુદરતનો તાપ સહન કરવાનો મહા નિયમ જેટલો વ્યાપક છે તેટલો જ અચૂક અને અનિવાર્ય છે તાપ સહન કરવાની અનિવાર્યતા જ વિચારકો, ચિંતકો અને દિવ્યમુદ્રાને વિચાર કરતા કરી મૂકે એમ છે જાણ્યે કે અજાણ્યે કે સુક્ષ્મ સૂઝથી જગતના ધર્મચિંતકોએ આ મહાનિયમને સ્વીકારી લીધો જ છે અને એને સ્વીકારીને જ જીવનને ઉચ્ચ કરવાના માર્ગ બતાવ્યા છે

**તાપની પાછળ આનંદ**—તાપ કુદરતનો મહા નિયમ છે એનો અર્થ એ નથી કે તેની સાથે હમેશ દુઃખ જોડાએલું છે માણસે ભોગવેલા ભોગાદિના તાપમાં દુઃખ છે ખરું, અને તેમાં દેખાતું સુખ ખરેખર તો દુઃખ જ હોય છે પરંતુ કુદરતના તાપમાં તો સુખ અનુસ્યૂત છે સશક્ત આરોગ્યમય શરીરને ગ્રીષ્મ કે શિશિરની સખ્ત તાપણી કે શરદીવાળી ઋતુઓની સખ્તાઈ અનુભવતા પણ આનંદ મળે છે સાચા આરોગ્યનો અનુભવ જ એવો છે કે કુદરતના તાપ સહવામાં આનંદ આવે. જીવનના પ્રશ્નોનો સામનો કરવામાં નિર્મળ આનંદને સ્પર્શતો તાપ સહન કરવામાં પણ આવો જ માનસિક આનંદ મળે છે આમ તાપ બાહ્યત દુઃખકારક લાગે છે પણ ખરેખર તો તેની અંદર આનંદ જ રહે છે

**તાપમાંથી તપ**—કુદરતમાં રહેલા તાપને જ્યારે શુભ હેતુની વહોરવામાં આવે ત્યારે તો એની અંદરનો આનંદ અનેક ઘણો વધે છે, તે બહાર આવે છે અને તે ધન્ય બને છે શુદ્ધ હેતુપૂર્વક આનંદથી સ્વીકારેલો તાપ તપ બને છે તેથી જ તપનું માહાત્મ્ય દરેક ધર્મે ખૂબ ઉત્સાહથી ગાયું છે આમ તપમાં સ્વાયત્તતા છે સ્વેચ્છા છે અને તેથી તે સ્વૈરવિહારી પણ છે જ તપમાં જેટલી સ્વાયત્તતા, સ્વેચ્છા અને હેતુની સ્વચ્છતા વધારે, તેટલું તે સાત્વિક બને છે તેથી જ ગાંધીજીએ કહ્યું કે, 'સત્યને ખાતર સહન કરવું આવી પડતા દુઃખોનો તાપ સહન કરવો અને શુદ્ધથી તાપ સહન કરતા તેનું સારું જ પરિણામ આવે છે એમ માનવું, સમજવું અને અનુભવવું ' અહિંસાના સ્વીકારના મૂળમાં જ તપ રહેલું છે તપ કેટલું પાવનકારી છે આનંદદાયી છે તે તો કુદરતના મહાનિયમની ઉપરની ચર્ચા પરથી તરત સમજાય એમ છે

**તપની નૂતન વ્યાખ્યા**—અહિંસામાં સહન કરવાની વાત આવે છે તે ઘણા ગળે ઉતરતી નથી હોતી તપના પૃથક્કરણથી સમજી શકાય છે કે અહિંસામાં સહન કરવું તપ રૂપે સમાયેલું છે પણ અહીં તપ વિશાળ વ્યાખ્યા ધારણ કરે છે તપ રાષ્ટ્રમાં તો વ્યક્તિગત સાધન મનાતું આવ્યું છે ગાંધીજીએ તેમાં વિશાળ અર્થ ભરી તેનો સામાજિક ઉપયોગ પણ બતાવ્યો તપના અર્થમાં ક્રાંતિ થઈ અને સાથે તેનું મૂલ્યપરિવર્તન પણ થયું તપની આ નૂતન વ્યાખ્યામાં તેની આધ્યાત્મિક મહત્તા પણ સચવાઈ રહી; એટલું જ નહીં, પણ આધ્યાત્મિકતાને પણ સામાજિક સ્વરૂપ મળવા માંડ્યું

☆

## નવાં પ્રકાશનો

**હિરાની ચમક** — લે રમણલાલ દેસાઈ, પ્ર. ખેંગાર ચાર રૂપિયા પ્ર આર આર શેઠની કંપની

ગુજરાતને સુપરિચિત લેખકની પંદર નવલિકાઓનો આ સંગ્રહ વાચનક્ષમ તો છે જ

થોડીક નવલિકાઓ સામાજિક છે, કેટલીક ઐતિહાસિક અને બાકીની પૌરાણિક છે પરંતુ ઘણીખરી ઘટનાપ્રધાન છે કેટલીક ઘટના અણધારી ગતિથી બની જતી જણાય છે ક્યાંક તો ફિલ્મમાં બને છે તેવું જ બનતું દેખાય છે તેનો પ્રથમ ઘટનાઓ યોજીને પછી વાર્તાનું માળખું ઊભું કર્યું હોય એ સંભવિત છે પૌરાણિક વાર્તાઓમાંની ઘણી ખરી, અન્ય વિષય પરના સાધારણ આલેખન જેવી છે અભ્યાસી વાચકને લાગે કે અસાધારણ પાત્રો કેવી અસાધારણ અસર, વાતાવરણ કેમ ઉપજાવતા નથી?

લેખકને સારી કટાક્ષશક્તિ વરી છે તે તો સર્વત્ર કટાક્ષ કણિકારૂપે જોવા મળે જ છે અને 'મારો એકનો એક આશ્રય' વાર્તા તો આખી જ, કટાક્ષ કૃતિ છે

કલા-દૃષ્ટિએ અસાધારણ નહિ તોયે બધી જ વાર્તાઓ

સરળ સુબોધ અને માર્મિક નહીં તો પે રસપ્રદ છે.

ઉગમણો દેશ જાપાન : લે. કાકાસાહેબ કાલેલકર; પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂ. બે રૂપિયા.

ગુજરાતી સાહિત્યને આગવા પ્રવાસ સાહિત્યની ભેટ આપનાર વિદ્વાન લેખકનું આ પ્રવાસ-પુસ્તક, તેમના આગલાં પ્રવાસ-પુસ્તકો કરતાં પ્રમાણમાં કંઈક હળવું છે અને તેથી તેમણે આને 'પંચામૃત' કહ્યું છે તે યોગ્ય છે.

કાકાસાહેબને આપણા એક અગ્રણી વિવેચકે 'સંસ્કૃતિના પરિવ્રાજક' કહ્યા છે. ગઈ કાલે, પરિવ્રાજક કન્યાકુમારીથી તે કાશ્મીર સુધી પરિભ્રમણ કરતા, પણ બૌદ્ધ ભિક્ષુઓ તો દેશના સીમાઓને પેલે પાર સુધી પણ પહોંચેલા. આજે જ્યારે આપણે 'જય સ્વદેશ'ને બદલે 'જય જગત'નો નાદ બુલંદ કરવા માગીએ છીએ ત્યારે દુનિયાભરમાં ઘૂમતા સંસ્કૃતિના પરિવ્રાજકોની અતિ જરૂર છે.

લેખકે '૫૪ અને '૫૮ માં એમ બે વાર જાપાનનો પ્રવાસ કર્યો, અને લગભગ આખું જાપાન જોયું તેનું પ્રવાસ વર્ણન બે ભાગમાં સમાવ્યું છે. પ્રથમ ભાગ જરા આછો છે પણ બીજા ભાગમાં વિગતે વર્ણન છે.

પૂર્વજ્ઞાન, વિદ્વત્તા, આર્ષદૃષ્ટિ, રમણિય કલ્પનોદ્ગમ આદિ ગુણોથી કાકાસાહેબનું પ્રવાસવર્ણન રસભર રમણિય-કાવ્યમય બને છે. વિદ્યાર્થીઓને આ પુસ્તક વિશેષ વાંચવા જેવું છે.

☆

## અલ્લાહના બંદાઓ

મુસ્લિમ સંતો, ઓલિયા, ફકીર અને ખલીફાઓના જીવનના પ્રેરણાદાયક પ્રસંગોનો સંગ્રહ, સરળ, રોચક બાનીમાં અને સુઘડ છપાઈમાં રૂપાયતન પ્રકાશન તરફથી પ્રગટ થયો છે. મૂલ્ય છ આના: પોસ્ટેજ પાંચ નયા પૈસા.

☆

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. ઘાઘરી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬, પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

---

અનુક્રમણિકા ........................................................................................................ ૧૨ જુલાઈ ૧૯૫૮



---

# અમારાં પ્રકાશનો

## આવા હતા બાપુ [ભાગ ૧-૨]

મૂલ્ય: દરેક ભાગનું પચાસ-પચાસ નયા પૈસા,

પૂજ્ય બાપુજીની બહુમુખી પ્રતિભા અને વિરલ વ્યક્તિત્વના અનેક પાસાઓનો પરિચય કરાવતા પ્રેરક જીવન પ્રસંગોની આ પુસ્તિકાઓમાં કેટલાક પ્રસંગો પ્રથમ વાર જ પ્રગટ થાય છે, નાના મોટા સૌ કોઈને ઉપયોગી વાચન પૂરું પાડતા એ પાવન પ્રસંગો સરળ શૈલીમાં લખાયેલા છે સાથે બાપુજીની એક સુંદર અપ્રગટ તસ્વીર પણ આપવામાં આવી છે

## ગાંધી-ગુરુ

લેખક. શ્રી ગુરુદયાલ મલ્લિક • મૂલ્ય સવા રૂપિયો

શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની પ્રસ્તાવના 'ભક્તની અંજલિ'માં આ લેખમાળાનું મહત્ત્વ સમજાવતા લખ્યું છે

'મહાત્મા ગાંધી અને કવિવર રવીન્દ્રનાથ ઠાકુર, આપણા જમાનાના બે મહાન પુરુષો, ભારતીય સંસ્કૃતિના મોટા દિગ્ગજો એમને વિશે કોઈ કંઈ લખે તો તે આકર્ષક થવાનું જ પણ જ્યારે એમને વિશે ભક્તહૃદય, ગુરુદયાલ મલ્લિક લખે, ત્યારે તો પૂછવું જ શું? ગુરુદયાલ—ચાચાજી—ગાંધીજીના ખૂબ પ્રસંગમાં આવ્યા હતા તેમના જ પરિવારના તેઓ ગણાય અને કવિવર રવીન્દ્રનાથના તો તે અંતેવાસી ભક્ત

'વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચન્દ્ર અને લીલા વિગ્રહી કૃષ્ણચન્દ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમ જ ગુરુદયાલજી પણ ગુરુદેવ અને ગાંધીજી વચ્ચે અભેદ જુએ છે એમની એ અભેદ દૃષ્ટિ એમણે આ નાનકડી લેખમાળામાં અનેક રીતે વિશદ કરી છે"

## મસ્તીની પળોમાં

લેખક રતિલાલ-અનિલ મૂલ્ય પચોતેર નયા પૈસા

પાકટ સાઈઝના, ઊંચા રંગીન કાગળ પર રંગીન શાહીમાં છાપેલ આ સુંદર મુક્તક સંગ્રહ વિશે જાણીતા વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદી લખે છે

"તમારા કેટલાક મુક્તકોમાં વિચાર અને રચનાની આકર્ષક ચારુતા છે 'વસંત માગીને,' 'કહેવાતું સ્વર્ગ,' 'કોને ગમે?' જેવાં એનાં ઉદાહરણો છે 'ઇચ્છા,' 'અધમતા એનું લક્ષણ-' 'મૂર્તિના પથ્થરને,' જેવામાં ભાવનો ધ્વનિ આહ્લાદક છે

"આત્મા સમૃદ્ધ થતા કરશે તેમતેમ તમારી કવિતામાં વધારે સૌન્દર્ય આવશે'

## ડમરો અને તુલસી

લેખક રતિલાલ—અનિલ • મૂલ્ય. બે રૂપિયા

ગીતો, ગઝલો અને મુક્તકોના આ સંગ્રહની પ્રસ્તાવનામાં જાણીતા સાહિત્યકાર શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ લખે છે

ભાઈ અનિલે પોતાની કવિતાઓને 'ડમરો અને તુલસી" માન્યાં છે. એ પણ મંજરીમાં બે વસ્તુ જરૂર છે ડમરાનું સૌરભ અને તુલસીનો તીવ્ર મધુર આસ્વાદ તે કરતાંય વિશિષ્ટ છે એ નવ જિંદગીના નમ્ર કવિની પર્ણમંજરીનો દ્રવ્યગુણ, જે અદૃશ્ય અંકના પેટે તના અનેક ગંધમાં વ્યાપેલો છે એને તેનું પાન કરનાર પાઠક કે શ્રોતાને જીવનસ્વાસ્થ્ય માટે પથ્યકારક સત્ત્વ નીવડે એવો છે"

**રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ**

## ઉદ્‌બોધન

જાગો, જાગો ભારતલોક!
છોડો નીંદર ને ખંખેરો નિષ્ફળતાનો શોક,
જાગો, જાગો ભારતલોક!

બહુ દિન આળસ ઓઢણી ઓઢી,
રહ્યા નર્મળ-શય્યામાં પોઢી,
આંખ ઉઘાડી જુઓ કર્મના કિરણો ચળકયો ચોક,
જાગો, જાગો ભારતલોક!

ભાગ્ય આપણું વજાબાવડાં,
કુંભ કોદાળી, વિક્રમ પાવડાં,
કરો હાલતા, હાથ કપાળે મૂકયે ઘટે ના શોક,
જાગો, જાગો ભારતલોક!

લીલાછમ ખેતર કરી ભૂમિ
રખો કામની મોસમ ચૂકો,
પરસેવાનું ખાતર પકવે ખાનપાનના થોક
જાગો, જાગો ભારતલોક!

આપણું આ નવભારત દેશે,
કોઈ રહે ન ભિખારીના વેશે,
કોઈની આગળ દીન બનીને નમાવવી ના ડોક
જાગો, જાગો ભારતલોક!

જો જાગેલા લોક ઝૂઝે છે,
ફોરવે તેને ગાય પૂજે છે,
જે જો જીવન જગે તમને કાયર કહે ના કોક
જાગો, જાગો ભારતલોક!

જયન્ત પાઠક

## સમજીને—

સમજીને ભાઈ, સફાઈ કરો!
ચડમાં આવી ન ચડાઈ કરો.
સમજીને

તન મન ધન કેરી સફાઈ કરો,
જીવતરની સાફ સરાઈ કરો
સમજીને

ચોરીની ચીજ ન ખૂસાઈ કરો,
કંઈ થઈ જો શકે તો ભલાઈ કરો
સમજીને

'જો આપ ભલા તો જગ ભી ભલા,'
ના ભૂલો, ભલમનસાઈ કરો
સમજીને

ચરસા ચડમી છે ચીજ બૂરી,
ચિત્ત રીઝે એ ચતુરાઈ કરો
સમજીને

અજમાવો નહિ બળ અન્ય પરે
દૂર અંદરની-નબળાઈ કરો
સમજીને

છે વ્યર્થ વડાઈ આળસની,
શ્રમની દીધી શેઠાઈ કરો
સમજીને

પરમાર્થ સમી કો લકણી નથી,
પોતીકી મૂકી પરાઈ કરો
સમજીને

બાંધી ન ગળે પૂંજી 'ઘાયલ',
બાકીનું કરજ ભરપાઈ કરો
સમજીને

—અમૃત 'ઘાયલ'

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૧ [ ૧૫ - ઓગસ્ટ - ૧૯૫૮ ] અંક ૬ ઠ્ઠો

જે છોકરાએ ગીતા માતાની
આરાધના કરી હોય, તે છોકરો ધ્રુવજી
અને સુધન્વા જેવો થાય. —બાપુ



(ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક)

## સત્યાગ્રહી જીવનદર્શન — શાંતિભાઈ દેસાઈ

[ ગાંધીવિચારદર્શનને અવલોકતી લેખમાળા ✫ લેખાંક ૭મો ]

સત્યને ખાતર અને અહિંસાના આચાર સારુ સહન કરવાનું શિખવતાં ગાંધીજીએ તપને અનેક રીતે વ્યાપક બનાવ્યું, અને સાધનાનો એક નવીન માર્ગ ખુલ્લો મૂક્યો. સહન કરવાની પાછળ કે તપની સાથે આરાધનાનો ભાવ ગાંધીજીએ મૂક્યો છે. તેથી તેમણે સત્યના આગ્રહને જીવનની સાધના તરીકે ગણાવ્યો. એમનો સત્યાગ્રહ સામાજિક સાધનાનું રૂપ પકડે છે. સત્યના આગ્રહમાં કેટલું મૂલ્યપરિવર્તન અને ક્રાન્તિની ભાવના રહેલાં છે તેની આ ઉપરથી ઝાંખી કરી શકાય છે.

**રૂપાન્તર સંબંધ:**—અહિંસા તથા તેમાં રહેલાં તપ અને સાધનાની આટલી વિચારણા પછી સત્ય અને અહિંસાના સંબંધને બીજી રીતે પણ નિરૂપવો જરૂરી લાગે છે. સાધન અહિંસા અને સાધ્ય સત્ય છે. બંને વચ્ચે કારણ-કાર્ય સંબંધ જ નહીં પણ રૂપાન્તર સંબંધ પણ છે. અહિંસા અને સત્ય એક જ વસ્તુનાં બે પાસાં જેવાં છે. એમ જણાવવામાં ગાંધીજીનો હેતુ સત્ય તો અહિંસાની પરાકાષ્ઠા છે એમ બતાવવાનો છે. પરમ સત્ય કે ચૈતન્ય એકલું ઊભે છે. તેને મેળવવાનું એક જ વ્યવહાર્ય સાધન અહિંસા. અહિંસાની પૂર્ણતા એટલે પરમ સત્ય. તેથી તેઓ તેની ચર્ચા કરતાં નિર્ણય પર આવે છે : "કાં તો સત્યમાંથી અહિંસા ઘટાવીએ અથવા સત્ય અહિંસાની જોડી ગણીએ. બંને એક જ વસ્તુ છે; છતાં મારું મન પહેલા તરફ ઢળે છે; ને છેવટની સ્થિતિ જોડીથી—દ્વંદ્વથી—અતીત છે. પરમ સત્ય એકલું ઊભું છે. સત્ય સાધ્ય છે. અહિંસા સાધન છે અહિંસા શું છે એ જાણીએ છીએ, પાલન કઠિન છે. સત્યનો અંશમાત્ર જાણીએ છીએ; સંપૂર્ણતાએ જાણવું દેહીને માટે કઠિન છે. જેમ અહિંસાનું સંપૂર્ણ પાલન દેહીને સારુ કઠિન છે. (મં પ્ર. ૧૮)

**ગાંધીજીનો અદ્વૈત વિચાર:**—અદ્વૈત સ્થાપનાની આ નવી જ રીત છે. એમાં સાધ્યસાધનની એકતા બતાવીને અદ્વૈતની સ્થાપના કરવામાં આવે છે. માનવ દેહે અહિંસાનું સંપૂર્ણ પાલન અશક્ય છે તેથી સદેહે સત્યનું સંપૂર્ણ દર્શન પણ અસંભવિત છે. પરંતુ અહિંસાની પરાકાષ્ટા તે સત્ય એવો વિચારસાર એમાંથી નીપજે છે. "સાધન એ બીજ છે; અને સાધ્ય મેળવવાનું ઝાડ છે. એટલે જેટલો સંબંધ બીજ અને ઝાડ વચ્ચે છે તેટલો સાધન સાધ્ય વચ્ચે છે." (હિં. સ્વ. ૫૮) અહિંસાથી તન મન અંતઃકરણાદિની શુદ્ધિ થતાં માણસ સત્યની ઝાંખીને લાયક બને છે. સત્યરૂપી સાધ્ય તો શુદ્ધ જ છે. પરંતુ માણસે અહિંસાનો આસરો લઈ ઉત્તરોત્તર શુદ્ધિ કરતા જઈ સત્યની ઝાંખીને લાયક બનવાનું છે. એમાં શુદ્ધિની સાથે આત્મશક્તિનો વિકાસ થતો રહે છે તેથી આ સત્ય અહિંસાનો માર્ગ શુદ્ધિ અને શક્તિનો માર્ગ છે, ઝડપી વિકાસનો માર્ગ છે અને તે એવી કક્ષાએ પહોંચે કે તેને શરીર કડે, પિંજરું લાગે અને તે પાકા ફળની જેમ સમય પાકયે ખરી પણ પડે તથા તેને શરીરમાંથી હમેશાની મુક્તિ મળે : "કેવળ સત્યની, આત્માની દૃષ્ટિએ વિચારતાં શરીર પણ પરિગ્રહ છે. ભોગેચ્છાથી આપણે શરીરનું આવરણ ઊભું કર્યું છે ને તેને ટકાવી રાખીએ છીએ ભોગેચ્છા અત્યંત ક્ષીણ થાય તો શરીરની હાજત મટે, એટલે મનુષ્યને નવું શરીર ધારણ કરવાનું રહે." (મં. પ્ર. ૨૩) આમાં ગાંધીજીના શુદ્ધિશક્તિમાર્ગની સરસ રજૂઆત થાય છે. ચેતન સત્ય એ જ આત્મા એવી સ્પષ્ટતા પણ એમાથી થઈ રહે છે અને એમનું પરમ સત્ય ચૈતન્યરૂપ પરમાત્મા છે એમ પણ સૂચિત થાય છે. એ ચૈતન્યસાગરમા ભળી જવું અને તે માટે જ મથવું એ જીવનનું ધ્યેય છે. તેનું ટૂંકું પણ સરસ વર્ણન આ રહ્યું : "ઈશ્વર પોતે ચોવીસ કલાક એકધારો કામ કર્યા કરે છે. આળસ મરડવા સરખીએ ફુરસદ લેતો નથી. તેના આ પણ થઈ જઈએ, તેનામાં ભળી જઈએ; એટલે આપણો ઉદ્યમ તેના જેવો જ અતંદ્રિત થયો—થવો જોઈએ. સમુદ્રથી છૂટેલા બિંદુને સારુ આરામની કલ્પના આપને કરી શકીએ છીએ; પણ સમુદ્રમાં રહેતા બિંદુને આરામ ક્યાંથી ! સમુદ્રને એક ક્ષણનો પણ આરામ છે જ ક્યાં? બરાબર એ જ પ્રમાણે આપણું છે. ઈશ્વરરૂપી સમુદ્રમાં આપણે ભળી જઈએ એટલે આપણો આરામ ગયો, આરામની જરૂર પણ ગઈ. એ જ ખરો આરામ; એ મહા અશાંતિમાં શાંતિ. તેથી ખરી નમ્રતા આપણી પાસે જીવમાત્રની સેવા અર્થે સર્વાર્પણની આશા રાખે છે."

(મ. પ્ર. ૪૪) અહીં અંતિમ આદર્શની વાત છે અને તત્કાળના કર્તવ્યનું પણ આલ્હાદક વર્ણન છે. અનંતના તાનમાં તાલ મિલાવીને જીવન જીવવાનો એમાં આદેશ છે વ્યક્તિત્વને અનંત તત્ત્વને ખોળે સમર્પણ કરવાનો ઉપદેશ છે અને જીવમાત્રની સેવાને સારુ જ છે એવો નિર્દેશ છે વળી જીવ જગત અને ઈશ્વર વચ્ચેના સંબંધ કેવા હોય તેનું આથી વધુ સુંદર ચિત્ર કયું હોય? ઈશ્વર ચૈતન્ય સાગર છે, જીવ એક બિંદુરૂપ છે અને આ જગત એ અનંત સાગરના તરંગ અને હિલોળા જેવું છે આ ઉપમા આપીને ગાંધીજીએ પોતાના અદ્વૈત વિચારને સરસ રીતે વ્યક્ત કરી દીધો છે આ ચૈતન્યસાગરની અનુભૂતિ જીવનને અંતે નહીં પણ દેહ છતાં સર્વાર્પણભાવથી સેવામય થતાં એની ઝાંખી સત્વર થાય છે એવું એમનું અનુભવવાક્ય ખૂબ પ્રેરણાદાયક છે, ઉત્સાહ પેદા કરનાર છે

**આત્મસાધનાનો રાજમાર્ગ**—અત્યાર સુધીની વિચારણાનું સિંહાવલોકન કરી લેવું જરૂરી છે માણસ સ્વભાવતઃ એવાર્થી છે શ્રેયનું સાધ્ય સત્ય અને તેની કસોટી પણ સત્ય સત્યનું સાધન અહિંસા અહિંસા સાથે સહન કરવાનું એટલે કે તપ આચરવાનું અનિવાર્ય પણે જોડાયેલું છે સત્ય, અહિંસા અને તપનો વિશાળ અને વિશિષ્ટ અર્થ કરીને તને એકબીજા સાથે નવી જ રીતે સહજ સાંકળીને જીવનનો રાજમાર્ગ ગાંધીજીના જીવનમાંથી તૈયાર થયો. આપણે જોયું કે શ્રેયાર્થી ગાંધીજી માતાએ આપેલા વ્રતોથી બંધાઈને વિલાયત જાય છે. ત્યાં જીવનના પ્રાથમિક પ્રયોગો કરતાની જીવનની પ્રથમ કસોટીમાં પાસ થાય છે એ જ રીતે મહત્ત્વાકાંક્ષી ગાંધીજી કંઈક આશાઓ લઈને દક્ષિણ આફ્રિકા જાય છે અને ત્યાં સમાજસેવા કરતાં કરતાં આત્માની શોધમાં લાગી જાય છે ફસાયેલા ગાંધીજી શ્રેયાર્થીની સાથે સત્યાર્થી બને છે મહાવ્યવસાયમાં પડેલા તેમને સત્યાચરણનું વ્યવહારુ સાધન જોઈતું હતું સ્વભાવ સંસ્કાર અને સંજોગોને કારણે એમને સત્યાચરણ માટે અહિંસાનું સાધન પણ મળી ગયું અને સત્યાગ્રહનો જન્મ થયો પોતાના અંગત જીવનમાં અને સામાજિક કાર્યમાં સત્યાગ્રહનો અમલ કરવા માટે બળની તો જરૂર પડે જ સત્યાગ્રહ અને અહિંસા પોતે જ બળ છે એમ તેમને સમજાયું પણ તેનો આપૂર્ત ઝરો તો બ્રહ્મચર્ય છે એમ પણ તેમના મનમાં ઊગી આવ્યું આ રીતે સત્યની આરાધનામાંથી બ્રહ્મચર્ય વગેરે વ્રતો ઉમેરાતાં ગયાં અને એમના જીવનમાં વણાતાં ગયાં વ્રતો એમને માટે અનિવાર્ય આવશ્યકતા થઈ પડી. પોતાના અને પોતાના કાર્યના વિકાસ માટે વ્રતપાલનની એમને ગરજ લાગી અને ગરજની વસ્તુ જેમ હોંશથી સ્વીકારાય તેમ વ્રતો એમના જીવનનાં અંગભૂત બની રહ્યાં આમનું જીવન ખૂબ ઝડપથી ઉર્ધ્વીકરણનો માર્ગ શોધી રહ્યું હતું શરીર મનાદિનું અપૂર્વ (Integration) સમાયોજન થઈ રહ્યું હતું અને તેને માટે વ્રત વિચારણા અને વ્રતપાલન હૃદયની વાંછિત આવશ્યકતા થઈ પડ્યું એમના વ્રત પરાણે લાદેલા અંકુશ જેવાં નથી, કે રક્ષક વાડ જેવાં નથી પણ મનવચનકર્મની એકતા સાધનાર સહજ સાધનાનું કામ કરે છે એમણે અગિયાર વ્રત બતાવ્યાં છે પરંતુ મૂળતઃ તો એક જ મૂળ વિચારનો એ વિસ્તાર છે એમને મન વ્રતવિચાર એટલે આત્મસાધનાનો રાજમાર્ગ રાજમાર્ગ જેમ ખુલ્લો છે, સલામત છે, વિશાળ ને ધોરી છે તેની બે બાજુઓ અંકિત છે તેના પર ચાલવું નિર્ભય કરનારું છે તેમ જ ગાંધીજીએ ઘડેલો વ્રતવિચારનો રાજમાર્ગ અર્થાર્થીને નિર્ભય કરનારો છે જગતના ભોગાદિમાંથી મુક્તિ આપનારો છે તે કેવળ એક વ્યક્તિ માટે નથી પણ સમસ્ત સાધકવર્ગ માટે છે શ્રેયાર્થી છે હરકોઈ માટે તે ખુલ્લો છે પણ શરત ફક્ત તે પર ચાલવાની કારકિર્દી અને સંયમની લાયકાત કેળવવાની જ છે

**વ્રતવિચારની ખૂબીઓ**:—ગાંધીજીના વ્રતવિચારમાં બે ખૂબીઓ આપણે જોઈ (૧) સત્ય અને અહિંસામાંથી બધા વ્રતો ફૂટે છે (૨) એક વ્રત બીજા સાથે બરાબર સંકળાયેલું છે આમાં ત્રીજી ખૂબી એ જોવા મળે છે કે વ્રતના ખ્યાલ પણ તેમણે વિશાળ કરી બતાવ્યા, વ્યવહારુ કર્યા તેમાં સામાજિક અર્થ ભર્યો અને જ્યાં જરૂરી લાગ્યું ત્યાં નવા વ્રતનો ઉમેરો પણ કરી બતાવ્યા એ બધા વ્રત નવા જૂના વ્રત સત્યની આરાધનામાંથી જ પ્રગટે છે આપણા વ્રતોમાં ત્રીજું વ્રત બ્રહ્મચર્યનું છે ખરું જોતાં બીજા બધા વ્રતો એક સત્યના વ્રતમાંથી જ

અનંત માર્ગ

નજર જાય છે જેમ આગે ને આગે,
ક્ષિતિજના સિમાડા વિકસતા રહે છે,
પ્રવાસી નથી અંત તારી મજલનો,
કે મંઝિલ પછી કૈંક રસ્તા રહે છે!

અનિલ

## શહેરોના ગીચ અને ગંદા વસવાટો — વનવાસી

જૂની દિલ્હીનો એક ગંદો અને ગીચ લત્તો જોઈને શ્રી જવાહરલાલે ત્રાસીને કહ્યું હતું કે આવા વસવાટો બાળી નાખવા જોઈએ.

એવા ગંદા વસવાટ-સ્થાનો શહેરોમાં મોટા પ્રમાણમાં હોય છે તે મુખ્યત્વે મકાનોની તંગીને કારણે. એ વસવાટો રોગચાળાના પણ ઉપદ્રવસ્થાનો હોય છે. સરકારે એ પ્રશ્નના ઉકેલ સૂચવવા તપાસ પંચ પણ નીમ્યું હતું.

પણ એક કારણ એવું ગણાવ્યું છે કે શહેરમાં બહુના ભૂખે ગ્રામવાસીઓને ગામડામાં રહેવું ગોઠતું નથી. એટલે તેઓ શહેરમાં જ રહેવાનું પસંદ કરે છે કેમકે તેઓને શહેરીજીવનની સહુલિયતો જોઈતી હોય છે.

આ અમુક અંશે જ સાચું છે. એવી રીતે શહેરમાં આવીને વસનારાનું પ્રમાણ બીજા બહારથી આવીને વસેલા માણસોના મુકાબલે ઓછું હોય છે.

મૂળ કારણ તો એ છે કે ગામડામાં ખેતી સિવાય ખાસ ધંધા હવે રહ્યા નથી અને ખેતી પર જ બધા ગ્રામવાસીઓનું ગુજરાન થઈ શકે એવી સ્થિતિ રહી નથી, પરિણામે તેઓ શહેર ભણી વળે છે ને શહેરમાં જુદા જુદા ધંધામાં છૂટક કે પગારે મજૂરી કરે છે—ખાસ કરીને એમના જ વસવાટો ગંદા અને શરીરના આરોગ્યને માટે ભયજનક હોય છે.

અને મુંબઈ જેવા અતિશય મોટા શહેરોમાં લાખો માણસો ફૂટપાથ પર, રેલ્વે-ગરનાળામાં રાત્રે સૂતા હોય છે—અને ઘણાને તો એવી જગ્યા પણ કાયમ સુલભ હોતી નથી. એવા લોકો મોટે ભાગે ગામડામાંથી, દૂર દૂરના ગામડામાંથી પણ આવી વસ્યા હોય છે અને ઘણા ખરા તો અભણ હોય છે.

પણ એવું સૂચવ્યું છે કે ઉદ્યોગો ગ્રામ્ય વિસ્તારોમાં લઈ જવા જોઈએ. એ પણ એક ઉકેલ છે ખરો, પણ પૂરો ઉકેલ નથી. એનાથી, અત્યારે શહેરોની જે હાલત છે તે નહીં સુધરે, બગડતી અટકશે.

જો શહેરમાં ભણનારા ગ્રામ્ય વિદ્યાર્થીઓ ફરી ગામડામાં રહેવા રાજી ન હોય તો પછી મોટા શહેરોમાં મોકલીને તેમને ભણાવવાનો પણ કંઈ અર્થ ખરો? ઉદ્યોગો જો ગ્રામ્યવિસ્તારમાં લઈ જવાય તો પછી ગ્રામ્યવિદ્યાપીઠોનો પણ વિચાર થવો ઘટે. તેનાથી બહારથી શહેરમાં આવતા વિદ્યાર્થીઓનું ભણતર વાલીઓને અતિશય મોંઘું પડે છે અને શહેરીપણાની ખર્ચાળ આદતોનો ચસકો તેમને પડે છે તે પણ ન પડે.

સૌરાષ્ટ્રમાં ગામડામાં આવેલી એવી કેળવણીની સંસ્થાઓ છે જ, અને તે શહેરની એવી સંસ્થા કરતાં વિદ્યાર્થીઓને વિશેષ લાભદાયી નીવડી છે. ઉચ્ચ શિક્ષણની જેટલી સંસ્થાઓ હોય છે તે વધતી જતી વિદ્યાર્થી સંખ્યાને ઓછી પડે છે અને ઘણાને પ્રવેશ માટે અહીંથી તહીં ધક્કા ખાવા પડે છે છતાં ય કેટલાકો રહી જ જાય છે.

વિશાળ પાયા પરના ઉદ્યોગો—જેવા કે કાપડ મિલ—ગામડામાં લઈ જઈને ત્યાં શહેરની ગંદકી જ ઊભી કરવાની હોય તો તો બહેતર છે કે તે ત્યાં જ રહે.

ખરેખર તો ગામડાની વસ્તીને રોજી મળી રહે એવા નાના પાયા પરના ઉદ્યોગો, ગૃહઉદ્યોગો સ્થાપવા તરફ લક્ષ જવું જોઈએ તો જ, ગામવાસીઓ શહેર ભણી જઈને ત્યાં ગીચતા અને ગંદા વસવાટો ઊભા કરતા અટકે.

આ પ્રયત્નોથી શહેરોની ભવિષ્યે વધનારી ગીચતા અને ગંદા વસવાટો થતા અટકશે પણ શહેરોની અત્યારે જે હાલત છે તેને માટે તો બીજાં જ પગલાં લેવાનાં રહેશે.

અમુક હઠીલા રોગોનો ઉપચાર દર્દીઓને કરાવવો હોય અને તે સૌરાષ્ટ્ર ખૂણાના કોઈ ગામડામાં રહેતો હોય તો યે તેને મુંબઈ સુધી જવું પડે એવી હાલત છે! હોસ્પિટલો પણ મોટા શહેરોમાં જ વધારેમાં વધારે હોય એવી પરિસ્થિતિ છે.

મોટા શહેરોની મોટી હોસ્પિટલોમાં બહારના દર્દીઓનું પ્રમાણ કેટલું હોય છે તેની પણ તપાસ કરવી જોઈએ. જિલ્લાના કેન્દ્ર સમા નાના શહેરમાં એવી હોસ્પિટલો બાંધવા તરફ પણ લક્ષ જવું જરૂરી છે.

શિક્ષકોના અધ્યાપન મંદિરો પણ શહેરોમાં જ છે. ત્યાં તાલીમ લેતા શિક્ષકોનો મોટો ભાગ ગામડામાં રહેનારો હોય છે. આવાં શિક્ષણ કેન્દ્રો પણ ગ્રામવસ્તીમાં ખસેડવાની જરૂર નથી?

આજે તો સરકારી તંત્ર અને ઉદ્યોગપતિઓનું લક્ષ શહેરો પર જ કેન્દ્રિત છે. તેમાંથી ગંદા વસવાટ-સ્થાન ઉપરાંત અનેક વણઉકેલ્યા પ્રશ્નો ઊભા થયા છે—થતા જાય છે અને સરકાર એટલી તો સક્રિય છે જ કે તે માટે પંચો નીમીને અહેવાલો બહાર પાડતી રહે છે!

પાલખીકિનો દાખલો—એટલે એને કાપીએ તો તો વૃક્ષ જ ગુમાવી દઈએ!

આ સત્ય ભગવાન બુદ્ધે જોયું અને પ્રબોધ્યું. વેરનું પ્રેમથી જ શમન થાય, દુષ્ટતાને ભલાઈથી જ દૂર કરી શકાય.

અને ગાંધીજીવનમાં એ જ આચરણ પળે પળે દેખાય છે. ગાંધીજીના હૃદયપલટાની વાત ઘણાને સમજાતી નહીં, કેમકે, એમણે તો 'ભય વિના પ્રીત નહીં' એ જ સાંભળ્યું અને ઘૂંટયું હતું. પણ એ તત્કાલિન સત્ય હતું, ઉવેદનું સત્ય ન હતું. તે તો ગાંધીજીએ પ્રત્યક્ષ કરી બતાવ્યું.

સત્ય પણ હમેશાં વૃદ્ધિ માગે છે, તે તો પળે પળે વિશુદ્ધ થતું રહેવું જોઈએ. અને યુગે યુગે, બદલાયેલી પરિસ્થિતિમાં ફેરતપાસ થતી રહેવી જોઈએ. ગીતા પર આટઆટલાં ભાષ્યો થયાં અને થતાં જ રહે છે એનો અર્થ પણ એ જ છે.

જ્ઞાન તો રત્નાકર છે, એમાંથી એક જ રત્ન મેળવીને સંતોષ માની બેસી રહીએ તો અનેક રત્નો ગુમાવી બેસીએ. એક રત્ન હાથ લાગ્યા પછી પણ વધારે કીમતી રત્ન પ્રાપ્ત કરવા તેમાં ફરી ફરી ડૂબકી મારવી જોઈએ.

એમ કરવાથી આપણે જ્ઞાનનો અનાદર નથી કરતાં પણ તેની અનંત સમૃદ્ધિનો અને એક ડૂબકીએ તે બધું ન પામી શકવાની આપણી અશક્તિનો જ સ્વીકાર કરીએ છીએ.

તુલસીદાસનું રામાયણ માનવજાતને યુગો સુધી પ્રેરણા આપવાની શક્તિ ધરાવે છે, છતાં તેમાં કોઈક કાળગ્રસ્ત વિચારો હોય તો તેને તે જ રૂપે જોવા જોઈએ.

☆

## યજ્ઞભાવના

આરણ્યક હિન્દુ સમાજમાં યજ્ઞોની બોલબાલા હતી. અખૂટ કાચી સમૃદ્ધિ હતી, ગોધન પણ પુષ્કળ. કેમકે, તેમને ચરવા માટે વિશાળ લીલી જમીન હતી. એટલે યજ્ઞો થતા અને અનેક કીમતી દ્રવ્યો સાથે પુષ્કળ ઘી પણ યજ્ઞકુંડમાં હોમાતું. પછી ધીરે ધીરે વસ્તી વધતી ગઈ. પડતર જમીનો પર ગામો અને શહેરો વસવા લાગ્યાં. પ્રમાણમાં ખાનારા વધ્યાં ને ઊપજ ઘટી. એટલે ધીરે ધીરે યજ્ઞો ઓછા થતા થતાં આજે તો નામશેષ થઈ ગયા છે.

આજે અનેક પ્રવૃત્તિ સાથે યજ્ઞ શબ્દ જોડવામાં આવે છે. જેમકે ભૂદાન યજ્ઞ.

એટલે કે યજ્ઞો બંધ નથી થયા. પણ તેમનું સ્વરૂપ બદલાયું છે.

યજ્ઞ એ ત્યાગનું પ્રતીક છે. પોતાની પાસેનું કંઈ ઉત્તમ યજ્ઞદેવતાને અર્પણ કરવું તે યજ્ઞ. એ પ્રમાણે જેની પાસે જમીન હોય તે જમીન વિનાના ખેડૂતને આપે તે પણ યજ્ઞ. જ્ઞાની માણસ અજ્ઞાન માણસને કશા ય અપેક્ષા વિના વિદ્યાદાન આપે એ પણ યજ્ઞ.

યજ્ઞ એટલે બીજાને પુષ્ટ કરીને જાતે પુષ્ટ થવું.

'તમે યજ્ઞ દ્વારા દેવને પોષો, દેવ તમને પોષે એમ એકબીજાને પોષી તમે પરમ ઉત્કર્ષને પામો' એમ કહે વાયું છે તે યોગ્ય છે. અને તે જ સાચા યજ્ઞનો સાચો સંદેશ છે.

ઘી, શ્રીફળ, કાષ્ઠ બાળવાં એ જ માત્ર યજ્ઞ નથી. કોઈ માણસ પાસે એ વાના હોય તો તેનો સારામાં સારો યજ્ઞ તે, તેની જેને જરૂર હોય તેને ભક્તિભાવે આપી દેવાના જ રહેલા છે.

આપણા પૂર્વજોએ યોજેલી યજ્ઞભાવના આપણે વિસારે પાડવાની નથી, પણ તેનો સમય પ્રમાણે વિકાસ કરવાની જરૂર છે.

આપણા ખાનપાન, રહેણીકરણી, ભાષા, પહેરવેશ—આ બધાનું સ્વરૂપ સમયે સમયે બદલાતું રહ્યું છે. તે જ પ્રમાણે ધર્મની વ્યાખ્યા અને ધર્મક્રિયા પણ બદલાતી નહીં એમ કહું નવાઈનું નથી. નવાઈનું તો પુનર્ધર્મનો ઇનકાર કરીએ તે જ ગણાય.

જડ વસ્તુ આપોઆપ પરિવર્તન પામતી નથી. એટલે સમયના પ્રવાહમાં ઘસાઈ પરાણે નાશ પામે છે. પણ જે ચેતન છે તે તો સતત પરિવર્તનશીલ રહી સદાય જીવંત રહે છે.

ધર્મ એક પરમ ચેતના છે. તેનો સતત વિકાસ થવો જોઈએ. તો જ તે જીવંત રહે.

☆

જ્યાં ચાહે, નથી એવી અપેક્ષા
ન ચાહું કિન્તુ કોઈની ઉપેક્ષા. —૦—

ધાતુ જણાતી હતી. એટલે પથ્થર આસપાસ લાકડાં ખડકીને ભઠ્ઠી કરી હતી. બીજા ભાઈ વળી કશાકનાં મૂળિયાં લાવ્યા હતા તેમાં કશો રંગ જણાતો હતો એટલે તે પાણીમાં ઉકાળતા હતા.

ત્રીજા ભાઈ રાંધવામાં પડ્યા હતા.

મૂળિયાંનો ઓગળતો રંગ એક ભાઈના કુતૂહલનું કારણ બન્યો હતો તો બીજા ભાઈ પથ્થરમાંથી કંઈક ધાતુ ઓગળે એની રાહ જોતા બેઠા હતા. એવામાં એક જોરદાર ધડાકા સાથે પથ્થર ફાટ્યો અને તે પર ખડકેલાં લાકડાં અને અંગારા ચારેકોર ઉડ્યા. એક લાકડું તો રસોઈ કરતાં ભાઈની નજીક ઊડીને પડ્યું. એમણે તો તરત રસોઈ પડતી મૂકી, ને પરિસ્થિતિ શી છે તે જોવા ઊભા થઈ ગયા.

સળગતા અંગારા ઊડવાથી આસપાસ જ્યાં જ્યાં કચરો હતો તે ધૂંધવાવા લાગ્યું. એમનો તંબૂ પણ હમણાં સળગી ઊઠશે એવું લાગતું હતું. ત્રણેય થોડા થોડા દાઝ્યા હતા. પણ પેલા બંને ભાઈઓ હવે આ આફત કેમ ટાળવી તેના ઊંડા વિચારમાં ડૂબી ગયા.

ભોળાભાઈએ તો એક છેડેથી તંબૂ છોડીને પાડી નાખ્યો. ત્યારે બીજા ભાઈ, 'અરે, આ શું કરો છો? એ તો બગડી જશે.' એમ કહેવા લાગ્યા.

ભોળાભાઈએ તો કહ્યું કે હાથમાં જે સાધન આવે તે લઈને આજુબાજુ જગ્યા ચોખ્ખી કરી નાખો, કે આગ આગળ વધે નહીં બાકી બધું ધૂળ ધફા નાખી ભૂરી દો.

'અરે અમારી પ્રયોગશાળા, સંશોધનના નમૂનાને સાચવીએ કે તમે કહો છો એમ કરીએ?' બંને ડાહ્યાઓએ કહ્યું. એ બેઉ તો પોતાની ચીજો બચે તે માટે દોડધામ કરવા લાગ્યા. પણ હવે આગ ઠીક ઠીક પ્રસરીને ચગી હતી. વાયરો ય હતો. અને સ્થિતિ ધીરે ધીરે ભયજનક થતી જતી હતી. ભોળાભાઈએ તો પોતાની અક્કલ પ્રમાણે સૂઝ્યું તે કરવા માંડ્યું. પણ જ્યારે એમને લાગ્યું કે એક હારીએ ત્યાં બાર ચીજ સળગે એવો ઘાટ છે ત્યારે એમણે હાંક મારી કે, 'ભાઈ બધું પડતું મૂકી ચાલો. આ નજીક પાણીનું તળાવ છે તેને પેલે પાર. આગ ત્યાં આવી આપોઆપ અટકી જશે.'

'હવે જાવ તમે તમારે, અમે આગ ઓલવશું ને બધું બચાવશું પૂરા.' ભોળાભાઈ તો ખરેખર મૂઠી વાળીને હાથમાં બંદૂક લઈ ને ભાગ્યા! એમણે તળાવ આરે ઊભા રહી જોયું પણ આગ હરેથી જણાઈ નહીં. ત્યાં રહી રહી એમણે મિત્રોને ઘણી હાક મારી પણ કોઈ આવ્યું નહીં. માત્ર આગ જ નજીક આવતી હતી!

આખરે, તળાવ નજીક આગ આવીને ઠરી ગઈ. ઠરી શાની! આગળ વધતી અટકી ગઈ. બાકી તો સળગેલું ધૂંધવાતું હતું.

બીજે દિવસે કેડી કરતાં કરતાં સાવચેતીથી ભોળાભાઈ મૂળ થાનકે તપાસ કરવા ગયા તો બે શરીર દાઝી ગયેલાં પડ્યાં હતાં.

☆

સંસ્કાર તે કળા. કળાના સંસ્કાર વિના કૃતિ, સંસ્કૃત સમાજમાં અધૂરી ગણાય.

☆

કળા નાનામાં નાના માનવમાં પણ વિરાટનું પ્રતિબિમ્બ જોઈ શકે છે.

☆

દૃશ્ય કળાનો આનંદ ઉંમરે તો અંતરજ માણે, શ્રાવ્ય કળાનું પણ એવું જ. કળા આત્માની અભિવ્યક્તિ છે, અને કળાનો આનંદ પણ આત્મા જ માણે છે.

☆

સંસ્કારી આત્મા, સંસ્કૃત સમાજનું પ્રતિબિમ્બ જેનામાં ઝિલાયું હોય તે કળા.

☆

સરિતા વળાંક લેતી વખતે સહેજ કરી જાય છે એમાં પણ કળા છે.

☆

પક્ષી જમીન છોડતાં, ઊડતાં મધુર ધ્વનિ કરે છે, એમાં પણ કળા છે.

☆

શ્રમ અને કળા ભિન્ન નથી. એકબીજામાં ઓતપ્રોત છે ભિન્ન તો છે કળા અને વેડ.

☆

કળા એક ગાઢ કવચ છે તેમ જીવનના દિવ્યતાના ઈન્દ્રધનુ રચતો દીપ પણ છે

☆

આત્મા જ જેને સાંભળી શકે, એવો એવો ધ્વનિ પણ કાર્ય છે.

☆

મેઘનું પીંછું અને મોરપીંછ જેવું દર્શન વિના પણ અને મન ફિકાનો ભેદ ભૂલી જાય છે.

☆

શ્રમ આનંદ આપે છે ત્યારે તે શ્રમથી જન્મ લેતી કળા કલાકૃતિ હોય છે.

☆

કળા, જીવનમંત્ર છે. ...

મોટા પાયા પરના કેન્દ્રિત ઉદ્યોગો ચાલુ છે તેને વધુ ને વધુ પુષ્ટ કરવાનું ચાલુ છે, એવા જ કેન્દ્રિત નના ઉદ્યોગ વિશાળ પાયા પર સ્થાપીને વિકાસ કરવાની પણ આપણા નાજપુરુષોની નેમ છે તે સાથે, હસ્તઉદ્યોગો, ગ્રામોદ્યોગો અને ગ્રામવિકાસ માટે પણ તેઓ આતુર છે

એમની હાલત ગાલિબના આ શબ્દો જેવી છે—

ઈમાં મુઝે રોકે હૈ તો ખીંચે હૈ મુઝે કુફ્ર,
કાબા મેરે આગે હૈ, કલીસા મેરે પીછે!

ગાંધીજીએ દોરેલી ભારતના ભાવીની રૂપરેખા આપણી સામે જ છે પણ વળી આ દેશ આખી દુનિયા સાથે પણ વ્યવહાર કરતો છે. વિશ્વના પ્રગતિશીલ દેશોની હારોહાર રહેવું છે તે સાથે ગાંધીવિચારને ય છોડવો નથી. આનો અર્થ એવો નથી કે ગાંધીવિચાર પ્રગતિશીલ નથી ઔદ્યોગિક ક્રાન્તિમાં માનનારાઓ જેને પ્રગતિશીલ માને એવો, એ વિચાર અત્યન્ત, નથી

વિશાળ પાયા પર કેન્દ્રિત ઉદ્યોગ ધારો કે સ્થાપ્યા. પણ એ માટેના મજૂરો, કારીગરો ક્યાંથી આવશે? ગામડાંમાંથી જ ને? અને પરિણામે ગામડાં ભાંગશે કે વિકાસ પામશે? ગ્રામોદ્યોગો વિકાસ પામશે કે ધોવાતા જશે?

અને કેન્દ્રિત ઉદ્યોગો સ્થાપીને સરકાર કોઈ કોઈ વાર કેવી તો અસહાય થઈ જાય છે, તે હમણાં જ પડેલી વિશાળ ધોરણ પરની હડતાળો તેનાથી થયેલ દેશને કરોડોનું નુકસાન, અને હડતાળિયાઓને મનાવી લેવાના પ્રયાસો પરથી જણાય છે

વિશાળ ઉદ્યોગો સ્થાપીને એક એવો વિરાટ નવો વર્ગ આપણે ઉપસ્થિત કરીએ છીએ કે જે સંગઠિત હોય અને કોઈ પક્ષનો હાથો બને અને ધારે તો સરકારને સુદ્ધાં ભયમાં મૂકી શકે

જરૂરી રુત્તા પણ જ આવી એક વર્ગ સત્તા પણ વિકસતી જાય, એ કંઈ દેશના લાભમાં હોય એવું લાગતું નથી

જાતિહિત, પક્ષહિત વર્ગહિત કરતાં ય દેશનું હિત પ્રથમ વિચારવાનું છે એ હજી આપણા દેશે શીખવાનું છે એવા લોકમાનસનો વિચાર કર્યા વિના પશ્ચિમને ધોરણે વિશાળ અને કેન્દ્રિત ઉદ્યોગો સ્થાપીને રાજી થયા કરીશું તો વારંવાર મુશ્કેલીમાં મૂકાવું પડશે કુદરતે અત્યારે કેટલાના બધા રાજકીય પક્ષો સમાન દુશ્મન સામે સમાનપણે ઝૂઝયા એવું કટોકટીની સ્થિતિમાં બને કે કેમ એ પ્રશ્ન છે સરકારની મુશ્કેલી તે આપણી તક, એવું સૂત્ર કોઈ સત્તાસ્થાનનો ભૂખ્યો પક્ષ અપનાવે તો નવાઈ નહીં

ગામડાંના માણસોને ગામડાંમાં જ જોઈતી રોજી મળી શકે તો શહેરો વધુ ને વધુ વિશાળ થતાં અટકે અને એ જ જરૂરી છે કેમકે, વિરાટ થતાં જતાં શહેરો વિકટ પ્રશ્નો ઊભા કરે છે

ગામડે ગામડે વીજળી પહોંચાડવાની સરકારની નેમ છે વીજળીની સહાયથી નાના પાયા પરના ઘરઉદ્યોગો ગામડાંમાં ખીલવી શકાય ચાલુ ગ્રામોદ્યોગો ઉપરાંત, તો દેશવ્યાપી મુશ્કેલીઓ ઓછી થશે, ઊભી થતી અટકશે

સુધનક હુન્નરો શીખવા સુદ્ધાં ઘણા માણસો યુરોપ, અમેરિકા જાય છે પણ જે દેશે પશ્ચિમના વિરાટ પાયા પરના કેન્દ્રિત ઉદ્યોગો સફળતાથી વિકસાવ્યા છતાં પોતાના વિશિષ્ટ ગૃહઉદ્યોગો પણ ચાલુ રાખ્યા છે તે જાપાન તરફ કોઈના પગલાં જતાં જણાતાં નથી એ આશ્ચર્ય નથી?

કેટલાક ઉદ્યોગો તો કેન્દ્રિત હોવાના જ, પરંતુ બધા જ ઉદ્યોગો કેન્દ્રિત અને વિશાળ ધોરણે હોવા જોઈએ એ જરૂરી નથી આ હકીકતનો સ્વીકાર નહીં થાય તો આજ કરતાં ય વિકટ મૂંઝવનારા પ્રશ્નો ભવિષ્યે ઊભા થવાના છે

☆

* હિન્દુસ્તાનમાં દર વર્ષે ૭૫ લાખ માણસો મેલેરિયાનો ભોગ બને છે અને ૨૦ લાખ જેટલા માણસો તો મૃત્યુ પામે છે માંદગીથી થતી સમય શરીર અને નાણાંની ખુવારીનો આંક તો કેવડો ય મોટો હશે!

* હિન્દુસ્તાનમાં દર સો માણસે એક ક્ષયની બીમાર છે દેશમાં પચીસ લાખ ક્ષયના દર્દી છે અને દર વર્ષે પાંચ લાખ માણસો એનાથી મરણ પામે છે

[૬૭]

વિશ્વરૂપથી સહજ થયેલો,
વિવિધ દેહ ધારણ કરનારો
અને સર્વ કંઈ જાણનારો
એક સત્ય સ્વરૂપ આત્મારામ જ છે.
દેહમાં રહેવા છતાં, દેહને અલગ રાખીને,
વિવેકપૂર્વક એને ગ્રહણ કરવો જોઈએ.
પછી હું, તું આ વિભાગો મિથ્યા થઈ જાય છે.
વાસ્તવમાં સૌના હૃદય કમળોમાં
એ એક જ ચિત્-સૂર્ય,
અલિપ્તતાપૂર્વક પ્રકાશમાન છે.
ધ્યાનાદિ સાધનાના અનેક પ્રયોગ આપણે કરીએ છીએ.
પણ એ બધા પ્રયોગોના આધારભૂત,
એ સૌના પ્રકાશદાતા,
એ બધા પ્રયોગોથી ભિન્ન જ છે.
મનુષ્યની આંખોમાં હજારો ભાવો ઊઠેલા દેખાય છે.
એ બધા એક આત્મામાંથી જ નીકળેલા છે.
એટલા માટે આંખોનાં રૂપ, અથવા અક્ષિ પુરુષને
શાસ્ત્રકારોએ એક ચૈતન્યચિહ્ન જ માન્યું છે.

[૬૮]

પદાર્થના વર્ગ– ભાવ અને અભાવ.
ભાવના વર્ગ– સગુણ અને નિર્ગુણ.
સગુણના વર્ગ– વ્યક્ત અને અવ્યક્ત.
વ્યક્તના વર્ગ– સ્થૂળ અને સૂક્ષ્મ.
તર્કશાસ્ત્ર પૂછે છેઃ
ઈશ્વરને આપ કઈ કોટિમાં મૂકશો?
શ્રુતિ કહે છે– કોઈ પણ કોટિમાં નહીં.
ભક્ત કહે છે– બંને કોટિઓમાં.
જ્ઞાનદેવ કહે છે–
કોટિ જ નથી.
અને ઈશ્વર છે–
એટલા માટે તર્કનું કામ જ નથી

[૬૯]

બીજ પહેલાં, કે ફળ પહેલાં?
જગતની રચના કેવી રીતે થઈ?
કાર્ય-કારણનો સબંધ કયા પ્રકારનો?
એવા પ્રશ્નોની ચર્ચા કરવાનો ઘણાને શોખ હોય છે.
વાસ્તવમાં, ન તો કદી એ પ્રશ્નનો નિકાલ આવી શકે છે, ન તો આધ્યાત્મિક જીવન સાથે એનો સંબંધ છે.
આધ્યાત્મિક સિદ્ધાંત તો પ્રત્યક્ષ સિદ્ધાંત પર રચાય છે.
આધ્યાત્મિક દૃષ્ટિથી ખરી જરૂર છે એ અનુભવની કે આત્મા આંતરબાહ્ય સર્વત્ર વ્યાપ્ત છે.
એમાં બધા સિદ્ધાંતોનો સહજ જ સમન્વય થઈ જાય છે.

[૭૦]

કર્મયોગી, કર્મ દ્વારા ઈશ્વરની સેવા કરવાની ધુન રાખે છે.
જ્ઞાનયોગી બુદ્ધિથી ઈશ્વરનું સ્વરૂપ જાણી જાય છે.
અને મૌનથી જ, એની યોગ્ય સ્તુતિ થાય છે.
એવું છે એનું સ્વયંભૂ સ્વતઃસિદ્ધ સ્વરૂપ.
એવી સ્થિતિમાં જ્ઞાનદેવના ધ્યાનમાં જ નથી આવતું કે આટલી વિપરિત અભિલાષા સાધક કેમ રાખે છે!
અને ઈશ્વર એને રાખવા કેમ દે છે!

## ૧૦. ભક્તિઃ એકમાત્ર સાધન

[૭૧]

ચિત્તથી અવાંતર બધું જ્ઞાન કાઢીને બહાર કર.
કેવળ ઈશ્વરને જ ઓળખ.
ગુરુ પાસેથી એની વિદ્યા શીખી લે,
મનથી એનું મનન કર,
બુદ્ધિથી એનો નિશ્ચય કર.
આપણે કહ્યા કરીએ છીએ કે, ભક્તિ, પ્રેમ જુદા છે અને જ્ઞાન જુદું છે.
બીજા વિષયોમાં એ ભલે એવું પણ હોય, તો પણ ઈશ્વરને તે લાગુ પડતું નથી.

કેમકે ઈશ્વરને જાણનારો, એના પર પ્રેમ કર્યા વિના રહી શકતો નથી.
એટલા માટે જ્ઞાનદેવ નિશ્ચયપૂર્વક કહે છે કે, એક માત્ર ઈશ્વરને જાણી લે,
તો પછી બધું એમાં આવી ગયું.

[૭૨]

દીવા, તારા અને ચંદ્ર,
એ બધું મળીને પણ દિવસ બની શકતો નથી,
દિવસ, સૂરજ ઊગતા જ પ્રગટ થઈ શકે છે.
અન્ય સાધન અને ઈશ્વર-ભક્તિની આ તુલના છે.
અન્ય સાધન પ્રપંચી વાતો પર જે કંઈ પાડી શકે એ જ ખરું, પરંતુ પ્રપંચનું જ છેદન કરનારો પ્રકાશ એનાથી નથી મળી શકતો
અંદર ને અંદર ભટકતું હોય
તો રસ્તા અનેક છે.
બહાર નીકળવાનો રસ્તો એક જ છે.
કેવળ શ્રવણ વ્યાખ્યાનાદિ જ્ઞાન માર્ગ પ્રાણહીન સાબિત થાય છે.
કેવળ કર્મમાં પ્રવૃત્ત કરનારો કર્મમાર્ગ દૃષ્ટિહીન ઠરે છે.
એટલા માટે જો આત્મ નિગ્રહનો યોગમાર્ગ સ્વીકારીએ, તો ઈશ્વર ભક્તિના અભાવમાં એ પણ સિદ્ધિ તરફ લઈ જનારો ઉપાય જ થઈ જાય છે.
સર્વ સાધનોની કસોટી એ જ છે કે
'હું ઉત્તમ અને બીજા હીન' એ રીતે ઊંચ નીચ ભાવ, અથવા અમુક મારા બાકીના પરાયા, આ ભેદભાવ દૂર થાય.
સર્વત્ર માત્ર ઈશ્વરવાળી ભક્તિ જ કસોટી પર પૂરી ઊતરી શકે છે.
સ્થિતિ એવી છે કે, અન્ય સાધનોથી એ અનિષ્ટ ભાવોમાં વૃદ્ધિ ન થઈ તો મહેરબાની.
એટલા માટે આવો,
બધા ભેદભાવ ત્યાગીને—
વિશ્વાત્મૈક્યરૂપ ભક્તિનો આશરો લઈએ.
નિવૃત્તિ મુનિના પ્રસાદથી જ્ઞાનદેવને એવી બુદ્ધિ પ્રાપ્ત થઈ છે.

[૭૩]

અકાર, ઉકાર, મકાર,
આ પ્રકારનો વિશ્લેષણાત્મક વિચાર કેટલો યે કર્યો તો પણ ઈશ્વરને કેમ જાણશો?
કેમકે તે તો સંશ્લેષણ સ્વરૂપ છે.
ત્રણ માત્રાઓનો ઓમકાર બન્યો
પરંતુ કહે છે કે એ ત્રણ માત્રાઓની જોડને પણ પેલે પાર, અર્ધી માત્રા પર છે.
અને એ અર્ધી માત્રા, ગણિતમાં અર્ધી મનાઈ હોય તો પણ, વસ્તુસ્થિતિએ અપાર છે.
ટુકડાની જોડથી પૂર્ણનું નિર્માણ નથી થઈ શકતું.
પ્રથમ ટુકડા કરો પછી જોડ કરો,
આ તાર્કિક પ્રક્રિયા પૂર્ણના આકલન માટે નિરુપયોગી છે
ઈશ્વર તો પૂર્ણના તે પાર કેવળ અપરંપાર છે.
પ્રેમ વિના એનું આકલન નથી થઈ શકતું.
ઈશ્વર છે તો જ્ઞાનમય, પણ મળ્યા કરે છે એ પ્રેમથી.
પરંતુ, એની એ ખૂબી અનુભવી પુરુષના ધ્યાનમાં આવી છે

[૭૪]

ભજન, અર્થાત્ સર્વ દેહોમાં ભજન,
અર્થાત્ ઈશ્વર ભાવનાથી ભૂતસેવા.
કળિયુગમાં બીજું એવું સાધન નથી,
ભિન્ન ભિન્ન પક્ષોના ઝઘડા વા કજિયા,
આ છે કળિયુગનું સ્વરૂપ.
કલિ શબ્દનો અર્થ જ એ છે.
એટલે સર્વોદય માટે પ્રયત્નશીલ ભજન જ એ પર અકસીર ઇલાજ છે.
એકબીજાના વાસ્તવિક હિત એકબીજાથી વિરુદ્ધ રહેતા જ નથી.
આ નિજ જ્ઞાન એનો પાયો છે.
એનાથી મુક્તિનો માર્ગ સહજ જ મુક્ત થનારો છે
પછી સંકુચિત અહંતા લુપ્ત થશે.
પરસ્પર સદ્ભાવ જાગૃત થશે,
સર્વત્ર સુખ ફેલાઈ જશે
જ્ઞાનદેવને નિવૃત્તિ ચરણ-પ્રસાદથી પ્રાપ્ત આ સંકેત ગીત છે.
એમાં એને સદા આનંદની અનુભૂતિ થતી રહે તે કોને નહીં થાય?

પૂરીના મોટર સ્ટેન્ડ પર મોટર અટકી તે સાથે જ શબ્દો કાને પડ્યા : 'મુન્શીજી, એક પૈસો!'

એકધારા ઘરૂ...ઘરૂ...પોં...પોં...થી કાન ઘેરાઈ ગયા હતા, મન અકળાયું હતું. ધૂળિયા શરીરે મોટરમાંથી ઊતરતાં જ વાતાવરણમાં એક અજબ પરિવર્તન અનુભવ્યું. મોટરના કર્કશ અવાજને બદલે એક કરુણ કંઠનો ક્ષીણ સાદ સંભળાયો : 'મુન્શીજી, એક પૈસો!'

વસંત ઋતુ હતી. કવિની કોયલો તો વન-ઉપવનમાં કુજતી, કલ્લોલતી હશે, પણ પૂરીમાં તો એનો અણસારોય ન હતો. હૃદયને પીગળાવવામાં નિષ્ફળ જવા છતાં એ કરુણ ને કરુણ થતો જતો અવાજ ગુંજ્યા જ કર્યો : 'મુન્શીજી, એક પૈસો!'

મુન્શીજી ક્યાં છે? પૈસો ક્યાં છે? એનો કોઈએ જવાબ ન આપ્યો. તેમ પોકાર કરનારે ય તે પર કશું ધ્યાન ન આપ્યું. એક મેલું કપડું શરીરે વીંટાળી, છાતીનાં હાડકાં બતાવતો તે બસ એ જ શબ્દો ફરી ફરીને, હાથ લંબાવીને કહ્યા કરતો : 'મુન્શીજી, એક પૈસો!'

એના પગ ધ્રૂજતા હતા. આંખો જાણે કોતરમાં ઘૂસી ગઈ હતી. સૂકા હોઠોને ચીરતા ચાર પીળા દાંત બહાર નીકળતા અને પેટ જાણે કે પીઠ સાથે ચંપાઈ જવાનો પ્રયત્ન કરતું હતું. એને કદાચ એની પણ ખબર નહીં હોય કે પોતે આ દુનિયામાં છે કે નહીં. તોપણ, એક હાથે મોઢે બેસતી માખીઓને ઉડાડતો એકની એક વાત સૌને મોઢે, હાથ લંબાવીને કહેતો : 'મુન્શીજી, એક પૈસો!'

પાંડે પાસે એક પૈસો માંગ્યો તો એમણે મોઢું ફેરવી લીધું. મિશ્રની પાસે માંગ્યો તો એમણે ધુત્કારી કાઢ્યો. ડૉ. બેનરજીને મુન્શીજી કહ્યા ત્યારે તેમની આંખો લાલ થઈ ગઈ. એક કાર્યકર્તા પાસે પૈસો માંગ્યો તો એમણે 'ભીખ ન માગવા વિશે' આખું એક ભાષણ જ ફટકારી કાઢ્યું! બેઠેલા એક શેઠજી ગજવામાં હાથ નાખીને બેઠા હતા. એમના મનમાં હશે કે 'શેઠજી' કહે તો એક પૈસો આપી દઉં, પણ એમનેય જ્યારે 'મુન્શીજી' કહ્યા ત્યારે તો એ રાતાચોળ થઈ ગયા. બસના મુસાફરો આગળ એણે સોએક વાર ટહેલનું એકનું એક વાક્ય કહ્યું. કોઈએ કહ્યું—'આ તો એની ટેવ છે.' કોઈએ કહ્યું—'ગાંડો છે.' કોઈએ વળી એને 'દારૂડિયો' પણ કહ્યો! કોઈએ એમાં સુધારો કર્યો કે, 'ના, એ ગંજેરી છે!' ભિખારી બધું સાંભળતો હતો. એકેય આરોપ, લાંછનનો એણે પ્રતિકાર ન કર્યો. અનેક તિરસ્કારો મળવા છતાં એની આંખમાં આંસુ ન હતાં. ગાળો વરસી તોયે તેના પગ પાછા ન વળ્યા.

નજીકથી મેં એના લંબાયેલા હાથમાં એક આની મૂકી દીધી. પછી પૂછ્યું : 'ક્યા મુન્શીને તું શોધે છે?'

એણે એક આનીને આંખ પાસે લઈ જઈ કહ્યું : 'હા, એક પૈસો. આપી દીધો તે સારું જ કર્યું! તમે જ તો લીધો હતો ને? પછી બીજો કોણ આપે?'

હું અચંબાથી એના તરફ જોતો રહ્યો. મેં કહ્યું : 'વાહ રે! મેં વળી તારી પાસેથી ક્યારે પૈસો લીધો હતો?'

મેં જોયું કે મારા પ્રશ્નથી એની ગરદનની નસો ઊપસી-તણાઈ આવી હતી. એ જોરજોરથી કહેવા લાગ્યો : 'ક્યારે પૈસો લીધો હતો એ પૂછો છો? પાંચ વરસ પરની વાત ભૂલી ગયા? એ જ પેલું નાનકડું ઘર—શું તમને યાદ નથી? શું મારા રાધુ ને ગોવિંદ હજી ત્યાં જ રહેતા હશે? મેં તો કેવળ પચાસ રૂપિયા જ લીધા હતા તે આટલા વહેલા ભૂલી ગયા!'

એટલું કહીને એ અટક્યો. એકે શ્વાસે બધું કહી દેવાથી એ થાકી ગયો. માથે પરસેવો વળી ગયો. થોડી વાર આંખો મીંચી લીધા પછી એ ફરી બબડવા લાગ્યો : 'હા, પચાસ રૂપિયા! ફરી ફરીને પાંચ વર્ષમાં જ પાચસો!!' એ આંખ ફાડીને મારી સામે જોઈ રહ્યો.

મોટર ચાલવાનો અવાજ આવ્યો. એની વાત સાંભળી હું ઉદ્વિગ્ન થઈ ગયો. મોટર ધીરે ધીરે આગળ વધી અને એણે ફરીફરીને જોરજોરથી કહેવા માંડ્યું : 'હા, હા. પાંચસો રૂપિયા. જમીન, ઘરબાર—બધું છીનવી લીધું—હું આજે ભીખ માગું છું, ભીખ. હું તમને જ શોધતો હતો મુન્શીજી!.. ઓ મુન્શીજી!!...મારા રાધુ ને ગોવિંદ ક્યાં છે? ઓ મુન્શીજી!'

મોટર આગળ નીકળી ગઈ હતી. ફક્ત ભિખારીનો ક્ષીણ સાદ મોટરના પૈડાંમાં પિસાતો મારા કાનમાં ગુંજતો હતો.

*

હું કેટલીય વાર તે રસ્તેથી ગયો-આવ્યો પણ ફરી પેલો અવાજ હું સાંભળી શક્યો નહીં. અનેક વાર મારી આંખો કોઈને શોધતી રહી. કેટલાય માણસોને મેં જુદથી

એક વિચાર છે પણ ધર્મબુદ્ધિમાંથી જન્મેલો વિચાર છે.

ભયમાંથી જન્મેલી કર્તવ્યબુદ્ધિ અને ધર્મબુદ્ધિ-પ્રેરિત કર્તવ્યભાન જુદાં છે. ભયની લાગણીથી થતાં કાર્યો શિથિલ થાય. ધર્મબુદ્ધિથી પ્રેરાયેલાં કાર્યો અટકતાં નથી.

જેલમાં એવો નિયમ હોય છે—કે હતો—કે કેદી તેને અપાયેલું કામ પૂરું ન કરે તો તેને દંડરૂપે, રોજ અપાતા ભોજનને બદલે રાબ આપવી. 'ખોરાક નહીં મળે' એવા ભયથી કેદી કામ પૂરું કરે. આમ છતાં, કેદીઓ હઠે ભરાઈને કોઈ કોઈ વાર સાવ કામ જ મૂકી દેતા—ભલે મારવા હોય તો ભલે મારો, કામ નહીં કરીએ! અને કોઈ કેદી જ્યારે આવી હઠ કરે ત્યારે બીજા કેદીઓ અંદર-અંદર તેની પ્રશંસા પણ કરે કે 'ગાળો છે તો જબરો.'

વિનોબાજી જેવા પણ જેલમાં ગયેલા. તેમણે તો સામેથી કામ માગી લીધેલું! તે કંઈ જેલના અધિકારીઓ કે દંડના ભયથી નહીં, પણ કર્તવ્યભાનથી પ્રેરાઈને જ. અને તેથી તેઓ ક્યારેય કર્તવ્યવિમુખ થયા ન હતા.

આ બધું એમ સૂચવે છે કે આપણી જીવન પ્રવૃત્તિ ફરજ અને ધર્મબુદ્ધિ-પ્રેરિત કર્તવ્યભાનથી ચાલવી જોઈએ ભયથી નહીં. આ માત્ર તર્કશીલાનો પ્રશ્ન નથી.

કાચબો ભયથી પોતાનાં અંગો ઢાલ નીચે સંકોચે છે તેમ વિનાશનાં ભયથી નહીં પણ જીવનપ્રેમથી, બહેકતી ઇન્દ્રિયોને સંકોચીએ. ક્રિયાં તો સરખી જ છે પણ તેના પ્રેરકો જુદા છે. અને અંતિમ પરિણામો પણ જુદાં જ હોય છે. ભયનું રક્ષણ શાંતિદાયક હોય ખરું? અભય જ સંરક્ષે છે.

ઊંચા એટલાની કોર પર ઊભેલા શિશુને મા ભય બતાવે છે, 'દીકરા નીચે ઊતર, કોર પરથી ક્યાંક પડી જશે.' એ વાસ્તવમાં પુત્રપ્રેમ છે. અને માતાનો એ પ્રેમ જ પુત્રનું રક્ષણ કરે છે.

સૂર્યની સામે ઊભા રહી કહી શકાય કે સૂર્ય મારી સામે છે, અને સૂર્યવિમુખ ઊભા રહીને પણ કહી શકાય કે સૂર્ય મારી પીઠ પાછળ છે—પણ એમાં ઔચિત્ય કેટલું? એ કથન સાંભળનારો શાણો માણસ હોય તો તેને કહ્યાં વિના ન જ રહે કે, 'અલ્યા તું તે કેવો મૂરખ છે કે સૂરજને પીઠ દઈને ઊભો છો!'

તેમ, કોઈ કહે કે, જીવન-પ્રવૃત્તિ ભયમાંથી જ ઉદ્ભવે છે તો એને કહી શકાય કે, 'અલ્યા, તું તે કેવો કે, શયતાનને જ જુએ છે, અને ઈશ્વરને નથી જોતો!'

આમ ઘણાય રૂઢ વિચારોમાં દૃષ્ટિપરિવર્તન થવાની જરૂર છે.

☆

પરીક્ષાઓ પતી ગઈ અને નિશાળમાં રજા પડી. કુમુદના પિતા મુંબઈમાં ધંધો કરે. છોકરા વતનમાં ભણે. રજામાં પિતા ગામે આવ્યા અને ફરી મુંબઈ જવાના હતા. એમણે કહ્યું કે, 'કુમુદ, હમણાં રજા છે એટલે તું મારી સાથે મુંબઈ ચાલ.'

'પણ મારે પાછા ફરવાનું?'

'રજાઓ આખી ત્યાં ગાળવાની, ને પાસ થશ તો હવે મુંબઈમાં જ આગળનું ભણજે.'

'પણ પરીક્ષાના પરિણામની શી ખબર પડે? કેમકે, આ પણ મુંબઈ આવવાના છે ને?

'ઠીક, હું હેડમાસ્તરને મળીને ગોઠવણ કરી આવું છું કે પરીક્ષાનું પરિણામ તેઓ આપણને મુંબઈ જ લખી જણાવે.'

કુમુદના પિતા હેડમાસ્તરને મળ્યા અને એક પરબિડિયું આપી કહ્યું કે, 'અમે મુંબઈ જઈએ છીએ, પરિણામ મુંબઈ લખી જણાવજો.'

હેડ માસ્તર ભલા હતા. એમણે હા પાડી

કુમુદ એનાં માતાપિતા સાથે મુંબઈ ગયો.

પરીક્ષાના પરિણામો જાહેર થયા. ત્યારે ગામના એક ભાઈ તે જ દિવસે મુંબઈ જતા હતા તેમને હેડ માસ્તરે પરિણામ લખી આપ્યું. એ રીતે કુમુદને પરિણામ વહેલું જાણવા મળે એમ હતું. ને વિદ્યાર્થીને તો એની ખૂબ જ ઉત્કંઠા હોય.

એવામાં હેડ માસ્તરની બદલી થઈ. પ્રમાણિક હેડ માસ્તરે ચાર્જ સોંપતાં પેલું કોરું પરબિડિયું પણ હકીકત જણાવી સોંપ્યું. નવા હેડ માસ્તરે એની વિગતજણાવી હેડ ઑફિસે પૂછાવ્યું કે પરબિડિયાનું શું કરવું?

ત્યાંથી વળી પૂછાવ્યું આવ્યું. હેડ માસ્તરે એનો ખુલાસો કર્યો. પછી તો એ તુમાર પર જાતજાતના ને જુદા જુદા કાનૂનો, અધિકારીઓએ મારી હેડ માસ્તરને એ બધો પત્રવ્યવહાર સાચવવા એક ચૂરી ફાઈલ જ કરવી પડી! માથા કરતા પાઘડી મોટી થઈ ગઈ! આવું જ, ભાંગેલી ખુરશી, તૂટેલું માટલું, ખૂટેલો સ્ટૉક—આદિ બાબતો અંગે બનતું હોય છે. અર્વાચીન જટિલ તંત્રોની એ બલિહારી છે!

—મ.

# પશ્ચિમ એશિયાની પરિસ્થિતિ

**પશ્ચિમ એશિયામાં અણધારી જાગેલી કટોકટી પ્રત્યે આખા જગતનું ધ્યાન હાલ કેન્દ્રિત થયું છે અને ત્યાંની પરિસ્થિતિ પળે પળે પલટાતી અસ્થિર છે આ અંક વાચકોના હાથમાં આવશે ત્યારે ત્યાં શી પરિસ્થિતિ હશે તેની કલ્પના કરી શકાતી નથી પણ છેલ્લા કેટલાક સમયથી ત્યાં આવેલી જાગૃતિ અને વારંવાર હુલ્લડોમાંથી જ આ બધી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે તો એની પાછળ કયાં કારણો છે તે જોઈએ તો ભારતને જકડી રાખતા પરદેશી અને ત્યાં સામ્રાજ્યવાદી તત્ત્વોની ખો સમાપ્તી આપણી રાષ્ટ્રીય જાગૃતિ આવી હતી તેવું જ ત્યાં પણ જણાય છે નાનામાં નાના દેશને પણ આજે પોતાની આઝાદી, સ્વતંત્રતા તેના ઉત્થાન માટે જોઈએ છે, અને એમ કરતાં જે કોઈ તત્ત્વો આડે આવે તેને કોઈને કોઈ રીતે દૂર કરવાની પદ્ધતિ મજાની વૃત્તિ રહે છે**

**પશ્ચિમ એશિયા એ દુનિયાનો સમૃદ્ધ તેલ વિસ્તાર છે એ કુદરતી સંપત્તિનો સમસ્ત પ્રજાના કલ્યાણ માટે ઉપયોગ થયો હોત તો તે પ્રદેશ અને ત્યાંની પ્રજાની આખી સૂરત પલટાઈ ગઈ હોત તેને બદલે પરિસ્થિતિ શી છે તે દર્શાવતા એકએક પ્રદેશના દાખલા અહીં આપ્યા છે ત્યાંની ઘોર પછાતપણા પાછળ એ જૂની સામંતશાહી રાજ્યવ્યવસ્થા ઓછી કારણભૂત નથી.**

કુવૈત બહેરાઇન, કતાર આદિ પ્રદેશો જુદા જુદા શેખોના હાથમાં છે એ રાજ્યો બીજા વર્ગના ગણાય છે ક્ષેત્રફળના પ્રમાણમાં આવકની દૃષ્ટિએ જોઈએ તો એમની સ્થિતિ વધુ સદ્ધર અને સારી છે પણ તેના દર્શન તે તે પ્રદેશની સામાન્ય જનતામાં થતા નથી. કેમકે શાસન પ્રણાલિ સાવ જૂનવાણી છે તે તે પ્રદેશોની સમૃદ્ધિ તેલની અખૂટ સમૃદ્ધિને આભારી છે અને એ તેલને કારણે જ દુનિયાના પ્રથમ પંક્તિના રાષ્ટ્રોને તેમનામાં ભારે રસ છે

કતારનું ક્ષેત્રફળ પાંચ હજાર વર્ગ માઈલ છે અને વસતિ માત્ર ચાળીસ હજારની છે છતાં તેલ દ્વારા થતી વાર્ષિક આમદાની વીસ કરોડની છે' એક હજારે રોજના કરોડ રૂપિયાની આવક'! અને છતાં તે પ્રદેશની પ્રજા એક દરે ઘણી પછાત, અશિક્ષિત ગરીબ છે' આનું કારણ એ છે કે બધી આવકનો માલિક કતારનો શેખ જ છે! અને બધી આવક તે લગભગ પોતાને માટે જ વાપરે છે કે રાખે છે!

એક દાખલો જોઈએ કતારના શેખે ૧૯૫૦માં ૪૫૦ અમેરિકન મોટર ગાડીઓ મંગાવેલી. પ્રજા માટે નહીં, માત્ર પોતાના ઉપયોગ માટે' એ મંગાવ્યા પછી તે નવી ગાડીઓ ૧૯૫૧ સુધી પેટીમાં જ પેક પડી રહી' શા માટે? એ મોટરો ચાલી શકે એવા પાકા રસ્તા જ ત્યાં ન હતા! આવું અંધેર' અને આવો મનસ્વી કારભાર'

એવો જ એક બીજો દાખલો એ શેખનો છે. શેખે સઉદી અરબના શાહને પોતાને ત્યાં આમંત્ર્યા અને તેઓ આવે ત્યારે તેમના યોગ્ય સ્વાગત માટે તૈયારીઓ ચાલી શાહના ઉતારા માટે પચાસ લાખ રૂપિયાના ખર્ચે એક કીમતી સરાઈ બાંધવામાં આવી શાહ તો આવ્યા અને ગયા હવે એ સરાઈનો કશો ઉપયોગ થતો નથી' શાહ જેવા 'ઉત્તમ પુરુષ' જેમાં રહી ગયા હોય તે મકાનને તો 'પવિત્ર ઇમારત' તરીકે માત્ર જાળવી રાખવી જોઈએ એ વિચારે માત્ર તેની દેખભાળ રખાય છે! એ ધોળા હાથીને નકામો નભાવવા પાછળ કેટલું ખર્ચ થતું હશે?

એ જ શેખે એક બહુ કીમતી નૌકા રાખી છે તેને નભાવવાનું ખર્ચ દર અઠવાડિયે પચીસ હજાર રૂપિયા આવે છે અને તેનો ઉપયોગ શો થાય છે? નસકરાથી ખજૂર લાવવા માટે' અથવા એવા જ સામાન્ય કામ માટે'

કુવૈત, બહેરાઇન કતાર આદિ શેખોના શાસનવાળા પ્રદેશોના રાજ્યકારભારમાં પ્રજાનો કશો અવાજ કે હિસ્સો નથી. રાજ્યના મુખ્ય અધિકારીઓ શેખના સગાવહાલાઓ જ હોય છે સામાન્ય અધિકારીઓ બીજા હોય છે ખરા પણ તેમને તો શેખ અને તેમના સગાવહાલાઓની ઇચ્છા મુજબ વર્તવાનું હોય છે

સરકારી અધિકારી મોટે ભાગે એમ જ સમજે છે કે અમારે સારા મકાનમાં ખાનદાનને છાજે એ રીતે મોટામાં મોટા ઠાઠમાઠથી રહેવું રેશમી કપડાં પહેરવાં સોનાની ચીજો ને કીમતી પરિધાન પહેરવાં એ જ કામ છે! સામાન્ય પ્રજાને વિશે એમના મનમાં કોઈ ઊંચો

ખ્યાલ નથી. કેટલો બધો હલકો ખ્યાલ હોય છે તે એક દાખલા પરથી જણાશે.

કુવૈતના કેટલાક જાગૃત વિચારના માણસોએ એક રાજકીય પક્ષ સ્થાપી તેનું સંગઠન કરવાનો વિચાર કર્યો, અને રાજ્યકારભારમાં પ્રજાનો હિસ્સો હોવો જોઈએ એવી માંગણી કરી. અધિકારીઓએ એ આખી પ્રવૃત્તિ દાબી દીધી. અને લોકોમાં ફરી એવા વિચારો જાગે જ નહીં એટલા માટે શિક્ષણમાં ભૂગોળ શીખવવી જ બંધ કરી–મનાઈ ફરમાવી!

પરંતુ આ વીસમી સદીમાં જ્યાં આવી પ્રત્યાઘાતી, પ્રજાવિરોધી શાસનપ્રણાલી ચાલતી હોય ત્યાં કાયમની શાંતિ ક્યાંથી સંભવે?

જ્યાં હમણાં બળવો થયો અને પ્રજાકીય શાસન સ્થપાયું તે ઇરાકની કુલ વસતિ ૪૮ લાખ છે. રાજ્યનો ક્ષેત્ર વિસ્તાર ૧૮૦ હજાર વર્ગ માઈલ છે. પણ તેલ દ્વારા થતી આવક અઢળક છે. ઇરાક, સઉદી અરબ અને ફારસની ખાડીનાં નાનાં રાજ્યો–એ બધાની ભેગી વસતિ માત્ર પોણો કરોડ છે, પણ સંયુક્ત, વાર્ષિક આવક ૧,૨૫૦ કરોડની છે[1] પણ એ સંપત્તિનો ઉપયોગ તે તે પ્રદેશના શાહી કુટુમ્બો મનસ્વીપણે જ, પોતાના હિત માટે જ મુખ્યત્વે કરે છે! આવા આપખુદ રાજકારભારમાંથી જ આરબ રાષ્ટ્રવાદનો જન્મ થયો છે અને તેને સમયનાં પરિબળોનો ટેકો છે. રાજ્યકર્તા વર્ગ સમયની માગનો ઇન્કાર કરે છે અને તેમાંથી સંઘર્ષ–અથડામણ જન્મે છે.

## આરબ દેશોનો વિસ્તાર અને વસતિ

| | ક્ષેત્રફળ (હજાર વર્ગ માઈલમાં) | વસતિ (લાખોમાં) |
|---|---|---|
| મિસર | ૩૮૬ | ૨૪૦ |
| સીરિયા | ૬૬ | ૩૭ |
| યમન | ૭૫ | ૪૫ |
| લેબેનોન | ૩.૬ | ૧૩.૬ |
| ઇરાક | ૧૮૦ | ૪૮ |
| જોર્ડન | ૩૭ | ૧૪ |
| સઉદી આરબ | ૧૫૦ | ૭૦ |
| કુવૈત | — | ૨ |
| બહરાઈન | .૦૨ | ૧.૬ |
| કતાર | ૫ | ૪૦હજાર |
| ઇઝરાઈલ | ૮ | ૧૭ |

રાજા ફારૂકને પડવું પડ્યું ત્યારે એણે જતાં જતાં ભવિષ્યવાણી ભાખી કે હવે દુનિયામાં માત્ર પાંચ જ રાજાઓનું અસ્તિત્વ રહેવાનું છે, ગંજીફાના ચાર રાજાઓ, લાલનો રાજા, કાળીનો રાજા, ફુલ્લીનો રાજા અને ચોકટનો રાજા અને પાંચમો ઇંગ્લેન્ડનો!

જગતનો રાજકીય પ્રવાહ જોતાં ભવિષ્યવાણી સાવ સાચી છે. પણ જેમણે જમાનાથી આપખુદ શાસન કર્યું છે, અઢળક સમૃદ્ધિનો અંગત હિત માટે જ ઉપયોગ કર્યો છે, તેમને ગળે એ વાત કેમ ઊતરે? એટલે સમયની સામે થાય છે અને તેમાંથી આજની પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે.

પશ્ચિમના ઇંગ્લેન્ડ, અમેરિકા દેશોનું આરબ રાજ્યોના તેલ ઉદ્યોગમાં ભારે હિત છે. અને તે માટે ત્યાંના શાહો અને શેખોને રાષ્ટ્રવાદી ચળવળ સામે ટકાવી રાખવા મરણિયા થઈને પૈસા ટકાથી માંડીને શસ્ત્રો અને લશ્કરની મદદ આપે છે.

બ્રિટને જ્યાં હમણાં લશ્કર ઉતાર્યું ત્યાં, બ્રિટિશ છાવણી છે. તે બીજા વિશ્વયુદ્ધ વખતે ઇઝરાઇલમાં હતી, તે ત્યાંથી જોર્ડન ખસેડવી પડી. અને તે માટે બ્રિટન જોર્ડનના શાહને વાર્ષિક ૨૦ લાખ પૌંડની 'મદદ' કરે છે'

આમ છતાં, બીજા વિશ્વયુદ્ધ પછીની પલટાયેલી પરિસ્થિતિ, પછાત દેશોની જાગૃતિ જોતાં પશ્ચિમના દેશોના સમયના પ્રવાહ વિરુદ્ધના પ્રયાસો છેવટે નિષ્ફળ જવાના છે એમ કહી શકાય.

### રાગ ત્યાગ

પ્રેમના ચંદનતરુને ભીંસતાં
મોહનાસર્પો તણાં ટોળાં અહો!
રાગનો મહુવર થશે હોઠે અને
ત્યાગની એક ફૂંકથી આઘા સરે!

ચન્દુલાલ દત્તાણી

### કરવત

કાળ કરવત છે એ કહું કોણે?
આવ-જા તો કરે છે મારો પ્રાણ!
હું જ રહીને અખંડ, કાપું છું!
ખૂટતો કાળ એવું છે એ ધારણ!

રતિલાલ—અનિલ

[પાન ૪ થી ચાલુ]

૫૩." (મં. પ્ર. ૨૦) શરીરને પરિગ્રહ ગણાવીને આ વ્રતમાં સામાજિક ઉપરાંત આધ્યાત્મિક અર્થ ભરી દીધો. અભયને વ્રતમાળાનું મંગળાચરણ ગણાવીને તેનો સામાજિક અને આધ્યાત્મિક અર્થ ઘટાવી તેની અગત્ય બતાવતા લખ્યું: "મારી મતિ પ્રમાણે અભયને અનાયાસે પ્રથમ સ્થાન મળ્યું હોય તો યે તેને તે યોગ્ય છે. આમ સ્વામી મટી સેવક બનીએ, શૂન્યવત્ થઈ રહીએ તો સહેજે ભયમાત્ર છૂટીએ, સહેજે શાંતિ મેળવીએ, સત્યનારાયણના દર્શન કરીએ" (મં. પ્ર. ૨૭)

**સામાજિક મૂલ્યપરિવર્તન:**—અસ્વાદની જેમ અસ્પૃશ્યતા નિવારણ ને જાતમહેનત સર્વ ધર્મ સમભાવના વ્રતો પણ નવો જ ઉમેરો છે આ વ્રતો મુખ્યત્વે સામાજિક મૂલ્યપરિવર્તન કરનારા છે અલબત્ત એની શરૂઆત તો વ્યક્તિથી જ થાય અને વ્યક્તિના આચાર ધર્મના જ તે અગત્યના અંગ છે છતાં સમાજશાસ્ત્રની દૃષ્ટિએ પણ તેનું ખૂબ મહત્વ છે. આ વ્રતોનો ઉમેરો બતાવે છે કે ગાંધીજીની વ્યક્તિ સાધના સામાજિક સાધનાનું સ્વરૂપ ધારણ કરે છે અને નમ્રતા સ્વદેશીનો વિચાર કરતા તો વિશ્વવ્યાપકતા સુધી પહોંચી જાય છે એમનો વ્રતવિચાર વ્યક્તિને ઉન્નત કરે છે શુદ્ધ કરે છે અને સાથે જ તેને વિશાળ કરી સમષ્ટિમાં સમાઈ જવા શિખવે છે

**અધર્મનું પરિવર્તન.**—સર્વધર્મ સમભાવમાં જુદા જુદા ધર્મો પ્રત્યે સમભાવ અને મમભાવ રાખવાનું બતાવી ધર્મ અને અધર્મ વચ્ચે ક્યો સંબંધ હોય તેની ચર્ચા કરતા ગાંધીજીએ અધર્મને ધર્મમાં પરિવર્તન કરવાનો ઉપાય અહિંસક માર્ગ બતાવ્યો છે "અધર્મ છતાં અધર્મ આચરનાર પ્રત્યે તો પ્રેમભાવ જ હશે અને તેથી કાં તો તે આપણી દૃષ્ટિનો સ્વીકાર કરશે, અથવા આપણી ભૂલ આપણને બતાવશે; અથવા બંને એકબીજાના મતભેદને સહન કરશે. ઉપરાંત સામેનો અહિંસક નહીં હોય તો એ કઠોરતા વાપરશે; તો યે આપણે જો અહિંસાના ખરા પૂજારી હોઈશું તો આપણી મૃદુતા તેની કઠોરતાને નિવારશે જ એમાં શંકા નથી. પારકાની ભૂલને સારુ પણ આપણે તેમને પીડતા નથી. આપણે પીડાવું છે, એ સુવર્ણ નિયમને જે પાળે છે તે બધા સંકટમાંથી ઊગરી જાય છે" (મં. પ્ર. ૪૦) આ લખાણ સ્વયંસ્પષ્ટ હોવા છતાં થોડી સમજૂતી માગી લે છે. એનો અર્થ સત્યશોધક અહિંસક માણસ અધર્મ આચરનાર તરફ કેવું વલણ લે તેનું આ વર્ણન છે. આવો પુરુષ જગતમાં બધે આત્માની એકતાનો અનુભવ કરે છે એટલે અધર્મીના આત્મા સાથે પણ ઐક્ય સાધે છે પણ તેના અધર્મ સાથે નહીં. વ્યક્તિ તરફ સમભાવ ને મમભાવ જાળવી રાખીને દુઃખ સહન કરવાનું તપ આદરીને સામામાં સચ્ચાઈનું ભાન પેદા કરવા મથે છે. હૃદયપલટાની આ ચાવી છે. માતા બાળકની કડાઈ સહન કરીને પણ તેને સુધારવા મથે છે અને સહન કરવું પડે તે આનંદથી સહે છે તેમ સામાને પોતાનો માની વાત્સલ્યથી સહન કરીને સુધારવો એ જ અહિંસકનું કામ છે આમાં દુઃખ સુખ બને છે પારકો પોતીકો બને છે, અને અધર્મ આપોઆપ ખરી પડે છે આ કઠિન માર્ગ ગણાય છે પણ વ્યાપક પ્રેમ અનુભવનારને તે સહજ છે તે પોતાની 'મૃદુતા'થી એટલે નમ્રતાથી છતાં સાચા પુરુષાર્થથી સામાને જીતવામાં સફળ થાય છે સહન કરીને સામાને સુધારવામાં સફળ થાય છે સહન કરીને સામાને સુધારવાનો બધો આધાર પોતાની નમ્રતા પર છે એથી નમ્રતાને વ્રત ન ગણવા છતાં ગાંધીજીએ તેને વ્રત કરતા વધુ મહત્વની ગણીને વ્રતવિચારમાં સ્થાન આપ્યું છે. નમ્રતામાં કેટલી શક્તિ રહેલી છે તે તો સંતોએ કરેલા અનેક વિરોધીઓના હૃદયપલટા પરથી જોઈ શકાય છે એ બધાનો અભ્યાસ કરીને તથા સ્વાનુભવથી ગાંધીજીએ નમ્રતા શક્તિની અગત્ય પિછાણી છે.

**નમ્રતાનો નવો અર્થ**—નમ્રતાની વ્યાખ્યા કરતા ગાંધીજીએ બે પરસ્પર વિરોધી ગુણોનો સમન્વય કરી બતાવ્યો તે તદ્દન નવીન છે નમ્રતા હોય ત્યાં અહંને સ્થાન જ નથી તેથી તેમણે વર્ણવ્યું કે "નમ્રતા એટલે હું પણાનો આત્યંતિક ક્ષય" પરંતુ સામાન્ય રીતે તો નમ્રતા એટલે મૃદુતા એવો અર્થ ઘટાવાય છે, નમ્રતા એટલે ઢીલાશ એવી માન્યતા પ્રવર્તે છે એટલે તરત જ તેમણે નમ્રતાની બીજી બાજુનું વર્ણન કર્યું. "ખરું જોતા નમ્રતા એટલે તીવ્રતમ પુરુષાર્થ, પણ તે બધા પરમાર્થને કારણે હોય" (મં. પ્ર. ૪૩) બે અંતિમ ગુણોને નમ્રતામાં સાંકળીને નમ્રતાની સાચી વ્યાખ્યા કરી અને નમ્રતામાં તેજસ્વીતાનો અર્થ ભર્યો. ગાંધીજી પોતે ખૂબ નમ્ર હતા પણ એમની તેજસ્વિતા સોળે કળાએ પ્રકટી રહી હતી એ તો સૌ જાણે છે.

**ગુણ સમન્વય:**—સ્વદેશીવ્રતમાં નમ્રતાની જેમ

અંતિમાના સુભગ સમન્વય કરી બતાવ્યો છે 'સ્વધર્મ એટલે સ્વદેશી' એવું વર્ણન કરીને તેમણે બીજા અંતિમનું વર્ણન કર્યું. (મ. પ્ર. ૪૬) "શુદ્ધ સ્વદેશી એટલે પરમાર્થની પરાકાષ્ઠા" (મ. પ્ર. ૪૭) આ રીતે નમ્રતામાં અને સ્વદેશીમાં બે અંતિમ બાજુઓને કે ગુણોને શુદ્ધ સ્વરૂપમાં એક સાથે સાંકળી લીધા છે, પરસ્પર વિરોધી દેખાતા દ્વંદ્વનો તેમણે સહજ સમન્વય સાધી બતાવ્યો છે વ્યવહારમાં દ્વંદ્વાતીત થવાની એમની આ યુક્તિ નવીન છે અને તેના વ્યવહાર્ય દિગ્સૂચિમાં એમનો ફાળો અતિ મહત્ત્વનો છે નમ્રતામાં તેમણે અહંની શૂન્યતાને પુરુષાર્થ સાથે સાંકળી અને સ્વદેશીમાં સ્વધર્મ સાથે પરમાર્થને જોડ્યો એમાં બંને અંતિમોના શુદ્ધ સ્વરૂપ લઈને જોડતા દ્વંદ્વ, દ્વંદ્વ ન રહેતા દ્વંદ્વોનો સમન્વય થાય લાગે છે આ વિચારને આગળ લંબાવીએ તો મત માત્ર સત્યમાં અને અહિંસામાં સમાએલા દેખાય તેથી જ ગાંધીજીએ જણાવ્યું છે કે "ઊંડે ઊતરતાં આપણે જોઈશું કે બધા મતો સત્ય અને અહિંસાના અથવા સત્યના ગર્ભમાં રહ્યા છે" (ગ. ન. પા. ૧૭) આ છે એમની સહજ સમન્વય દૃષ્ટિ અને તેમાં જ એમની પૂર્ણ વ્યવહારુ દૃષ્ટિ પણ દેખાઈ આવે છે એમના મતમાત્ર જીવનને વ્યાપક બનાવવાને માટે રહ્યા છે અને મતમય જીવન જીવનને સાત્ત્વિક અને શુદ્ધ કરી વધુ ને વધુ ચેતનમય બનાવી શુદ્ધ ચેતનનો અનુભવ કરાવે છે મતની આવશ્યકતાની પાછળ ગાંધીજીનો આવો ભાવ રહેલો હતો અને તેથી જ તેઓ મતો જીવન ગાળતા ઉત્તરોત્તર વધુ ચેતનામય જીવન ગાળતા થઈ જીવનના વ્યાપકતા અને ઊંડાણમાં જઈ શક્યા અને માનવના સાથે એકતા સાધવામાં પણ આમ સફળ થઈ શક્યા

**ઈશ્વર અને જગત:** ગાંધીજીનો મતવિચાર વ્યક્તિના સ્વધર્મથી શરૂ થઈ સમષ્ટિ સાથેની એકતા કરવાના ધ્યેયમાં વિરમે છે પરમ સત્યને પામવાની મથામણ નાને લીધે તેમાંથી સેવાધર્મ પ્રગટે છે અને એમાંથી સર્વોદયનો આદર્શ જન્મે છે મતવિચારનો પાયો વ્યક્તિગત સ્વાતંત્ર્યનો છે પણ તેનો અંત સર્વોદયના આદર્શ-નિરૂપણમાં આવે છે વ્યક્તિગત સાધના સામાજિક સાધનાનું સ્વરૂપ ધારણ કરે છે—અને વ્યક્તિગત કે સામાજિક સાધના વચ્ચે કોઈ ભેદરેખા રહેતી નથી અને બંને એકમેકમાં એવા ઓતપ્રોત બની રહે છે કે જીવન સતત સાધના બની રહે છે આમ થવાનું કારણ એ છે કે ઈશ્વર અને જગતને તેઓ જુદા જોતા ન હતા ચૈતન્યરૂપ સત્યની જેમ આ જગત પણ સત્ય છે એમ તે માનતા અને જગતને ઈશ્વરથી જુદું નહોતા માનતા ઈશ્વર અને તેનો કાયદો એક છે આ લેખકે ગાંધીજીને પ્રશ્ન કરેલો કે થિયોસોફી જગતને ઈશ્વરની યોજના છે એમ માને છે અને એ યોજના ઉત્ક્રાંતિ છે આ અંગે આપનો શો અભિપ્રાય છે? ત્યારે તેમણે જણાવેલું કે ઈશ્વરને કોઈ યોજના હોય તો તે યોજના સત્ય છે એમના આ કથનમાંથી અર્થ ફલિત થાય છે કે આ જગતના સ્વરૂપે તે પોતાની યોજના પાર પાડી રહ્યો છે, વેદાંત મત પણ આથી ખાસ જુદો પડતો નથી. આજનું વિજ્ઞાન પણ આવા મત તરફ જ દોરાઈ રહ્યું છે ગાંધીજીનું મંતવ્ય એટલું વ્યવહારું છે કે ઈશ્વરને કોઈ યોજના હોય તો તે આ વિશ્વ જ તેની યોજના છે અને વિશ્વ પણ પોતે જ છે ને તેનાથી જુદો છતાં એની સાથે એકરૂપ છે

☆

અનુક્રમણિકા





પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાંધી રૂપાયતન મુદ્રણાલય જૂનાગઢ

# અમારાં પ્રકાશનો

## આવા હતા બાપુ [ભાગ ૧-૨]

**મૂલ્ય: દરેક ભાગનું પચાસ-પચાસ નયા પૈસા**

પૂજ્ય બાપુજીની બહુમુખી પ્રતિભા અને વિરલ વ્યક્તિત્વનાં અનેક પાસાંઓનો પરિચય કરાવતા પ્રેરક જીવન પ્રસંગોની આ પુસ્તિકાઓમા કેટલાક પ્રસંગો પ્રથમ વાર જ પ્રગટ થાય છે, નાના મોટાં સૌ કોઈને ઉપયોગી વાચન પૂરું પાડતા એ પાવન પ્રસંગો સરળ શૈલીમાં લખાયેલા છે. સાથે બાપુજીની એક સુંદર અપ્રગટ તસ્વીર પણ આપવામાં આવી છે.

## ગાંધી-ગુરુ

**લેખક: શ્રી ગુરુદયાલ મલ્લિક : મૂલ્ય: સવા રૂપિયો**

શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની પ્રસ્તાવના 'ભક્તની અંજલિ'મા આ લેખમાળાનું મહત્વ સમજાવતા લખ્યું છે:

"મહાત્મા ગાંધી અને કવિવર રવીન્દ્રનાથ ઠાકુર, આપણા જમાનાના બે મહાન પુરુષો, ભારતીય સંસ્કૃતિના મોટા દિગ્ગજો. એમને વિશે કોઇ કંઈ લખે તો તે આકર્ષક થવાનું જ. પણ જ્યારે એમને વિશે ભક્તહૃદય ગુરુદયાલ મલ્લિક લખે, ત્યારે તો પૂછવું જ શું? ગુરુદયાલ—ચાચાજી—ગાંધીજીના ખૂબ પ્રસંગમા આવ્યા હતા. તેમના જ પરિવારના તેઓ ગણાય અને કવિવર રવીન્દ્રનાથના તો તે અસીમ ભક્ત.

"વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચન્દ્ર અને લીલા વિહારી કૃષ્ણચન્દ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમ જ ગુરુદયાલજી પણ ગુરુદેવ અને ગાંધીજી વચ્ચે અભેદ જુએ છે એમની એ અભેદ દૃષ્ટિ એમણે આ નાનકડી લેખમાળામા અનેક રીતે વિશદ કરી છે"

## મસ્તીની પળોમાં

**લેખક: રતિલાલ–અનિલ : મૂલ્ય: પંચોતેર નયા પૈસા**

પોકેટ સાઈઝના, ઊંચા રંગીન કાગળ પર રંગીન શાહીમા છાપેલ આ સુંદર મુક્તક સંગ્રહ વિશે જાણીતા વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી લખે છે:

"તમારાં કેટલાક મુક્તકોમા વિચાર અને રચનાની આકર્ષક ચારુતા છે. 'વસંત માગીને,' 'કહેવાતું સ્વર્ગ,' 'કોને ગમે?' જેવા એના ઉદાહરણો છે. 'ઇચ્છા,' 'અધમતા જેવું લક્ષણ–' 'મૂર્તિના પથ્થરને,' જેવામા ભાવનો ધ્વનિ આહ્લાદક છે.

"આત્મા સમૃદ્ધ થયા કરશે તેમતેમ તમારી કવિતામા વધારે સૌન્દર્ય આવશે."

## ડમરો અને તુલસી

**લેખક: રતિલાલ–અનિલ : મૂલ્ય: બે રૂપિયા**

ગીતો, ગઝલો અને મુક્તકોવાળા આ સંગ્રહની પ્રસ્તાવનામા જાણીતા સાહિત્યકાર શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ લખે છે:

"ભાઈ અનિલે પોતાની કવિતાઓને "ડમરો અને તુલસી" માન્યા છે... એ પર્ણમંજરીમાં બે વસ્તુ જરૂર છે, ડમરાનું સૌરભ અને તુલસીનો તીવ્ર મધુર આસ્વાદ તે કરતાંય વિશિષ્ટ છે એ માનવ-જિંદગીના મર્મ કવિની પર્ણમંજરીનો દ્રવ્યગુણ, જે અદૃશ્ય અર્કની પેઠે તેના પ્રત્યેક પર્ણમાં વ્યાપેલો છે અને તેનું પાન કરનાર પાઠક કે શ્રોતાને જીવનસ્વાસ્થ્ય માટે પથ્યકારક સત્વ નીવડે તેવો છે."

**રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ**

# લોકસંપર્ક સાધીએ

ગુજરાતમાં થઈ ગએલા ભીષણ તોફાનો કોઈ પણ સજાગ નાગરિકની ઊંઘ ઉડાડી દે એવાં હતાં.

નોઆખલી અને બિહારની આગ ઓલવવા ગાંધીજીએ જાતે એ બળતી લાયમાં ઝંપલાવ્યું અને મૃત્યુને તેને ઠાર્યાં હતી એટલે સ્વાભાવિક રૂપે આપણી આંખ ગાંધી તરફ જાય છે. ગાંધીજીએ પ્રજાકીય ગાંડપણના એ વિનાશકાળે જે કંઈ કર્યું તે પરથી વિનોબાજીને શાંતિ સેનાનો વિચાર સ્ફૂર્યો અને એમણે સ્વાભાવિક જ એ વિચાર પર ખાસ ભાર મૂક્યો છે. મોટા શહેરોમાં વારંવાર ફાટી નીકળતા ભીષણ તોફાનો જોતાં એ વિચાર હવે ગંભીરપણે અમલમાં મૂકવાનો વખત આવ્યો છે એવું રાષ્ટ્રહિતનો વિચાર કરનાર સૌ કોઈને લાગે. કોંગ્રેસ જેવી સુવ્યવસ્થિત, આખા દેશમાં સુસંગઠિત પથરાયેલી સંસ્થા છે તેની પાસે સ્વયંસેવક દળ સેવાદળ છે, અસંખ્ય કાર્યકર્તાઓ છે. રચનાત્મક કાર્યકરો પણ દેશ આખામાં પથરાયેલા છે. અને ભૂદાન સેવકોની સંખ્યા પણ સારી છે. આમ છતાં તોફાનોને દાબી દેવા માટે સરકાર અને તેનું પોલીસતંત્ર જ કટોકટીની વેળાએ કાર્ય કરતું હોય એવું સ્પષ્ટ દેખાય છે.

કટોકટીની પળ વહી ગયા પછી રાષ્ટ્રીયભાવનાવાળા, દેશહિતનો પ્રથમ વિચાર કરનારા પ્રવૃત્ત થાય એ બિનજરૂરી તો નથી, પણ તેથી થયેલું નુકસાન ઓછું થતું નથી. એ તો દૂધ ઢોળાઈ ગયા પછી તેના પર વિચાર કરવા જેવું છે

ટોળાઓનાં ગાંડપણ વખતે જ જો કાંઈક કરી તેમને રોકી કે અટકાવી શકાય તો ભયંકર નુકસાન થતું અટકાવવા સાથે તોફાની તત્ત્વો બીજી વાર તોફાનો કરવાનું ગાંડું સાહસ કરતાં વિચાર કરતાં થઈ જાય

છેલ્લા કેટલાક સમયથી પ્રાંતીયભાવનાને જોરે જે તોફાનો થયા કરે છે તે પરથી એવું લાગે છે કે પ્રજા સાથે સાધો અને પૂરા સમયનો સંપર્ક રાખી શકાય તે માટે દેશાભિમાની રાષ્ટ્રીય કાર્યકરોએ બીજાં બધાં રોકાણો છોડી દઈને માત્ર લોકસંપર્કમાં જ બધો સમય અને બધી શક્તિ ખર્ચવા જોઈએ.

રાષ્ટ્રીય કાર્યકરોનો સીધો લોકસંપર્ક હવે કંઈક ઘટ્યો છે, તેઓ જુદી જુદી સંસ્થાઓ, ને પ્રવૃત્તિઓમાં સંકળાઈ ગયા હોય એવું લાગે છે તેનો ગેરલાભ તકસાધુ લોકો ઉઠાવે છે અને અણધાર્યું છતાં અસાધારણ નુકસાન દેશને કરે છે. અને વળી અમે કરીએ છીએ તે જ સત્ય છે એવો આભાસ પણ જનતામાં ઊભો કરે છે, તેને દૂર કરવા માટે રાષ્ટ્રીય નેતાઓને ભારે શક્તિ અને ઘણો સમય ખર્ચવા પડે છે—અને છતાં થયેલું નુકસાન તો થયું જ હોય છે.

દેશને આઝાદી મળ્યા પછી રાષ્ટ્રીય કાર્યકરોની જવાબદારી ઘટવાને બદલે ઊલટી વધી છે, એવું બનેલા બનાવો જોતાં સ્પષ્ટ લાગે છે. જનતાની રાષ્ટ્રીય ભાવના અને દેશદાઝ ગમે તેવા કઠણ કાળે ઓસરે નહીં તે માટે રાષ્ટ્રીય ભાવનાવાળા કાર્યકરોએ, કાર્યકરોની અમુક સંખ્યાએ કાયમી રોકાણ માગી લેતી બીજી પ્રવૃત્તિમાંથી મુક્ત થઈ સીધો લોકસંપર્ક સાધવો જોઈએ, પ્રજાની રાષ્ટ્રીય ભાવના સતત જાગ્રત રહે તે પ્રમાણે પોતાની પ્રવૃત્તિ ગોઠવવી જોઈએ. અને પ્રજાના અમુક ભાગનો રાષ્ટ્રીય ભાવના પ્રત્યેનો વિશ્વાસ ને ભલે થોડા સમય માટે પણ ડગે તો વિશ્વાસ દૃઢ કરવો જોઈએ. શાંત ન[illegible] જીવન માટે જ નહીં, દેશના વિકાસ અને ઉન્નતિ માટે પણ એ જરૂરી છે.

ગાંધીજીએ જાતે દીવો થઈને જ અંધારામાં પ્રકાશ પાથરવાનું શીખવ્યું છે—અને એમના આચરણથી, ઇતિહાસના દાગમાં કાળા કાળે પણ પ્રકાશ પથરાતો આપણે જોયો છે. ત્યારે બીજા ઉપાયો પાછળ શા માટે પડવું ?

☆

## મરણું ન શોધ

હરકોઈ સ્થળમાં તું વિકસ, વાતાવરણ ન શોધ,
છૂપી શકે ન એ રીતે, તું આવરણ ન શોધ.

મૃત્યુ-દિશામાં તારી સતત છે ગતિ ભલે,
જીવન છે હર કદમ ઉપર, ક્યાંયે મરણ ન શોધ.

દુઃખના પ્રચંડ તાપથી આંખો ન કર ભીની,
આકળ બનીને સૂર્યની પાસે શરણ ન શોધ.

પછડાય પથ્થરે તો ઊડે હાસ્યનો ફુવાર,
ગાલો ઉપર પડી સુકાય તે ઝરણ ન શોધ.

તારી નિરસ પળોએ જે સહરા કર્યું તે જો,
નકશામાં શુષ્ક રંગ છે, એમાં તું રણ ન શોધ.

છે એ જ રાહ પર પ્રકાશ—જાય કાં ભૂલી?
અંધારમાં તું એકલું જ્યોતિ-કિરણ ન શોધ!

તારી પ્રતીતિ અન્યને દેખાય કેમ નહિ?
તું શુદ્ધ છે, બતાવવા માટે કલણ ન શોધ.

હરણાં સમા હૃદયને તું પથ્થર ફરી ન મૂક,
ઘરને તજીને પારધિ, વનમાં હરણ ન શોધ!

દુનિયા તજીને ક્યાંય એ ચાલ્યો ગયો નથી,
તું ફૂલ હાથમાં લઈ એનાં ચરણ ન શોધ.

આખું ય આભ આવરે છે ચાંદની અનિલ,
ચપલા સમી જીવનમાં તું એકાદ પળ ન શોધ!

રતિલાલ—અનિલ

## લાખ લાખ હૈયામાં પ્રીત

ફોરે લાખ લાખ હૈયામાં પ્રીત;
એવાં ગાજે રે, ગાજે રે ગીત.

મ્હોરે કાળજડે કાળજડે મીત;
એવાં ગાજે રે, ગાજે રે ગીત.

સિવાયા હોઠ લાખ ખૂલી સૌ જાય,
એવાં ગાજે રે, ગાજે રે ગીત;

મુરઝાતાં લોચનિયાં મલકી સોહાય,
એવાં ગાજે રે, ગાજે રે ગીત.

રાખ ઢળી ત્યાંથી યે જ્યોતિ રેલાય,
એવાં ગાજે રે, ગાજે રે ગીત;

કાળમીંઢ ડોલે ને ઝરણાં હેરાય,
એવાં ગાજે રે, ગાજે રે ગીત.

હોય મહીં હાથ ગુંથી પામે સૌ જીત,
એવાં ગાજે રે, ગાજે રે ગીત;

સાદ ભળે સાદ: બધા જાણે એ રીત,
એવાં ગાજે રે, ગાજે રે ગીત.

હસિત બૂચ

[ ગાંધીવિચારદર્શનને અનેકતી લેખમાળા ☆ લેખ- ૮મો ]

ગાંધીજીનું જીવન સત્યશોધન અને સત્યના આગ્રહમા જ વીત્યુ અને એમાંથી સત્યાગ્રહની વિશિષ્ટ પદ્ધતિ પેદા થઈ આપણે અત્યાર સુધી વિચારણામા જોયુ કે એમાંથી ગાંધીજી કઈ રીતે ક્રમિક ધ્યેતા ઝડપી પગે સત્યમાર્ગે સાધતા ગયા અને નવનુ સર્જન કરતા વ્યક્તિગત સ્વરાજનો રાજમાર્ગ રચવામા સફળ થયા એ રાજમાર્ગ વ્યક્તિ ન સમષ્ટિની સેવામા કઈ રીતે લઈ જાય છે અને તે વ્યક્તિ માટે જ નહી પણ સમાજને પણ ઉપયોગી થઈ રહે છે તે પણ જોયુ 'મંગળ પ્રભાત' માની વ્રતવિચારણા વ્યક્તિને ઉપયોગી એવો વ્યક્તિગત સ્વરાજનો માર્ગ બતાવે છે તે અને સમાજસેવામા પરિણમતો દેખાય છે અને તેની વિચારણા 'હિંદ સ્વરાજ'મા જોવા મળે છે

**સત્યાગ્રહની વ્યાપકતા** – 'હિંદ સ્વરાજ' ખરેખર તો "માનવ સ્વરાજ"નુ આલેખન કરે છે અને તેમા માનવજાત કઈ રીતે ખરેખર સુખી થાય, કયો સુધારો અપનાવે તો સાચી રીતે સંસ્કારી બને તે બતાવીને તેને માટે સત્યાગ્રહી જીવન પદ્ધતિ બતાવે છે એમા પ્રસ્તુત વાત હિંદની છે, હિંદને નામે કરી છે પરંતુ ખરેખર તો માનવજાતને ઉપયોગી થાય એવી સર્વોદયી સત્યાગ્રહી સુધારણાની વાત એમા કરવામા આવી છે એ માટે આત્મબળ, અને સત્યના આગ્રહનુ બળ તથા પદ્ધતિ બતાવી તેની સર્વોપરિતા સિદ્ધ કરી છે સમાજના સ્વરાજ્યની વાત વ્યક્તિગત સ્વરાજ્યપ્રાપ્તિ કરવાની અગત્યમા પરિણમે છે "સ્વરાજ માગ્યુ મળે તેમ નથી સ્વરાજ તો સહુએ સહુનુ લેવુ જોઈએ બીજા મેળવી આપે તે સ્વરાજ નથી, પણ પરરાજ્ય છે" (હિં સ્વ પા ૮૪) તેથી ગાંધીજીએ 'હિંદ સ્વરાજ'નુ ચિત્ર દોરતા દોરતા તેવુ વ્યક્તિગત સ્વરાજ પોતે મેળવવાના ભગીરથ પ્રયત્ન આદરી દીધેલા "એમા જે સ્વરાજનુ ચિત્ર આલેખેલુ છે તેવુ સ્વરાજ મેળવવાને હુ વ્યક્તિગત રીતે પ્રયત્ન કરી રહ્યો છુ" (મં પ્ર પા ૬૧) "મંગળ પ્રભાત" વ્યક્તિગત શ્રેયની વિચારણા કરતા સમાજ સેવામા તેનો અંત બતાવે છે "હિંદસ્વરાજ" માનવ સ્વરાજનુ આલેખન કરતા વ્યક્તિગત સ્વરાજની અગત્ય બતાવવામા વિરમે છે વ્યક્તિ અને સમષ્ટિના ધર્મ પરસ્પર સંબંધ અને બંનેના શ્રેયનુ ચિત્ર આ બે પુસ્તકોમા આબાદ દેખાય છે વળી એ બે પુસ્તકોમા એ પણ જોઈ શકાય છે કે સત્યનો આગ્રહ એટલે સત્યાગ્રહ એવડી પદ્ધતિ છે અને તે વ્યક્તિને પોતાના શ્રેયસાધન કે વ્યક્તિગત સ્વરાજ માટે ઉપયોગી છે એટલી જ તે સમાજના શ્રેય કે સ્વરાજને માટે પણ ઉપયોગી

સત્યાગ્રહનો આ દ્વિરૂપી ઉપયોગ સમજવા સત્યના મૂળ અર્થ યાદ કરવો જોઈએ સત્ય એટલે ચેતનસત્ય એ અર્થ યાદ રાખવામા આવે તો વ્યક્તિ અને સમાજ વધુ ને વધુ ચેતન કે ચૈતન્ય પામતા જાય તે સત્યાગ્રહ એમ તરત સમજાય ચેતન વ્યક્તિ અને સમાજનો મૂળ ધર્મ છે અને ચેતનનો વધારો સતત કરવો એ પણ એમનું કર્તવ્ય છે તેથી વ્યક્તિ અને સમાજ ચેતન કે ચૈતન્યને પામવા સતત પ્રયત્ન કરે તે જ સત્યાગ્રહ સત્યાગ્રહનો આ જ મૂળ અર્થ છે એ જ ભાવાત્મક અર્થ બધા અર્થોને પોતાનામા સમાવે છે તેથી સત્યાગ્રહને ગાંધીજીએ સર્વોપરી બળ કહ્યુ અને સર્વધારી તલવાર કહી "સત્યાગ્રહ એ સર્વધારી તલવાર છે તે જેમ વાપરો તેમ વાપરનાર તથા જેની પર તે વપરાય તે સુખી થાય છે તે લોહી કાઢતી નથી છતા પરિણામ તેથી ઘણુ ભારે નીપજી શકે છે તેને કાટ ચડી શકતો નથી તે કોઈ લઈ જઈ શકતુ નથી સત્યાગ્રહ જો હરીફાઈ કરે તો તેમા થાક ચડે જ નહી સત્યાગ્રહની તલવારને મ્યાનની જરૂર નથી તે કોઈથી છીનવી શકાતી નથી" (હિં સ્વ પા ૬૯) સત્યાગ્રહની આવી વ્યાપકતા છે, વ્યક્તિમાત્ર તેનો ઉપયોગ કરી શકે છે અને અનેક રીતે તેનો ઉપયોગ શક્ય છે તેનુ કારણ એ છે કે તે આત્માનુ બળ છે દરેકમા આત્મા રહેલો છે ચેતન રહેલુ છે તેથી સત્યાગ્રહી ચેતનબળ સર્વને ઉપયોગી છે એનાથી જ જગત ટકે છે અને વધે છે જગતનો મૂળાધાર આ સત્યાગ્રહી બળ છે બીજા અર્થમા કહીએ તો એ જ પ્રેમબળ છે દયાબળ છે આત્મબળ છે તે સત્યાગ્રહ છે અને આ જગતના પુરાવા ડગલે ડગલે નજરે આવે છે તે જગત હોત તો પૂર્વે રસાતાળ પહોંચી ગયું હોત (હિં સ્વ પા ૬૪)

સત્યાગ્રહનો આવો મોટો મહિમા છે એ કઈ રીતે કામ કરે છે, તે કઈ રીતે વ્યવહાર બને છે તે જ મુખ્ય સવાલ છે એની સૂઝ પડે ને વધે તો થોડામાં મોટું કામ થાય. એ જ ખરું કામ છે

**જીવનની પૂર્ણ પદ્ધતિ**:—આ સત્યાગ્રહ કોઈ સ્થૂળ વસ્તુ નથી પણ જીવનનું સૂક્ષ્મ અને વ્યાપક બળ છે, તે એક જીવન પદ્ધતિ છે ‘જે સત્ય અને સનાતન નિયમોથી વિશ્વનું જડ ચેતન તંત્ર ચાલે છે તેની અવિશ્રાંત શોધ કરતા રહેવું, અને તે મુજબ પોતાના જીવનને ઘડતા રહેવું તથા અસત્યનો સત્યાદિ સાધનો દ્વારા પ્રતિકાર કરવો તે સત્યાગ્રહ છે’’ (ગ વિ દો પા ૬) આમ સત્યાગ્રહ બેધારી તલવાર છે તેની ભાવાત્મક બાજુ સત્યનો આગ્રહ રાખી રચનાત્મક રીતે સત્ય વિચાર વાણી અને કાર્ય વડે જીવન રચવાનું શિખવે છે તેની અભાવાત્મક બાજુ અસત્યાદિનો સત્યાદિ વડે સામનો કરવાનું શિખવે છે આમ તે જીવન જીવવાની સર્વાંગી પદ્ધતિ છે

**ઇતિપક્ષ અને નેતિપક્ષ**—આ જ વાત ગાંધીજી પોતાની રીતે રજૂ કરે છે અને દ્વંદ્વમય જગતના દ્વંદ્વો અંગે પોતે કેમ અને શું વિચારે છે તે જણાવે છે પણ આ દ્વંદ્વમય જગતમાં ઇતિપક્ષ પડ્યા છે બધા ધર્મો ઈશ્વરને નેતિ નેતિ કહી વર્ણવે છે છતાં વ્યવહારમાં તો ઇતિપક્ષથી જ કામ લે છે એ ઇતિપક્ષ કઠિન છે — એ રચનાત્મક પણ છે એની કઠિનતા હું જોઈ શક્યો છું એ ઇતિપક્ષના વિચારમાં હું રાજ રોજ પ્રગતિ કરી રહ્યો છું’ (ગ ગો. પા ૧૯૫) આ ઇતિપક્ષ અને નેતિપક્ષ તે સત્યાગ્રહની બે બાજુઓ છે — રચનાત્મક કાર્યની ભાવાત્મક રીતિ અને અસહકાર વગેરેની અભાવાત્મક નીતિ આ રીતે સત્યાગ્રહને ઇતિપક્ષ અને નેતિપક્ષની દૃષ્ટિએ વિચારી શકાય




| ઇતિપક્ષ | નેતિપક્ષ |
|---|---|
| (૧) રચનાત્મક કાર્યક્રમ | (૧) અસહકાર |
| (૨) સ્વદેશી આંદોલન | (૨) સવિનય ભંગ |
| (૩) નઈ તાલીમ | (૩) બહિષ્કાર વગેરે |
| (૪) પુરુષો સુધારો કે સંસ્કૃતિ | |
| (૫) નિસર્ગોપચાર | |
| (૬) સર્વોદય વગેરે | |

**સત્યનો આગ્રહ એ રીતે**—સત્યાગ્રહ ગાંધીજીના જીવનમાંથી વિકસેલી એક જીવનપદ્ધતિ છે નાનપણથી જ જાણ્યે અજાણ્યે, તેનો વિકાસ થતો ગયો અને દક્ષિણ આફ્રિકામાં તેનો વિકાસ સભાનપણે થયો સત્યાગ્રહનો ઉપયોગ એમના વ્યક્તિગત જીવનમાં દૃઢ અને દૃઢ થતા એમાંથી તેનું સામાજિક સ્વરૂપ પ્રગટ થયું અને સત્યાગ્રહનો જન્મ થયો વ્યક્તિ કે સમાજે સત્યનો આગ્રહ જે રીતે રાખવાનો હોય છે એના ભાવાત્મક સ્વરૂપનો ઉગમ રચનાકાર્યમાંથી છે અને તેના અભાવાત્મક સ્વરૂપનો ઉગમ અનિષ્ટના ઉપાય શોધવામાંથી છે

**સત્યાગ્રહના બે સ્વરૂપો**:—ગાંધીજીની સામે સ્વરાજનો સવાલ ખડો થયો આપણે આગળ જોયું કે સ્વરાજ એટલે એમને મન વ્યક્તિગત સ્વરાજ કે મોક્ષ અને હિંદ સ્વરાજ અથવા માનવજાતનું સ્વરાજ, એટલે આ સવાલનો ઉકેલ શોધતાં એમને સત્યાગ્રહનું સ્વરૂપ સમજાતું ગયું પોતાના હાથની જે વાત છે, જે સત્ય અને અહિંસામય છે તે કરવું તે રચનાપક્ષ, અને તે જ સત્યાગ્રહનું ભાવાત્મક સ્વરૂપ.’’

‘ રચનાત્મક કાર્યક્રમ એ બીજા શબ્દોમાં કહીએ તો સત્ય અને અહિંસામય સાધનો વડે કરેલી પૂર્ણ સ્વરાજની રચના છે અને એવું એ વર્ણન વધારે ઉચિત પણ છે’ (ર કા પા ૧) ગાંધીજીને એમાં એટલો વિશ્વાસ હતો કે જો રચનાત્મક કાર્યક્રમ બરાબર અમલી બને તો તેના વડે જ સ્વરાજ ઘર બેઠું આવે જો એ કાર્યક્રમનો સફળપણે અમલ થઈ શકે તો તેને અંત આપણે જેને એ છે તેવું પૂર્ણ સ્વરાજ મળી રહે’’ (ર કા પા ૧) આવા અતૂટ વિશ્વાસને લીધે એમણે એક વર્ષમાં સ્વરાજ અને સુતરને તાંતણે સ્વરાજની વાત હિંમતભેર કહી હતી જો આ કાર્યક્રમ બરાબર અમલી થઈ શક્યો હોત તો એમના વચન સાર્થક થાત એમાં શંકા રાખવા જેવું નથી એની પાછળની ભાવના સાચી હતી તેનો સમાજમાં તો ક્રમિક વિકાસ થનાર હતો આ ભાવનામાંથી આત્મરચના અને રચનાત્મક કાર્યક્રમ વિકાસ પામ્યા અને સાથે સાથે તે સમષ્ટિ રચનામાં પ્રગટ થતા તેમાંથી જ ખાદી રચનાત્મક કાર્યક્રમ નઈ તાલીમ નિસર્ગોપચાર વગેરેનો જન્મ થયો બીજી બાજુ આ ભાવાત્મક સત્યાગ્રહ વડે આત્મશક્તિ કેળવતા અનિષ્ટનો સામનો પણ કરવો જ પડ્યો અનિષ્ટના

[અનુસંધાન ચરમે પાને]

થોડા વરસો પહેલાની વાત છે. એક વાર મુંબઈથી સેવાગ્રામ—જે ગાંધીજીની વ્યક્તિ અને ફિલસૂફીની એક વિરલ અને ઉજ્જ્વળ પ્રયોગશાળા છે—તરફ મુસાફરી કરી રહ્યો હતો. જે ડબ્બામાં હું બેઠો હતો તેમાં બીજા મુસાફરો ઉપરાંત એક મોટી ઉંમરના સજ્જન પણ હતા. તેમણે ખાદીના કપડાં પહેર્યાં હતાં. તેમના કપાળમાંથી જાણે સુખનો પ્રકાશ નીતરતો હતો. તેમ જ તેમની હાજરીથી વાતાવરણ શાંતિમય બની ગયું હતું. સ્વાભાવિક રીતે હું તેમની તરફ આકર્ષાયો. કારણ કે, હજી સુધી મને મહેનતમાં મૌન અને આજકાલની નીરસ સભ્યતામાં આનંદ અનુભવવાની અને મેળવવાની ચાવી જડી ન હતી. તેથી હું વાટ જ જોતો હતો કે, મને ક્યારે એ વડીલ સહયાત્રી સાથે વાર્તાલાપ કરવાની યોગ્ય તક મળશે?

સાંજ પડી. મારા સહયાત્રી ઘણા સુધી 'હરિજન' પત્રિકા વાંચી રહ્યા હતા. તેમણે વાંચવાનું અચાનક બંધ રાખ્યું અને પ્રાર્થના કરવા માટે તે પદ્માસન વાળીને બેઠા. એક પળમાં જ તેમની આંખો બંધ થઈ ગઈ અને બંને હાથો સાથે ભેગા કરીને પ્રાર્થનાની મુદ્રામાં તે પ્રભુનું સ્મરણ કરવા લાગ્યા. તે પ્રભુ જેમને લોકો ઘણા નામોથી ઓળખે છે, પણ જે પોતે કોઈ એક વિશેષ નામ નથી ધરાવતા, કારણ કે પ્રભુ સ્વયંભૂ હોવાથી તેમને કોઈ ઉચિત નામ આપનારો નહીં હતો જ્યારે તેમનો જન્મ થયો—જો એવું કહી શકાય તો. મારા સહયાત્રીની મૂર્તિવત્ શાંતિ જોઈને મારી આંખો સામે બુદ્ધ—જેમણે પચીસસો વરસ પહેલાં પીડાગ્રસ્ત અને ત્રસ્ત માનવજીવન અને જગતમાં શાંતિ અને સંતોષ પામવાનું રહસ્ય માણસને શીખવ્યું હતું—તેમની શાંત મૂર્તિ તરી આવી. તેમને જોતાં જોતાં મારો આત્મા ઊડીને મારી ચેતનાના પ્રકાશમય જગતમાં પહોંચી ગયો, જ્યાં પૃથ્વીના વિવિધ કોલાહલ અને કર્કશતા પ્રવેશ કરી શકતા નથી.

આકાશમાં કુસુમવત્ તારાઓ ફૂટવા લાગ્યા. મારા સહયાત્રીએ આંખો ઉઘાડી અને આંખો ઉઘાડતાં જ 'હરિ ઓમ્'ના સંગીત શબ્દરૂપી પ્રમાણનું અતિ આનંદથી ઉચ્ચારણ કર્યું. થોડી વાર પછી તેમણે ખાવાનો ડબ્બો ઉઘાડ્યો અને તેમાંથી ખાવાનું—જે ગૃહદેવતાના આશીર્વાદનું એક પ્રતીક હતું—કાઢ્યું અને કાગળની બનાવેલી થાળી પર મૂક્યું અને હદય પર્યંત આતિથ્ય ભાવથી તેમણે મને તેમની સાથે ભોજન કરવા કહ્યું. તેમનું આતિથ્ય મેં ખુશીથી અને કૃતજ્ઞતાપૂર્વક સ્વીકાર્યું. કારણ, મને એમ લાગ્યું કે, એમ કરવાથી મને તેમની સાથે કાંઈ વાર્તાલાપ કરવાની તક મળશે અને પોતાના જીવનમાં જે શાંતિ તેમણે મેળવી છે તેનું રહસ્ય જાણવાનું મળશે.

પછી અમે બંનેએ જમવાનું શરૂ કર્યું. જમતાં જમતાં મેં અમને પૂછ્યું, 'આપ ક્યાં જઈ રહ્યા છો?'

'વર્ધા' તેમણે જવાબમાં કહ્યું.

'મને માફ કરજો. શું હું આપને પૂછી શકું છું કે આપ ત્યાં કેના કામને અંગે જઈ રહ્યા છો?"

"હું ત્યાં દર વર્ષે જાત્રાએ જાઉં છું."

"પણ વર્ધા તો કોઈ જાત્રાનું સ્થાન નથી!" મેં અધવચ્ચે કહી દીધું. "તે તો રૂના વેપારનું એક જાણીતું સ્થળ છે."

'તમારી વાત સાચી છે પણ સેવાગ્રામ તો તીર્થસ્થાન છે ને?' તેમણે જરા મલકાતાં કહ્યું.

"તો પછી આપ એમ કહો કે, આપ ગાંધીજીને મળવા જાઓ છો."

'મારા ગુરુદેવ!" તે બોલી ઊઠ્યા. તેમના બોલમાંથી પવિત્રતા નીતરતી હતી.

'આપે ક્યારથી ગાંધીજીને ગુરુદેવ સ્વીકાર્યા છે?'

લગભગ દસ વરસ થઈ ગયાં છે.'

અહીં મને એમ લાગ્યું કે, અમારો વાર્તાલાપ જલદી બંધ પડી જશે કારણ કે અમારું ખાવાનું (અહીં એટલું કહી દઉં કે, ખોરાકમાં ફક્ત રોટલી, ગાજર, કંદમૂળ વગેરે હતાં) પૂરું થવા આવ્યું હતું. તેથી મેં બીજી એક યુક્તિ શોધી કાઢી. જેથી અમારો વાર્તાલાપ જરા વધારે લંબાય. મેં તેમને એક પ્રશ્ન પૂછ્યો, "ગાંધીજીની જેમ શું આપ પણ દરરોજ સવારે ને સાંજે નિયમિત પ્રાર્થના કરો છો?"

જી હા. ગાંધીજીના ચરણોમાં બેસીને જે પહેલો પાઠ હું શીખ્યો તે છે નિયમિત પ્રાર્થના કરવાનો. અને, એમના જ વિચાર પ્રમાણે હું તો 'પ્રાર્થના એ સવારની કુંચી છે અને સાંજનો આગળો છે.'"

ગાંધીજીએ કરેલી પ્રાર્થનાની આ વ્યાખ્યા સાંભળીને

હું મંત્રમુગ્ધ થઈ ગયો અને મને વિચાર આવ્યો કે, પ્રાર્થના હકીકતમાં શાની અને આગળ એ બંને છે—એ શાથી આપણે આપણાં અંતર્દેવતાનાં મંદિરનું બારણું ઉઘાડીએ છીએ, તેના દર્શન કરીએ છીએ અને તેમની પાસેથી એવો આશીર્વાદ માગીએ છીએ કે આપણે આપણું કર્તવ્ય સાચી દાનતથી અને કૌશલ્યથી કરીએ. વળી પ્રાર્થના એક આગળો પણ છે, કારણ કે તેની મદદથી આપણે આ કોલાહલમય જગતનાં બારણાં બંધ કરી દઈએ છીએ અને પર્ણ શાંતિના પ્રદાની પાછળ પ્રભુ અને આપણે દાડા વખત માટે એક સાથે ઘનિષ્ઠ ભાવે રહી શકીએ છીએ.

મેં મારા પ્રશ્નો ચાલુ રાખ્યા. "પણ પ્રાર્થના કરવાની કંઈ જરૂરિયાત છે ખરી?" મારા શંકાશીલ મને તમને પૂછ્યું.

તેમણે જવાબમાં એક ધર્મશાસ્ત્રનો આદેશ મને સંભળાવ્યો. "પહેલાં સ્વર્ગના રાજ્યની શોધ કરો અને પછી બીજી બધી વસ્તુઓ તમને આપોઆપ મળી જશે."

પણ સ્વર્ગનું રાજ્ય શોધવા જઈએ જ શું કરવા જ્યારે માણસને ભોગવવા માટે પૃથ્વીના આટલાં અસંખ્ય આનંદો પડ્યા છે?'

'કારણ કે પૃથ્વીના આનંદો ક્ષણજીવી છે અને અંતમાં કીડાઓનો ખોરાક બની જાય છે.'

'અને પ્રાર્થના કરવાથી શું મળશે?'

'આત્માનો આરામ' તેમણે મને શાંતિપૂર્વક જવાબ આપ્યો.

એટલામાં અમારું ખાવાનું પૂરું થઈ ગયું હતું અને મેં વાર્તાલાપ બંધ કરવાનું વિચાર્યું જેથી મારા સહયાત્રી પ્રભુની સાથે એકાંતમાં શાંતિના પડદાની પાછળ બેસીને ચિંતન કરી શકે. પણ ગાંધીજી સંબંધે તથા તેમના જીવનસંદેશ વિષે જાણવા માટે હું હજી પણ પિપાસુ હતો તેથી મારાથી રહેવાયું નહીં અને મેં એમને પૂછ્યું. "જો આપ થાકી ન ગયા હો અને આપ તરત જ સૂઈ જવાના ન હો તો આપ કૃપા કરીને મને જણાવો કે શક્તિશાળી અને સાચી પ્રાર્થના માટે માણસને કયા ગુણો અથવા કઈ વૃત્તિઓની જરૂરિયાત છે?"

તેમણે મારા પ્રશ્નના જવાબ ઘણા ઉમંગથી આપ્યો. પણ જવાબ આપતા પહેલાં તેમણે સહૃદયતાપૂર્વક નમ્રતાથી કહ્યું, "હું તો કેવળ મારા ગુરુદેવનો એક અવાજ જ છું તેથી તેમણે મને જે કાંઈ શીખવ્યું છે તે એક પોપટની જેમ તમને કહી સંભળાવું છું."

મેં વળતો જવાબ આપતાં કહ્યું, "આપ કેવળ આપના ગુરુદેવનો અવાજ જ નથી, પરંતુ તેમના જીવનસંદેશના વાહક પણ છો."

તેમણે પ્રત્યુત્તર આપ્યો, "પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે કે, જે તમે કહો છો તેવું જ હો."

પછી તેમણે ગાંધીજીના બોધક વિચારોનો તેમની પાસે વિપુલ ખજાનો હતો, તેમાંથી મને એક અમૂલ્ય મોતી આપ્યું —

"પ્રાર્થના એ ફક્ત મોઢેથી કરેલી પ્રભુની આરાધના નથી. શબ્દ વિનાની પણ હૃદયથી થતી પ્રાર્થના ચાલે, હૃદય વિનાની પણ શબ્દાડંબરવાળી પ્રાર્થના નિરર્થક છે. એક પવિત્ર હૈયાની પ્રાર્થના કોઈ દિવસ નિષ્ફળ નથી જતી. પ્રભુમાં વિશ્વાસ રાખનાર માણસો એક મુહૂર્ત માટે પણ પ્રાર્થના વિના નથી જીવી શકતા અને પ્રાર્થના વિના તેમણે જીવવું પણ ન જોઈએ. અને આપણી અંદર પ્રભુ છે એવો જીવંત વિશ્વાસ જે માણસ નથી ધરાવતો તેને માટે પ્રાર્થના કરવી અશક્ય બની જાય છે."

મેં વચ્ચે પૂછ્યું, "આપના કહેવાનો અર્થ એ તો જ ને કે પ્રાર્થના મનુષ્યજીવનનો આરંભ અને અંત છે?"

'મારા ગુરુદેવના વિચાર પ્રમાણે આધ્યાત્મિક જીવનનો આરંભ અભયથી થાય છે કારણ કે, જ્યાં ભય છે ત્યાં ધર્મ નથી."

'એ શી રીતે?"

તમણે જવાબ આપ્યો, "આધ્યાત્મિકતાનો અર્થ થાય છે બહુરૂપી મોહમાયાથી મુક્તિ અને એવી મુક્તિ મેળવવા માટે પ્રાર્થના ઘણી સહાયરૂપ થાય છે."

પણ એ બહુરૂપી મોહમાયા શું કરે છે?"

સત્તાનો મોહ, સંગ્રહનો મોહ, અભિમાનનો મોહ, કામ, ક્રોધ વગેરે અહંકારના અસંખ્ય કોશો છે."

'પણ આપના ગુરુદેવે એવા બહુરૂપી મોહથી મુક્ત થવાની કંઈ ચાવી બતાવી છે ખરી?"

હા." એમણે જવાબમાં કહ્યું, "મારા ગુરુદેવ કહે છે 'આપણે માત્ર ભગવાનનો જ ડર રાખવો જોઈએ. તો આપણને માણસોનો ડર લાગશે નહીં.'"

પણ શું હું આપને પૂછી શકું છું કે ડર અને મોહનો એકબીજા સાથે શો સંબંધ છે?"

"ડર એ મોહનો પિતા છે, પ્રેરક છે. આપણે એક દૃષ્ટાંત લઈએ. માણસ શા માટે ધનદોલતનો સંગ્રહ કરે છે?"

"એટલા માટે કે એને સત્તા અને માન મળે."

"પણ એને સત્તા અને માનની જરૂર શી છે?"

"એટલા માટે કે એ બીજાંઓ ઉપર શાસન કરી શકે."

"પણ એને બીજાઓની ઉપર શાસન કરવાની શી આવશ્યકતા છે, જ્યારે પ્રભુએ બધાને એકસરખી માનવતાની સમાનતા બક્ષી છે?'

"એ બીજાંઓ ઉપર શાસન કરવા ઇચ્છે છે તેનું એક કારણ છે અર્થાત્ બીજા લોકો એની ઇચ્છા અને આદેશનું પાલન કરે."

"પણ બીજાઓ એની ઇચ્છા અને આદેશનું પાલન કરે જ શું કામ? શું આપણને બધા ધર્મશાસ્ત્રો એવ એવો આદેશ નથી કરતા કે આપણે બધાએ એક જ ઇચ્છાનું પાલન કરવું જોઈએ? અને તે ઇચ્છા છે પ્રભુની ઇચ્છા."

"તમે શું કહેવા ઇચ્છો છો એ મને બરાબર સમજાય છે. પણ શું હું આપની પાસેથી જાણી શકું ખરો કે, આપના ગુરુદેવે જે મોહમાયાની જાળમાં આ જગત સપડાયું છે તેમાંથી બહાર નીકળવા કોઈ ઉપાય સૂચવ્યો છે?"

જવાબમાં મારા સહયાત્રીએ ગાંધીજીના બોધપ્રદ વિચારોના ખજાનામાંથી બેચાર બીજાં કીમતી મોતીઓ મારી આગળ ધર્યાં :

**'માણસ ભવિષ્યમાં પોતાનું ગુજરાન થાય એ માટે ધનનો સંગ્રહ કરે છે. પણ પ્રભુ તો આવતી કાલ માટે કાંઈ જ સંગ્રહ નથી કરતો. તે તો ફક્ત દરરોજ એટલું જ પેદા કરે છે જેટલી જરૂરિયાત છે. તેથી જો પ્રભુમાં આપણે સંપૂર્ણ વિશ્વાસ ધરાવતા હોઈએ તો આપણને એવી ખાતરી હોવી જોઈએ કે, તે આપણને આપણા રોજના ગુજરાન માટે જેટલી સામગ્રી જોઈએ તેટલી તે આપશે જ. તેથી બધી વસ્તુઓને પ્રભુચરણે સમર્પણ કરી દઈને જીવવું જોઈએ. એવી રીતે આપણને જીવનનો અધિકાર ત્યાગ કરવાથી જ મળે છે. સાચો ધર્મ એમ નથી કહેતો કે, જ્યારે બીજાંઓ પોતાના કર્તવ્યનું પાલન કરશે ત્યારે જ હું કરીશ. પણ સાચો ધર્મ તો એમ કહે છે કે, તમે તમારું જે કર્તવ્ય છે તે પહેલાં કરો; બીજાંઓ પોતાના કર્તવ્યનું પાલન કરે છે કે નહીં એની ચિંતા ન કરો અને બધું પ્રભુ પર છોડી દો.'**

મારા સહયાત્રી અહીં જરા વિશ્રામ લેવા થોભ્યા એટલામાં હું બોલી ઊઠ્યો: "જો હું પ્રભુમાં એવો અગાધ, વિપુલ અને નિરંતર વિશ્વાસ ધરાવતો હોત તો કેવું સારું!"

પણ તરત જ વિચારના ઊંચા શિખર પર જ્યાં ગાંધીજીના શબ્દો સાંભળીને મારું મન પહોંચી ગયું હતું ત્યાંથી તે નીચે ઊતરી આવ્યું અને મેં જરા અધીરાઈથી પૂછ્યું : 'પણ વિશ્વાસ એટલે શું?"

મારા સહયાત્રીએ આ પ્રશ્ન પર પ્રકાશ નાખ્યો કારણ કે તેઓ ગાંધીજીની જ્યોતિના એક 'ટોર્ચલાઇટ' જેવા હતા. એમણે ગાંધીજીના વિચારો દર્શાવતાં કહ્યું –

**'વિશ્વાસ એક જાતની છઠ્ઠી ઇંદ્રિય છે; તે એવા ક્ષેત્રમાં કામ કરે છે જે બુદ્ધિથી પર છે. પ્રભુ આપણી અંદર વસેલો છે એ સત્યની જાગૃત અને જીવંત ચેતના એનું નામ જ વિશ્વાસ. આવો વિશ્વાસ ધરાવે છે તેને પછી કોઈ વસ્તુનો અભાવ નથી રહેતો. તેનું શરીર વ્યાધિથી ભલે પીડિત હોય, પણ આધ્યાત્મિકતાની દૃષ્ટિથી તે તંદુરસ્ત છે. આર્થિક દૃષ્ટિથી તે ગરીબ હોય, પણ એની પાસે આધ્યાત્મિક ધન ઘણું છે. અને હું એવું ઇચ્છું છું કે, તમે સૌ ભગવાન અને ધર્મમાં એવો વિશ્વાસ કેળવો.'**

"ભગવાન અને ધર્મ?" આ બે શબ્દો તરત જ મારા મુખમાંથી નીકળી ગયા અને મને એક એવો વિચાર આવ્યો કે શું આ બંને શબ્દોનો અર્થ એક જ છે? આ કેવો જાદુનો ખેલ છે કે, વિશ્વાસથી પ્રભુનો વિચાર આવે છે અને પ્રભુનો વિચાર કરતાં વિશ્વાસ જન્મ લે છે! વિશ્વાસ એ ધર્મનો પાયો છે અને ધર્મ એ વિશ્વાસનો પાયો છે!

પણ મારા સહયાત્રી મારા મનમાં જે વિચાર ચાલતા હતા તે સમજી ગયા હોય એમ મને લાગ્યું. હા, હું કે તે બોલી ઊઠ્યા : "પણ ધર્મ ધર્મમાં ફેર છે."

"એટલે?" મેં પૂછ્યું.

"સાચો ધર્મ શું છે એની વ્યાખ્યા તમને ગાંધીજીના શબ્દોથી સમજાશે : **'મારો ધર્મ એ કારાગૃહનો ધર્મ નથી. મારા ધર્મમાં પ્રભુની સૃષ્ટિમાં જે કાંઈ તુચ્છમાં તુચ્છ છે તેને માટે પણ સ્થાન છે. આવા**

ધર્મમાં જાતિ, ધર્મ, રંગના અભિમાનને તથા ઉદ્ધતાઈને જરા યે સ્થાન નથી.'"

આ સાંભળીને મેં કહ્યું "જો દરેક વ્યક્તિ આવો ધર્મ પાળતી હોત, તો માનવજાતિ આજે સર્વસત્તાધીશ પણ, જાતિવાદ, રાષ્ટ્રવાદ અને લશ્કરી સત્તાથી કલંકિત બની ન ગઈ હોત."

"તમારી વાત તદ્દન સાચી છે." મારા સહયાત્રીએ કહ્યું 'ગાંધીજીએ ધર્મની જે વ્યાખ્યા કરી છે તેનો આધાર છે અહિંસા અથવા પ્રેમ અને જ્યાં પ્રેમ છે ત્યાં કોઈ જાતનો ભેદભાવ અથવા કોઈ પ્રકારની બાધા રહી શકતી નથી. પ્રેમ જ માનવજાતિને એને યોગ્ય એવી સભ્યતા રચવામાં માર્ગદર્શક બની શકે છે"

પછી મારા સહયાત્રીએ ગાંધીજીના થોડાક વિચારો મારી સામે ધર્યા –

**'જ્યાં પ્રેમ છે ત્યાં જીવન છે; જ્યાં દ્વેષ છે ત્યાં વિનાશ છે. અને સદાચારનો એક સુરક્ષિત અને સહજ નિયમ એ છે કે, જ્યારે આપણે કોઈ અધિકાર મેળવવાનો હક રજૂ કરવા માગતા હોઈએ ત્યારે બધાની સાથે આત્મીયતાનો સંબંધ આપણે સ્થાપવો જોઈએ. માણસના પારસ્પર વ્યવહારમાં પ્રકાશ લાવવા માટે આ નિયમથી વધારે સારો બીજો કોઈ માર્ગ હું નથી જાણતો.'**

મારા સહયાત્રીની વાતને જાણે ટેકો આપતો હોઉં એમ મેં કહ્યું "જ્યાં પ્રેમનો પ્રકાશ છે ત્યાં પ્રકાશ માટે પ્રેમ પણ છે"।

'એટલે તમે એમ કહેવા ઇચ્છો છો કે જ્યાં અહિંસા અથવા પ્રેમ છે ત્યાં સત્ય છે"

પણ સત્ય એટલે શું!" મેં પૂછ્યું

ગાંધીજીએ સત્યની વ્યાખ્યા સમજાવતાં કહ્યું છે કે, **'સત્ય એટલે તમને અંદરનો અવાજ જે કહે છે તે. તે એક સાર્વભૌમ નિયમ છે. સર્વવ્યાપી સત્યનાં દર્શન કરવા માટે એ આવશ્યક છે કે માણસ આ જગતમાં તુચ્છમાં તુચ્છ જે કંઈ છે તેને પોતાની જેમ પ્રેમ કરી શકે. અને જેનું ધ્યેય સત્યનું દર્શન કરવાનું છે તે જીવનના કોઈ પણ ક્ષેત્રથી બહાર નથી રહી શકતો. પ્રેમ વિનાનું જીવન એ મૃત્યુ છે. જીવનરૂપી સિક્કાના બે પાસાં છે; એક પ્રેમ બીજું સત્ય. અને મને પૂરતો અને દૃઢ વિશ્વાસ છે કે આપણે આખા જગતને પ્રેમ અને સત્યથી જીતી શકીએ છીએ.'"**

"પણ અવાજ શી રીતે સંભળાય!"

મારા સહયાત્રીએ જવાબમાં કહ્યું. "એ માટે પણ મારા ગુરુદેવે રસ્તો બતાવ્યો છે અને તે છે આત્મશુદ્ધિ માટે નિરંતર પ્રયત્ન કરવો"

આ અરસામાં બીજા બધા સહયાત્રીઓ ક્યારના સૂઈ ગયા હતા. તેથી હાથ જોડીને મેં મારા એ વડીલ સહયાત્રી, જે હવે મારા માનનીય મિત્ર બની ગયા હતા, તેમને નમસ્કાર કર્યા અને કહ્યું "સાચે જ આપે મારા પર અપાર કૃપા કરી છે એ બદલ હું આપનો દિલથી આભારી છું આજનો આપનો મિલાપ અને વાર્તાલાપ હું કોઈ દિવસ ભૂલી શકીશ નહીં. હું જો એમ કહું તો એમાં જરાય પણ અતિશયોક્તિ નથી કે, આપની સાથેના વાર્તાલાપ પછી હું હવે થોડું થોડું સમજવા લાગ્યો છું કે, જીવનનું સત્ય શું છે અને સત્યનું જીવન કેવું હોય છે."

તેમણે મારા નમસ્કાર સ્વીકાર્યા અને ઘણી નમ્રતાથી કહ્યું 'મહેરબાની કરીને મારો આભાર માનશો નહીં મેં તો કેવળ મારા કર્તવ્યનું પાલન જ કર્યું છે. અને તેવું કરવામાં મને ઘણો જ આનંદ થયો છે"

ત્યાર પછી તેઓ પોતાની પથારી પાથરીને સૂઈ ગયા

પણ મને નિદ્રા આવી નહીં કારણ કે આકાશના તારાઓ પોતાની મૌન ભાષામાં મારા આત્માને એક એવો ઉપદેશ આપી રહ્યાં હતા કે,

**'જીવન એ એક સાધના છે. એનું ધ્યેય સંપૂર્ણતા માટે પ્રયત્ન કરવાનો છે, જેથી આત્મ જ્ઞાનની પ્રાપ્તિ થાય'**

આ આકાશવાણી જેવા શબ્દો સાંભળીને મને એવો વિચાર આવ્યો કે, સત્યની સાધના કરવા માટે જ માણસને જીવન મળ્યું છે અને સત્ય એ પ્રભુ છે, એમ ગાંધીજીએ આપણને શીખવ્યું છે તેથી માણસની સાચી માનવતા એમાં સમાયેલી છે કે તે સત્યપરાયણ અથવા પ્રભુપરાયણ બને અને તેવી રીતે વર્તે

આવો વિચાર કરતાં કરતાં ઉષા આવી પહોંચી અને પ્રકાશનાં પ્રથમ કિરણો મારા માથા પર પડ્યાં અને મને એમ લાગ્યું કે જાણે સત્યભક્ત ગાંધીજી મને આશીર્વાદ આપી રહ્યા છે

એક ભક્તે પોતાના અનુભવનું બયાન કર્યું છે—હું પાપી છું, પતિત છું, ભગવાન મારો ઉદ્ધાર ક્યારે અને કેવી રીતે કરશે એ ચિંતામાં વ્યાકુળ થઈને હું ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો—જાણે કે હૃદય ફાટી પડ્યું. એવામાં ક્યાંકથી અહંકાર જાગૃત થયો અને કહેવા લાગ્યો—

'હું ધન્ય છું!' મને થાય છે એવો પશ્ચાત્તાપ ભાગ્યે જ કોઈને થતો હશે. મારી અશ્રુધારા કેવી અખંડ ચાલી રહી છે! મારો અનુભવ છે જ એવો લોકોત્તર. આટલા પશ્ચાત્તાપ પછી જો ભગવાન ન મળે તો અધ્યાત્મ શાસ્ત્ર જ ખોટું છે એમ કહેવું પડશે. મેં પાપ કર્યાં છે ખરાં, પણ પાપ કોણ નથી કરતું? વળી પોતાના પાપ ધોઈ નાખવાની મારી કોશિશ પણ ક્યાં ઓછી છે? જેવી રીતે દેવતામાં ઘી નાખવાથી તેમાંનો મેલ, કચરો, ભેગ બળી જાય છે એ જ રીતે મારા પશ્ચાત્તાપના વૈરાગ અને વિષાદનાં આંસુઓમાં મહાપાપ પણ બળીને ખાક થઈ જશે. હું એવો જ ભક્ત છું'।

બસ, મેં કંઈક આટલો પશ્ચાત્તાપ કર્યો એના પર પાણી ફરી વળ્યું અને પશ્ચાત્તાપને બદલે અહંકાર બુદ્ધિ જ થઈ. પાપોને નિર્મૂળ કરવા એ સહેલું હતું પણ આ અહંકારનો શી રીતે નાશ કરવો એ કંઈ સમજમાં આવતું નથી. હું જે કંઈ કરું તેને બગાડી નાખવું એ એનો ધંધો છે. દાન કરું તો તેનું શ્રેય લેવાને એ હાજર જ છે! ત્યાગ કરું તો ત્યાં જોરજોરથી કહેવા લાગે છે—દુનિયાના લોકો, જુઓ, હું કેટલો ત્યાગી છું! હરિશ્ચંદ્ર, શિબી, બુદ્ધ મહાવીર જેવાની કોટિમાં જ મારી ગણના થવી જોઈએ. પ્રેમ કરવા જાઉં તો એ મને કહે છે. બીજા પર જેટલો પ્રેમ કરવો હોય તેટલો ભલે કર, પણ સૌથી પ્રથમ અને સૌથી વધારે પોતાના પર પ્રેમ કરવાનું ભૂલ નહીં. તારી દુનિયા તારી પોતાની છે. મધ્યમાં સૂર્ય તું છે. આ દુનિયા તારી પ્રદક્ષિણા કરી રહી છે, એ તું શી રીતે ભૂલી શકે? જેમ કોઈ ઉત્તમ ફળને જંતુ લાગે છે અને પાકતા પહેલાં જ તે સડી જાય છે એ જ પ્રમાણે મારી સાધના આ અહંકારને કારણે સડી રહી છે. હવે હું શું કરું?

અને એનો નાશ કરવો એ પણ શક્ય નથી કેમ કે, એ અહંકાર તો મારા આત્માની જ છાયા છે. આત્માના અમરત્વનો થોડોક ભાગ એને પણ મળ્યો છે. એનું એ અમરત્વ કેવી રીતે છીનવી લેવું?

ભગવાન, એનો નાશ કરવા અસમર્થ છું એટલે, ઓછામાં ઓછું એને તારે ચરણે અર્પણ કરીને મુક્ત થવાની શક્તિ મને આપો અથવા તમારી જ શક્તિથી એનો ઈલાજ કરો. હું તો એના આગળ હારી ગયો છું

એકલા આમિ બાહિર હલેમ
તોમાર અભિસારે,
સાથે સાથે કે ચલે મોર
નીરવ અન્ધકારે।

છાડાતે ચાઈ અનેક કરે
ઘુરે ચલિ, જાઈ જે સરે,
મને કરિ આપદ ગેછે—
આબાર દેખિ તારે।

ધરણીસે કાંપિતે ચલે
વિષમ ચંચલતા।
સકલ કથાર માઝે સે ચાય
કઈતે આપન કથા।

સે જે આમાર આમિ પ્રભુ,
લજ્જા તાહાર નાઈ જે કભુ,
તારે નિયે કોન્ લાજે બા
જાબો તોમાર દ્વારે।

'એકાન્તમાં તમારું મિલન થાય એ હેતુથી હું અભિસારિકા બનીને નીકળી પડી. પરંતુ આ નીરવ અંધકારમાં મારી સાથે આ કોણ ચાલ્યું આવે છે? એને ટાળવા માટે, ભુલાવામાં નાખવા માટે, હું અનેક ઉપાય કરું છું. આડ રસ્તેથી જાઉં છું ઘડીભર માટે એની નજરથી દૂર થાઉં છું. હું માનું છું કે આખરે બલા ટળી ગઈ પરંતુ જરા પાછળ મોઢું ફેરવી નજર કરું છું તો ભાઈ પાછળ હાજર જ છે.

હું સાવ મૂંગી મૂંગી કોઈ પણ પ્રકારની ગરબડ વિના જગના ચાહું છું. પરંતુ, એ વચમાં દખલ કરીને ધમ ધમ્ અવાજ કરતો ચાલવા માંડે છે હું કંઈ ધીમેથી કરવા ચાહું છું તો એ વચ્ચે જ મોઢું ખોલીને પોતાની જ વાત જોરજોરથી કરવા માંડે છે.

પ્રભુ, આ કેટલી શરમની વાત છે કે તે કોઈ બીજું નથી, પણ મારું જ નફ્ફટ 'અહમ્' છે. એ શરમ જેવી ચીજને જ ઓળખતું નથી. એને સાથે લઈને તમારા મિલન માટે તમારા દ્વાર પર આવતાં હું શરમ અનુભવું છું અને, એને ટાળી પણ નથી શકતી, હવે હું શું કરું?'

એક ધૂની પ્રવાસી ફરતો ફરતો જંગલમાં પહોંચી ગયો. ત્યાં એના વલ્કલથી શરીરને નહિવત ઢાંક્યું હતું એવો એક આદિવાસી મળ્યો. પણ તે સાવ નિરાશ અને માંદલો લાગતો હતો. પ્રવાસીએ પૂછ્યું : 'ભાઈ, તારી આવી દશા કેમ? શરીરે ઠીક નથી? અને કપડાં ય પૂરાં પહેર્યાં નથી!'

'હમણાં અહીં કશો શિકાર મળતો નથી. જે કંઈ હતું તે તો શહેરના શિકારીઓએ આવી આવીને પૂરું કર્યું. હવે તો ખાવાના સાંસા પડે છે. કેટલાય દિવસથી લગભગ ભૂખ્યો છું. ખાઈ શકાય એવાં મૂળિયાં શોધીને ખાઉં છું, પણ તેનાથી કંઈ પેટ ન ભરાય. એટલે આજે મારી આવી દશા છે. અને આવી હાલતે કંઈ કામ પણ થતું નથી. એટલે કપડાંની ય ત્રેવડ ક્યાંથી કરું!'

પ્રવાસીને એની વાત સાંભળી દયા આવી. એની પાસે પોતાના કપડાંની જોડ પણ હતી અને ભાતું પણ હતું. પણ એને શું સૂઝ્યું તે આદિવાસીને કહ્યું : 'જો ભાઈ, મારી પાસે કપડાં ય છે એક જોડ. અને એક ટંકનું ભોજન પણ છે—એમાંથી તું કહે તે તને આપું. કપડાં કહે તો કપડાં ને ભોજન કહે તો ભોજન.'

'મને કપડાં જ આપો.' આદિવાસીએ કહ્યું.

'અરે ભાઈ! તું દિવસોથી ભૂખ્યો છે છતાં ભોજન નથી માગતો અને કપડાં માગે છે!' આદિવાસીને તો નવાઈ લાગી. 'એના કપડાં ય બહુ થાય!'

'પણ એક ટંક ખાઈને પછી બીજા ટંકે શું કરું? તે કરતાં તમે કપડાં આપો તો તે પહેરી ધીરે ધીરે પાસેના શહેરમાં જાઉં અને ત્યાં વળી કંઈ મળી જાય તો ખાઉં. પછી વળી કંઈ કામધંધો શોધું, મજૂરી કરું તો મારી કાયમની ભૂખ ટળે!'

'વાહ ભાઈ! તું તો અક્કલવાળો છે! લે આ કપડાં અને મારા ભાતાનો અર્ધો ભાગ પણ લે. જરા આરામ કર. પછી મારી સાથે જ ચાલ. મારી સાથે રહેજે. મને તારા જેવા માણસો ગમે છે—જેઓ માત્ર નજીકનો જ નહીં પણ પહેલાં આગળનો વિચાર કરે છે.'

☆

નાના મનુનો જન્મદિવસ હતો. ઘરે મહેમાનોને જમવા નોતર્યાં હતાં. મનુ તો મઝાનાં કપડાં પહેરી મહાલતો હતો—આજે બધાં એને રોજ કરતાં વધારે માન આપતાં હતાં. એના પાડોશી ગોઠિયાને પણ એણે જમવા તેડ્યો હતો.

મનુની બા તો બપોરના રસોડામાં વાનગીઓ તૈયાર કરવાની ધમાલમાં હતાં. એમની મદદે પડોશના બહેન પણ હતાં—છતાં એમને રસોડાની બહાર પગ મૂકવાની ફુરસદ ન હતી.

સાંજ પડી. મહેમાનો ધીરે ધીરે આવવા લાગ્યા. તે સૌને મનુના પિતા દીવાનખાનામાં આવકાર આપી બેસાડતા. મનુ તો ઘડીમાં આ ઓરડામાં હોય તો ઘડી પેલા ઓરડામાં હોય. આજે એ રોજ કરતાં વધુ ચંચળ બની ગયો હતો.

મહેમાનો મનુને આવતાં વેંત જ સંભારતા અને તેડતા : 'કેમ આજે તારી વર્ષગાંઠ છે, ખરું? સો વર્ષનો ડોસો થજે હોં!'

'ના હું ડોસો નહીં થાઉં. ખાલી સો વર્ષનો થઈશ.' એક મહેમાનને જ્યારે મનુએ એમ કહ્યું ત્યારે તો આખો દીવાનખંડ હાસ્યથી ગાજી ઊઠ્યો.

મનુના પિતા તો દીવાનખાને હોય કે બારણે હોય, સૌને આવકાર આપે, બેસાડે.

મનુને થયું : પિતાજી આ બધાંને આવકાર આપે છે તો બા કેમ રસોડામાંથી બહાર આવતી નથી? એને હોંશ નહીં હોય? બે ત્રણ વાર એના મનમાં એ વિચાર આવી ગયો. પછી તો એ સીધો રસોડે જ ગયો.

'બા, બાપુજી બધાંને આવકાર આપીને બેસાડે છે અને તું તો રસોડામાંથી બહાર જ આવતી નથી! શું મહેમાનોને તું ઓળખતી નથી?'

'સૌને ઓળખું છું. પણ તારા પિતા ત્યાં છે—પછી મારું શું કામ?'

'પપ્પા ઘર તારું પપ્પુ નથી? હું તારો દીકરો નથી? મારી વર્ષગાંઠનો તને હરખ નથી?'

'બધું છે, મનુ. પણ તેં ઝાડ તો જોયું છે ને?'

'હા.'

'એમાં શું શું હોય છે?'

'થડ, ડાળીઓ, પાંદડાં.'

'બીજું કંઈ નથી હોતું?'

'ફળ કે ફૂલ હોય!'

'એ સિવાય?'

'એ સિવાય વળી બીજું શું હોય?'

'કેમ મૂળિયાં ન હોય?'

'હા, એ તો હું ભૂલી જ ગયો, બા!'

'તો શું મૂળિયાં, ઝાડની પેઠે જમીનની બહાર હોય છે?'

'નહીં.'

'તેથી શું ઝાડ તેનું નથી?'

'છે જ, બા.'

'તે જ રીતે તું ય મારો છે ને ઘર પણ મારું છે. પણ મારું સ્થાન અહીં છે ને તારા પિતાનું દીવાનખાનામાં. સમજ્યો ને? જો, નકામી હઠ ન કરતો. જા મહેમાનો સાથે બેસ.'

'બા, તું તો મને બહુ વહાલી લાગે છે.' કહેતો મનુ રસોડાની બહાર ભાગ્યો.

☆

## માણસાઈની મહેક

'રવિશ' સાહેબે મને એક અજબ કિસ્સો કહ્યો તે અહીં રજૂ કરું છું. કવિશ્રી 'રવિશ' સિદ્દિકી જ્વાલાપુરના વતની છે. જ્વાલાપુરની ટપાલ ઓફિસમાં સુખલાલજી નામના એક ભાઈ વર્ષોથી કામ કરતા આવ્યા છે. 'રવિશ' સાહેબ જ્યારે એમની વાત કરે છે ત્યારે હૃદય પ્રેમથી દ્રવી જાય છે. સુખલાલજી કર્મયોગનો ઉત્તમ નમૂનો કહી શકાય એવા છે. પોતાના કામમાં પૂરા પાવરધા, અતિશુદ્ધ ઈમાનદાર, અને અતલ સંતોષી. કેટલી ય વાર બઢતી સાથે એમની બદલી થઈ શકતી હતી, એવા પ્રસંગો આવ્યા પણ એમણે ના પાડી કે 'હું અહીં જ સારો છું. મારે વધારે લઈને શું કરવું છે?' 'રવિશ' સાહેબ અને એમના મિત્ર કાયમ ટપાલ નાખવા અને ટપાલ લેવા ટપાલ ઓફિસે જતા, બસ એટલો જ સંબંધ. એ સિવાય સુખલાલજી સાથે વિશેષ ઓળખાણ નહીં. સાહેબ સલામ થયા કરતી. જ્યારે જ્વાલાપુરમાં હુલ્લડ ફાટી નીકળ્યું ત્યારે તેમાં 'રવિશ' સાહેબનું બધું ગયું,-બળ્યું તેમ લૂંટાયું પણ. અને 'રવિશ' સાહેબ બધું પડતું મૂકીને મુરાદાબાદ ચાલ્યા આવ્યા.

એક દિવસ એમના પર સુખલાલજીનો પત્ર આવ્યો. એમાં જ્વાલાપુરના મહત્ત્વના સમાચાર હતા અને છેલ્લે લખ્યું હતું-'જનાબ, હું તો ગરીબ માણસ છું, પરંતુ મારી પાસે થોડી બચત છે ખરી. તમે જો એ સ્વીકારો તો હું મારી જાતને ધન્ય માનીશ.'

આપણે જરા આ પર વિચારીએ. આ તે કેવો માણસ છે કે લાલચમાં પડતો નથી, ડરતો નથી, અને છતાં તેને પ્રેમની આટલી બધી કદર છે અને પ્રેમનો આટલો અહર્નિશ ઉપાસક છે. એવાને જોઈને, એમને વિશેની વાત સાંભળીને, દુઃખી અને હતાશ હૃદય ફરી પુલકિત થઈ જાય છે અને યાદ આવે છે કે કળિયુગમાં શેતાનનું રાજ્ય ભલે હોય, ભગવાન પણ પોતાનું સિંહાસન છોડીને કોઈ અજ્ઞાતવાસમાં નથી ગયા.

---કુ. રેહાના તૈયબજી

☆

બાગમાં તો ફૂલ હોય જ અને ફૂલ હોય ત્યાં પતંગિયાં પણ હોય જ. તેની વાત જવા દઈએ, પણ લીલા ઘાસના મેદાનમાં યે, ઘાસ પર ક્યાંક ક્યાંક સાધારણ ફૂલ ડોકિયાં કરતાં દેખાય છે. ગચ્છર આદિ જીવાત દેખાય છે તેમ પેલાં સામાન્ય ફૂલો પર સામાન્ય તેમ જ અસાધારણ રંગ ભાતવાળાં પતંગિયાં પણ ભમતાં દેખાય છે. એમ જોવા જઈએ તો હૃદયને ગ્લાનિ કરનારા વાતાવરણમાં ય ક્યાંક ક્યાંક માણસાઈ ડોકિયાં કરતી દેખાશે. જો તેની મહેક અને મધુનાં રસિયા પતંગિયાં બનીને એવાં માણસાઈનાં ફૂલોને શોધી આરાધીએ તો જીવન વિશેની અટલ શ્રદ્ધા અમર થયા વિના ન જ રહે, જીવનને ઓછું બળ ન મળે અને કશી અપેક્ષા વિના જ પોતાનો ધર્મ માનીને જે માણસાઈને મહેકાવ્યા કરે છે, તેમને પણ તેમના જીવનકાર્યમાં સમર્થન મળતાં તેમની ધર્મનિષ્ઠા વધારે દૃઢ થશે.

[૭૫]

વાસ્તવમાં નિર્ગુણ સ્વરૂપના પ્રાગટ્ય માટે આ સગુણ વિશ્વરૂપ ધારણ કર્યું છે, પરંતુ પરિણામ વિપરિત આવ્યું.
લોકદૃષ્ટિમાં, સગુણે નિર્ગુણને ઢાંકી દીધો.
એનાથી વિરૂદ્ધ. વિચારકોની દૃષ્ટિમાં, દ્રષ્ટાની, નિર્ગુણતાની દિપ્તિ એટલી ફેલાય છે કે, દૃશ્યનો-સગુણનો-લોપ થાય છે.
સર્વ સામાન્ય લોકદૃષ્ટિ,
એ બંનેથી ભિન્ન છે ભક્તિની દૃષ્ટિ.
એનાથી વ્યુત્થાન અને સમાધિ, બંનેની ઊણપ દૂર કરનારી સમરસ અવસ્થા પ્રાપ્ત થાય છે.
એ સમરસમાં, દૃશ્યનો લોપ ન થતા દૃશ્યનું તેજ ભાસમાન થાય છે.
એ અવસ્થામાં ઈશ્વર ચૈતન્ય-સ્વરૂપમાં, સગુણમાં, બિરાજમાન રહે છે.
તો પણ ચૈતન્યને તે પારના તત્સ્વરૂપ નિર્ગુણનો ભાસ થતો જ રહે છે.
શબ્દનો ઉચ્ચાર કરીએ તો તદાકારતાનો લોપ થાય છે.
અને તદાકાર થઈએ તો શબ્દનો લોપ થાય છે
આ છે કાયમની ગુત્થી.
પરંતુ સમરસ અવસ્થામાં અહિંયાં ૐકારનું ઉચ્ચારણ પણ કરી શકીએ છીએ,
અને ત્યાં તદાકાર પણ થઈ શકીએ છીએ.
એ અવસ્થાનું ટૂંકમાં વર્ણન કરી શકીએ.
પ્રેમ કલિકામાં ડાલવેલું પ્રખર તેજ.
૧ સગુણથી નિર્ગુણ પ્રગટ થાય.
૨ દૃશ્ય લુપ્ત ન થતા દૃષ્ટાનું તેજ ફેલાય.
૩ ચૈતન્યની ક્રીડામાં, કર્મયોગમાં, વ્યવહાર કરતાં તે પરની શાંતિનો અનુભવ કરીએ.
૪ શબ્દ બોલતાં નિઃશબ્દમાં લીન રહીએ
૫ પ્રેમની કોમળતા અને જ્ઞાનની પ્રખરતાનો યોગ સાધીએ.
આ રીતે અવસ્થાનું વિવરણ થઈ શકે છે.
જ્ઞાનદેવના ગુરુ જ્ઞાનદેવને કહે છેઃ
'એ અવસ્થામાં તું બિરાજમાન રહે.'

[૭૬]

સર્વત્ર સુખ-સામ્યની યોજના કર્યા વિના હરિની સમાધિ નહીં મળે.
ભેદભાવનું નિકંદન કરીને,
સુખ-સામ્ય સંપાદન કરવામાં બુદ્ધિનો વૈભવ છે.
પરંતુ દુર્દૈવ છે કે અવાંતર સિદ્ધિ, રિદ્ધિ અને નિધિ પ્રાપ્ત કરવામાં મનુષ્ય, બુદ્ધિનો વૈભવ માને છે.
પરંતુ જ્યાં સુધી સુખ-સામ્યરૂપી પરમાનંદ તરફ મન વળે નહીં,
ત્યા સુધી એ બધી ઉપાધિઓ જ છે.
જ્ઞાનદેવને તો એ જ એક ધ્યેયમા,
એ જ હરિમય સમાધિનું ચિંતન કરવામાં,
એને માટે વ્યાકુળ રહેવામાં,
રમ્ય સમાધાન મળ્યું છે.

[૭૭]

સેવકે કષ્ટો સહન કરીને સેવા કરી,
ફળ એ આવ્યું કે સ્વામીના હૃદયનો એ સ્વામી થઈ ગયો.
અર્થાત્ એનું પ્રથમનું સેવકપણું ગયું, અને એને સ્વામીપદ મળ્યું.
તો પણ તે સ્વામીને ભૂલ્યો નહીં.
તેણે પોતાનું સેવકપણું જ કાયમ રાખ્યું.
સ્વામીએ કરવું એ જોઈએ કે તે સેવકને સ્વામીત્વ પદ આપે.
સેવકે એ કરવું જોઈએ કે તે નમ્રતાપૂર્વક સેવકત્વ પદ ન છોડે.
એમાં માધુરી ભરી પડી છે.
૧૬. રાત દિવસ ચિંતિત રહું છું

[૭૮]

કૃષ્ણ અવતારનું એ મધુર ચિત્ર-

હજી પણ ભક્તોના ચિત્તમા સદા રમતુ રહે છે
ઉપર મેઘ ગર્જે છે
નીચે મેઘ શ્યામ હરિ બ સી બજાવે છે,
બ્રહ્મવિદ્યાના શિખર પર પહોચી
સામાન્ય ગોવાળ પેઠે ગાયો સાચવી રહ્યા છે
સનકાદિઓ માટે પણ એ દૃશ્ય કલ્પના બહારનુ છે
બ્રહ્મ સાક્ષાત્કાર થયો અને કર્મો ખરી પડ્યા,
એ એમનો અનુભવ
એણે તો બ્રહ્મમા કર્મ ભેળવી દીધુ
નિવૃત્તિનાથ પર એની કૃપા છે,
અને ભક્તોને એનુ અભય વચન છે,
તમે લોકો નિરતર કર્મ કરતા છતા
મારી ભક્તિથી મોક્ષ પામી શકો છો,
તમારે ડરવાનુ કોઈ કારણ નથી

[ ૭૯ ]

કૃષ્ણ અવતારમા જેના સાનિધ્ય માટે એક આકાશને બીજા આકાશની ઈર્ષ્યા થતી હતી
અને જેના સ્પર્શ માટે યમુનાના જળ ઉપર ચઢતા હતા,
આખા જગતની આખો પોતાની તરફ આકર્ષિત કરનારા
અને મનની ગતિને કુ ઠિત કરી દેનારા એ પ્રભુ,
આજે અમારે માટે કમ્મર પર હાથ રાખી ભીમા નદીને કિનારે ઊભા છે
પ્રપ ચરૂપી નદી ભયાનક લાગે છે,
પરતુ ઊંડી નથી
સ કેત દ્વારા તે બતાવી રહ્યા છે
એમા કમ્મરપૂર જ પાણી છે
એમની એ સમચરણ મૂર્તિ સૌને સમત્વાચરણનો બોધ દઈ રહી છે
વાસ્તવમા એ મૂર્તિ છે આપણી હૃદયસ્થ
પરતુ બહારનો સ્વાગ બનાવી ઊભી છે
હૃદયપરિવર્તન ક્યારે થશે ?
એ મૂર્તિ હૃદયમા ક્યારે પ્રગટ થશે?
અને એનો શબ્દ ભીતરમાથી ક્યારે સ્પષ્ટ સભળાશે ?
જ્ઞાનદેવને એ જ એક વ્યાકુળતા લાગેલી છે
હજી પ્રાણ બાકી છે
એટલા માટે એ વ્યાકુળતાને કારણે બહાર નીકળવા ઇચ્છે છે
નીકળી ગયા પછી ન જાણે શુ થશે?

[ ૮૦ ]

જ્ઞાનદેવ ભગવાનને કહે છે
'ભગવન્! એ સાચુ છે કે હુ એક સામાન્ય પતિત જીવ છુ
પરતુ તારો મુદ્રાકિત ભક્ત છુ'
કાગળનુ ચીથરુ એની હસ્તી શુ ?
પરતુ એની પ્રતિષ્ઠા માટે રાજાને પરિશ્રમ કરવો પડે છે
રાજાના હસ્તાક્ષરવાળા કાગળના ટુકડાની શી વિસાત ?
પરતુ રાજાની પોતાની કિ મત જેટલી જ એની કિ મત !
એ સ્થિતિ મારી છે
હુ તો તારી પતાકા છુ –તારા યશને ફરકાવનારી,
તારો આજ્ઞાપત્ર છુ તારી આજ્ઞાને પ્રગટ કરનારો
તુ સ્વીકાર કર કે એની પ્રતિષ્ઠા જાળવીશ

[ ૮૧ ]

ભ્રમર ફૂલ તરફ આકર્ષિત થાય છે
અથવા, તરસ્યાને પાણીનુ જ ધ્યાન હોય છે,
બરાબર એવી રીતે–ઈશ્વર માટે એવુ આકર્ષણ થવુ જોઈએ
એની મુખ્ય મુશ્કેલી છે
એક વાર આકર્ષણ થયા પછી છૂટવાનુ જ નથી
પછી એ જ એક સ્વાદમા, બીજા બધા સ્વાદ વિલીન થઈ જશે
કિ બહુના ? એ એક સ્વાદથી બધા સ્વાદ સ્વાદુ થઈ જશે

સુરેશને, સવારે એક મિત્રને મળવા સ્ટેશને જવાનું હતું. રોજ કરતાં તે જરા વહેલો ઊઠ્યો, અને નિત્યકાર્યો પણ ઝડપથી આટોપી લીધાં. ગાડીનો સમય થવા આવ્યો હતો એટલે ભારે ઉતાવળમાં હતો. તો ય એણે ધીરજથી કપડાં પહેર્યાં, નાની સરખી પહેરી કરચલી પણ સરખી કરી. અધરવધર વાળને પણ સરખા કર્યાં. કપડે ક્યાંક ડાઘ તો નથી ને? તે પણ બરાબર જોઈ લીધું. બૂટ પણ તે પરની ધૂળ ઝાટકીને પહેર્યાં અને જવા નીકળી પડ્યો.

રસ્તે પાનવાળાની દુકાનેથી પાન લઈને મોંઢામાં દાબી ઝટ ઝટ રસ્તો કાપવા લાગ્યો. મિત્રને આપવાનો એક પત્ર છે કે નહીં એ જોવા એણે ગજવામાં હાથ નાખ્યો તો એક નકામો કાગળ હાથમાં આવ્યો. સુરેશ તેની ચબ-ચીઓ કરતો રસ્તામાં ફેંકતો આગળ વધ્યો.

સડક હજી હમણાં જ વળાઈ ને ચોખ્ખી થઈ હતી.

વળી મૂળ કાગળ ગજવામાં શોધ્યો તો તે મળી આવતાં સંતોષથી તેને ફરી ગજવામાં સાચવીને મૂકી દીધો. દરમ્યાન પાનના રસથી મોઢું ભરાઈ જતાં સ્વચ્છ સડક પર પીચકારી મારી.

ઝટપટ સ્ટેશન પહોંચવા સિવાય એના મનમાં ત્યારે કશો વિચાર ન હતો. એટલે પોતાના કપડાં ને શરીરની ટાપટીપમાં સુરુચિ પ્રગટ કરતો અને પગલે પગલે ચોખ્ખી સડક પર સુરુચિનું દારિદ્ર્ય ફેંકતો ફેંકતો તે આગળ વધતો હતો.

એવામાં રસ્તા પરના એક મકાનના ઉપલા માળની બારીમાંથી કોઈએ એંઠ ફેંકી તે સાથે સુરેશના નામ જ પરી હતું, પણ સુઘરાઈથી વ્યવસ્થા બગાડ્યાનો રજ તો, વિચાર કરે તો થાય ને?

☆

વાતાવરણમાં કાવ્યમય નીરવતા વ્યાપી હતી. એ કાદ પક્ષી ઊડતું તો તેની પાંખનો ફફડાટ સુદ્ધાં સંભળાતો. વાયુની લેરખી બારણાની બારીને સહેજ હલાવી જતી તે ય ધ્યાન બહાર ન રહેતું.

વાયુથી સહેજ ડાળખી ડોલતી અને લિમડાની કોઈ પાકી ગયેલી લિંબોળી 'ટપ્' દઈને જમીન પર પડતી એ ય સંભળાતું.

એવી નીરવતામાં સુરેશ ખંડમાં બેઠો બેઠો વાંચતો હતો. આજે રજાવાર હતો એટલે નિરાંત હતી. વાચવામાં એનું ચિત્ત સ્થિર થતું ન હતું. અકબંધ પડેલી ચોપડીને ઉથલાવવાનું એને મન થયું તે જ રીતે અકબંધ નીરવતાની ગડ પણ ઉકેલું એવું એને થતું. ચોપડીને મૂકીને ખંડમાં બેચાર આંટા માર્યા. બારી પરનો પડદો ખસેડી બારી બહાર જોયું. વળી પાછા ફરીને ચોપડી હાથમાં લઈને ચિત્ત પરોવ્યું. રસોડામાં થોડો અવાજ થયા કરતો હતો. છોકરાઓની અવરજવરનો અવાજ પણ આડો આવ્યા કરતો. કોઈ કોઈ વાર વાતચીત પણ સંભળાતી.

સુરેશ હવે ચોપડીમાં જાણે ખૂંચી ગયો હતો. વાચનમાં રસ પડવા લાગ્યો હતો અને આગળ શું આવશે એનું કૌતુક પણ જાગ્યું હતું. એણે ઝડપથી વાંચવા માંડ્યું.

એવામાં એ વાંચતો હતો તે ઓરડામાં એનો દીકરો [illegible]

છગન કણિયાએ એક નાનકડા ગામમા જઈને વસવાટ કર્યો પોતાના કુટુબમા માત્ર પતિપત્ની જ હતા. આગની કમાણીનો પૈસો પણ ઠીક હતો અને કશો ધધો ન કરે તો ય, વાધો આવે એમ ન હતુ પણ ઘરે બેઠા બેઠા એને કંટાળો આવવા લાગ્યો વળી લાગ્યુ કે મારા જેવો અનુભવી આ ગામમા નાનકડી હાટડી ચલાવે તો ચાલે તેમ છે શહેર જેવી થોડી અહી ઘરાકી હોય? એટલે ધાકધાક તો શુ લાગે? પણ દિવસ આનદમા પસાર થાય

એણે એક મોકાની જગા જોઈને નક્કી કરી અને ત્યા સાધારણ એકઢાળિયુ બધાવવા માડયુ

બધુ તૈયાર થયુ પછી કેવળ આગળના બારણા જ બાકી રહ્યા ત્યારે સુથારને એમણે ખાસ સૂચના આપી કે એમા સાગમા સારુ લાકડુ વાપરવુ અને બરાબર મજબૂત બનાવવા.

'ઘરના પ્રમાણમા બારણા રાખીએ તો સરખુ લાગે, વધારાનો ખર્ચ શુ કામ કરવો?' સુથારે કહ્યુ

'બીજુ તો સાધારણ ચાલે પણ બારણા જ ખાસ મજબૂત જોઈએ એનાથી જ દુકાનનુ રક્ષણ થાય નહી તો કોઈની દાનત બગડે તો ઝટ ગણેશિયુ ભરાવે ને કરી કમાણી લૂટી જાય હા, બારણાને ચાર મજબૂત સાકળો, અને લોખડનો જબરો આગળો પણ લગાવવાનો તો જ નિરાતે ઊંઘી શકાય '

સુથારે કઈ જવાબ ન આપ્યો

દુકાન તૈયાર થઈ ગઈ કણિયાએ દુકાનનુ જરૂરી ફરનીચર બનાવવા માડયુ તે પેલા સુથાર પાસે જ તૈયાર કરાવતો પણ તે માટે દેવદારના ખોખાના પાટિયા જ વપરાવતો તેથી સુથારે કહ્યુ 'આમા જરા સારુ લાકડુ વાપર્યુ હોત તો ઝાઝુ ટકે ને? બારણા માટે વધારે ખર્ચ કર્યો અને આમા કેમ કસર કરો છો?'

'તને હજી દુનિયાની ગતાગમ નથી અદર તો કાઈ નહી હોય તો ય ચાલે! ગામડાની હાટડીમા વળી ફરનીચર કેવુ! પણ મને એમ કે ચાલો, દુકાન બધાવી તો ફરનીચર પણ બનાવી લઉ, ધા ભેગો ઘસરકો' બારણા સારા હોય તો દુકાન સચવાય '

'ને ફરનીચર સારુ હોય તો માલ સારો ન સચ વાય, દુકાન શોભે નહી?'

માલ તો, અહી બધો ખપશે. જરૂર હશે તો લઈ જશે નહી તો સોનાના હામમા મૂકીશ તો ય કોઈ લઈ જવાનુ હતુ? બારણા તો સારા જોઈએ જ! ભલે ને અદર કશુ ન હોય!'

કણિયાએ તો મૂહુર્ત જોઈને દુકાન ચાલુ કરી. ધીરે ધીરે સારી જામી ગઈ આગનો અનુભવ, શહેરની પીઢો ય અનુભવ એમને અહી ઘણો લાભકર્તા થયા દુકાન તો છુટક વેચાણ માટે કરેલી પણ એમની અનુભવી આખે જોયુ કે અહીથી અનાજ આદિ જથાબધ ખરીદી શહેરમા સીઝન વખતે વેચુ' તો સારો લાભ થાય એમ છે એમણે નજીકના એક સગાના છોકરાને બોલાવી લીધો બે'ક ગાદ્દર પણ રાખ્યા અને દુકાન પર છે કરાને બેસાડી પોતે મોસમ વખતે આજુબાજુ જઈ માલની ખરીદી કરતા અને પીઠ જોઈને શહેરમા મોકલતા. મૂળે તો દુકાન માટે મકાન બધાવેનુ પણ પછી તો તેનો પાછળો ભાગ વખાર તરીકે વપરાવા લાગ્યો. દુકાન અનાજ ક રિયાણાથી ખીચોખીચ ભરેલા રહેતી

બે'એક વર્ષમા તો છગનભાઈ પાસે પાચ પૈસાનો જોગ વધ્યો દુકાનનો પાછળનો ભાગ પણ વધાર્યો અને સારી પેઠે માલનો સઘરો કરવા લાગ્યા

તેમા વર્ષ મોળુ આવ્યુ પાછોતરો વરસાદ સાવ આવ્યો જ નહી ખેડૂતોને તો ચાર આની પાક પણ થયો નહી વેચવા જેટલુ તો થયુ ન હતુ પણ વેચ્યા વિના ચાલે નહી. હાથ પર રોકડ નાણુ તો થોડુ ઘણુ જોઈએ ને? છગનભાઈએ મોકો જોયો કે આ વર્ષે ભાવ આસમાને જશે એટલે તો જેટલો માલ હાથમા આવે તેટલો વેળાસર, ભાવો વધે તે પહેલા જ હાથ કરી લીધો

શિયાળો વીત્યો અને ખેડૂતો અને ગામડાના માણસોના ઘરમા દાણાની કોઠીના તળિયા દેખાવા લાગ્યા અને ઉનાળે તો દુકાળિયા જેવી હાલત થઈ ગઈ છગનભાઈ જેમને ઉધાર ધીરતા તેમને ય 'રોકડ હોય તો લઉ!' કહેવા લાગ્યા ઘ રોમા કચવાટ પેઠો પ ણ ગામમા કોઈ બીજી એવી મોટી દુકાન ન હતી કે છગનભાઈનો વટ મોળો પડે

વરસાદના દિવસ નજીક આવતા આવતા તો અદર વરાપને માથે મોલ ગાજવા લાગ્યુ છગનભાઈ બને પાસાઓથી માડી જાતજાતની વસ્તુઓનો ઢગલો થઈ ગયો! સાવ ગરીબો ચીજ

એમ કરવામાં છગનભાઈ તણાય એટલું તાણતા ગામના એક માથાફરેલ ગણાતા માણસ સાથે એવા સોદામાં ઝઘડો થઈ ગયો અને તે 'જોઈ લઈશ' કહીને ચાલ્યો ગયો.

બે ત્રણ દિવસ પછી દુકાન તૂટી અને અંદરથી ઠીક અનાજ ઊપડી ગયું.

છગનભાઈએ મુખી પાસે ફરિયાદ નોંધાવી અને કહ્યું 'તમને રાતના ચોકી કરે એવો કોઈ વિશ્વાસુ અને જોરૂકો માણસ દેખાતો હોય તો કહો. બાકી આ ભુખાળવા લોકો સખણા નહીં રહે.'

'અહીંનો માણસ કોઈ તૈયાર નહીં થાય, કેમકે, તમે હમણાં હમણાં ખરાબ વરસને કારણે અનાજનો જે વધારે પડતો લાભ લો છો તેથી ગામલોકો રાજી નથી. તમારા ૪૦–૪૫ રૂપિયા માટે ગામની નારાજી વહોરીને કોણ જીવ જોખમમાં મૂકે? અને બહારનાનો આવા વખતમાં ખાસ ભરોસો નહીં. અરજી કરો તો તમારા ખર્ચે પોલીસ પહેરગીર મળે ખરો. પણ મારી તમને સલાહ નથી.'

કેમ, શા માટે?' કણિયાએ પૂછ્યું.

આ તમારી દુકાન કોના પર ચાલે છે? ગામલોકો પર કે પોલીસ પર?'

ગામલોકો પર જ તો વળી!'

'તો પછી, તેમને જ વિશ્વાસમાં લો.'

'સામે પૂછવા જાઉં એટલે મોંઘા થાય. આગલા કચવાટ આગળ કરે—મારે શી ગરજ છે?

'ગરજ તો ખરી જ વળી. આ તમે પોલીસ પહેરગીર રાખશો તો ખરા પણ કેટલા દિ'? ચાર પાંચ મહિના? એ પગાર ક્યાંથી ઘોડા કાયમ પોસી શકાય? પછી વળી કોઈ અહીં તહીંનો માણસ રાખશો. પણ એક વખતે ગામલોકોની રૂખ બદલાયા પછી તમે અહીં ધંધો કરી રહ્યા? હું ખિયા સુખિયા તો મળી જ આવશે ને તમારી દુકાન ચાલશે પણ ખરી. પણ આજ જેવી નહીં, અને આજનું સંઘરેલું વેર કોઈ ક્યારે કાઢે એ કહેવાય નહીં. માટે મારી સલાહ છે કે ગામને જ વિશ્વાસમાં લો. હું તો આજ બધું જોઈ જોઈને ઘરડો થયો. એટલે અનુભવ પરથી કહું છું. બાકી તો તમે કહેશો ને મારી ફરજ હશે તે હું બજાવીશ. લોકોને અનાજ ધીરો. બીજું ય વિચારીને આપી શકાય હોય તે આપો. કાલ વરસાદ પડશે અને મોસમ સારી જશે તો તમારી આજની વખાર પણ નાની પડશે!'

ઠીક હું વિચારી જોઈશ. પણ તમે મારી ફરિયાદ નોંધી લો અને લખાણ કરો.'

'વારુ.' કહીને મુખીએ ફરિયાદ નોંધવાની વિધિ કરી. કણિયો ઘર તરફ વળ્યો.

મુખી પાસે એક કાર્યકર ભાઈ પ્રવાસ કરતા, દુકાળની પરિસ્થિતિ જોવા આવેલા. તે વાતચીત દરમ્યાન ત્યાં બેઠેલા હતા તે મુખીને ઉદ્દેશીને બોલ્યા, 'મુખી, તમે સાચી સલાહ આપી. પણ પેલાને ગળે ઊતરી હોય એવું લાગતું નથી. આજે માણસને માણસ પરથી વિશ્વાસ ઊઠી ગયો છે. લગભગ બધા કણિયા જેવો જ વિચાર કરે છે. જનતા ઉદ્યોગ કરે છે, જીવનને માટે જરૂરી એવા બધા ઉદ્યોગ કરે છે, અને સમાજ ચાલે છે. પણ માણસને માણસનો ભય લાગવા માંડ્યો અને એણે સરકાર ઊભી કરી. એકલી સરકાર નહીં, મસ મોટા પોલીસ અને લશ્કરની ફોજો ઊભી કરી. પોતે ભૂખ્યે પેટે રહીને એના ભરણપોષણની જવાબદારી ઉપાડી લીધી. પ્રજાના પાંચ પંદર કે વધારે ટકા અર્ધનગ્ન રહેતા હોય તો વાંધો નહીં, સૌને ગણવેશ પૂરા પાડ્યા, પ્રજાના અમુક ભાગને આકાશ નીચે જીવવું પડે તો વાંધો નહીં, પોલીસો ને લશ્કર માટે તાલીમ બરાકો ને કિલ્લા બાંધ્યા, હળની કોશ માટે લોઢું મળતું નહીં હોય તો વાંધો નહીં, સંગીનોને માટે તો ઊંચામાં ઊંચું પોલાદ મળવું જ જોઈએ એવું કર્યું. હવે પ્રજાની હાલત એવી થઈ ગઈ છે કે એમની દેખભાળ કરનારાઓને તે પરથી એવો ભ્રમ થઈ ગયો છે કે અમે છીએ તો પ્રજા દુખે સુખે પણ જીવે છે. અમે નહીં હોઈએ તો બિચારાઓનું શું થાય! ખરી રીતે તો એમનો રોટલો ને આટલો પ્રજા પર જ છે. પણ થયું છે ઊલટું. આખી દુનિયામાં આવું છે. જે ગામલોકોએ કણિયાને કમાણી આપી છે તેના પર એ વિશ્વાસ નહીં મૂકે. પણ પેલો સામેથી પૈસા લઈને રોફ કરશે એના પર વિશ્વાસ મૂકશે જ ને સલામ સુદ્ધાં કરશે. આખી દુનિયા આ રસ્તે છે અને સૌને શાંતિ પણ જોઈએ છે. પણ પરસ્પરના પ્રેમ વિના વિશ્વાસ વિના શાંતિ કેવી?'

ભાઈ, તમારી બધી વાત તો હું ન સમજું. પણ એનો તાગ મારા મનમાં આવી ગયો. ભાઈ, હું તો સૌને અંદર અંદર સલાહસંપ રાખવાનું કહેતો આવ્યો છું પણ સ્વાર્થ વચ્ચે આવે ત્યાં શિખામણ કોણ સાંભળે?'

'વાત તો સાચી છે બાપુજી, જવાને પેલા "મારું કોઈ સાંભળતું નથી" એવું કહેતા નારો આવ્યા હતા એવો કપરો કાળ છે

કેટલાય સમયના મનોમંથન પછી ચિત્રકારના માનસપટ પર એક ચિત્ર અંકાયું અને તેના આગળ પાંછી પકડવા માટે વ્યાકુળ થઈ ગયા.

અને એણે ચિત્ર દોરવા માંડયું. રેખાઓ આંકવા માંડી. રેખા આંકે અને વળી તે પર વિચારે. વળી ફેરવે. તે બરાબર છે કે નહીં તે માટે વળી ક્યાંય સુધી વિચારે. કાગળ પર સ્કેચ કરે અને વળી કંઈ ફેરફાર કરે. પણ ચિત્રનો વિષય જ કંઈ એવો અટપટો અને ભવ્ય હતો કે તે ઝડપથી, થોડા દિવસમાં તૈયાર થઈ જાય એ શક્ય ન હતું. વળી કેટલુંક સર્જન કર્યા પછી કળાકારને લાગે કે આ ચિત્રને હમણાં રાખી, બીજું કંઈક કરી નાખું. દરમ્યાન પેલા ચિત્ર વિશે પણ મનમાં કશીક ઘડ બંધાશે અને તે વધારે ઝડપથી દોરી શકાશે.

આમ તેનું કામ આગળ ચાલતું હતું.

એવામાં તેના સાવ નાના દેશમાં યુદ્ધ આવી પડયું. સરકારી ફરમાન અનુસાર પુખ્તવયના બધાને લશ્કરી સેવામાં જોડાવાનું હતું તે પ્રમાણે કળાકારને પણ સૈન્યમાં ભરતી થવાનું આવ્યું. કળાકારે રાજાને ખાસ અરજ કરી કે હું પૂરેપૂરો દેશાભિમાની છું, મારા દેશની સ્વતંત્રતા મને પ્રાણથી ય પ્યારી છે. છતાં જો મને સૈન્યમાં ભરતી થવાની ફરજમાંથી થોડા સમય પૂરતી મુક્તિ આપો તો હું તમારો અહેસાનમંદ થઈશ. કેમકે, હું અત્યારે એક ભવ્ય વિષયનું ચિત્ર દોરી રહ્યો છું અને મને લાગે છે કે એ ચિત્ર મારા દેશને માનું સાનમાં સારું અર્પણ હશે. તે પૂરું કરી લઉં પછી હું ખુશીથી લશ્કરમાં જોડાઈશ!

કળાકારની અરજી નામંજૂર થઈ. એને લશ્કરમાં જોડાવાનો હુકમ થયો. કળાકાર મુસીબતમાં આવી પડ્યો. ચિત્ર-એના મનનો કબજો લઈ બેઠું હતું અને તે પૂરું કર્યા વિના તે બીજી કોઈ પણ ફરજ શાંતિથી બજાવી નહીં શકે એવું તેને લાગતું હતું. પણ હુકમનો અનાદર કરે તો એને માટે જેલ જ નિર્માઈ હતી. અને તેમ થાય તો કાયર અને દેશપ્રેમ વિનાનો-એવી છાપ કાયમને માટે તેને કપાળે લાગી જાય. અને તે કંઈ સામાન્ય માણસ નહીં પણ આખા દેશમાં જાણીતો એવો ચિત્રકાર હતો. નામોશી સાથે જીવવું એ તો એક જિંદગીભરની અસહ્ય સજા હતી

ચિત્ર જેવી હાલતમાં હતું તેવી હાલતમાં બરાબર સચવાય એવી સૂચના પોતાની પત્નીને આપી તે સૈન્યમાં ભરતી થઈ ગયો.

રણમોરચા પર છૂટતી ગોળીઓ વચ્ચે કે બેયોનેટ લઈને દોડતી વખતે પણ એના મનમાં પેલા અદ્ભુત કરવા ધારેલા ચિત્રના જ વિચારો આવ્યા કરતા, દુશ્મન સૈનિકને બદલે એની નજર સામે પેલું ચિત્ર જ દેખાય, અને જ્યારે બંદૂક તાકવાની જરૂર પડતી ત્યારે એને લાગતું કે હું કેનવાસ પર નિશાન તાકી રહ્યો છું. એને એની મનોવેદના ખૂબ જ વધી જતી.

એક વાર એની ટુકડીને દુશ્મન-છાવણી પર એ ચિંતા' હુમલો કરીને તેને વેરવિખેર કરી નાખવાનો સેનાપતિનો હુકમ આવ્યો. છાપો અણધારી રીતે જ મારવાનો હતો. અને થયેલી ગોઠવણ મુજબ એ ટુકડી દુશ્મન છાવણી પર ધસી ગઈ. ભારે ઘમસાણ આવ્યું સેનાપતિની કેટલીક ધારણા ખોટી પડી દુશ્મન દળ ધાર્યા કરતાં વધારે અને ચડિયાતાં શસ્ત્રોવાળું હતું. એટલે એની ટુકડીને છેવટે પીછેહઠ કરવી પડી. એમ કરતાં સૈનિકોની ખુવારી પણ ઠીક થઈ. દુશ્મન સૈનિકે છોડેલી એક ગોળી સીધી કળાકારના ડાબા હાથને વીંધી પસાર થઈ ગઈ. એ ઘાયલ થયો પણ હિંમત રાખી જેમ તેમ કરી આથી સૈનિકો ભેગો નિયત સ્થળે પહોંચ્યો. ત્યાંથી સીધો તેને લશ્કરી હૉસ્પિટલમાં લઈ જવામાં આવ્યો. સરજ્યનને કળાકારનો ડાબો હાથ કાપી નાખવાની ફરજ પડી. હવે એ લશ્કરી સેવા માટે નકામો ગણાતાં એને લશ્કરમાંથી મુક્ત કરવામાં આવ્યો.

મુક્ત થતાં જ એ ઘરે આવ્યો. પોતે અપંગ બની ગયો છે તે એ જાણતો હતો અને તેને કારણે પોતાને પડનારી તકલીફનો તેને ખ્યાલ હતો, પણ તે સાથે એને એક વાતની ખુશી હતી કે પોતે દોરવા માંડેલું ચિત્ર, અપંગતાને કારણે વિશેષ મુશ્કેલી પડશે છતાં પૂરું તે કરી શકશે. કોને ખબર, કદાચ ગોળી હાથમાં ન વાગત, અપંગ ન થાત તો રણમોરચેથી લાશ જ આવવાનું થાત, ચિત્ર અધૂરું જ રહી જાત.

અપંગતાની વેદના ભૂલીને તે ચિત્ર દોરવા મંડી પડ્યો.

દરમ્યાન યુદ્ધ પૂરું થયું. તેનો દેશ વિજયી નિવડ્યો હતો. પણ કળાકાર તો તેનું ચિત્ર પૂરું કરવા મથ્યો

## હજરત અલીના વચન-મૌક્તિકો — અનુ શાંતિલાલ શાહ

### પ્રકીર્ણ

—નિરાશા હમેશા વિનયની સાથે જાય છે

—અપવિત્રતા હમેશા ડહાપણની સાથ જાય છે

—બધી જ દુષ્ટ વાસનાઓ અને લાલસાઓથી દૂર રહેવુ એ મનને મોટો અપનાસ છે

—બીરુતા હમેશા હૃદયની મૂર્ખતા અને નબળી શ્રદ્ધાનુ પરિણામ છે

—માણુસની મહત્તા, મોટામા મોટી મુસ્કેલીઓ અને સંકટોમા પ્રગટ થાય છે

—ધરતી એ સૌથી મોટુ વિશુદ્ધ કરનાર તત્ત્વ છે

—પાપને એકરાર એ સૌથી મોટો બચાવનાર રક્ષક છે

—સત્ય એ સૌથી ઉત્તમ દીન છે

—જે માણુસ ઈશ્વરથી ડરે છે અને પાપથી દૂર રહે છે તે હમેશને માટે સહીસલામત છે

—પશ્ચાત્તાપ કરતા મોટો ઉદ્ધારક કોઈ નથી

—તમારા પેટને પ્રાણીઓનુ કબ્રસ્તાન બનાવશો નહી

—શુરસાને તાબે થવા જેવુ બીજુ કશુ શરમજનક પાપ નથી

—મારી સામેથી આવરણો દૂર થાય તો પણ ઈશ્વર પ્રત્યેની મારી શ્રદ્ધામા કશો જ ઉમેરો થાય એમ નથી (અર્થાત્ અત્યારે ય કશા જ આવરણ નથી ને પૂર્ણ શ્રદ્ધા છે)

### મૃત્યુ

—જીવતા લોકો ઊંઘે છે મરી જાય છે ત્યારે જ જાગી ઊઠે છે

—માણુસ પોતાની ઇચ્છા વાસનાની લગામ ઢીલી મૂકી દે છે ત્યારે તે મૃત્યુને ઉતાવળે બોલાવે છે

—મૃત્યુ મહત્ત્વાકાંક્ષા સામે હસે છે

—મૃત્યુ એટલે નશ્વર જીવનથી નોખા પડી શાશ્વતમા ભળી જવુ

—મૃત્યુનુ વાર વાર ચિંતવન સંસારના મોહ માયા ઓછા કરે છે

—પૃથ્વી ઉપર પગ મૂકી ચાલતો એક દિવસ એની નીચે દફન થવાનો છે

### ધનલિપ્સા

—ધનલિપ્સા મહત્ત્વાકાંક્ષા વધારે ને સદ્ગુણોનો નાશ કરે છે

—ધનનો વારસો વારસદારોને હિસ્સો આપે છે

—ધન વાસનાઓની જન્મદાત્રી છે

—પૈસા તેના માલિકથી જુદા પડ્યા વિના જરા ય ફાયદો પહોંચાડતા નથી

—જેના સહકારથી કર્તવ્ય બજાવી શકાય ને જે પાલન થાય તે સાચી મૂડી.

### સદ્ગુણો ને સત્કાર્યો

—સદ્ગુણો કદી નાશ પામતા નથી

—દુઃખી બનવા કરતા સદ્ગુણી બનવુ વધારે સહેલુ અને વધારે સારુ પણ છે

—માણુસનુ મૂલ્યાંકન તેના નૈતિક મૂલ્ય પર આધાર રાખે છે

—સદ્ગુણથી ગમે તેવા મગરૂર માણુસનુ મન પણ જીતી લેવાય છે

—માણુસનુ સૌથી ઉત્તમ કાર્ય સદ્ગુણી અને સદાચારી સાથે જોડાવુ તે છે

—સારા સાથે સારા થવુ એ સદ્ગુણની નિશાની છે

### ન્યાય

—ન્યાય એ રાજાનો મુગટ છે

—ન્યાયી બનો તમારુ જ શાસન ચાલશે

—લોભ ન્યાયને નુકશાન કરે છે

—ન્યાયી રાજા દુનિયાને રક્ષણ કરે છે

### પ્રામાણિકતા

—પ્રામાણિકતા એ દિવ્ય વાણી છે તેથી એ પ્રભુની ભક્તિ છે

—આપેલા વચનનુ પાલન—એ નેકીનુ અત્યંત ઉત્તમ સ્વરૂપ છે

—સત્ય એટલે વચન અને દિવ્યમાર્ગ ની એક વાક્યતા

[પાન ૩ થી ચાલુ]

સામનામાંથી પાયારૂપ ભાવાત્મક સત્યાગ્રહને આકાર મળ્યો. પણ તેટલેથી બેસી રહેવાની વાત ચાલે એમ નહોતી. જેટલી તૈયારી હોય તેટલાથી પરદેશી સરકાર અને તેનાં અનિષ્ટોનો સામનો કરવાની ફરજ પણ પડી. એવા અહિંસક સત્યાગ્રહી સામનામાંથી અસહકાર, સવિનયભંગ વગેરેનો જન્મ થયો અને સત્યાગ્રહનું અભાવાત્મક સ્વરૂપ પણ સારી રીતે પ્રગટ થઈ રહ્યું.

**બેવડી પદ્ધતિ:**—સત્યાગ્રહના પ્રગટીકરણનો ક્રમ અને રીત કંઈક આવાં રહ્યાં. વ્યક્તિ અને સમાજ માટે ધ્યેય શું? વ્યક્તિનું ધ્યેય વ્યક્તિગત સ્વરાજ અને તે વડે સમાજની સેવા છે. સમાજની આદર્શ સ્થિતિ સર્વોદયમાં દેખાય છે. આમ સર્વોદય વ્યાપક આદર્શ બન્યો, એમાં સૌનો અને છેલ્લામાં છેલ્લા માનવનો ઉદય સમાયેલો છે એટલે તે સમન્વયકારી સર્વવ્યાપક સાધ્ય બને છે. આ ધ્યેય પ્રાપ્ત કેમ કરવું? આ પ્રશ્નના ઉકેલ શોધવામાં આત્મરચના અને રચનાત્મક કાર્યક્રમ વિકાસ પામ્યો. એના અનેક અંગ ઉપાંગ થયાં અને સમાજના વિવિધ અંગોને તેનાથી નવો સ્પર્શ થયો, નવી તાજગી મળી. એમાંથી ખાદી, સ્ત્રી ઉન્નતિ, મજૂર કાર્ય, ગ્રામોદ્યોગો, વગેરેનો વિકાસ થતો ગયો. નિસર્ગોપચાર અને રામનામ આ રચનાકાર્યના મેરુ સમાન છે. ગાંધીજીના જીવનમાં એ છેલ્લે જાગે છે પણ આખાય રચનાકાર્યમાં તે પ્રાણરૂપ છે. ગાંધીજીની આખી ય વિચારસરણી અને પદ્ધતિ નિસર્ગના વિકાસને ઝડપી બનાવનારી છે અને તે કુદરતી છે તેથી એમની આખીએ કાર્યપદ્ધતિને નિસર્ગ પદ્ધતિ કે ગ્રામ પદ્ધતિ કહી શકાય. તે સ્તરતા ચાર છે.

**રચનારીત જ મુખ્ય:**—સત્યાગ્રહની આ દ્વિમુખી પદ્ધતિમાં તેનું ભાવાત્મક સ્વરૂપ જ મુખ્ય છે અને તે સદાનું અને કાયમી છે. તે ક્ષણે ક્ષણે ઉપયોગમાં આવતી કાર્યરીતિ છે. સત્ય ભાવાત્મક છે તેથી આ સ્વરૂપ સહેજે ભાવાત્મક બને છે તેનું અભાવાત્મક સ્વરૂપ અનિષ્ટના સક્રિય સામના માટે પ્રસંગોપાત્ત ઉપયોગમાં આવતું પ્રાસંગિક સ્વરૂપ છે. સત્યાગ્રહનું ભાવાત્મક સ્વરૂપ સમજવું પ્રમાણમાં સહેલું છે. જ્યાં જ્યાં જે જે સત્ય લાગે, સત્ય દેખાય અને તે સમજાય તેવું આચરણ કરતાં રચનાકાર્ય કરવું, અને સ્વાયત્તતા અને સ્વરાજ પ્રાપ્ત કરવાં એ એનો ઉદ્દેશ અને રીત છે. "સત્યની અવિશ્રાંત શોધ કર્યા કરવી. તથા જોયું અને જાણ્યું સત્ય સમજાયું હોય તેનો ખંતપૂર્વક અમલ કરવો આનું જ નામ સત્યનો આગ્રહ. અને એ પરમેશ્વરના સાક્ષાત્કારનો સાધનમાર્ગ છે." (ગાં. વિ. દો. પા. ૪)

**બુદ્ધિવાદ શું છે?:**—જગતમાં જો અનિષ્ટ, અધર્મ, અસત્ અને અનાચાર ન હોય તો જગતના મોટા ભાગના સવાલો જ ન ઉત્પન્ન થાત. દુઃખ માત્રનું મૂળ જ આ અસત્યાદિ છે. સત્ય અને અસત્ય વચ્ચે, સારા અને નરસા વચ્ચે, સનાતન સંઘર્ષ ચાલ્યો આવે છે. ખરેખર અનિષ્ટ કે અસત્ય શું છે? ફિલસૂફોએ આની ચર્ચા પોતપોતાની રીતે કરી છે. ગાંધીજીએ આ અંગે લાંબી તત્ત્વચર્ચા કર્યા વગર તેનો ઉપાય કેમ કરવો તે પર જ મુખ્ય ધ્યાન આપ્યું. એ જ એમની વ્યવહારુ રીત હતી. તેઓ માનતા કે આવા સવાલોનો છેવટનો જવાબ નથી અપાતો. આપવામાં આવે તો એમાંથી બુદ્ધિવાદ જ પેદા થાય છે. અને બુદ્ધિવાદ કેટલો નપુંસક છે તે અંગે પોતાનો અનુભવ વર્ણવે છે.—"પણ આ પત્રલેખક તો બીજા કંઈ એક શબ્દની જાળમાં ફસાએલા છે. એ શબ્દ છે બુદ્ધિવાદ. હું કહું? મેં ધરાઈ ધરાઈને એનો સ્વાદ ચાખ્યો અને હવે અનુભવે જ નમ્ર બન્યો છું અને બુદ્ધિની ચોક્કસ મર્યાદા સમજતો થયો છું. (ય. પા. ૨૪-) બુદ્ધિની આ મર્યાદા લાંબા અનુભવથી સમજીને એમણે ન ઉકેલી શકાય એવા સારા નરસા, સત્ય અસત્યાદિના સનાતન દ્વંદ્વો જેવા ગૂઢ સવાલો મૂળતઃ શું છે તેની ચર્ચામાં પડ્યા વગર તેનો સ્વીકાર કરીને તેના ઉકેલ માટે આગળ ચાલ્યા.

**અસતનું સ્વરૂપ અને ઉપાય:**—આમ છતાં ગાંધીજી એક ઋષિની અદાથી સહજભાવે ક્યારેક ક્યારેક આવા સવાલો ઉપર પ્રસંગોપાત્ત પોતાના ઉદ્ગારો કાઢી દે છે અને તે પરથી તેમના આ અંગેના વિચાર સમજવામાં સારી પેઠે મદદ થાય છે. સત્યાસત્ય અને સારા નરસાના સનાતન દ્વંદ્વ વિશે પૂછાયેલા એક સવાલના જવાબમાં તેમણે લખ્યું: 'આ પ્રશ્નના ગર્ભમાં જગતમાં ચાલી રહેલા સનાતન દ્વંદ્વયુદ્ધનો સમાસ થઈ જાય છે. એનું આબેહૂબ ચિત્ર મહાભારતકારે ઇતિહાસને બહાને આપી દીધું છે એ યુદ્ધ આપણા હૃદયમાં નિત્ય ચાલી રહ્યું છે. પોતાની જાગી કુટેવો બદલવાને, તેનામાં રહેલી પશુવાસનાઓ દબાવવાને, અને જે સત્ છે તેને યોગ્ય સ્થાન આપવાને મનુષ્ય સર્જાયેલો છે. ધર્મ જો આપણને આટલું ન શીખવતો હોય તો તે કંઈ કામનો નથી"

## કસ્તૂરીમૃગ!

હું કસ્તૂરીમૃગ!
વન વન ફરું હું, ફેરવું ચોમેર દગ
હું કસ્તૂરીમૃગ.
નાક ઊંચકીને પીઉં છું ગંધ
રૂંવે રૂંવાં ઊભાં થતાં
શી માથું ફાડી નાખતી દુર્ગંધ!
આજુ બાજુ તો રૂપાળાં ને
સુગંધી ફૂલ કેરો ઢગ
ગંધનું આ મૂળ તે ક્યાં છે સડેલું જગ?!
(કે પછી મારી જ કોઈ રગ?)
છૂટવા મથતો છૂટી શકતો નથી!
હું મને અળગો કરી શકતો નથી!
હું કસ્તૂરીમૃગ.

જયન્ત પાઠક

## રહસ્ય

ધીમે ધીમે
અંધકાર ઢળે ગાઢો ભીમે.
પંખી તરુનીડે
ઉતાવળે જવા ઊડે
આસપાસ કોઈ નથી.
તમારાનું ગાન એક મન નાખે મથી
વાયુ જાણે બદ્ધ
તરુગણ સ્તબ્ધ
હું ય તે નિઃશબ્દ.
તારા જાણે આંખ મીંચકારે
કશુંક રહસ્ય રહ્યા કથી!

જયન્ત પાઠક

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર મહિનાની બારમી તારીખે અંક બહાર પડે છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

અનુક્રમણિકા .................................................. ૧૨ સપ્ટેમ્બર ૧૯૫૮



પ્રકાશક અને મુદ્રક : મોહન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# ગુજરાતમાં વિનોબાજી

પૂ. વિનોબાજી આ માસમાં ભૂદાન યાત્રા કરતાં ગુજરાતની ભૂમિ પર પોતાનાં પુનિત પગલાં મૂકશે.



ગુજરાત એ ગાંધીજીની પેઠે જ વિનોબાજીની પણ તપોભૂમિ રહી છે. બાર વર્ષની ઉંમરે જ એમણે ગુજરાતની ભૂમિ પર પગલાં મૂકેલાં અને છેવટે વર્ષો સુધી તેઓ સાબરમતી આશ્રમમાં રહેલા. પણ એ મૂગા તપસ્વી જેટલું ગુજરાતને ઓળખતા એટલું ગુજરાત આખું તેમને ઓળખી શકેલું નહીં પણ ૧૯૪૦ માં ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહનો કાર્યક્રમ દેશ સમક્ષ મૂકયો અને પ્રથમ સત્યાગ્રહી તરીકે વિનોબાજીનું નામ જાહેર કર્યું ત્યારે ગુજરાતે જ નહીં, સમસ્ત ભારતે એ વિભૂતિને પીછાની.

ગાંધીજીના અપૂર્વ બલિદાન પછી રચનાત્મક પ્રવૃત્તિને ક્ષેત્રે કશાક સમયોચિત કાર્યક્રમનો અભાવ વરતાતો હતો, જાણે કશાકની રાહ જોવાતી હતી. એવામાં હૈદ્રાબાદમાં સામ્યવાદીઓએ ત્યાંના અમૂક જૂથને વશ કરી હિંસક પ્રવૃત્તિ આદરી હતી અને સરકાર પણ ઘણા સમય સુધી અનેક પ્રયાસો પછી ય પૂર્વવત સ્થિતિ સ્થાપવા મુશ્કેલી અનુભવી રહી હતી, ત્યાં વિનોબાજી પહોંચ્યા અને પ્રશ્નનો ઉકેલ શોધતાં એમને ભૂદાન પ્રવૃત્તિની ઈશ્વરી સ્ફૂરણા થઈ

૧૯૫૧ થી શરૂ થયેલી એ પ્રવૃત્તિ આજ સાત વર્ષથી એકધારી ચાલુ છે અને જમીનના ટુકડા પરથી આખા ને આખા ગામના દાન મળવા સુધી ઉત્તરોત્તર વિકસી છે. એ તો એક સ્થૂલ હકીકત માત્ર છે. એ પ્રવૃત્તિની સૂક્ષ્મ અને ઊંડી અસરનાં પરિણામો તો ઇતિહાસ જ નોંધશે.

રાજકીય પક્ષો જે વર્ષોથી ન કરી શકયા તે એ ધર્મપરાયણ સંત વિભૂતિએ થોડાંક વર્ષોમાં કરી બતાવ્યું. કેમકે ભારતની પ્રજા, વિવેકાનંદે કહ્યું છે તેમ, 'ધર્મપ્રાણ સંસ્કૃતિનાં બાળકો છે.'

ભૂદાન પ્રવૃત્તિના બળાબળનું છેવટનું માપ અત્યારે કાઢવું કવખતનું ગણાશે. છતાં તેનાં તાત્કાલિન અને દૂરગામી પરિણામો આ દેશને ઉપકારક નીવડવાનાં છે એ તો આજે પણ જોઈ શકાય છે

આખું જગત જ્યારે ટેકનોલોજીના ચમત્કાર પાછળ પડ્યું છે ત્યારે એક વિભૂતિ ગામે ગામ પગપાળા ટાઢ, તાપ તડકો અને વર્ષાઋતુમાં એકધારી ઘૂમતી રહી આધ્યાત્મિકતા અને સમાજ ધર્મ, અને માનવધર્મનો પયગામ દેતી હોય અને તેને પરિણામે પ્રજાનો મોટો સમૂહ તેને ઝીલતો ને તેનાથી ભીંજાતો હોય એ ઘટના, આ યુગમાં ગાંધીજીના બલિદાન પછી–મોટો ચમત્કાર મનાય.

એવી વિભૂતિના પરમ પગલે સૌમાં ઉત્સાહ પ્રગટે એ સ્વાભાવિક છે. એ ઉત્સાહનાં રૂપ પરિણામો પણ આવશે. પણ પછી હતું તેવું જ રચાઈ રહેશે તો એ વિભૂતિને સાચો આવકાર આપ્યો ન ગણાય.

# કિશોરલાલભાઈ

આઝાદી-પ્રાપ્તિ પછીનો આ પ્રસંગ છે

કિશોરલાલભાઈ વર્ધામાં જ રહેતા હતા. એક દિવસ એમના પર દિલ્હીથી ફોન આવ્યો. ફોન ઉપાડી કિશોરલાલભાઈ વાતચીત કરતાં કરતાં ગંભીર થઈ ગયા. થોડી વાર વાતચીત ચાલી અને કિશોરલાલભાઈએ રીસીવર મૂકી દીધું. એકદમ ચિંતનમાં ગરકાવ થઈ ગયા. થોડી વાર ચિંતનમા જ ડૂબી રહ્યા પછી ફરવાનો સમય થયો હોઈ, નાનકડી લાકડી લઈને ફરવા જવા ઘરમાંથી ધીરે ધીરે બહાર નીકળ્યા.

એક ભાઈ એમની સાથે કામ કરતા હતા તેમણે બધું જોયું અને તે પણ ફરવામાં સાથે થઈ ગયા.

સૂરજ પશ્ચિમે ડૂબતો હતો. કિશોરલાલભાઈ પણ વિચારમાં ડૂબેલા હતા. પછી એમનું ધ્યાન સાથીદાર તરફ જતાં એમણે તેને કહ્યું: 'પાછળ કેમ ચાલો છો? સાથે ચાલો ને!'

પેલા ભાઈએ સાથે થઈ જતાં વાત છેડી: 'બાપુના જવા પછી તમે રાજકારણ સાથે આટલા બધા સંકળાઈ ગયા?'

'હું રાજકારણ સાથે એટલા માટે સંકળાયો છું કે મને એમાં આસક્તિ નથી. રાજકારણ જ શું? રાજકારણીઓની પણ મને આસક્તિ નથી!'

'પણ તમે હમણાં વિચારમા ડૂબી ગયા છો, તે પરથી પૂછી શકું ખરો કે, એને ને આ વિષય સાથે કયો મેળ છે?'

'હા, પંડિતજી મને કોઈક પ્રાંતનો ગવર્નર થવાનો આગ્રહ કરતા હતા. પણ મેં તો કહ્યું કે હું જે કામ કરું છું તે બાપુજીના કામમાં જ મને ઘસાવા દો. રાજકારણને જીવનધર્મથી અલગ ન પાડી શકાય, એટલે હું એની સાથે જોડાયેલો છું, પણ એની સાથે મારી આસક્તિ જોડાયેલી નથી, એટલે મારી વિરક્તિ પણ છે.' અને એ વાત એટલેથી અટકી ગઈ.

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૧ [ ૧૨-ઓક્ટોબર-૧૯૫૮ ] અંક ૮મ

મારા સમાજવાદમાં 'નિરાધાર
દીન, હીન' સર્વનો સમાવેશ થાય છે,
અજ્ઞાન અને આંધળાં, મૂગાં બહેરાં
વગેરે અપંગોને ભોગે, તેમની રાખ
પર મારે મારી વ્યવસ્થા ઊભી કરવી
નથી —બાપુ



(યોગ અને પૂ. દેવી ઉપાસનાનું અનુશીલન કરતું માસિક)

## સત્યાગ્રહી જીવનદર્શન

શાંતિભાઈ દેસાઈ

[ ગાંધીવિચારદર્શનને અવલોકતી લેખમાળા ☆ લેખાંક ૯મો ]

નતપરંપરાની જેમ રચનાકાર્યની પરંપરા બતાવીને પ્રજાને સક્રિય કામમાં ગૂંથાઈ જવા ગાંધીજીએ આદેશ આપ્યો. અહિંસાનું એ વ્યવહારુ સ્વરૂપ છે. આ સત્યાગ્રહી રચનાપદ્ધતિમાં અનિષ્ટનું પરિવર્તન કરવાની જબ્બર શક્તિ છે. અનિષ્ટ જો વિકૃત ટેવ કે દૂષિત જીવન-રીતિ છે તો એનું પરિવર્તન રચનાકાર્યના શુભાચારથી જ શક્ય છે. ગાંધીજીની દલીલપદ્ધતિ અને કાર્યરીતી સ્પષ્ટ અને સીધી છતાં સચોટ છે. દ્વંદ્વના નિરાકરણના આ ભાવાત્મક સ્વરૂપ વિના અસહકાર એક ફારસ થઈ પડે; કારણ, કેવળ અભાવાત્મક વલણથી તો અનિષ્ટ કે દુષ્ટતા વધુ પાકી અને દૃઢ બને. પ્રેમપૂર્વક ભાવાત્મક પ્રયાસ પછી કરેલો તકસરનો અસહકાર જ અસરકારક થઈ શકે. દ્વંદ્વની શુદ્ધિનો અને સમન્વયનો આ માર્ગ સનાતન છે, છતાં તે એક નવીન પદ્ધતિ ઊભી કરે છે. સામાજિક અનિષ્ટ દૂર કરવા માટે તો એ એક નવીનતા જ છે. જે રીતિ સંતોના જીવનમાં વ્યક્તિગત રીતે પ્રગટ થાય છે તેને સામાજિક સ્વરૂપ આપવામાં ગાંધીજીનો અનેરો ફાળો રહેલો છે. આ એમનું મોટામાં મોટું નવ-સર્જન છે. એમની વ્યવહાર્ય ફિલસૂફી દ્વારા જગતને સાંપડેલી આ મોટામાં મોટી ભેટ છે.

**ઝડપી પ્રગતિનાં સાધન :**—આ રચનાત્મક કાર્યક્રમરૂપી ઇતિપક્ષ અને અસહકારરૂપી નેતિપક્ષને થોડી વિગતે સમજાવવાની જરૂર છે વ્રતાદિ વડે આત્મરચના અને રચનાત્મક કાર્યક્રમ વડે હિંદ સ્વરાજની રચના પરસ્પર અવલંબિત છે; એટલું જ નહિ પણ આત્મરચના વડે જ રચનાત્મક કાર્યક્રમ સફળ બને સ્વરાજની આવી વ્યાપક રચના વડે દેશની વ્યક્તિ માત્ર આઝાદ બને અને તેનો આત્મરચનાનો માર્ગ ખુલ્લો થાય. વ્યક્તિ અને સમષ્ટિનો વિકાસ પરસ્પરાવલંબિત છે. જે સમજુ છે, તેણે પોતાની જવાબદારી સમજી આત્મરચના દ્વારા સ્વ-રાજનું રચનાત્મક કાર્ય કર્યે જવાનું છે.

ઇતિપક્ષની જેમ નેતિપક્ષ પણ કંઈક વિગતે સમજવા યોગ્ય છે. એને અંગે આજે ઘણી ગેરસમજ થયા કરે છે. અને તેનાથી જ તેના દુરુપયોગ વધી પડેલા જોવામાં આવે છે. અસહકાર કરવાની ફરજ પડે તો ય તેનો હેતુ તો અંતે સહકાર કરવાનો જ હોય. બ્રિટિશ સલ્તનત સાથે જરૂર પડી ત્યારે અસહકાર કરવાનું ફરજરૂપ થઈ પડ્યું પણ તે અનિષ્ટનો ઉપાય કરવા પૂરતું. અનિષ્ટ જતાં તેની સાથે સહકાર જ કરવાનો હોય. તેથી બ્રિટિશો હિંદ છોડી ચાલ્યા ગયા ત્યારે તેમની સાથે આપણે સહકાર કર્યો. તેમના ગયા પછી ભારત રાષ્ટ્રકુટુંબનું સક્રિય સભ્ય રહ્યું અને આજે પણ તે તેનું અગત્યનું સભ્ય છે. એ જ રીતે સવિનય ભંગ પણ કાયદાભંગની સ્થાયી નીતિ નથી શીખવતો. કોઈ રસ્તો ન રહે ત્યારે છેવટના આક્રમક પગલા તરીકે અન્યાયી કાયદાનો ભંગ ફરજરૂપ થઈ પડે. ન્યાયી કાયદાનું પૂરેપૂરું પાલન કરીને જ આવો હક મેળવી શકાય. તેથી તો ગાંધીજી જેલના નાનામાં નાના કાયદાનું આદરપૂર્વક પાલન કરતા હતા. આવું કાયદાપાલન કરીને બ્રિટિશ સરકારના અન્યાયી કાયદાનો ભંગ કરવાની લાયકાત તેમણે મેળવી હતી. અને પ્રજાને પણ તેમ કરવા નીડરતાથી કહેતા હતા. સવિનયભંગ અંગે પણ ગેર સમજો ઊભી થાય છે. અને આજે ગમે તે માણસ ગમે ત્યારે કાયદાને હાથમાં લેવાની વાત કરે છે! કાયદા માણસના રચેલા છે, તેથી તેમાં ભૂલ પણ હોય અને તે સુધારવા કાયદેસર રીતે લોકમત કેળવીને મથવું જોઈએ. જ્યાં કોઈ રસ્તો રહે જ નહીં ત્યારે જ સવિનય ભંગ કર્તવ્ય બને છે. તે પ્રાસંગિક ધર્મ છે. સમાજની સામાન્ય ફરજ તો સવિનય સવિવેક કાયદાનું પાલન અને કાયદાનું લોકશાહી રીતે પરિવર્તન કરવાની છે. વ્યક્તિ અને સમાજનું જીવન એટલું ઉચ્ચ બને કે કાયદાનું પાલન સહજ બને. કાયદા તેના નૈતિક જીવનના નિયમોના રક્ષક બને, અને તેની ફરજની યાદ આપવાનું જ કામ કરે. તે તેને બંધનરૂપ ન લાગે પણ કર્તવ્યરૂપ લાગે. ટૂંકમાં આ ઇતિપક્ષ અને નેતિપક્ષનું દ્વંદ્વ જીવનની વિવિધતા અને અનેકતામાં એકતા અને સંવાદિતા સાધનારી અને ઝડપી પ્રગતિ પામનારો સત્યાગ્રહી માર્ગ બની રહે છે.

**સર્વોદયની ભાવના :**—આ સત્યાગ્રહી માર્ગનું હાર્દ છે સર્વોદયની ભાવના. સત્ય એ જ પરમેશ્વર છે, અને ઈશ્વર અને તેનો કાયદો એક છે તો જગત સાથે

[ અનુસંધાન ૨૩મે પાને ]

ભૂ. સે. : ભાઈ, કોઈ એ લખાણનો દુરુપયોગ ન કરે એટલા માટે જ એમ કરે છે.

પટેલ : તંઈ. આ મેં વાત કરી, ને તમને તમારો કોઈ સાથી પૂછે, કાં પટેલ સાથે શી વાત કરી, તો તમારે કંઈ ન કહેવું?

ભૂ. સે. : કહેવું જ પડે ને, તે તો, ન પૂછે તો ય હેવાલ દેવા જ પડે.

પટેલ : તેમાં હરફ ફેર ન થાય કે? તો મારે કેમ બાંધી ન કરવી, કે તમારે મારી વાતનો એકે હરફ કોઈને ન કહેવો? મારી વાત વિકૃત થાય તો? ખોટી માંડણી થાય તો?

ભૂ. સે. : પણ અમે એવું કરીએ જ નહીં ને?

પટેલ : સો, ભાઈ, તમે દુનિયામાં એટલા તમારો જ વિશ્વાસ કરશો? બીજા તે શું ઠગ-લૂંટારા જ છે; અને એવા ઠગ-લૂંટારા પાસે દાન માગો છો? હરિ હરિ! મારો મૂંઝારો જ આ છે ને!

આ ખેતરને શેઢે હું પાટિયું મારું કે આ ખેતરના માલિક માધા જીવા પટેલ છે, ખેતરના સર્વ હક તેને સ્વાધીન છે. તો તેમા કાંઈ ભૂંડું ખરું? ને મારી જમીનનો દુરુપયોગ થાય, તે વિકૃત થઈ જાય એટલે કોઈને કોઈ પણ હિસાબે તે આપવાનો નથી, એમ કહું તો તેમા મારો કંઈ વાંક ગુનો ખરો?

ભૂ. સે. : આ તમે કાંક નક્કી ભરમાણા છો, આવી વાતો, તમને શોભે?

પટેલ : ત્યારે તમે ભણેલાવને શોભે, છાપા ચોપડાવાળાવને શોભે કાં? એમા ય કંઈ મરિયાદું નંઈ? એમા ય તમારો હક? તમને જ તે સ્વાધીન?

ભૂ. સે. : ના રે, ના. આવું કંઈ છે જ નહીં. બાપુની વાતો કોઈ જેમ તેમ લખે. વાંક વિના બાપુને અન્યાય કરી બેસે, વિનોબાની છબિ કોઈ બગાડે—એટલે આ બધું થાય છે, પટેલ. કાં સમજતા નથી?

પટેલ : તે આ રામાયણ, મહાભારત જમાનાથી હાલ્યાં આવે છે. વળી સાડીસાતસો જાતનાં. ને ટિળકબાપાની ગીતા જુદી, વિનોબાજીની ગીતા જુદી, ને ગાંધીબાપુની ગીતા પણ જુદી તો ખરી. કંઈ કાંઈ બગડ્યું ખરું? ને સૌને જુદું જુદું લખવાનો હક કોણે આપ્યો? કોણ પૂછવા ગયેલું? ને એમ ન થવાથી રામના ભાથામાં ઓછાં તીર ભરાણાં? રાવણના હત્થર હાથમાંથી એકે ય ઓછો થયો? રાવણ સીતાને હરી ગયેલો એમાં કાંઈ ફેર પડ્યો - શલ્યાની અહલ્યા થઈ તે થઈ, બીજું કાંઈ થયું? ને, આ મેળામાં છબિયુંવાળો હાટડી માંડે છે ઈંગાં પચ્ચીસ મોઢાના હનુમાન. કોઈનું મોઢું સરખું નંઈ- પણ હનુમાનના ક્યાંય વાલી કે સુગ્રીવ થયા!

ભૂ. સે. : એવું તો નથી થયું. પણ બહુ ગડબડ થઈ ગઈ છે. આના રામ ચાખડીએ ચડીને ચાલે, ને પેલાના હિંડોળે ઝૂલે. આના હનુમાન ઝટપટીઆ ને પેલાના લંબે હનુમાન! આવું આવું બધું!

પટેલ : પણ ઈ તો બાપુના વહાલા ભગત કહી ગયા તેમ, ઘાટ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે એવું જ થયું ને? ને બાપુની પ્રાર્થનામાં નોંતું ગવાતું : 'રામ કહો, રહેમાન કહો—' પણ બધું એકનું એક. આ તો જુદા જુદા મંદિરવાળા હઠ કરે છે કે અમે કહીએ એ જ ભગવાન, એ જ હાજરાહજૂર—બીજા કાંકરા. અમારા મંદિરે જ દાણાપાણી ને દોઢિયા નાખો. એવું નંઈ? આ અમારો ગ્રંથ જ સાચો, બીજામાં તો ગપ્પાં ઘણાં. એવું જ, આ બાપુની વાતોવાળા ને છબિયુંવાળા નથી કરતા?

આ અમારી ભૂમિ જ એકલી ગોપાલની? ચોપડિયું, છબિયું—ને એવું બધું ગોપાલનું નંઈ? એ બધું ગોપલોકોનું, ખરું?

ત્યારે તો, મારો વા'લો જ પંડ્યે આવે, ખેતર સેવા' હાથોહાથ આલ્યું છે—ને એ ખેડતો હોય તો જ. મઝાની ગાવડિયું બાંધી છે, ગમાણે દઈ દઉં, હાથોહાથ મારા વા'લાને. હા, હાથે દહોવે કરે તો જ! મારો વા'લો છાશ દે તો ય પટેલને ભયો ભયો!

મારો વા'લો ખેતરને, ગાવડિયુંને જીવતદાન દઈ દે કે પત્યું! હંધુ ય આલી દેવું છે. ને તમે આલી ચોપડિયું, છબિયું ને બીજું હંધુ ય તમ તમારે માટે તમારા હકમા સાચવી રાખજો. મોઢામોઢ જ શાસ્તર સાંભળવા છે, ને સાચી છબિ જ જોવી છે! મોઢામોઢ જોવી છે. આવે, ભલે આવે મારો વા'લો—મારે ખેતરે.

ભૂ. સે. : તે વિનોબા જ આવવાના છે.

પટેલ : ભલે આવે મારો વા'લો, ભલે આવે. ઈ ઈ એને જ તલખે છે. પણ ભાઈ આવવા હો તો જમતા જાજો. ભાતવેળા થઈ છે—હમણાં ભાત આવ્યો જાણો. ભાણા પર મારો હક રાખ્યો નથી. તે પછી પોરો ખાઈને જજો.

☆

પછી તો એને સાસરિયાના જુલ્મો સહેવા સિવાય આરો રહેતો નથી. પિયરે પણ સમાસ થતો નથી. દુ:ખ અસહ્ય થઈ પડે છે ત્યારે તે કૂવે પડે છે કે સળગી મરે છે. બળી મરનારી કે કૂવે પડનારી કેટલીક બહેનો તો નવપરણિત હોય છે! એમનામાં રળવાની આવડત હોય તો તે એવું છેવટનું પગલું ન ભરે.

મોટા ઉદ્યોગોને વિકસાવીને ગૃહઉદ્યોગોને મૃતપ્રાય કરી દીધા છે. ગામડાંમાં વસતા કરોડો માણસોનો ખ્યાલ કરીએ તો ગૃહોદ્યોગોની કેટલી જરૂર છે એ સ્પષ્ટ સમજાશે.

ગૃહોદ્યોગો ચાલતા હોય તો અસહાય બહેનો અભણ હોય તો ય કામ કરવાની આવડત કેળવીને આછોપાતળો રોટલો રળી શકે.

સ્ત્રી કેળવાયેલી હોય, ઉદ્યોગ જાણતી હોય તો સ્વમાનથી જીવી શકે. પણ તે સ્થિતિનો છેવટનો ઉકેલ તો સ્ત્રીને જોવાની પુરુષવર્ગની દૃષ્ટિમાં જ પરિવર્તન થાય ત્યારે જ આવે.

મુંબઈની હૉસ્પિટલમાં ઉત્તર હિન્દનો એક ભંગી હતો. ત્યાં હું તેનું બધામાં ભણ્યું, ખબરઅંતર પૂછ્યું, ચર્ચા કરું એટલે એ ય ક્યારેક મારી સાથે વાત વળગતો. બીજા તો એના ઉદ્ધત હતા કે રાતે ઉજાગરો હોય તો પાસે ન આવે. ‘સાલા મરના હૈ તો મર જા. હમ કો કાહે કો તકલીફ દેતા હૈ?’ આમ બબડ્યું કરતા. હું જે ડૉક્ટરની ટ્રીટમેન્ટ લેતો હતો તેની પાસે પેલો ભંગી ય આવતો. એ તો શરીરે બધી રીતે સારો હતો. એક દિવસ એણે વાત કરી એનો સાર એવો હતો કે એ પોતાની સ્ત્રીને કેટલા ય મહિનાઓથી મુંબઈ લાવ્યો હતો. આવી ત્યારે તંદુરસ્ત હતી. પણ પછી બીમાર પડી. તે સારી થાય જ નહીં. હૉસ્પિટલમાં કામ કરે એટલે ડૉક્ટર વિગેરેને કરગરીને શ્રીમંત માણસ મેળવી શકે એટલી ટ્રીટમેન્ટ એણે કરાવેલી. પણ સ્થિતિ સુધરે નહીં એટલે એ કોઈ જડીબુટ્ટીવાળા સાધુબાવાની શોધમાં હતો! ડૉક્ટરોએ છેવટે માનસિક દર્દીના ડૉક્ટર પાસે એ કેસ મોકલી આપ્યો. અને એ જ સાચું હતું. એમ મને જુદી જુદી પૂછપરછ કરતા જણાયું. તેનો સાર આવો હતો—

ભંગી જનતાની વિચારનો માત્ર એક નાનકડી ખોલી એક ગંદા વિસ્તારમાં મેળવેલી. તેમાં રહે. આસપાસના રહેનારામાં કોઈ ક્યાંનું તો કોઈ ક્યાંનું. કશો મેળ નહીં. અને ભંગીની ડ્યુટી દિવસે તેમ ક્યારેક રાત્રે પણ હોય. એ સવારે આવે કે રાતે, ઓરડીએ તાળું મારીને આવે! કેદીની સ્થિતિ પણ એનાથી સારી હોય છે. એવી એ સ્થિતિમાં સ્ત્રી કયા ઉલ્લાસ અનુભવે? અને તે હજાર દવાથી પણ શી રીતે સારી થાય?

માનસિક રોગોનો ડૉક્ટર પણ એ જાણી શકવાનો ન હતો અને એ સ્ત્રી તંદુરસ્ત થવાની ન હતી.

સુધરેલા પુરુષો જુદી રીતે દમન કરે છે એટલો જ ફેર.

સ્ત્રીશિક્ષણ વધે, પોતે પોતા પૂરતું કમાઈ શકે એટલું ઔદ્યોગિક શિક્ષણ સ્ત્રી પ્રાપ્ત કરે, કૌટુંબિક વાતાવરણ પ્રેમભર્યું થાય અને ખાસ તો સ્ત્રી પ્રત્યે જોવાની પુરુષવર્ગની દૃષ્ટિ બદલાય—એ વિના સ્ત્રીઓના પ્રશ્નોનો છેવટનો ઉકેલ નથી.

પછાત વર્ગ એટલે હરિજનો આદિવાસીઓ એવું કંઈ આપણે સ્વીકારી લીધું છે. એ પછાત વર્ગની બહેનો ચોક્કસપણે એ વર્ગના પુરુષો કરતાં ય પછાત છે. વેદકાળમાં અમુક સ્ત્રીઓ પણ શાસ્ત્રમાં પારંગત હતી, વેદચર્ચામાં ભાગ લેતી, એવું આપણે ગૌરવપૂર્વક કહીએ છીએ, પણ પછી શૂદ્રોની પેઠે સ્ત્રીઓને પણ શાસ્ત્રાભ્યાસનો અધિકાર નથી એવું ય આપણા સમાજે જ ઠરાવેલું તે ભૂલવું ન જોઈએ. એ હકીકત જ સ્પષ્ટ બતાવે છે કે આપણે સ્ત્રીને કેવું સ્થાન આપ્યું છે. આજે કૉલેજોમાં અમુક બહેનો ઉચ્ચ અભ્યાસ કરે છે, તેટલા પરથી ભારતની બધી સ્ત્રીઓની સાચી પરિસ્થિતિનો ખ્યાલ ન આવે. જગતના આગળ વધેલા દેશોની દૃષ્ટિએ ભારતની નારીના સદ્‌ગુણોની આપણે ઠીક પ્રશંસા કરીએ છીએ, પણ કુટુંબજીવન અને વ્યવહારમાં નારીના એ સદ્‌ગુણોનું કેવુંક ગૌરવ કરીએ છીએ એ આત્મસંશોધનનો પ્રશ્ન છે. સ્ત્રીનું યોગ્ય ગૌરવ કરીને જ પુરુષ ગૃહસ્થાશ્રમ અને જીવનસાફલ્યનો અનુભવ કરી શકશે એ એણે ભૂલવાનું નથી.

આજથી છત્રીસ વર્ષ પહેલા ધૂળિયા જેલમા સાને ગુરુજી સાથે મેળાપ થયો તે પહેલા મે એમને જોયા પણ ન હતા નામ સાભળ્યુ હતુ એમનુ સાહિત્ય વાચ્યુ હતુ

હુ વર્ધાના રહેવાસી ધૂળિયા આવવાનુ થયુ તે તો રાજવાડે-સ્મારક મંદિરના સમારંભ પ્રસંગે. એ અરસામા ગાંધીજીનુ આદોલન ચાલતુ હતુ ગામમા સભા ગાજતા લોકો કતા હતા ત્યારે મે કહ્યુ કે 'હુ જ સભા કરીશ. મારુ વ્યાખ્યાન રાખો ' એવુ હુ કદી કહેતા નથી પણ તે દિવસ મે જ આગ્રહ કર્યો

ભાષણ પછી મે રામેશ્વર પોદ્દારને ઘેર ભોજન કર્યુ અને બીજે દિવસે ગામ છોડ્યુ પોલીસ અમારી પાછળ જપ્તીવાન આવ્યા.

'કાલની સભામા ભાષણ કરનાર કોણ છો? શુ તમે જ છો વિનાયક નરહર ભાવે?' એમ કહીને મને ને મારા સાથીદારને પકડવામા આવ્યા તેમા ભિક્ષુજી પણ હતા એમણે અમને જમાડ્યા એ જ એમનો ગુનો'

સાને ગુરુજી પણ ધૂળિયા જેલમા હતા આવેઆવેના ઓળખાણ પિછાન વિનાના લોકોને સાથે રાખવા એવો જેલનો રિવાજ એટલે હુ ને ગુરુજી એક ઠેકાણે ભેગા થયા.

એવામા રાજકીય કેદીઓએ જેલમા હડતાલ પાડી અમે સરકારનુ કામ નહીં કરીએ.' એવુ એમણે નક્કી કર્યુ સાને ગુરુજી આગેવાન હતા જેલરે મને એની ફરિયાદ કરી એક પણ રાજકીય કેદી કામ કરતો નથી અમે સજા કરીશુ તો મરાઠ પડશે એટલે તમે જ સમજાવો '

હુ સમજાવુ છુ, તમે કોઈને સજા ન કરશો બધુ મારા પર છોડો.' મે કહ્યુ

હુ જેલમા ગીતાનો પાઠ કરતો હતો જેલર પણ તે આવીને સાભળતો મારો મધુર સ્વર એને ગમ્યા એણે કહ્યુ 'તમે ગીતાપાઠ કરો છો, તે બહુ ગમે છે સારુ લાગે છે'

મે પૂછ્યુ 'કઈ સમજાય છે?'

એનો સાર હુ સમજ્યા છુ ' એણે કહ્યુ

શો સાર સમજ્યા?'

જે મારે એને પીટવો એમા પાપ લાગતુ નથી એવે કહ્યુ

એની અક્કલ પ્રમાણે એણે અર્થ બેસાડ્યો હતો તે દિવસથી એની સાથે મારી દોસ્તી થઈ

એણે સાને ગુરુજીનો પહેલો ગુનો માફ કર્યો ગુરુજીને મારી પાસે મોકલ્યા ત્યારે ને એમનુ એ પહેલ મિલન! એનુ શુ વર્ણન કરુ? શી એમની નમ્રતા! પાચ મિનિટમા અમારી દોસ્તી થઈ ગઈ જાણે પૂર્વજન્મની જ મૈત્રી હતી વાતો થઈ એમણે પોતાની યોજના સમજાવી-જેલના અધિકારીઓને સતાવવાની

મે કહ્યુ સરકારને સતાવવાથી આપણને શો ફાયદો?' જેલમાથી છૂટીએ ત્યારે આપણે વધારે મજબૂત થયા હોવા જોઈએ આપણા સિદ્ધાંતો ક્યારે ય છોડવા ન જોઈએ અને આપણો સિદ્ધાત છે કે શ્રમ કર્યા વિના ખાવુ નહી ' ચેલાઓનો સિદ્ધાત છે શ્રમ કર્યા વિના ખાવુ ' શુ આપણે તેમના સિદ્ધાત પર ચાલીશુ?'

સખ્ત કેદની સજા પામેલાઓને શ્રમ કરવો પડતો હતો સાદી કેદવાળાઓને નહી અમે નક્કી કર્યુ કે બધા જ ચાર કલાક શ્રમ કરીશુ શ્રમ વિના ખાઈશુ નહી સખ્ત સજાવાળાને રોજના ૧૫ પાઉંડ લોટ દળવો પડતો હતો અમે નક્કી કર્યુ કે ચાર કલાકમા એકવીસ પાઉન્ડ દળીશુ વધારે નહી સૌને એ પ્રસ્તાવ ગમ્યો ચાર કલાક દળવુ અને ચાર કલાક ચિંતન સ્વાધ્યાય વિગેરે

પછી બધા દળવા લાગ્યા હુ પણ ખરો આમ તો હુ ઘણો કમજોર હતો સાને ગુરુજી પોતાના ભાગનુ દળીને જેમને દળવાનુ બાકી હોય તેમને મદદ કરતા અને નક્કી કરેલા સમયે બધા દળવાનુ પૂરુ કરતા આમ સાને ગુરુજી પ છળ રહેતા સૌને મદદ કરતા–સામે જઈને મદદ કરતા

મે જેલરને કહ્યુ આઠ કલાકનુ કામ ચાર કલાકમા થાય છે બાકીના સમયમા કોઈ ગરબડ કરે એટલે સૌ વચ્ચે મને જવા દો.' અને એમ જ થયુ વાતો ચર્ચા પુરાણ વાચન વગેરે ચાલવા લાગ્યુ સાને ગુરુજી પોતાના સંસ્મરણ કહેતા મે કહ્યુ એ બધુ લખી રાખો ' બધુ કામ પૂરુ કર્યા પછી બચેલા સમયમા પાચ રાતોમા ૨૫૦ પાનાનુ 'શ્યામચી આઈ' પુસ્તક લખી નાખ્યુ એ પુસ્તકની હસ્તલિપિ કેટલા સુદર અક્ષરોમા હતી! ક્યાય પણ છેકછાક કાપકૂપ નહી'

# -અને વૃક્ષ બોલ્યું !

ધીરેન ગાંધી

ઉનાળાના ધખતા બપોરે રસ્તે ચાલ્યો જતો હતો. થાક્યો હતો તેમ તડકો પણ સહન થતો ન હતો. મને થયું 'એકાદ ઘટાદાર વૃક્ષ દેખાય તો ત્યાં આરામ કરું.' મેં નજર દોડાવી તો ઝાડો તો ઘણા દેખાયા પણ છાંયડો આપે એવું એકે નહીં. ધીરે ધીરે આગળ વધ્યો તો દૂર એક આંબાનું ઘટાદાર વૃક્ષ દેખાયું. તે નજરે પડતાં હૈયે હાશ થઈ—અધીર્ શાંતિ વળી. છેવટે, ચાલતો ચાલતો તે વૃક્ષ નીચે પહોંચી જ ગયો. હાશ કરીને બેઠો. પણ એવો થાક્યો હતો કે બાળક માની ગોદમાં લપાય તેમ હું તેના શીળા છાંયડામાં સૂઈ ગયો.

મન શરીરને શાંતિ તો એટલી બધી વળી કે ઊંઘ જ આવી ગઈ! થાકેલા અંગોને ઊંઘ કેટલી બધી વહાલી હોય છે! તેમાં વળી, મંદ મંદ પવન વાતો હોય તે તો, માના મીઠા હાલરડા જેવો લાગે.

ઊંઘ ઊડી ત્યારે હું કેટલું ઊંઘ્યો તેનો તો ખ્યાલ ન રહ્યો, પણ નવા દેશમાં ગયેલો પ્રવાસી નવા નવા વિચાર-સમાચાર લઈને પાછો ફરે તેમ, હું કંઈક નવા જ વિચાર લઈને જાગૃતિમાં આવ્યો હતો, એવું મેં અનુભવ્યું. હું આંખ ચોળીને જોવા લાગ્યો કે કઈ દુનિયામાં આવી પડ્યો છું?

ત્યાં તો ઝાડનાં પાંદડાં ખડખડાટ હસવા લાગ્યાં. હું ચમક્યો. ઉપર જોયું તો પાંદડે પાંદડે સૂત્રો લખ્યાં હતાં! તરત ઊભો થયો. એક પાંદડા પર વાંચ્યું : 'કોઈ ગમે તેટલું દુઃખમાં હોય તો પણ તેને ધિક્કારશો નહીં.' એમ વાંચતો જ ગયો—'તમારો દુશ્મન પણ ભીડમાં હોય તો તેને સોડમાં લેજો.', 'અચકાયા વિના તમારાથી બને એટલી મદદ બીજાને કરજો,' 'તમારા સુખમાં બીજાના દુઃખનાં દર્શન કરજો,' 'બીજાંના સુખમાં આનંદ માણજો.' 'તમારા દુઃખમાં બીજાના સુખની ભૂલેચૂકે પણ ઈર્ષ્યા ન કરશો.' 'બીજાના દુઃખમાં તમે તમારું દુઃખ જોજો.'

જે જે પાંદડું જોઉં તેમાં સૂત્ર વંચાય. હું વિચારમાં ન પડી જાઉં તો બીજું શું કરું? હું તો મૂંઝાઈ ગયો. ફરી મેં આંખો ચોળી અને હું બોલી ઊઠ્યો: 'હું ક્યાં છું? હું શું જોઈ રહ્યો છું?'

ત્યાં ગીતાનો દસમો અધ્યાય યાદ આવ્યો. કૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે: 'આ હું છું—તે હું છું, બધું હું જ છું.' તો, શું હું કોઈનું આ વિશ્વરૂપ દર્શન કરી રહ્યો છું?

ત્યાં કોઈએ મારી પીઠ પર એક હળવી થપાટ મારી હોય એવું મેં અનુભવ્યું. પાછળ ફરીને જોયું તો એક ડાળી ઝૂકીને મારી પીઠને હળવેકથી સ્પર્શીને બોલી: 'મારી ઈચ્છા હતી કે તમને જરા ભાનમાં લાઉં. હું એકલી તો અશક્ત, એટલે મારા બાંધવ પવનની રાહ જોતી હતી. તે આવ્યો અને મેં તમારી પીઠ જરા થાબડી લીધી. તે સાવ અકારણ નહીં. મારે તમને એક વાત કહેવી છે, સાંભળશો? લો કહી જ નાખું! જુઓ, અમને આ ધરતી પર, આ દુનિયા પર આવ્યાં ને યુગો થઈ ગયા. તમારા ઇતિહાસો જ કહે છે કે અમારો જન્મ તમારા કરતાં, વર્ષો પહેલાં થયેલો. એ રીતે પણ જોઈએ તો, અમે તમારા કરતાં કંઈક મોટાં, વધારે જ્ઞાની ખરાં, કેમ ખરું ને? ઓહો! ખોટું લાગ્યું? એવું તે મેં શું કહ્યું કે સૂનમૂન થઈ ગયા? મોઢું કેમ વંકાઈ ગયું? પણ એમ કરવાની કંઈ જરૂર નથી. અમારે વડાઈ તો કરવાની છે જ નહીં. સાચું કહેવું છે. તો, જરા શાંતિથી, વધારે ઉદાર થઈને તમને થોડુંક કહું છું તે સાંભળો.

'આ કહું છું તે તમને માત્ર ઉપદેશ લાગશે, ના, એ તો અમારી જીવનકથા પણ છે. અમે પણ તમારી જેમ જ સુખ દુઃખ ટાઢ તડકો અનુભવીએ છીએ. અમારે પણ શૈશવ, યુવાની અને વૃદ્ધાવસ્થામાંથી પસાર થવું પડે છે. અમે પણ હસીએ રડીએ છીએ.

'પણ માણસોની નજરે તો અમે મૂંગાં બહેરાં તેથી અમારી સામે કોણ જુએ? અમારું કોણ સાંભળે? પણ સાચું કહું તો જેમ માણસોની દુનિયા છે, તેમ અમારી પણ દુનિયા છે. અમને જ્ઞાન છે. સાચું કહું તો તમારી માનવજાતે અમારી પાસેથી હજી ઘણું ઘણું શીખવાનું છે. અમે, અમારો જીવનધર્મ સારી રીતે કદાચ બજાવીએ છીએ. જેને આંખ છે, જેને કાન છે તે અમારી હિલચાલ જુએ છે, અમને સાંભળે છે.

'અને જ્યારે વસંત, અને પૂરા મહોરમાં ખીલી ઊઠીને સૌ તમને આનંદ આપીએ છીએ, અને ગ્રીષ્મકાળ અને શિયાળામાં ભારે ભૂખી થઈને છીએ ત્યારે તને અમને દેખાવ કરવાની દરકાર કરી છે ખરી? પરંતુ ગાન

છો. અમારા શરીરે ચઢીને ફૂલો, ફળો તોડી તોડીને અમને લૂંટી લો છો. અને અમે તે માટે તમારો વિરોધ પણ નથી કરતા. અમે તો તમને ફૂલ, ફળ આપીને જીવનની કૃતાર્થતા અનુભવીએ છીએ. પણ દુઃખ હોય તો માત્ર એટલું કે ફૂલની ચારુતા, મૃદુતા, ફોરમ તમારામાં કેમ ઉતારતા નથી? ફળની મીઠાશ ને રસ તમારામાં ઉતારવાનો પ્રયત્ન તમે કેમ કરતા નથી?

'ફળ તોડતાં એકાદ ડાળ વચ્ચે આવી તો તમે ભારે બેદરકારીથી ઉદ્ધતાઈથી એને તોડી નાખતાં સહેજે અચકાતા શરમાતા નથી! તમારા સ્વાર્થમાં તમે કેવા ભાન ભૂલી જાઓ છો! અરે, તમારા સ્વાર્થ માટે તમે અમને ગરદન મારતાં ય ક્યાં જરા યે ખચકાઓ છો?

અને આજની જેમ, વૃક્ષ આકાશેથી દેવના શાપ જેવો તીખો તડકો તમને બાળતો હોય ત્યારે વળી એ જ ઝાડનો શીળો છાંયડો શોધો છો!

'તમને આજના અનુભવ પરથી નથી લાગતું કે મારા જેવાં વૃક્ષો તો રસ્તાની બેઉ કિનારે હારોહાર હોવાં જોઈએ? અને વૃક્ષોને પોષવા સારાં સારાં ખાતરો તેમના મૂળમાં નાખવાં જોઈએ. પાણી પાવું જોઈએ. બાળકને ઉછેરીએ તેવા હેત પ્રીતથી ઉછેરવાં જોઈએ? અને રોગ કે દુશ્મનથી તેનું રક્ષણ કરીએ તેમ પ્રતિકૂળ હવામાન અને કઠિયારાઓથી, પશુઓથી અમને રક્ષણ આપી બચાવવાં જોઈએ?

'પણ વળી થાય છે કે મારે તે તમને શી શીખ દેવી! તમે અમારી સાથે જ સ્વાર્થવશ જેમ તેમ વર્તો છો, તેમ તે જેવી રીતે તમારા જ માણસો સાથે અંદરોઅંદર પણ વર્તો છો. તમે અમારું શું રક્ષણ કરશો? પણ ના, બધા વૃક્ષો સરખાં નથી હોતાં, જેમ હું આંબો છું ને તમને છાંયડો આપ્યો તેમ, બાવળ ન આપે, આપે તો કાંટા, તેમ તમારામાં ય બીજાનો ઉપયોગ થનારા છે, એટલે વળી આ કહું છું.

'ઘડી મને થાય છે ઈશ્વરે અમને પણ તમારી જેમ બોલવાની શક્તિ આપી હોત તો! વળી થાય છે, કે આજે ઘણા માણસો એવું માને છે કે તેમના બોલ પર વિશ્વાસ નથી મૂકતા તેવું કદાચ અમારું યે થાત.'

તમને વાચા મળી તેથી તમે અંદર અંદર વાણી યુદ્ધ પણ કરો છો. અમારે એવું નથી, એ પ્રભુનો જ સંકેત લાગે છે.

લો વળી તમને કંટાળો આવશે કે વળી બરબપોરે આ કાં ટક ટક કરવા લાગ્યું! થોડું કહ્યું ઝાઝું ગણજો ને બને તો તમારા સુખ માટે થોડી અમારી દરકાર કરજો ને અમારા ગુણો તમારા જીવનમાં યે ઉતારજો.''

## પ્રાર્થના

પ્રાર્થના એ સંસ્કારથી ઉત્પન્ન થતી એક મહત્ત્વની જરૂરિયાત છે. એ જરૂરિયાત આત્માની છે, હૃદયની છે, ભાવનાઓની છે. એ એક દૈનિક નિત્યકૃતિ છે. ખોરાક છે અને સ્નાન પણ છે. પેટની અંદરનો મેલ કાઢીને શરીરને સાફ કરવાની જેટલી જરૂર છે એટલી જ જરૂર એ પ્રાર્થનાની પણ છે. સ્નાન કરીને નિર્મળ થવું જેટલું જરૂરી છે એટલી જ જરૂર પ્રાર્થનાની પણ વાસનાઓને નિર્મળ થવા માટે છે. શારીરિક કર્મ કર્યા પછી જે રીતે જે પ્રમાણે ઊંઘ અને આરામ જરૂરી છે તે જ પ્રમાણે અનેક પ્રકારની વાસનાઓને વશ થયા પછી અને સંકલ્પ વિકલ્પથી થાકી ગયા પછી પ્રાર્થનાની શાંતિ અત્યંત જરૂરી છે. શરીરનું સંબળ ખતમ થઈ ગયા પછી, ફરીથી ખોરાક લેવાની જરૂરિયાત જે રીતે અનિવાર્ય છે, તેમ હૃદયનું સંબળ ખતમ ન થઈ જાય એટલા માટે પ્રાર્થનાનું મિષ્ટાન્ન એને સમયે સમયે ખવડાવવું જ જોઈએ.

કાકા કાલેલકર

## ઉત્તમ સાહિત્યની પરિભાષા

હું કદી એવું ઇચ્છતો નથી કે સાહિત્યકાર અમુક જ લખે — આ વાત હું ઘણી વાર કહી ચૂક્યો છું. વધારે શું, હું એવી અપેક્ષા રાખું છું કે સાહિત્યકાર જે કંઈ લખે છે તે જોઈને દરેકને લાગવું જોઈએ કે આ મારે માટે જ લખવામાં આવ્યું છે. ત્યારે જ એ ઉત્તમ સાહિત્ય મનાશે. જો અમુક ખાસ લોકોને એમ લાગે કે આ અમારે માટે જ લખાયું છે તો તે સાહિત્ય ગૌણ મનાશે. કહેવું પડશે કે એમાં સાહિત્યનો આત્મા જ નથી રહ્યો. સૂર્યનારાયણ ઊગે છે ત્યારે સૌને લાગે છે કે એ મારે માટે જ ઊગ્યા છે. પક્ષીઓને લાગે છે કે અમારે માટે જ ઊગ્યા. માણસોને લાગે છે કે અમારે માટે જ ઊગ્યો. ગોવાળને લાગે છે કે ગાયોને જ જંગલમાં ચરાવવા લઈ જવાની પ્રેરણા આપવા જ ઊગ્યો. એવી રીતે ઉત્તમ સાહિત્ય અનેકવિધ પ્રેરણા આપનારું હોય છે — અમુક જ પ્રેરણા આપે એવું કહી શકાતું નથી.

વિનોબાજી

'સ્ટેશન માસ્તર સાહેબ, પિતાજી આજે બહાર ગામ નહીં જાય, તમે ટ્રેનને જલદી પસાર કરી દેજો.' ટેલીફોન પર કોઈક નંબર મેળવી ચાર વર્ષના નાનુએ એમ કહી મારી પાસે આવીને કહ્યું: 'પિતાજી, મેં સ્ટેશન માસ્તરને કહી દીધું છે કે પિતાજીને આવતાં વાર થશે. તમે ધીરે ધીરે જમો, પછી થોડી વાર આરામ કરીને સ્ટેશને જજો.' નાનુએ પહેલી વાર દાવપેચવાળો ખેલ કર્યો.

મારે રાતની ગાડીએ ડહેરાડુન જવાનું હતું. સીટ રીઝર્વ થઈ ચૂકી હતી, બીસ્તરો બંધાતો હતો. હું બહાર જાઉં એ નાનુને ગમતું નહોતું. કેમકે, એ રોજ મારી પાસે સૂતો અને વાર્તા સાભળતો.

આખા દિવસમાં ઘણી વાર એ એની માની ફરિયાદ કરતો અને કહેતો કે એને ધમકાવો. હું ખોટે ખોટું, 'ખબરદાર જો મારા નાનુને હેરાન કર્યો તો!' કહું ત્યારે તે એની મા તરફ જોઈને મને કહે: 'પિતાજી માને એવી રીતે ધમકાવો કે તે રડે!' અને તે ખોટે ખોટું રડતી. આખા ઘરનાની એવી માન્યતા હતી કે નાનુ મને સૌથી વધારે ચાહે છે. પણ આજે મેં એની પરીક્ષા કરી. પૂછ્યું: 'નાનુ, તું મારી સાથે ડહેરાદૂન આવશે કે તારી મા સાથે દિલ્હી રહેશે?'

એણે અમારી બંનેની તરફ વારાફરતી જોઈને છેવટે માની ગોદમાં લપાતાં કહ્યું: 'મા'ની પાસે રહીશ.'

એમ તો હું જાણતો હતો કે લોહી પાણી કરતાં જાડું હોય છે. તોપણ મને લાગ્યું ખરું કે આવડો આ ટેણિયો મને કેવો છેતરે છે! કાગળ તો મારા ફાડે છે, રાત દિવસ વાંદરાના બચ્ચા પેઠે મારી પાછળ વળગેલો રહે છે, પણ ખરેખર તો ચાહે છે પોતાની માને।

પછી પેલો ટેલીફોનવાળો બનાવ યાદ કરતાં મને ખરેખર ગ્લાનિ થઈ, કેમકે, વાસ્તવમાં હું જ એને માટે દોષિત હતો. એ આજસુધીમાં જે કંઈ શીખ્યો છે તે મારી પાસેથી શીખ્યો છે. હું એ દૂધમલ છોકરાને ઝેરનાં ઈન્જેકશનો આપું છું. આપણે મોટી ઉમ્મરનાઓ કહેવા ખાતર તો છોકરાને રમાડીએ છીએ, પણ મારા એક મિત્રે કહ્યું છે તેમ રમાડવાને બદલે પોતે જ છોકરા સાથે રમીએ છીએ. એ આપણાં રમકડાં છે, એનાથી આપણે રમીને દિલ ખુશ કરીએ છીએ. અને એ બહાને ચાહીએ એટલું નાચીએ, ગાઈએ, કૂતરા બિલાડાનો અવાજ કરીએ તો પણ કોઈ આપણી મજાક ઉડાવતું નથી.

'જો આ બિલાડી આવી!' 'કાગડા, નાનુનો કાન પકડી એને ઝાડ પર લઈ જા!', કોઈ વાર વળી મુઠ્ઠીમાં પૈસા સંતાડી એને છૂમંતર ગાયબ કરીને—ચકલી લઈ ગઈ કહીએ છીએ. એટલે એ પણ મારી પેઠે, 'કાલી કલકત્તેવાળી' કહીને ચીજો સંતાડવા લાગ્યો.

રોજ રાત્રે નાનુને વાર્તા સંભળાવવી પડે છે. રોજ રોજ નવી નવી વાર્તા ક્યાંથી લાવું? એટલે ખોટી ખોટી, ઘડી કાઢેલી વાર્તા પણ સંભળાવું છું. અને તે પણ ઠગ, ચોર, શરાબી, ખિસ્સાકાતરુ વિગેરેની. મને જે ગમે એ વિષયની જ વાર્તા સંભળાવું છું. અને તે પણ ક્યારે? બેથી સાત વર્ષના ગાળામાં જ્યારે એના ભાવિ જીવનનો પાયો નંખાય છે ત્યારે. આપણે આપણાં સંતાનોના મનમા સ્વાર્થ, ભય, લાલચ, ચોરી, લૂંટ, ખૂન અને બદમાશીના સંસ્કાર ઠાંસી ઠાંસીને ભરીએ છીએ. જાણે કોઈ મોટા મકાનનો પાયો ટીપી ટીપીને નક્કર કરતાં હોઈએ તે રીતે.

આ પાયાના વિચારી ભાવોની જડ મજબૂત ને ઊંડી થતાં ઊંચામા ઊંચું ધર્મશિક્ષણ પણ તેને કાપી શકતું નથી.

આમ, આપણે હાથે કરીને આપણાં બાળકોને ચારિત્ર્યહીન બનાવીને જિંદગીભર રડીએ છીએ. મારો એવો વિશ્વાસ છે કે દરેક વ્યક્તિના ચારિત્ર્યમાં એના બાળપણની ઝલક અવશ્ય મળે છે. એટલે જ કહ્યું છે કે પુત્રનાં લક્ષણ પારણામાંથી જ દેખાય છે.

વીસ વર્ષ વિલાયતમાં કામ કરીને એક ડૉક્ટર થોડા દિવસ માટે દિલ્હી આવ્યા હતા. મેં એમના મોઢાના મલકાટ પરથી જ પારખી કાઢ્યું કે તેઓ રાજાજી સાથે નિકટના સંબંધમાં રહ્યા હશે. એમને આશ્ચર્ય થયું. વાત સાચી નીકળી. એ નાનપણમાં રાજાજી સાથે રમ્યા અને ભણ્યા હતા.

આપણી સરકાર ભારતના ઉત્થાન માટે જાતજાતની યોજનાઓ કરે છે, અને આર્થિક સંકટોનો સામનો પણ કરે છે. પણ આર્થિક નીતિ, વિજ્ઞાન, ઉપયોગ અને ધંધાની દૃષ્ટિથી આપણને શો લાભ થશે—જો આપણું નૈતિક ધોરણ ઊંચું ન થયું હોય? આજે આપણે નવી આખે આપણાં બાળકોનો ક્લાસ જોઈએ છીએ. એ ક્લાસ માત્ર સ્કૂલ-કૉલેજના શિસ્તના શિક્ષણથી નહીં આવે, એને

માટે આપણે પોતાની માને સૂતા અને વાર્તા સાંભળવા માટે ઉત્સુક થતા બાળકને જ સંભળાવવા પડશે. પ્રાંત ભાષા વાર્તાઓ નૈતિક ઉત્થાનની સમજણ આપનારી છે. આજે કોઈ પણ માને આદર્શ બાળવાર્તાઓ યાદ નથી અને કોઈને એવો અધિકાર નથી કે ભારતના ભાવિ બાળકોને સંસ્કારના આજન્મ રોગી બનાવી મૂકે—પછી ભલે તે મા પણ કેમ ન હોય.

સરકારે મનોવિજ્ઞાનના પંડિતોનું એક બોર્ડ રચવું જોઈએ. એ બોર્ડે સારી બાળવાર્તાઓ માટે ઇનામ જાહેર કરી પ્રત્યેક ભાષાઓના લેખકો પાસેથી સારામાં સારી વાર્તાઓ કઢાવવી જોઈએ. એક સારી વાર્તા માટે ઓછામાં ઓછો ૧૦૦ રૂપિયા પુરસ્કાર આપવો જોઈએ. પછી એ બધી વાર્તાઓને યોગ્યતા પ્રમાણે ગોઠવી કાઢીને સાત વર્ષનાં બાળકો માટે ૭-૭ ચોપડીઓ પ્રત્યેક ભાષામાં છપાવી તેની ઓછામાં ઓછી એક કરોડ નકલો મફત વહેંચવી જોઈએ.

મારી એવી પણ સલાહ છે કે રાત્રે સાડા આઠ વાગ્યે ઓછામાં ઓછી એક વાર્તા બાળકોને રેડિયો પર દરેક ભાષામાં સંભળાવવામાં આવે. ભારતે પાયો જો મજબૂત હોય તો તેનો પાયો મજબૂત કરવો પડશે.

☆

## વાતવાતમાં

સુશીના બહેન કહેતા હતા: "મારે શું કરવું તે જ મને સમજાતું નથી. મારી અંતરની ઇચ્છા છે કે મારા શશીને મોટો વકીલ બનાવું. એવો વકીલ બનવું કે દુનિયા તેના સામું જોઈ રહે. ગમે તેટલી મુશ્કેલી આવશે તોપણ તેને ભણાવીશ. ભલે ગામના દાગીના વેચવા પડે પણ લંડન મોકલીશ. મારો એકનો એક દીકરો છે તેથી જ તો ખૂબ હોંશ છે. પણ તે મારું માનતો જ નથી. હું એને કહું છું કે આ રેડિયો અને રેકર્ડો સાંભળવાથી વકીલ નહિ થવાય. પણ બસ તે તો નિશાળમાંથી આવે ને આ... આ... કરતો રેડિયો ખોલે, તો વળી ગ્રામોફોન વગાડે અને ટેબલ પર તબલાં દેવા મંડે અને ગણગણ્યા કરે. હું એને ધીરે રહીને તો કોઈક વાર ખીજાઈને સમજાવું કે શશી જો પેલા કમળાભાભીનો શરદ આઠ વર્ષનો છે પણ ભણવે કેવો હોશિયાર છે! ૧૫મે વર્ષે તો મેટ્રીક પાસ થઈ જશે અને તું તેના કરતાં બે વર્ષે મોટો છે છતાં બે વર્ષ પાછળ છે.

'પણ તે તો રેડિયો અને ગ્રામોફોનની રેકર્ડ પરથી ગાયનો બેસાડીને આ... આ... કરીને ખાઓ કે માથું ખાઈ જાય અને રોજ કહે કે, બા મને સંગીતના વર્ગમાં સાંજે જવા દે ને! મારે સંગીત શીખવું છે.'

પણ હું એને સંગીતના વર્ગમાં શેની જવા દઉં! મારે તને ગાયક નથી બનાવવો. મારા સપનાને તું ધૂળમાં નાખશે? બાળક પોતાનું ભાવિ શું સમજી શકે? હું તેની મા છું. એના જીવનનું ઘડતર તો મારે કરવાનું છે. ના ના, એ ન બને. તને વકીલ થવું જ જોઈએ. મારી ઇચ્છાઓને એળે તો મેં જવા જ દેવું તે તો નાદાન છે.

માનસશાસ્ત્રીઓ કહે છે કે બાળકની ઇચ્છા મુજબ તેને વરતવા દો. તો શું મારે તેનું ભવિષ્ય બગાડવું? તે તો ત્યારે તેમ મા બાપે નાચવું?

એ ન બને. તેને વકીલ બનાવ્યે છૂટકો. સંગીતની ધૂન તેના મગજમાંથી કાઢ્યે જ છૂટકો. હું તને સંગીત નહિ શીખવા દઉં.

અને વર્ષો પસાર થઈ ગયા. સુશીબાના ઘરડા થયા. શશીભાઈ યુવાનીમાં પ્રવેશ્યા. સંગીતની દુનિયામાં શશીભાઈ પૂનમની જેમ ખીલવા લાગ્યા.

સુશીબાના શશીભાઈના સંગીતમાંથી પૂનમનો ચાંદ જે ઠંડક ને આનંદ આપે તે આનંદ અને ઠંડક મેળવે છે અને પાછલા દિવસો યાદ કરીને આંખમાંથી આંસુ પાડતા નાની માતાઓને કહે છે:

બેનીઓ, બાળકોનું ભવિષ્ય ઘડનાર આપણે નથી. આપણે તો તેના રખેવાળ છીએ. બાળકો તો પોતાનું ભવિષ્ય ઘડીને જ અવતરે છે."

—ધીરેન ગાંધી

[૮૨]

તીરથ, તપ, ત્યાગ કરીને પણ તરી જવાતું નથી,
તરવાનું છે લીનતામાં!
જ્યારે વિઠોબાના પગ નીચેની ઇંટ હું બનીશ,
કેવળ શૂન્ય બની જઈશ,
ત્યારે જ માનીશ કે મારી સાધના સફળ થઈ.
અનેક પુણ્યોના પરિણામ રૂપે
પરમેશ્વરની ભક્તિનો અનુભવ કરું છું.
પરંતુ ભક્તિની પણ પરિણતિ
સંપૂર્ણ નિરહંકૃતિમાં હોવી જોઈએ.

[૮૩]

જ્ઞાની પુરુષોના આત્મસુખની કેવળ વાતો આપણે
કેટલા દિવસ કરતા રહીશું?
શું આપણને એ સુખની પ્રત્યક્ષ અનુભૂતિ ન થવી
જોઈએ?
પરંતુ એને માટે પોતાના મનને બચાવવું ને
સાચવવું પડશે—અનિષ્ટ સંસ્કારોથી!
કરવું એ જોઈશે
કે વિશિષ્ટ ભાવ જ મનમાં સ્થિર થાય.
અને એ જ સધાતો નથી.
પરંતુ ઈશ્વરને માટે ભક્તિ રહી,
તો એ અઘરું નથી.
એટલા માટે જ્ઞાનદેવ કહે છે:
'હે દેવ, તું મારે માટે પર્યાપ્ત છે,
એવું કર કે તારા પ્રેમ-સુખમાં મારાં બધાં સુખો
ખપી જાય,
જેથી મારું બાકીનું કામ સહેલું થઈ જશે.'

[૮૪]

ફાટેલો કામળો જેમ તેમ સાચવું છું.
આશા છોડી દીધી છે કે કોઈ દિવસ આખો
કામળો પણ મળશે!
જે છે તેને સાચવ્યા વગર છૂટકો નથી.
પરંતુ અહીં પીઠ ખુલ્લી છે,
ઠંડી તો લાગે જ છે.
ઓટીમાં પૈસા નથી,
અને પ્રાણશક્તિ ઓછી થતી જાય છે.
એટલે પોતાની કમાણીની આશા છોડી
હવે હું એની પાસે માંગું છું.
એ જ મને આખો કામળો આપશે.
સાધકને એના વિના છૂટકો નથી કે સ્વબુદ્ધિપ્રમાણે
સાધનાનું આચરણ કરે.
પરંતુ છેવટ ઈશ્વર શરણ વિના સાધનાની પૂર્ણતાનો સંભવ નથી.

[૮૫]

ઈશ્વર સચ્ચિદાનંદસ્વરૂપ,
અમે તાપ ત્રય-મગ્ન.
ઈશ્વર શુદ્ધ સત્ત્વગુણી;
અમે ત્રણ ગુણોનું મિશ્રણ.
ઈશ્વર સર્વ ગુણ સંપન્ન;
અમે સર્વ-દોષ સંપન્ન!
ઈશ્વર અખંડ
અમે ભાંગ્યા તૂટ્યા!
આ આવો ભેદ કેમ?
કોઈ રીતે આ સંદેહ ચિત્તમાંથી જતો નથી.
એક વાર કોઈ એક યોગીને ધ્યાન ધરતો જોયો,
કોઈ ભક્તને નામ જપતો જોયો;
અને મારો સંદેહ સહેજે શમી ગયો!
સમજી ગયો કે, સાધના અને ભક્તિનું સુખ અનુભવવા માટે જ આ ભેદ છે.
ત્યારથી, એનાં ચરણોમાં મારી વૃત્તિ લીન થઈ
ગઈ!

[૮૬]

એમાં સંદેહ નથી
કે તું મારો સ્વામી છે.
અને હું તારો સેવક છું.
પરંતુ વિચારવાથી આ ભેદ રહેતો નથી.

એકવા માટે આવો, આપણે છોડી દઈએ
અને એક જ રૂપ આપો બને ધરી લઈએ
અહોનો આટલો અનુભવ મને થવા દો
પછી હું હમેશને માટે તમારો દાસ થઈને રહીશ

[૮૭]

ઈશ્વરના ભક્તાની બજારમાં કિંમત નથી,
કેમ કે, ભક્તાની આગળ બજારની જ કિંમત નથી
એને જોઈએ કેવળ એક ઈશ્વર,
ઈશ્વર છે તો એને કશાની જરૂર નથી!
અને ન હોય તો બીજી કોઈ ચીજનું કામ નથી
સારાંશ, બને બાજુથી
દુનિયાના બજારમાં એની કિંમત ન રહી

## પરમ વિરહાસક્તિ રૂપ

[૮૮]

સાધકના જીવનમાં એવી એક અવસ્થા આવે છે
કે જ્યારે તેને ઈશ્વરનો તીવ્ર વિયોગ સતાવે છે
દુનિયાની ભાષામાં એનું વર્ણન કરવું અશક્ય
હોય છે
તો પણ, માનવના સંતોષને માટે
કોઈ ને કોઈ શબ્દ પ્રયોગ કરવો જ પડે છે
એટલા માટે વિરહાસક્તિની ભાષામાં એ અનુ
ભવ બતાવવામાં આવે છે
એ અવસ્થામાં ભક્તને માટે
દુનિયાની બધી શીતળતા દુઃખકારક થઈ જાય છે!
માધુર્ય કડવું લાગે છે!!
જ્ઞાનદેવ પોતાનો અનુભવ કહે છે
દેહ તરફ જોઈએ તો ક્યારેય કશું પણ નથી
દેખાતું
ક્યારેક વિપરિત જ દેખાય છે
અને ક્યારેક દેહને ઠેકાણે દેવનું જ રૂપ દેખાવા
માંડે છે
કદી શૂન્યતા, કદી ભ્રાંતિ કદી ઉત્કંઠા!

એવી આ વિચિત્ર દશા છે!

[૮૯]

ભગવાન, તારો વિયોગ હવે મારે માટે અસહ્ય
થઈ ગયો છે
કારણ, જ્યારથી તારી અપૂર્ણ આશા બંધાઈ છે,
વૃત્તિની બેચેનતા એટલી થઈ રહી છે કે એની
સીમા જ રહી નથી
ક્યારેક વૃત્તિઓ એટલી જડ બની જાય છે કે
દિવસ અને રાત મળીને એક લાંબી રાત થઈ
જાય છે
પ્રતિભા ઊંચે ઊઠતી જ નથી
ક્યારેક વૃત્તિ એટલી ચંચળ થઈ જાય છે કે દિવસ
અને રાત મળીને એક બારસો લાંબો દિવસ થઈ
જાય છે
કલ્પનાના ઉડ્ડયનને શાંતિ મળતી જ નથી
તારું પ્રત્યક્ષ દર્શન થતાં
તારી સ્ફૂર્તિ અને ગાંભીર્યનો મને સાક્ષાત્કાર થશે
ત્યારે જ મારું કુશળ છે

[૯૦]

પ્રભુમિલનની ઉત્કંઠાથી, ક્યારેક ક્યારેક હું
માણસો વચ્ચેથી ઊઠી જાઉં છું
અને પંખીઓમાં જઈને બેસું છું
એમને કહું છું
તમે ધરતી છોડી આકાશમાં ઉડનારા છો,
તમને ઈશ્વરનું દર્શન જરૂર જ, થયું હશે
બતાવો અમારું ઘર પહરી તરફ ક્યારે જશે?
તમને મો મારું ઈનામ આપીશ
તે કહે છે—
અમને તારું કશું નથી જોઈતું
પહરીના રાજા તને અવશ્ય મળશે
ક્યારે મળશે, એની તને તારા હૃદયમાં જ ખબર
પડશે

વ્યાપનું છે વિશ્વભરમાં'
જા વિરમ, જઈ મૌનમાં'
અનિલ

# ઈન્દ્રજાલ

વ્યંકટેશ માડગૂલકર

ગનુ આમ ઉમ્મરે તો નાનો હતો પણ તેના શરીરનાં પ્રત્યેક અંગ સરસ ખાતરથી પોષાયેલા અને ઉછરેલા કોઈ વૃક્ષના જેમ સુપુષ્ટ હતાં. નાનપણથી જ વ્યાયામ કરતો આવ્યો હતો અને સુખી ખેડૂતનો દીકરો હોઈ, ખાનપાન સારાં હતાં. શરીર સુદૃઢ હોવા છતાં કોઈને હાથ પણ બતાવ્યો ન હતો. એણે ધાર્યું હોત તો ગામના કેંકનાં હાડકાં-પાંસળાં ખોખરાં કર્યાં હોત, ઘણી વાર એવા પ્રસંગ પણ આવ્યા હતા, પણ ગનુએ માત્ર હસીને બધું ટાળ્યું હતું.

ગનુ ગાગો એક વિચિત્ર સ્વભાવનો માણસ હતો. ક્રોધથી દૂર રહેનારો અને શાંત સ્વભાવનો. ચંચળ ખરો, ગંભીર પણ એટલો જ.

એ અકારણ હસતો ત્યારે લોકોને લાગતું કે આનામાં અક્કલ ઓછી છે. અને એ વાત સાવ ખોટી પણ ન હતી. પણ તે સાથે એ પણ સાચું હતું કે ગનુ ગાંડો ન હતો. ગનુ ગામ ન છોડે, ગામમાં જ રહે એવી યે લોકોની ઇચ્છા હતી!

ગનુનો, એના ઘરમાં જ ગુણ, ખાસ આદર ન હતો. પાટીલ કુટુમ્બ ખાસ્સું મોટું હતું ગનુ સાથે મળીને કુલ પાંચ ભાઈ હતા ચાર પરણી ચૂકેલા. એમની વહુઓ ને બાળકોથી પાટીલ કુટુમ્બ ભર્યું ભર્યું હતું. સૌ પોતપોતાની શક્તિ અનુસાર કમાતું. પણ ગનુ તો પાઈની યે કમાણી કરતો ન હતો. રોટલા ખાઈ નિરાંતે ઘટાળા ઝાડ નીચે લંબી તાણવી, કોઈક ઠેકાણે મૂગા મૂગા બેસી રહેવું કે ગામમાં રખડવું-એ એની નિત્યચર્યા હતી. કોઈ પણ ઘટનાથી એનું મન રાજી થતું. હજામ કોઈના વાળ કાપતો તો ગનુ તે જોતો ક્યાં સુધી ઊભો રહેતો હજામને જ કહેવું પડતું: 'પાટીલ, બેસો ને ઊભા છો શું'!'

ત્યારે ગનુ ચીપતિયું સરખું કરી પથ્થર પર બેસી જતો, અને હજામ કેમ, શી રીતે વાળ કાપે છે તે જોયા કરતો. એ જ પ્રમાણે સુથાર, લુહાર, દરજીના કામો પણ જોતો રહેતો.

કોઈ કોઈ વાર એને એનો ભાઈ કહેતો: 'આમ ખાલી ફર્યા કરે છે તેના કરતાં કંઈક કામ કરે તો શું ખોટું?'

ગનુ હસીને પૂછતો 'શું કરું?'

'ઘરમાં કામની ક્યાં ખોટ છે? રેંટ ચલાવ, હળ જોડ, ગમે તે કર!'

'પણ એમાં મળે શું?'

ખેતી કરીને કમાવાની વાત પર ગનુને વિશ્વાસ ન હતો. દુઃખ વેઠીને ધનવાન થવું એ વાત પર એને વિશ્વાસ ન હતો મહેનત કરીએ તો પેટ ભરાય, વિશેષ કશું નહીં. ખૂબ પૈસા કમાવા હોય તો મહેનત કરવાથી નથી વળતું. એનો રસ્તો જ જુદો છે એવું ગનુ માનતો.

ભાઈ કહેતો: જંગલમાથી ઢોર માટે ઘાસચારો વાઢી લાવે તો ય બસ છે.'

તો ગનુ જોરથી હસીને કહેતો: 'ઘાસમાથી સાપ નીકળીને કરડે તો? રાંધા વૈકુંઠમાં!'

'અરે, કેટલા માણસો ઘાસ કાપે છે! શું બધાને સાપ કરડે છે!'

પણ ગનુ સામે એ તર્ક નકામો હતો. એક વાર એના મનમાં ઠસી ગયું પછી એમા ફેર પડે જ નહીં.

'મરચાં રીંગણાં લઈ ને હાટ વેળાએ દર અઠવાડિયે બજારે જાય તો થોડું ઘણું પણ વેચાય!'

'ના, ભાઈ, આવવા જવાના બાર માઈલ ચાલે કોણ! મારા તો પગ દુઃખે!'

આવો મજબૂત માણસ, કે જે ચાર પગલામાં ફર્લાંગ ચાલી નાખે તેને ચાલવું ન હતું! એને તો જેમાં જરાય મહેનત પડે એવું કોઈ પણ કામ કરવું ન હતું. કેમ કે, એ માનતો હતો કે ધન કમાવાનો રસ્તો બીજો જ છે.

છેવટ ભાઈઓએ એને કહેવાનું જ બંધ કર્યું. આટલા બધા જીવ ખાય છે-પશુ, પક્ષી સુદ્ધાં, તો એક જીવ વધારે!

પણ એનો અર્થ એવો ન હતો કે ગનુ કશું કરવા જ નો'તો માગતો. બે ટાઈમ ખાવું, ઊંઘવું ને એક દિવસ મરી જવું-એવી એની ઇચ્છા ન હતી. એને ધનવાન થવું હતું, પરણવું હતું અને બંગલો પણ બાંધવો હતો! પણ મહેનત કરવાથી એ સ્વપ્ન સિદ્ધ થાય એમાં એને શ્રદ્ધા ન હતી! એને લાગતું હતું કે ધનવાન થવા સિવાય મારા ભાગ્યમાં બીજું કશું લખાયેલું નથી. તે શી રીતે થઈ શકાય એની પ્રતીક્ષામાં જિંદગીના દિવસો એ પૂરા કરતો હતો.

અને એક દિવસ ગનુને ધનવાન થવાનો રસ્તો જડી ગયો!

ગામમાં એક મદારી આવ્યો. હનુમાન મંદિરના ચોગાનમાં એની મહુવર વાગવા માંડી. ટોળું ભેગું થઈ ગયું.

મદારીએ કરંડિયામાંથી અજગર કાઢયો. 'છોકરાઓ જરા દૂર હટો.' એણે કહ્યું અને ટોળાનું વર્તુળ મોટું થયું. 'એટલે આને નહીં, જરા પાસે આવો.' મદારીએ ફરી સૂચના આપી. ટોળું જરા સાંકડું થયું.

અને મદારીએ ખેલ શરૂ કર્યો. એક ડબ્બામાંથી એણે જલેબી, લાડુ વગેરે મિઠાઈઓ કાઢી. પણ એણે જ્યારે ચપટી ધૂળ લઈ એમાંથી રૂપિયો અને પછી દસ રૂપિયા બનાવ્યા ત્યારે ગનુ આશ્ચર્યચકિત થઈ ગયો.

ખેલ પૂરો થયો. પૈસા ભેગા કરી મદારીએ ખભે ઝોળી ભરાવીને ચાલવા માંડયું કે રસ્તામાં ગનુએ તેને રોકયો.

'કેમ, ભાઈ, શું કામ છે, મારું?' મદારીએ પૂછ્યું.

'મહારાજ, મને પણ પેલી વિદ્યા શીખવો!'

'કઈ વિદ્યા?'

'માટીમાંથી પૈસા બનાવવાની!'

અને એમ કહી ગનુ તેના ગુરુજીને હોટલમાં લઈ ગયો. ચા પીવારી, ચવાણું ખવડાવ્યું, બે પાવલી જુવાર પણ આપી.

મદારીએ કહ્યું: 'શું ગાંડો તો નથી થયો? ખેતીનો ધંધો છોડી, આ વિદ્યા શા માટે શીખવા માગે છે?'

'મારે ખૂબ પૈસા કમાવા છે, મહારાજ! ખેતીમાંથી તે શું મળે?'

'મારી વિદ્યા શીખવાથી તને પૈસા મળી જશે શું?'

'તમે જ કહો, હું શું કરું!'

'હું વિદ્યા શીખ્યા પછી પણ ગામે ગામ શા માટે ભમતું છું?'

કંઈક વિચાર કરીને ગનુએ કહ્યું. 'તમારા ગુરુએ કહ્યું હશે કે વિદ્યાનો બીજો ઉપયોગ ન કરીશ.'

છેવટે, જ્યારે ગનુએ મદારીને કોઈ હિસાબે છોડયો જ નહીં ત્યારે તેણે કહ્યું 'જો તું ખાસી શકે છે, તો એક રૂપિયો લઈને પંઢરપુર જા. ત્યાં બુકસેલરને ત્યાંથી 'ઇન્દ્રજાલ' નામની ચોપડી ખરીદજે-એમાં એ વિદ્યા આપેલી છે.'

અને તે જ બપોરે ગનુ પંઢરપુર જઈને ઇન્દ્રજાલ લઈ આવ્યો. ને વાંચવા લાગ્યો. પહેલો મંત્ર એણે વાંચ્યો. સાથે સૂચના હતી કે, 'શનિવારે સવારે જંગલમાં જઈ નાગ-નાગણીના જોડાને મારવું પછી તેને નદી કિનારે લઈ જઈ એક કિનારે નાગને અને સામેના બીજા કિનારે નાગણને દાટી દેવા પછી સાત દિવસ બાદ નાગ દાટયો હોય ત્યાં ખોદવું ત્યાંથી એક રૂપિયો મળશે. તે પ્રમાણે નાગણની જગ્યાએ ખોદતાં અધેલો મળશે. તે બંનેને ઘરે જઈ છૂટા છૂટા રાખવા બસ, મંત્ર સિદ્ધ થઈ જશે. પછી રૂપિયા પાસે જેટલા રૂપિયા માગશો તેટલા મળશે, તે જ રીતે અધેલા પાસે જેટલા અધેલા માગશો તેટલા અધેલા મળશે'

બસ. પછી તો ગનુ નાગ-નાગણના જોડાની શોધમાં જંગલમાં રખડવા લાગ્યો. બે મહિના પછી એક ઠેકાણે નાગ નાગણીનું જોડું નજરે પડયું અને એણે મારી નાખ્યું.

સૂચના પ્રમાણે બંનેને નદીના જુદા જુદા કિનારે દાટીને ગનુ ખુશ થતો થતો પાછો ફર્યો. રસ્તે વાણિયાને ત્યાંથી બીડીનો જુડો ખરીદી રોફથી કહી દીધું: 'નામે લખી દેજો!'

'ના, પાટીલ; ઉધાર નહીં.'

'શું કહ્યું? તારી દુકાન કેટલાની, બોલ જોઈએ? અઠવાડિયા પછી આવજે તને રૂપિયામાં દાટી દઈશ.'

વાણિયા બિચારો ચૂપ રહ્યો. પછી હોટલે જઈને ચા પીને ગનુ ઘરે પાછો ફર્યો. અઠવાડિયામાં તો ગનુએ આખા ગામમાં ઢોલ મચાવી દીધો લોકો વિચાર કરવા લાગ્યા કે આની પાસે એકાએક આટલા પૈસા ક્યાંથી આવવાના છે!

અઠવાડિયું પૂરું થયું. રાત્રે પુષ્કળ વરસાદ વરસ્યો હતો. સવારે ગનુ નદી કિનારે પહોંચ્યો. નિશાનીના પથ્થર શોધવા લાગ્યો પણ ક્યાંય પત્તો લાગ્યો નહીં નદીમાં પૂર આવવાથી બધું વહી ગયું હતું.

ગનુએ હાથ મસળતા મસળતાં બળાપો કર્યો: આ વરસાદે બધું બગાડી નાખ્યું! ભગવાને તો આપ્યું પણ ભાગ્યે છીનવી લીધું. હવે શું કરું!

પ્ર.: હૃદયમાં ઊંડે ઊંડે શું ધારણ કરવું જોઈએ?

ઉ.: ગુરુનાં વચનો.

પ્ર.: ગુરુ કોણ છે?

ઉ.: જે સત્ય જાણે છે અને જે પોતાના શિષ્યોના કલ્યાણમાં લગાતાર મંડ્યો રહે છે તે.

પ્ર.: મનુષ્ય માટે લાભકારી શું છે?

ઉ.: ધર્મ

પ્ર.: ચોર કોણ છે?

ઉ.: ઇન્દ્રિયો પર વિજય મેળવનારી ચીજો.

પ્ર.: શત્રુ કોણ છે?

ઉ.: આળસ.

પ્ર.: પૂરેપૂરો અંધ કોણ છે?

ઉ.: લોભી.

પ્ર.: માન મર્યાદા કોને મળે છે? કેવી રીતે મળે છે?

ઉ.: યાચના ન કરનારને, યાચના ન કરવાથી.

પ્ર.: અસીમ શું છે?

ઉ.: સ્ત્રી-ચરિત્ર.

પ્ર.: મનુષ્યને દુઃખી કોણ કરે છે?

ઉ.: તેનો અસંતોષ.

પ્ર.: મૂંગો કોણ?

ઉ.: જે, યોગ્ય સમયે મધુર વાણી બોલી શકતો નથી તે.

પ્ર.: ભેટ શું છે?

ઉ.: જે વિના માગ્યે આપવામાં આવે તે.

પ્ર.: મિત્ર કોણ છે?

ઉ.: જે પાપ કરતાં રોકે તે.

પ્ર.: સૌન્દર્ય શું છે?

ઉ.: ચારિત્ર્ય.

પ્ર.: વાણીને સુંદર કોણ બનાવે છે?

ઉ.: સત્ય.

પ્ર.: ચિંતામણિ જેવું દુર્લભ શું?

ઉ.: મધુર શબ્દાવલિયુક્ત ઉપકાર, ગર્વરહિત જ્ઞાન, સાહસ અને ત્યાગયુક્ત ધન.

પ્ર.: દયાજનક શું છે?

ઉ.: કંજૂસાઈ.

પ્ર.: વિદ્વાનોને કોણ આકર્ષે છે?

ઉ.: સત્કાર્ય અને પ્રતિભા.

પ્ર.: લક્ષ્મી કોની ઇચ્છા કરે છે?

ઉ.: જેના વિચાર, ક્રિયાશીલ અને વ્યવહાર શુદ્ધ છે, તેની.

પ્ર.: શ્રીરામથી યે વધારે શૂરવીર કોણ?

ઉ.: કામદેવનાં બાણો સહન કરી શકે તે.

પ્ર.: મુખ્ય તીર્થ કયું?

ઉ.: મનનો મેલ ધોઈ નાખે તે.

પ્ર.: નર્ક એ શું છે?

ઉ.: બંધન.

પ્ર.: આફત કોણ લાવે છે?

ઉ.: અભિમાન.

પ્ર.: મૃત્યુથી યે અજાણ્યું એવું શું છે?

ઉ.: અજ્ઞાન.

પ્ર.: પૈસાથી પણ જેનું મૂલ્ય ન આંકી શકાય એવું તે શું છે?

ઉ.: સમયસર મળેલી સહાય. (તેનું મૂલ્ય ક્યાંથી ય આંકી ન શકાય).

પ્ર.: મૃત્યુ સુધી શું ડંખે છે?

ઉ.: ગુપ્ત પાપ.

પ્ર.: સંસાર પર કોણ વિજય મેળવી શકે?

ઉ.: જે ખરેખરો ધૈર્યવાન છે.

પ્ર.: દેવતાઓ પણ જેની પૂજા કરે એવો કોણ?

ઉ.: દયાળુ.

પ્ર.: દરેક પ્રાણીઓને કોણ જીતી શકે છે?

ઉ.: જે સાચો, મધુર ભાષી, અને નમ્ર છે.

પ્ર.: અંધ કોણ?

ઉ.: જે શિક્ષિત હોવા છતાં બીજાનું અહિત કરે તે.

પ્ર.: બહેરો કોણ છે?

ઉ.: જે સજ્જનોની વાત નથી સાંભળતો તે

પ્ર.: હમેશાં જીભે રાખવા જેવું શું?

ઉ.: હરિનામ.

પ્ર.: મુખ્ય શત્રુ કોણ છે?

ઉ.: કામના.

પ્ર.: સૌની માતા કોણ છે?

ઉ.: ગાય.

પ્ર. સેના શું છે?

ઉ સાહસ.

પ્ર. યમરાજ કોણ છે?

ઉ અસારતા

પ્ર. ઝેર કયા છે?

ઉ દુષ્ટ માણસોમાં

પ્ર. નિર્ભયતાનું કારણ શું?

ઉ વૈરાગ્ય.

પ્ર. ભય કયાં છે?

ઉ ધનમાં

પ્ર. ભગવાન સૌથી વધારે કોને ચાહે છે?

ઉ જે પોતા માટે કે પારકા માટે, પીડાની વાત જ વિચારતો નથી, તેને.

પ્ર. મોટું કોણ છે?

ઉ જે ધર્મના સત્યને જાણતો હોય તે પછી ભલે તે ઉમ્મરમાં નાનો હોય છતાં વાસ્તવમાં તે મોટો છે

☆

## મૂંઝવતું ગામડું

મૂળ ગામડાના પણ ધંધાર્થે મુંબઈ વસતા એક ભાઈ કામ અંગે ગામડે આવેલા નાનપણમાં જ મુંબઈ જવાનું થયેલું એટલે ગામડે ગોઠે નહી કામ તો એક દિવસમાં પતી ગયું પણ એક દિવસમાં ગામ છોડાય નહી બોમ્બા જેવડા ગામમાં ઓળખાણ પીછાનના પાંચેક ઘર ત્યાં આવજા કરે તોય સમય નીકળે નહી વળી ચોમાસાની મોસમ ભાઈ યુવાન હતા. ધંધાર્થે મુંબઈમાં પાંચ વાર ઝડપી વાહનમાં બેસીને આંટાફેરા કરવાની ટેવ, અહી તે પોણા કલાકમાં ગામ આખુ ફરી વળાય. એ તો બે દિવસમાં જ કંટાળ્યા. ત્રીજે દિવસે જ સવારે ઊઠ્યા તો મુંબઈ તરફ ઉપડવાનું નક્કી કર્યું ગામને રેલ્વે સ્ટેશન નહી, નજીકના સ્ટેશને પહોંચવા માટે ગામડેથી પસાર થતી બસમાં જવું પડે ભાઈ બિસ્તર લઈને મોટર સ્ટેન્ડે (સ્ટેન્ડ કેવું? બસ ઊભી રહે તે જગ્યા જ!) ઊભા બસ આવી પણ નીકાર એક પણ ઉતારુને સંઘરી શકે એમ ન હતી એટલે સીધી જ ચાલી ગઈ! ભાઈને ગુસ્સો તો એવો ચડ્યો કે ન પૂછો વાત!

અને એમનો કંટાળો પરીસીમાએ તો ત્યારે પહોંચ્યો કે જ્યારે સાંજની બસ પણ એમને લીધા વિના જ વહી ગઈ!

મુંબઈમાં એના અનુભવો નોંતા થતા એવું નહી પણ ત્યાં તો ટ્રેન નહી તો ટ્રામ, અને તેય નહી તો બસ અને તેય ન હોય ત્યારે ટેક્ષી તો હોય જ અહી તો મોડું મોડું થાય તો જ ચાર પાંચ કલાકે સ્ટેશને પહોંચાય એમને વિચાર આવ્યો 'આ ગામના લોકો આવી પરિસ્થિતિમાં આટલા શાંત શી રીતે જીવી શકે છે! આપણાથી તો આવા ઊંડા ગામમાં થોડા દિવસ પણ આવી પરિસ્થિતિમાં રહી ન શકાય શહેરમાંયે બસ સ્ટેન્ડે કલાક ઊભવું પડે એવું હવે સહજ બને છે છતાં આમ આ માં દિવસ બગડતો નથી અરે મારી સાથે જિલ્લા કોર્ટમાં કેસ અંગે હાજર થવા ગયેલો પેલો પટેલ કેટલી હેરાનગતિ ભોગવી સ્ટેશને પહોંચ્યો હશે? અને આ બસ પણ થોડા વર્ષથી જ થઈ છે તે પહેલાં તો આ લોકોની પ્રવાસની અગવડ કેવી ય હશે'

એના ગામડાના યુવાનો જેમને ભણવાનો શોખ જાગે છે અને ઉચ્ચ શિક્ષણ માટે કોઈ શહેરમાં જાય છે અને ત્યાં પાંચ-સાત વર્ષ ગાળી આવે છે તેને પણ પછી ગામડું ગોઠતું નથી ઘરે ખેતી હોય તો યે એને શહેરમાં ક્યાંક નોકરી કરવાનું જ ગમે છે ગામડિયામાં જે થોડાજ ઓછા સાધનોથી ચલાવી લેવાનો સ્વભાવ હોય છે એ બધું શહેરની ધમાલ દોડધામ અને અનેક આકર્ષણોમાં વહી ગયું હોય છે

ગામડાના યુવાનોમાં જેમ જેમ શિક્ષણ ફેલાતું જશે અને તે માટે પાંચ સાત વર્ષ શહેરમાં ગાળી આવ્યા પછી એમાંના બહુ ઓછા ગામડામાં ઠરીઠામ થશે તેય ના છૂટકે આજે 'ગામડાં તરફ વળો' એમ કહેવામાં આવે છે છતાં દોટ શહેર તરફ જ છે અને ગામડામાં અનિવાર્ય એવી સુખ સગવડ ને સવલતના સાધનો નહિ નહી ખેતી સિવાય બીજા ધંધા નિકળે નહી તો એ દોટ ચાલુ જ રહેવાની છે

☆

સૂણવા ના શાંતિની સરગમ મળે, જિંદગીને રાહમાં નિત યમ મળે,
એ જ છે વિજ્ઞાનયુગની સંસ્કૃતિ? દૂધ શું માગું, અને એટમ મળે!

'અનુપમ' વાલોડી

# અપકારનો બદલો

લલિતકુમાર શાસ્ત્રી

ઘરેથી નીકળ્યો ત્યારે મન ઘૃણાથી ભરેલું હતું બપોરે આવકવેરા અધિકારીએ મને રૂબરૂમા બોલાવ્યો હતો આગલા ત્રણ વર્ષોનો આવકવેરો મારે ભરવાનો બાકી છે એવી જાણ કરતો એમની ઓફિસનો મારા પર પત્ર હતો તેનો મે જવાબ આપીને, ખતે ઑફિસ જઈને, કારકુનોને મળીને, ઇન્સ્પેક્ટરને મળીને અમને સમજાવવાનો પ્રયત્ન કર્યો હતો કે તમે મારા પર જે 'બાકી' કાઢો છો તે ખોટી છે

મુખ્ય વાત તો એ છે કે મને અસત્ય પ્રત્યે ખૂબ સૂગ છે અને તેમા સરકારી કરચોરીને, જગતમા જેટલા પાપ આચરાય છે તેના કરતા મોટું ગણુ છુ 'આવકવેરો ભરવામા સરકારની મે કરચોરી કરી નહોતી એટલે મારો આત્મા મને ડખતો નહોતો પણ જે ધક્કા થતા હતા અને હેરાનગતિ થતી હતી તેનાથી હુ પરેશાન બની ગયો હતો

એ ઑફિસના કારકુન તથા ઇન્સપેક્ટરની આ 'બાકી' કાઢવામા શુ દાનત હતી તે હુ સમજી શક્યો હતો તે લોકો મારી પાસે થાકા રૂપિયા કઢાવવા ઇચ્છતા હતા અરે! એક દિવસ એક કારકુને તો કહ્યુ પણ ખરુ, 'સોની ત્રણ નોટનુ કામ છે તમે આ ધક્કા ફેરામાથી અને 'બાકી' ની લપછપમાથી છૂટી જશો ' તે પછી થઈ આવ્યુ કે સો રૂપિયાની ત્રણ નોટ ઢીલી કરુ અને આ મલા ટાળુ પણ પછી તો આવો લાચ આપવાનો વિચાર કરવા બદલ મારો 'માંહ્યલો' મને ફપકારવા લાગ્યો

પછી તો મે ખૂબ જ હિંમતપૂર્વક મારી આ વાત આવકવેરા અધિકારીને લખી અને તેમા લખ્યુ કે જો મને ખોટી કનડગત કરવામા આવશે તો હુ આગળ પગલા ભરીશ પણ પત્ર લખ્યા પછી મને અભ્યાસ થયો મારુ કે આવકવેરા અધિકારીનુ 'નામ' સાભળતા જ મને થયુ કે આ બાબતમા મારે કંઈ ચાલવાનુ નથી જો કે હજી સુધી એમને રૂબરૂ મળ્યા નહોતો પણ જો હુ ધારુ છુ તે જ હોય તો એ 'મુરલીધર ચૌહાણ' મારા પર જરૂર વેર લેશે એમ મને થતુ હતુ

એનુ એક સબળ કારણ હતુ હુ અને મુરલીધર એક જ ગામના એક જ નિશાળમા ભણેલા જો કે એ હરિજન હોવાથી એને વર્ગની બહાર બેસીને ભણવુ પડતુ હુ નાનો હતો ત્યારે જો ગર્ભ પ્રત્યે મને વધારેમા વધારે ઘૃણા થતી તો તે મુરલીધરને જોઈને એની સાથે વાત કરવાની તો બાજુએ રહી પણ એની સામે જોવુ એ પણ હુ પાપ સમજતો આ વિચારની પાછળ મારા ઘરના સસ્કાર કામ કરતા હતા

એક તો હુ ચુસ્ત બ્રાહ્મણનો પુત્ર અને બા મરજાદી ધર્મ પાળે અબોટિયુ પહેર્યા સિવાય ભગવાનને ન અડાય અને ભોજનને પણ ન અડાય હરિજનનો પડછાયો અમારા શરીર પર પડે તો ય નહાવુ પડે અને તે ભૂલાય તો ઘણુ પાપ તો લાગે જ એમ બાપા ઘણીવાર કહેતા. પિતા, ગામમા પંડિત તરીકે પૂજાતા એટલે હુ મારી જાતને 'મોટો'–ખૂબ જ મોટો માનતો

એટલે મુરલીધરને હુ વર્ગ બહાર જે ખૂણામા બેસવાનુ કહુ ત્યા જ બેસવુ પડતુ મને થતુ હતુ 'એ નીચ' શુ ભણવાનો છે? પંડિત થવા નીકળ્યો છે તે પંડિતાઈ અમરી નીકળી જશે''

હુ ઘણી વાર વિદ્યાર્થી મિત્રો સાથે એના નામની મશ્કરી કરતો 'જુઓને બાઈસાહેબને નામ કેવુ રાખ્યુ છે મુરલીધર નીચ થઈને ભગવાનનુ નામ ધારણ કરતા શરમ નહિ આવી ભાઈને પેન પકડતા તો આવડતુ નથી ને મુરલી ધારણ કરવી છે!' અને પછી હુ મોટેથી બૂમ પાડીને 'મુરલિયા મુરલા ...... ' શબ્દોથી બોલાવતો ત્યારે એ નીચા મૂઢી કરીને કહેતા મને બોલાવ નહિ'

ત્યારે હુ કહેતો જા જા, કંઈ નથી ... અમરથી જ બોલાવતો હતો '

પણ તે દિવસ પછી એને કોઈએ 'મુરલીધર' નામ બોલાવ્યો હોય એવુ મારી જાણમા નથી બધા એને 'મરો' જ કહેતા

નિશાળના દિવસોની જ એક વાત છે હુ ચોથુ છુ ત્યા સુધી એ બનાવે મુરલીધરના દિલને મોટો ઘટ પહોંચાડ્યો હતો બન્યુ એવુ કે તે દિવસોમા મારે ચાર આનાની ખાસ જરૂર હતી કારણ કે એક ચોકલેટને છ મહિનાથી આપવાના બાકી રહેતા ચાર આના આપ વાનો તે દિવસે છેલ્લો વાયદો હતો જો હુ ચાર આના

પટાવાળાએ મને જાણ કરી એટલે હું અંદર જવા તૈયાર થયો. જો કે મને આટલો જલદી બોલાવ્યો તેને માટે મને આશ્ચર્ય જરૂર થતું હતું. મને થયું : 'એને જલદી વેર લેવું હશે. એટલે જ બહાર કારકુને મારી સાથે લુખ્ખી-ભરી વાત કરી અને અંદર એ...'

હું રજા લઈ અંદર ગયો ત્યારે મન અનેક તર્ક વિતર્કમાં ગૂંથાયું હતું. મને આવકાર મળ્યો; પહેલાં ગંભીરતાથી અને પછી સ્મિતથી. એ મને ઓળખી ગયો હતો. મારા તરફ હસીને કહે : 'તમે જ શ્રીધર પંડિત ને?' મેં હકારમાં માથું ધુણાવ્યું. હું એના હસવાનું રહસ્ય હજી સમજી શક્યો નહોતો. પણ પછી થયું : આજના માણસો દેખીતી રીતે નહિ પણ હસીને, છૂપી રીતે વેર લે છે. મારી ધૃણા કાયમ જ રહી. એનો બીજો પ્રશ્ન હતો : 'તમે રંગપુરના ને?'

મારો જવાબ 'હા' હતો.

પછી તો એણે આગળ ચલાવ્યું : 'તમને યાદ છે કે તમારી સાથે એક મુરલીધર ચૌહાણ...અરે સોરી, 'મુરધા' નામનો છોકરો ભણતો હતો?'

'અરે સાહે...બ' આમ કેમ બોલો છો? મને બરાબર યાદ છે. મેં તમને ખૂબ દુઃખ દીધું હતું.' મારે એને સાહેબ નહોતો કહેવો છતા કહેવાઈ ગયું.

દુઃખની વાત જવા દો. મને તો તમને મળીને ઘણો આનંદ થયો છે. તમારો કેસ તો બહુ સામાન્ય, નાનો છે એટલે એ કાગળો પર મારી નજર પડવા સંભવ નહોતો. પણ એક દિવસ પરબિડિયા પર તમારું નામ વાંચી ખૂબ વિચારમાં પડ્યો કે નામ પરિચિત છે પણ કંઈ યાદ આવે નહિ. અને પછી જ્યારે યાદ આવ્યું ત્યારે તો જલદીથી યાદ આવ્યું. તમને મળવાની મને તાલાવેલી લાગી. બાળપણના ગોઠિયાને મળવાનો આનંદ કોને ન થાય?'

ત્યારે હું મનમાં વિચારતો હતો : 'હા ભાઈ હા, આનંદ કેમ ન થાય? વેર લેવાનો ઠીક લાગ મળ્યો છે તે!'

પછી તો એણે મારી વીગત ખૂબ જ રસથી સાંભળી ...પછી કારકુન પાસે ફાઈલ મંગાવી. અને એમાંના મારા કાગળો પર યોગ્ય 'શેરો' પણ મારી દીધો. હું બહુ આશ્ચર્ય સાથે જોતો જ રહ્યો. બહાર મુલાકાતીઓ વધતા જતા હતા પણ અમારી વાતો ખૂટતી નહોતી. તે છતા તેણે પેલી ચોરીનો બનાવ વચ્ચે લાવવાનો એક પણ વાર પ્રયત્ન ન કર્યો તેમ જ મારા એના પ્રત્યેના ખરાબ વર્તનની વાતે ય ન ઉખેળી ત્યારે મનમાં આશ્ચર્ય ઉપર આશ્ચર્યનાં પડ બાઝયે જતાં હતાં.

છેલ્લે એણે કહ્યું : 'ભાઈ, એક વાતનો તો હું તમારો જેટલો ઉપકાર માનું એટલો ઓછો છે. આજ પણ મને યાદ છે કે તે દિવસે જો તમે માસ્તર સાહેબને નિશાળના મારું ભણવાનું ચાલુ રહે તે માટે આગ્રહ ન કર્યો હોત તો મારે નિશાળ છોડવી પડત અને આજે જે સ્થાન પર છું તે સ્થાન તો શું પણ તેનાથી કેટલી યે નીચી કક્ષાએ હોત કે કેમ તેની શંકા છે.' એમ કહી એણે મારા બન્ને હાથ એના હાથમાં લઈ કહ્યું : 'આજે વાતાવરણ ફરી ગયું છે. ગાંધીજીના કારણે અમારી જાતિની પરિસ્થિતિ ફેરવાઈ રહી છે છતા મારા અડકવાથી તમારે નહાવું પડ્યું હોય તો ભલે નહાજો. પણ એકવાર મને તમને ભેટી લેવા દો. તમારો ઉપકાર ભુલાય તેમ નથી.' મારું મન બેભાન થઈ ગયું હતું. મને મારી જાતની શરમ લાગી. ભેટવા બાદ મેં એમને પાછા ખુરશી પર બેસાડ્યા.

મૌન દ્વારા મેં વિદાય લીધી ત્યારે આખે રસ્તે મારા મનમાં એક પ્રશ્ન ઊઠતો હતો : જેને મેં ખૂબ જ દુઃખ દીધું, અસ્પૃશ્યકારી, નીચ કહી ધિક્કાર્યો, ખોટો ચોરીનો આરોપ મૂક્યો અને એ રીતે અપકાર કર્યો તે છતાં એ માનતી તે બધી વાતો યાદ ન કરતાં પોતાનું ભણવાનું ચાલુ રહ્યું તે માટે મારો ઉપકાર માને છે!

ઘરેથી ગયો ત્યારે અને પાછો ફર્યો ત્યારે મારી મનો દશામાં તફાવત પડી ચૂક્યો હતો. ઘરમાંથી જ્યારે બહાર નીકળ્યો હતો ત્યારે મન 'અપકાર'ના વિચારોથી ભરેલું હતું જ્યારે ઘરમાં પાછો પ્રવેશ્યો ત્યારે આત્મા પર 'ઉપકાર'નું આવરણ ચડી ગયું હતું...

અપકારનો બદલો આવો પણ કોઈ વાળે તે તો ત્યારે જ જાણ્યું.

☆

પુરુષાર્થ કર કેવળ પદાર્થો પામવાનો નહિ,
સૌમાં છુપાયાને પ્રકટ કર, પ્રાપ્ત કર

શહેરના સુશિક્ષિત લોકો તો સવારે દાતણ કરતા જ હાથમા છાપુ લે છે ને જોયો શુ કહ્યુ, કોના ભાવ ચઢ્યા ગતવર્ષે પરદેશમા શુ થાય છે—એ જાણવા માડે છે અને ક્યારેક ચર્ચા વિચારણામા પણ પડી જાય છે અને એમા કોઈ ને કોઈ પ્રકારે રાજકારણ આવી જ જાય છે રાજકારણ વિશે જેણે આખા દિવસમા એક શબ્દ ન કહ્યો હોય કે જરા વિચાર સરખો ન કર્યો હોય એવો કોઈ વેપારી નહી મળે

ઘડીભર લાગે કે રાજકારણ જ પ્રથમ અને છેવટ છે

વાસ્તવમા એવુ છે શુ? ના પાક ઓછો ઊતરે તો અનાજના ભાવ ઊંચા જાય કાપડ કપાસ, તેલ આદિ ચીજો પણ મોઘી થાય કેમકે માણસની એ મૂળભૂત જરૂરિયાત છે, એ ઉત્પન્ન કરે છે ખેડૂત અને કારીગર વર્ગ—ટૂકમા મહેનતુ વર્ગ, અને આમ જુઓ તો સમાજનો બધો વ્યવહાર તો સમાજને માટે કોઈ ને કોઈ રીતે શ્રમ કરનાર વર્ગ પર જ ચાલે છે રાજકારણે કદી અનાજનો એક કણ ઉત્પન્ન કર્યો છે? એક તાર કપડુ તૈયાર કર્યું છે? એકાદ ટીપુ વરસાદ પણ પાડી શક્યુ છે? નહી છતા આજે તે જ જાણે જીવનઆધાર જેવુ થઈ પડ્યુ હોય એવુ જણાય છે

આ દેખીતી રીતે જ કૃત્રિમ પરિસ્થિતિ છે દુનિયાને કોઈક ઊંધે પાટે ચડાવી દીધુ છે કે છતી છતે અછત વરતાય એવુ થઈ પડે છે કારણ? રાજકારણ! પહેલા જેવુ રાજકારણ નહી યાત્રિક ઔદ્યોગિક ક્રાતિ અને અણુક્રાતિ પછીનુ વર્તમાન રાજકારણ!

જગતની સમૃદ્ધિ શાતિ માનવજાત માટે કોઈ ને કોઈ પ્રકારનો પોષક ઉત્પાદક શ્રમ કરનાર વર્ગ પર અવલબે છે માણસની સ્થૂળ અને સૂક્ષ્મ જરૂરિયાતો પૂરી પાડનાર વર્ગ પર અવલબે છે પણ આજે પરિસ્થિતિ એનાથી ઊલટી જણાય છે જગતની સમૃદ્ધિ કે બરબાદી શાતિ કે અશાતિ, જગતના રાજકારણ પર અવલબે છે!

ડોસીમા પછી ડોસીનો ધણી થઈ બેસે એવો ઘાટ આજે થયો છે

જગતની સમૃદ્ધિ જેના પર અવલબે છે તે પોતાનુ ખરુ સ્થાન ખોઈ અસહાય દશામા મુકાઈ ગયા જેવુ થયુ છે

પ્રજાએ શાસકવર્ગની જોહુકમી આ અગાઉ પણ ઇતિહાસમા અનેક વાર જોઈ છે, સહી છે પણ રાજકારણની સીધી દખલગીરી આજ જેવી અગાઉ તેણે જોઈ નહી કે કેમ એ શકાસ્પદ છે

એકાદ રાજાની જોહુકમી તે પ્રદેશની પ્રજાને સહન કરવી પડતી પણ આજે તો એવી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે કે દુનિયાનો એકાદ મોટો દેશ માથુ ફેરવે તો આખી દુનિયા ભયમા મુકાય તે જ રીતે એક મહાન દેશની અર્થનીતિ પણ બીજા દેશમા રોજ રોજ અસર કરે પરિણામે આખા માનવસમાજ પર જાણે રાજકારણની ધાક બેસી ગઈ છે અને મૂળભૂત જીવન મૂલ્યો આગળનુ સ્થાન છોડી પાછળ ચાલ્યા ગયા જણાય છે—પ્રથમ હરોળ આખી રાજકારણે સર કરેલી જણાય છે

નિ:શક રૂપે માનવજાતિ માટે આ સારુ લક્ષણ નથી

રોજ છાપુ ઉઘાડીએ તો પ્રથમ શુ નજરે પડે છે? સ્થાનિક દેશ પરદેશના રાજપુરુષોના મતવ્યો આદેશો કે વિચારો માનવજાતિની ભલાઈનો બધો બોજો જાણે એમણે ઉપાડી લીધેલો જણાય છે! એવા એકાદ રાજપુરુષનુ એકાદ વચન ઉચ્ચારણ સમાજના સ્તરને દહેશતક કરી શકે છે!

માનવ શિક્ષણથી સસ્કારી થાય છે, અને શ્રમથી પોતાની ને સમાજની—પરિણામે દેશની સમૃદ્ધિ ને સસ્કારિતા વધારે છે આ જગત આજે જેટલુ ય રૂડુ લાગતુ હોય તો માણસના આ બે ગુણોને કારણે નિશ્ચિત

માણસની ભૌતિક જરૂરિયાતો પૂરી પાડનારા વિવિધ જાતના શ્રમ કરનારાઓ અને તેની આતરિક, આત્મિક જરૂરિયાતો પૂરી પાડનારા શિક્ષકો વિવિધ કળાના સ્વામીઓ સાહિત્યકારો, આધ્યાત્મિક વિભૂતિઓ ધર્મ આદિ માનવ સમાજનો મુખ્ય આધાર છે એ સૌના આધારે માનવ સમાજ નિકસ્યો છે ટક્યો છે અને સમૃદ્ધ થયો છે

સત્તા કે રાજકારણ તો માનવ સમાજની વ્યવસ્થાનો બહુ નાનો ભાગ છે પણ આજે એનો તોર ગાડા નીચે ચાલતા કૂતરા જેવો છે—ગાડુ પોતે ખેંચી રહ્યો છે એમ માની અક્કડ ગરદને ચાલતા શ્વાન જેવો છે

અગાઉ કરતા ભૌતિક સમૃદ્ધિની આટલી વિપુલતા જ્ઞાન વિજ્ઞાનના વિકાસ છતા માનવજાત સાચી શાતિ કે

સમૃદ્ધિનો અનુભવ કરતી નથી.

એનું કારણ અતિ કેન્દ્રિત સત્તા, રાજકારણ અને યંત્રોદ્યોગે ફેલાવેલી જગતક્રાંતિ અને તેને કારણે ફેલાયેલી સમાજરચના આદિ સાથે શિસ્ત અને નીતિનાં શિથિલ થયેલાં ધોરણો પણ છે.

પાંચસો માણસો શાંતિથી બેઠા હોય, વિચારવિનિમય કરતાં હોય કે ભજન કરતાં હોય ત્યાં પોલીસની હાજરીની જરૂર નથી, પણ માત્ર એ જ માણસ લાકડી ઉછાળતા હોય તો પોલીસની હાજરી અનિવાર્ય થઈ પડે છે. જીવનનાં બધાં ક્ષેત્રોમાં રાજકારણની હાજરી આવાં કારણે પણ હોય એ સ્વીકારવું જોઈએ. અને જ્યારે એમ થઈ પડે, તે અનિવાર્ય થઈ પડે ત્યારે સૌની નજર તેની તરફ જાય એ સ્વાભાવિક છે.

સાચી વિદ્યા માણસને મુક્તિ અપાવે છે. પણ આજના વિદ્યાર્થીને તો તેનો શિક્ષક નહીં પણ કોઈ રાજપુરુષ જીવનમુક્તિનો માર્ગ બતાવશે એવું લાગતું જણાય છે, અને તેની એકાદ હાકલે તે ભણતર છોડીને કોઈક કલ્પેલા યુદ્ધનો લડવૈયો થઈને ઉન્માદના ખેલો કરે છે.

વેપારની ઉન્નતિનો આધાર તેનો ગ્રાહકવર્ગ છે, પણ તે તો આયાત-નિકાસની નીતિ પર પોતાની કમાણી ને વેપારનો આધાર જુએ છે!

આમ ક્યા ક્ષેત્રમાં પહેલો વિચાર રાજકારણનો નથી, તે જ કહેવું મુશ્કેલ છે!

મૂળભૂત જીવનમૂલ્યો પરની શ્રદ્ધા ડગી જઈને જાણે રાજકારણ પર સ્થિર થઈ હોય એવી શંકા જાય છે.

વાસ્તવમાં એવું હોય તો બધી વિદ્યા ભણ્યા પછી યે, જીવનમુક્તિ તો ઠીક, જીવનની સાચી શાંતિ અને સમૃદ્ધિ પણ અનુભવી શકીશું કે કેમ, એ પ્રશ્ન છે.

વિનોબાજી કહે છે કે અયોધ્યા પર રાજ કરનાર રાજા રામ નહીં પણ વાલ્મીકિ અને તુલસીદાસના રામ પ્રજાના હૃદય પર રાજ્ય કરે છે, અને તે જ તેને યુગોથી પ્રાણશક્તિ પૂરી પાડે છે. આ કથનમાં વિનોબાજીએ ઘણું કહી દીધું છે, રાજકારણનું સાચું બળ વાસ્તવમાં કેટલું ઓછું છે—એનું સ્થાન ક્યાં છે, તે બતાવી દીધું છે.

આપણા દેશનો મધ્યયુગ અંધાધુંધીનો યુગ મનાય છે. અને છતાં તે કાળમાં આ દેશમાં અનેક સ્થાપત્યો થયાં છે, કળાઓ વિકસી, વિસ્તરી છે, અને પ્રજાને, બંગાળે જે ભીષણ દુષ્કાળ જોયો, અને જે ભીષણ ખુવારી સહન કરી, એવો અનુભવ નથી થયો. કેમકે ત્યારે રાજકારણ પ્રજાના ઘરેઘરમાં પ્રવેશ્યું ન હતું. પ્રજાના એકે એક માણસ પર તેની સીધી અને તત્કાળ અસર પહોંચતી ન હતી. ભારતના હૃદય જેવું ગામડું ત્યારે, રાજા બદલાતો તો ય, તેવું તે જ રહેતું. જનસમાજ તેનો તે જ રહેતો. પ્રજાસત્તાક રાજ્યની અસર જેમ ઘરેઘર પહોંચે છે તેમ, ગમે તેવા સત્તાશોખીન, પોતાની આણ વર્તાવનાર રાજાની ય અસર પ્રજાના પ્રત્યેક સ્તર સુધી પહોંચતી ન હતી. તેના રોજરોજના વ્યવહારમાં સીધી અસર કરતી ન હતી.

આજે માનવસમાજ વિકાસને એવે તબક્કે છે કે ત્યાંથી તે પાછો ફરી શકે તેમ નથી. તેણે ફરવું પણ ન જોઈએ. છતાં પોતે જે રસ્તે છે તે સાચે જ વિકાસનો રસ્તો છે કે અંધાધુંધીનો, અવ્યવસ્થાનો રસ્તો છે, તે જરા થોભીને જોવું વિચારવું ઘટે.

અને અહીં જ ગાંધીવિચાર મદદે આવશે. મૂળભૂત જીવનમૂલ્યો શાં છે તે સમજાશે અને માનવજાતના સાચા, સુખી જીવન માટે તે જ ઉપયોગી જણાશે.

આમાં ભૂતકાળમાં પાછા ફરવા જેવું છે જ નહીં.

માણસ સવારે ભોજન કરે છે અને સાંજે પણ ભોજન કરે છે. શું સાંજે ભોજન કરનારો ભૂતકાળમાં—સવારમાં—સરી પડે છે? નહીં જ. તેમ, જે મૂળભૂત જીવનમૂલ્યો થોડાઘણા અંશે આપણે સ્વીકાર્યાં હતાં અને તેનાથી જીવનનો આનંદ અને સમૃદ્ધિ અનુભવ્યા હતાં તે જીવનમૂલ્યો ફરી સ્વીકારવામાં, સ્થાપિત કરવામાં ભૂતકાળમાં પાછા ફરવા જેવું છે જ નહીં.

યુદ્ધે ચડેલો રાજા રથે ચડે છે ખરો, પણ ફરી તે રથમાંથી ઊતરે જ છે. કેમકે, રથે ચડીને રહ્યે જવું પડે તે સ્વાભાવિક પરિસ્થિતિ નથી. રથ છોડેલો હોય અને રાજસભામાં દેશોન્નતિનો વિચારવિનિમય કરવો એ જ સ્થિતિ રાજા માટે સ્વાભાવિક છે.

આખું જગત જાણે આજે રાજકારણના રથે ચડી રણક્ષેત્રે પ્રયાણ કરતું જણાય છે, આ વિષમ પરિસ્થિતિ છે—એ રથ છોડીને સૌ પોતપોતાને સ્થાને, પોતપોતાની રીતે, સમસ્ત માનવજાતિને કલ્યાણકારી એવો કોઈ ને કોઈ પ્રકારનો શ્રમ કરે, સૌના કલ્યાણનો વિચાર કરે અને એને જ મહત્ત્વ આપે, અને રાજકારણ જ્યાં રોકાતું હોય, જ્યાં એનું જેટલું સ્થાન હોય ત્યાં, તેટલે જ રહેશે તો આજના અંધાધુંધીમાંથી માનવજાત ઊગરીને શાંતિ, સમૃદ્ધિનો અનુભવ કરવા લાગશે.

કે બીજાં શક્તિધનાદિનો યોગ્ય વધારો કરતા છતાં તેનો ઉપયોગ સમાજને માટે જ કરવાનો રહે છે. એટલે તો તેમણે ધનિક અને મજૂરને તેમનાં ધન અને મજૂરીના ટ્રસ્ટી બનવા કહ્યું. પણ ગાંધીજીનો ટ્રસ્ટીશીપનો વિચાર આથી ય આગળ જાય છે. માણસે પોતાના શરીરને પણ સંપેતરું ગણવું અને તેનો સમાજસેવામાં ઉપયોગ કરી પ્રગતિ સાધવી એ જ સાચું લક્ષ્ય છે. શરીર ધનાદિની ક્ષુલ્લકતા બતાવી ચેતનાની વૃદ્ધિ અને ચેતનના પ્રગટીકરણને જ મુખ્ય માન્યું. ચેતન પોતાની શક્તિ સમજે તો જગતની વસ્તુઓની ક્ષુલ્લકતા તેને પ્રત્યક્ષ થઈ રહે. ચેતનના વિકાસની સાથે માણસનો સમગ્ર વિકાસ થાય અને ટ્રસ્ટીશીપની ભાવના તેને સહજ થઈ રહે. ગાંધીજીના જીવનમાં આમ જ બન્યું. એમની ચેતનાના વિકાસની સાથે જગતની વસ્તુઓ એમને ક્ષુલ્લક લાગતી ગઈ, એમાંથી એમની મમતા ઓછી થતી ગઈ અને ચેતનાની વૃદ્ધિ જ તેમને સર્વસ્વ થઈ પડી. ચેતનના અનુભવની સાથે પોતાની જાત, કુટુંબ તથા શક્તિ ધનાદિના પણ જાણે તેઓ ટ્રસ્ટી બની રહ્યા અને તેનો પૂરો ઉપયોગ સમાજને માટે જ કરતા રહ્યા.

**નવસર્જનોનો વિકાસ :**–ચેતનાના વિકાસથી સહજ રીતે જગત અને જાગતિક વસ્તુઓથી અલગતા જન્મે છે, તટસ્થતા પેદા થાય છે, તેમની મમતા છૂટે છે અને તેની સાથે જ તેમનો ઉપયોગ જવાબદારીપૂર્વક સમાજસેવામાં કરવાની ભાવના જન્મે છે. આ જ સર્વોદયી ભાવનાનું મૂળ છે, સત્યાગ્રહી પદ્ધતિનો આધાર છે. તેથી સર્વોદય, ટ્રસ્ટીશીપ અને સત્યાગ્રહી પદ્ધતિ ચેતનાવૃદ્ધિનાં દ્યોતક બની રહે છે, અને ચેતનાનો વિકાસ માનવનું મુખ્ય ધ્યેય બને છે અને અન્ય સર્વ તેનાં સાધન બને છે, અભિવ્યક્તિ બને છે. એનાથી વ્યક્તિ અને સમાજમાં જે વૃત્તિઓ, બળો અને વલણો દેખાય છે તેનું શુદ્ધિકરણ શક્ય બને છે. આ માટે સત્યાગ્રહી પદ્ધતિનો વધુ ને વધુ વ્યાપક અમલ, પ્રયોગ અને સંશોધન જરૂરી છે. અત્યારે ભૂદાન આંદોલન દ્વારા શ્રી વિનોબાજી અને પંચશીલ દ્વારા નેહરુએ સાધેલા આ સત્યાગ્રહી પદ્ધતિના વિકાસ પરથી એના ઉજ્જ્વલ ભાવિની મંગળ આશા બંધાય છે. એનો પાયો મજબૂત છે, ધ્યેય ઉચ્ચતમ છે. એટલે ગાંધી ફિલસૂફીનાં આ નવસર્જનોનો ઉત્તરોત્તર ઉત્તમ વિકાસ નિશ્ચિત છે જ.

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઓર્ડરથી કાર્યાલયના સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

અનુક્રમણિકા ............................................................ ૧૨ સપ્ટેમ્બર ૧૯૫૮



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# અમારાં પ્રકાશનો

## આવા હતા બાપુ [ ભાગ ૧-૨ ]

મૂલ્ય: દરેક ભાગનું પચાસ–પચાસ નયા પૈસા

પૂજ્ય બાપુજીની બહુમુખી પ્રતિભા અને વિરલ વ્યક્તિત્વના અનેક પાસાઓનો પરિચય કરાવતા પ્રેરક જીવન પ્રસંગોની પુસ્તિકાઓ.

## ગાંધી-ગુરુ

લેખક: શ્રી ગુરુદયાલ મલિક : મૂલ્ય: સવા રૂપિયો

શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની પ્રસ્તાવના 'ભક્તની અંજલિ'માં આ લખાણનું મહત્વ સમજાવતા લખ્યું છે:

"વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચન્દ્ર અને લીલા વિહારી કૃષ્ણચન્દ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમ જ ગુરુદયાળજી પણ ગુરુદેવ અને ગાંધીજી વચ્ચે અભેદ જુએ છે એમની એ અભેદ દૃષ્ટિ એમણે આ નાનકડી લેખમાળામાં અનેક રીતે વિશદ કરી છે"

## મસ્તીની પળોમાં

લેખક રતિલાલ–અનિલ : મૂલ્ય: પચોતેર નયા પૈસા

પોકેટ સાઈઝના, ઊંચા રંગીન કાગળ પર રંગીન શાહીમાં છાપેલ આ સુંદર મુક્તક સંગ્રહ વિશે જાણીતા વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી લખે છે:

"તમારાં કેટલાંક મુક્તકોમાં વિચાર અને રચનાની આકર્ષક ચારુતા છે. 'વિસાત માગીને,' 'કહેવાતું સ્વર્ગ,' 'કોને નમે?' જેવા એના ઉદાહરણો છે. 'ઇચ્છા,' 'અપમતા જેવું લક્ષણ–', 'મુનિના પથ્થરને,' જેવામાં ભાવનો ધ્વનિ આહ્‌લાદક છે "આત્મા સમૃદ્ધ થતા કરશે તેમતેમ તમારી કવિતામાં વધારે સૌન્દર્ય આવશે"

## ડમરો અને તુલસી

લેખક . રતિલાલ–અનિલ : મૂલ્ય: બે રૂપિયા

ગીતો, ગઝલો અને મુક્તકોના આ સંગ્રહની પ્રસ્તાવનામાં જાણીતા સાહિત્યકાર શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ લખે છે

"ભાઈ અનિલે પોતાની કવિતાઓને "ડમરો અને તુલસી" માન્યા છે.. એ પર્ણમંજરીમાં બે વસ્તુ જાહેર છે, ડમરાનું સૌરભ અને તુલસીનો તીવ્ર મધુર આસ્વાદ તે કરતાંય વિશિષ્ટ છે એ માનવ–જિંદગીના નમ્ર કવિની પર્ણમંજરીનો દ્રવ્યગુણ, જે અદૃશ્ય અર્થની પેઠે તેના પ્રત્યેક પર્ણમાં વ્યાપેલો છે અને તેનું પાન કરનાર પાઠક કે શ્રોતાને જીવનસ્વાસ્થ્ય માટે પથ્યકારક સત્ત્વ નીવડે તેવો છે"

## અલ્લાહના બંદાઓ

મુસ્લિમ સંતો, ઓલિયા, ફકીર અને ખલીફાઓના જીવનના પ્રેરણાદાયક પ્રસંગોનો સંગ્રહ, સરળ, રોચક બાનીમાં અને સુઘડ છપાઈમાં રૂપાયતન પ્રકાશન તરફથી પ્રગટ થયો છે. મૂલ્ય છ આના પોસ્ટેજ પાંચ નયા પૈસા

## ગાંધીજી સાથે જીવનયાત્રા : લેખક ગુરુદયાલ મલ્લિક

માનવવજીવનને હાથે ને હાથે લઈ જવાની પ્રેરણા આપતા બાપુના આદર્શોને સુબોધ પ્રસંગવર્ણનમાં ગૂંથી લેવામાં આવ્યા છે.. મૂ. ૨૦ નયા પૈસા

**રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ**

## આસક્તિ–મુક્તિ

પંચાવન વર્ષનો એ વનવાસી આદિવાસી ખેડૂત, વિનોબાની તૈયારીમાંથી મોડી રાતે બે કલાકની ગાપચી મારી પોતાને ગામ જઈ આવીને સવારે પાંચ વાગે સામાન ફેરવવાની ફરજ પર હાજર થઈ ગયો.

કોઈએ પૂછયું તેના જવાબમાં ખુલાસો કર્યો, "મારો પચ્ચીસ વર્ષનો છોકરો વધારે માંદો હતો. એ ગઈ કાલે મટી ગયો (મરી ગયો). બીજા લોકોએ બાળ્યો તો હતો પણ હું જરા ઘેર જઈ આવ્યો ને ટાઢું કરી આવ્યો (ચેહ પર પાણી રેડી આવ્યો)."

સાંભળનાર મોંમાં આંગળા જ ઘાલી ગયો. પચ્ચીસ વર્ષના જુવાન જોધ દીકરાના મૃત્યુનો શોક આ પંચાવન વર્ષના વૃદ્ધ પિતાને કર્તવ્યચ્યુત કરી શક્યો નહોતો. માથે ભાર ઉપાડીને લાઈનબંધ ચાલતા એ મજૂરોની હારમાં ભળી ગયેલા એ સૈનિકને, પેલાનું મન લળી લળીને વંદી રહ્યું.

જેને સામાન્ય માણસ કહીએ છીએ, તેનામાં જ્યારે ભક્તિભાવનો ઉત્સાહ જાગે છે ત્યારે તે સુધરેલા કે શિક્ષિત કહેવાતા લોકો કરતાં ય કેવો ને કેટલો આસક્તિથી મુક્ત થઈ જાય છે, સગાઈની મમતાના બંધનને કેટલી ઝડપી રીતે અળગું કરી નાખે છે તેનો એક પ્રસંગ હમણાં બની ગયો તે અહીં ઉતાર્યો છે. સામાન્ય કહેવાતા માણસોમાં યે ક્યારેક કેટલી બધી વિશાળતા અને કર્તવ્યનિષ્ઠા જોવા મળે છે તે ય આ પ્રસંગ બતાવે છે. કોઈ પણ મિશન ચાલે છે તેની પાછળ આવી અજાણી વ્યક્તિનો ત્યાગ પણ મૂકબળ રૂપે કામ કરતો હોય છે. આ પ્રસંગ 'ગુજરાતની વિનોબા પદયાત્રા પ્રસિદ્ધિ વિભાગની પત્રિકા'માંથી ઉતાર્યો છે. તેની ભાષા વિશે બે શબ્દો જરૂર કહી શકાય કે એ લખનારે ભાષાવિવેક રાખ્યો નથી. મોડી રાતે દીકરાની રાખ ઠંડી કરવા ગયેલા (એટલો સમય ગેરહાજર રહેલા) માણસને ગાપચી મારી એમ લખવું ભાષા-દારિદ્રય, વિવેકનો અભાવ સૂચવે છે, વળી એને 'સૈનિક' તરીકે ઓળખાવ્યો તે પણ યોગ્ય નથી. આવી નરી છાપાળવી ભાષા, આ પ્રેરક પ્રસંગમાં તો, ખૂબ જ કઠે છે.

—સં.

# આરાધાપ

હું મારા બાળપણથી શીખ્યો છું,
અને અનુભવે મેં એ સત્યને કસી જોયું
છે, કે માનવજાતિના જે પાયારૂપ
સદ્‌ગુણો છે તે હીણામાં હીણો ગણાતો
મનુષ્ય પણ કેળવી શકે છે —બાપુ



# 'જોયું જશે!'

રતિલાલ-અનિલ

એક ટાપુ હતો. નાની એવી વસતિ. વિકાસની દૃષ્ટિએ પ્રજા પછાત હતી. જીવનનિર્વાહ માટે જરૂરી એવો શ્રમ જૂની પદ્ધતિએ કરતી. એ ટાપુ પર પ્રવૃત્તિ તો દેખાતી પણ તેમાં ઉત્સાહ કે જોમ દેખાતું નહીં. એક તો મર્યાદિત વિસ્તાર, માણસદીઠ જમીન ઓછી અને ખેતીની પદ્ધતિ જૂની એટલે ઊપજ ખાસ નહીં. અનાજ ઉપજાવવું, કપડાં તૈયાર કરવાં, ઘરો બાંધવાં આટલા મુખ્ય ધંધા. ટાપુને પોતાનું કાર્ય ચલાવવા એક તંત્ર હતું. તે પણ ભય અને દંડના ન્યાય પર ટકેલું હતું.

જીવવાની [illegible] લોકો પાસે શ્રમ કરાવતી એટલે પ્રજા મહેનતુ તો હતી જ, પણ પોષણ ઓછું ને શ્રમ ઝાઝો એટલે શરીરે તૂટેલી હતી. શિક્ષણ પણ પ્રાથમિક કક્ષાનું. એટલે પ્રજામાં ઊંચા વિચારો બહુ ફેલાયા ન હતા. છતાં તે પ્રજા ઉદ્યમી અને નિરુપદ્રવી હતી.

એવામાં એ ટાપુ પર એક વિચક્ષણ પુરુષ પાક્યો. એણે ધર્મ અને વ્યાયામના પ્રચાર પર ભાર મૂક્યો. આ જગતનો નિયામક ઈશ્વર છે. તેને ઓળખવો ને પામવો એ જ માનવજીવનનું ધ્યેય છે એવી તેણે ઘોષણા કરી. આ જગતનાં કામો કરવા શરીર પણ તંદુરસ્ત જોઈએ એવો પણ તેણે આગ્રહ કર્યો. ઘણાને તે હિમાયત ગમી. લોકોમાં ઉત્સાહ આવ્યો. નાનાં મંદિરો અને વ્યાયામશાળાઓ ઊભી થઈ. લોકો પાસે કોઈ નવાં કાર્ય, નવા વિચારનો સ્વીકાર કરાવવો એ અઘરી વાત છે. તેનો તે સુધારકને અનુભવ થયો. કેમકે તેણે જોયું કે ઉત્સાહના માર્યા લોકો સંસ્થા તો ખોલે છે પણ તેનો યોગ્ય લાભ લેતા નથી. પણ તેણે ધર્મનું બળ જોયું અને માનવહૃદયને સ્પર્શવાની શક્તિ તેણે પીછાની. અને એ જ બાબત પર વિશેષ ભાર મૂક્યો એટલે તેનું મિશન ચાલ્યું ખરું. લોકોમાં રહેલ સદ્વૃત્તિ જાગી. નીતિનું ધોરણ પણ જળવાયું અને એક પ્રકારનો ફેરફાર થયો. એ મિશનને પરિણામે કેટલીક નવી પ્રણાલિકા વહેવારમાં દાખલ થઈ. કેટલાક નિયમો થયા. કેટલીક વિધિઓ અમલમાં આવી. ધીરે ધીરે એ મિશનનું સંસ્થાન આખા ટાપુ પર ફેલાઈ ગયું. ઈશ્વર સ્તવન અર્થે કેટલુંક કાવ્યસાહિત્ય રચાયું, મંદિર નિમિત્તે શિલ્પકળા પણ વિકસી. એ વાતને દિવસો કરતાં વર્ષો વહી ગયાં. એ મિશન ટાપુવાસીઓના જીવનનું અંગ બની ગયું. સુધારક તો સમય થતાં સ્વર્ગે ગયા પણ તેણે ઊભું કરેલું માળખું હજી ઊભું હતું.

આમ, પ્રથમ નજરે જોઈએ તો પ્રજાની ભાવનામાં થોડો ફેરફાર થયો હતો, બુદ્ધિની મૂડી થોડીક વધી હતી, થોડાંક સ્થાપત્યો થયાં હતાં, પરંતુ પ્રજામાં કોઈ ચટકી પણ કે તેજસ્વીતા આવ્યાં ન હતાં. એટલે હજી એ જ જૂની પદ્ધતિએ ખેડાયા કરતા હતા. થોડાક શાહુકારો, થોડાક અમલદારો ને કેટલીક સામાન્ય વ્યક્તિઓને બાદ કરતાં પ્રજા, જીવનને વળગી રહેવા જાણે વૈતરું કરતી હોય એવું લાગતું હતું.

એવામાં એક બીજો સુધારક જન્મ્યો. તેણે જોયું કે ધર્મ-સંસ્થા માનવ-આત્માના દૈવતને પૂરેપૂરું જગાડી શકી નથી, એ માત્ર આચારધર્મમાં જ અટવાઈ ગઈ છે. પરલોકની વાત કરનારા આ લોક સાથે બરાબર જોડાયેલા છે, પણ વ્યક્તિગત વિચારે, સમૂહનો સમષ્ટિના ઐહિક કલ્યાણનો કોઈ સંદેશ એમની પાસે નથી. આ જગત કેમ, કે પેલા સ્વર્ગ જેવું બને એવો વિચાર કે યોજના એમની પાસે નથી. એણે આ ટાપુની પ્રજાને લાભ તો કર્યો છે પણ એની ઐતિહાસિક જરૂરિયાત હવે પૂરી થઈ છે. મૂળ માણસની કલ્પના, એ સમય જોતાં ખોટી ન હતી. પણ આજનો સમય, પ્રજા માટે નવો વિચાર અને નવી કલ્પના માગે છે.

એણે જાહેર કર્યું કે જ્યારે આપણા ટાપુ પર સારા રસ્તા, સારાં ઘરો નથી, ક્યાંક ટેકરા છે તો ક્યાંક ખાડા છે ત્યારે અખાડામાં મગદળ ફેરવવા દંડબેઠક કરવા—એ સાચો વ્યાયામ નથી. એમાં માત્ર વ્યક્તિનો વિચાર છે, સમષ્ટિનો વિચાર નથી. લોકો જો એક ક્યાંક ટાપુ માટે શ્રમ કરે તો યે શરીર કસાવાનાં જ છે, પણ તે સાથે ટાપુની સૂરત સુધરી જશે. રસ્તા સારા થતાં, ભાર વહેનારાં પશુઓને રાહત મળશે, એ પણ એક પ્રકારની જીવદયા જ છે. માત્ર ગાય પાળવી ને તેનું પૂજન કરવું એ જ જીવદયા નથી. આપણી ઘણી સંપત્તિ આપણે વેડફી નાખીએ છીએ. તે કરકસર અને કામની સાચી પદ્ધતિઓ અપનાવીએ તો, કશું નવું ઉત્પન્ન કર્યા વિના આપણી સંપત્તિ વધે. રોગોને હટાવવા બાધા-આખડીના રસ્તા સાચા નથી. પણ તંદુરસ્તી જળવાઈ રહે એવી

જીવનપદ્ધતિ અપનાવીએ. ઘર અને વસતિમા ચોખ્ખાઈ રાખીએ, આહાર સુધારીએ. ખોરાકને એવી રીતે તૈયાર કરીએ કે શાક અનાજનો કસ જળવાઈ રહે. આપણા કામો આપણે કરીએ. સમજી વિચારીને કરીએ તો તે બગડે નહી. આ મોટો ને આ નાનો એના ભેદો છોડીએ તો એકતાની તાકાત આપણને બળવાન બનાવે. ઈશ્વર ભક્તિ ને ઉદ્યમને નોખા ન ગણીએ. ઈશ્વરની સાથે પા ક્યાક નહી, પણ આખો વખત રહીએ. કામ કરીએ ત યજ્ઞ રૂપે. આદિ આદિ.

તેની એ વાતોનો જૂના મિશને ભારે વિરોધ કર્યો. આ તો બધુ ભોળવવાના પેંતરા છે એવા એવા આરોપો પણ થયા. તોયે પણ નવા સુધારક તરફ સારી નજરે ન જોયુ. પણ તે ખંતીલો હતો. તેણે પોતાની વાત સતત કહે જ રાખી, અને આચરણમા પણ મૂકી. પ્રથમ થોડા માણસો તેની સાથે ગયા. વ્યક્તિગત શ્રમને બદલે સમષ્ટિ માટે શ્રમ કરવાની વાત ગમી. અખાડા આમ તો મરવાને વાંકે જીવતા હતા. ઉત્સાહ મંદ પડી ગયા હતો. ત્યા નવો સુધારક આવતા કંઈક કરવા મથતા માણસોમા ચેતન આવ્યુ. અને ધીરે ધીરે તેનુ મિશન ટાપુમા વ્યાપક થયુ. પેના જૂના મિશનનુ માળખુ તો જડબેસલાક હતુ તે હવે ટકી રહેવા જાતજાતના ઉદ્યમ કરતુ હતુ. તેની સાથે ધર્મ નેતાઓનો લોભથી તેની રોજી રોટી અટકી તો નહી પણ તેના પ્રત્યેનો પ્રજાનો અહોભાવ ઓસરી ગયો હતો. અને લાગણી નવા મિશન તરફ વળી હતી.

દરમ્યાન ટાપુવાસીઓના જીવનમા ભારે ફેરફાર થતા રહ્યા હતા. આજુબાજુના ટાપુમા નવી નવી કાર્યપદ્ધતિઓ અને સાધનો નીકળ્યા હતા. તેનો પ્રચાર ટાપુમા વધ્યો હતો. સાધન-સામગ્રીમા વધારો થયો હતો. ખ-ર્ચાળ મોંઘવારી વધતી જતી હતી અને બેકારી પણ વધતી જતી હતી. તે સાથે મનોરંજનના ધામો પગ વધતા જતા હતા.

બીજો સુધારક પોતાનુ કાર્ય કરતા કાળધર્મ પામ્યા ત્યારે તેનુ મિશન પણ સંસ્થારૂપે આખા ટાપુમા ફેલાઈ ગયુ હતુ. ટાપુ પર બન્ને મિશનો તત્ત્વની દૃષ્ટિથી કામ કરતા હતા. પણ બન્ને પ્રથમનુ ઓજસ્ ગુમાવી બેઠા હતા. તેમ લોકહિત માટે, સમષ્ટિ માટે કામ કરનારાઓને પુરસ્કાર આપવાનુ જાહેર કર્યું અને બીજુ મિશન માળખા રૂપે તો ખૂબ જ વધી ગયુ.

પણ પ્રજાને જૂની ધર્મસંસ્થામા ખાસ રસ ન હતો. તેમ, નવા મિશનમા પણ ઝાઝો ઉત્સાહ ન હતો. તે તો તે બન્નેને માન્ય રાખી કોઈ ત્રીજા મિશનમા પડી હતી. મન શરીરની કેળવણી માટે બન્ને મિશનોને અધૂરા લેખી બીજા ટાપુના કેટલાક નિષ્ણાતોએ બતાવેલી, ઉદ્યોગ શિક્ષણની કેળવણીમા અજાણેલી હતી અને તેમને પણ આવકાર છાની છાની આપી રહી હતી. બન્ને મિશનનો થોડો ઘણો લાભ હજી તે મેળવી શકે તેમ હતી પણ તેણે તો લાભ છોડી બાર જ ઉપાડવાનુ પસંદ કર્યું હોય એવુ લાગતુ હતુ. તે પ્રેરણા બીજેથી જ લેતી હતી. ઉપરાંત નજરે પ્રજામા થોડી શ્રીમંતાઈ પહેલાના મુકાબલે દેખાતી હતી. જીવવા માટેના સાધનો વધ્યા અને સુધર્યાં હતા. શિક્ષણ વધ્યુ હતુ. છતા પહેલાનુ સુખ અને નિશ્ચિતતા તેણે ખોયા હતા. તેથી મનના આનંદ માટે મનોરંજન તમાશા તરફ તેની વૃત્તિ વધી હતી. બીજા સુધારકનો બોધ જાણે પ્રજા વર્તનથી નકારી રહી હતી.

પોતાની ભૌતિક સમૃદ્ધિ વધતા બન્ને મિશનના વિકાસ માટે તેણે સારા એવા નાણાની યોજના કરી, પણ કરવુ હોય તે ને તે મિતનવાળા કરે. અમે તો ધંધો કરીશુ, મોજશોખ કરીશુ. આવી કંઈ વૃત્તિ દેખાતી.

આગલા બે સુધારકો જેવો કોઈ તેજસ્વી સુધારક હજી પાક્યો નથી. પણ અનેક નિષ્ણાતો જાગ્યા છે ખરા. તે ટાપુની પ્રજાને મન-શરીરની કેળવણી અને ઉન્નતિ માટેની યોજના બતાવે છે.

ટાપુવાસીઓ તેમને પણ સ્વીકારી લેશે એમ લાગે છે.

કોઈ કહે છે કે અત્યારનુ જીવન આદર્શ નથી. સમસ્ત ટાપુવાસીઓ સુખી સમૃદ્ધ નથી. ઉચ્ચજીવનનો આદર્શ હજી વ્યાપક થયો નથી. તો પ્રજા તેને નિરાશાવાદી કહીને હસી નાખે છે. કોઈ પૂછે છે કે 'હવે ત્રીજો કોઈ સુધારક આવશે તો? તેને ય આવકારીશુ' કહે છે. કોઈ પૂછે. ક્રાંતિકારી આવશે તો?'

જોયુ જશે!

✿

આ વિશ્વબાગ કોઈનો કહેવાય, પણ અનિદ્ર,
એમાય મારુ એક સુમન હોય છે ખરૂ!

[ ગાંધીવિચારદર્શનને અવલોકતી લેખમાળા ☆ લેખાંક ૧૦ મો ]

ગાંધીજીએ જીવનના વ્યવહાર્ય સિદ્ધાંત આપ્યા, પદ્ધતિ આપી પણ તેને કોઈ નિશ્ચિત ચોકઠામાં ગોઠવીને મૂકી ન ગયા. એમની ફિલસૂફી સંકુચિતતાથી મુક્ત રહી પણ એક મુશ્કેલી એને નડી ખરી. ગાંધીવિચારને અગત્ય મળવા છતાં તેના મૂળમાં રહેલા દર્શનની કંઈક ઉપેક્ષા થવા પામી. પરંતુ એ ઉપેક્ષા પણ દૂર થશે અને સમય પાકતાં એ વધુ ને વધુ પ્રગટ થશે જ. અત્યાર સુધીની આપણી આ ચર્ચા વિચારણા પરથી એ સ્પષ્ટ થઈ રહે છે કે તે કુદરતના સનાતન સત્યો પર સ્થિર થયેલ છે. કુદરતના વિકાસક્રમને અનુસરીને માનવવિકાસને ઝડપી કરનારી છે. તેથી દાક્તરી વિદ્યામાં જેમ નિસર્ગોપચારનું સ્થાન છે તેવું જગતની ફિલસૂફીમાં ગાંધીજીના દર્શનનું સ્થાન છે. માણસના દુઃખ તાપ અને પરિતાપ કે આધિ વ્યાધિ ઉપાધિને માટે વ્યાપક અર્થમાં તે નિસર્ગોપચારનું કામ કરે છે. દાક્તરી વિદ્યામાં જેમ નિસર્ગોપચાર આજે ક્રાંતિકારી શાંત પરિવર્તન લાવે છે તેમ ગાંધીવિચારમાં પણ ઉત્ક્રાંતિ માટે શાંત ક્રાંતિના બીજ પડેલાં દેખાય છે.

**ક્રાંતિનો ભય** —૧૯મી સદીના અંતમાં અને વીસમી સદીના પહેલા અર્ધ ભાગમાં ક્રાંતિ શબ્દ દેશે દેશ અને દુનિયામાં ગુંજી રહ્યો. મૂડીવાદ, સામ્રાજ્યવાદ અને સરમુખત્યારશાહીમાંથી જન્મેલી ગુલામીનો સામનો કે ઉપાય કરવાને ક્રાંતિ શબ્દ ઘરગથ્થુ બન્યો. જુવાનોને તેની ચમક નાવી મુત્સદ્દીઓને તેની ઝડપ પસંદ પડી અને લોકોને તેની નવીનતા ગમી ગઈ. રશિયામાં ક્રાંતિ સફળ થઈ અને ત્યાં મજૂર વર્ગના નામે સરમુખત્યારી સફળ થવાની વાત પણ ગુલામ દેશોને પ્રેરણારૂપ થઈ પડી. એમાં રશિયાના કોમિન્ટર્ન કે કોમિન ફોર્મ દ્વારા અપાતી મદદે વધારો કર્યો અને ક્રાંતિ શબ્દ અમેરિકા જેવા માટે ભયજનક પણ બન્યો.

**ભારતની દોરવણી** —આવી લોહીઆળ ક્રાંતિ ઝડપી હોય છે અને ઉપર ઉપરથી ધરમૂળની લાગે છે છતાં તે માનવજીવનના કે દેશ પરદેશના સવાલોને સદાને માટે ઉકેલી દે એમ નથી બનતું. ઘણીવાર તો તેમાંથી પ્રતિક્રાંતિ જન્મે છે અને તેમ ન બને તો અનેક પ્રત્યાઘાતો જન્મે છે. એવા પ્રત્યાઘાતોને દબાવવા ઘણું લોહી વહેવડાવવું પડે છે, કેટલીક વાર ખૂન દમન પછી કેટલીક છૂટ આપવી પડે છે, સાથે યાંત્રિક શિસ્ત દાખલ કરવી પડે છે અને દેશમાં કીડિયારા જેવો યંત્રવત્ વ્યવહાર ઊભો થવા પામે છે. આ બધાનું ખાસ કંઈ સુભગ પરિણામ આવતું દેખાતું નથી. સત્તાની બદલી થાય છે. રાજાને બદલે થોડાક માણસોની સરમુખત્યારી આવે છે અને કોઈ રાજ્ય શને નામે રાજ ચલાવનારને બદલે મજૂરોને નામે સત્તાનો દોર જામે છે. એવી ક્રાંતિથી માનવજીવનમાં કે દેશના જીવનમાં કંઈ ધરમૂળનો ફેરફાર થતો નથી, પણ ઘણીવાર તો બાહ્ય દમનથી એ દેશવાસીઓના માનસિક કે આધ્યાત્મિક જીવન કુંઠિત થતાં પણ જોવામાં આવે છે. આવી હિંસક ક્રાંતિ ખરી ક્રાંતિ નથી એમ દુનિયાના લોકોને વિશ્વાસ પડવા લાગ્યો છે. અમેરિકા અને એના સાથી દેશો તો એથી બહુ એવી સ્થિતિ ઊભી થવા પામી છે. એવી ક્રાંતિનો વિરોધ એટલે સુધી ગયો કે દુનિયા આજે મહાસત્તાઓના બે જૂથમાં વહેંચાઈ ગઈ છે. એ મહાસત્તાઓને શાંતિમય ક્રાંતિનો માર્ગ જાણે બતાવી

## રાજીપો મારા રામનો

હું તો રાજી કરાજી કાંઈ ન જાણું રે,
રાજીપો મારા રામનો હો જી.

હું તો રાજીપે રામજીના ગાણું રે,
મતવાલો એના નામનો હો જી.

રહે દુનિયાનું બાણું અભીએ ભરાણું રે,
એવું નામેરી નામ કેરું નાણું રે,
સીક્કો તો મારા શ્યામનો હો જી

જાએ ન કટાણું ટાણું, ઊણું એનું આણું રે,
અહોનીશ વાય એનું વાણું રે,
અવગર આઠો યામનો હો જી

પાંચ વીશ ચળ સ્થાણું રહે એનું આણું રે,
સરોદે સૂણ્યું કે સંભળાણું રે,
પોરી હું એના ધામનો હો જી.

સરોદ

નથી છે કારણ કે તેણે શાંત ક્રાંતિ કરી છે અને તેનો તે માર્ગ પણ જાણે છે. ગાંધીજીએ ભારતને અને ભારત દ્વારા જગતને સત્યાગ્રહી પદ્ધતિ વડે શાંતિમય ક્રાંતિનો રસ્તો બતાવ્યો છે. સત્યાગ્રહ કેવળ જીવનની પદ્ધતિ જ નથી પણ તે શાંતિમય ક્રાંતિનો માર્ગ પણ છે જ. તેથી ગાંધીજીએ ક્રાંતિને અપનાવી પણ ક્રાંતિ જીવનના વિકાસ ક્રમને અનુકૂળ હોય એમ પણ તેમણે ભારપૂર્વક કહ્યું "હું તો ખરું કહું છું કે મિસિસ નસટ એક વાર કહેતા હતા કે 'તું તો રાજ્યવિપ્લવ—બળવો—કરવા માગે છે' તે વાત સાચી છે. માત્ર તે વિપ્લવ કેવળ Revolution ક્રાંતિ નહીં પણ વિકાસક્રમને અનુસરીને થતો [evolutionary Revolution] વિપ્લવ હોવો જોઈએ. બાકી વિપ્લવ તો થવો જ જોઈએ એમ મને લાગે છે. તે વિના છૂટકો નથી (કે કે પા ૩૩)

**શાંત સૌમ્ય ક્રાંતિ** —આ રીતે ગાંધીજીએ ક્રાંતિની વ્યાખ્યામાં જ ફેરફાર કરીને ધરમૂળથી તેનું મુલ્ય પરિવર્તન કરી તેના અર્થમાં જ ક્રાંતિ કરી. (એ ક્રાંતિકારના પણ ક્રાંતિકાર બન્યા.) ભારતની આઝાદીની લડતો દરમ્યાન હિંસક ક્રાંતિકારો એમની આગળ શરમાતા દબાતા. તે એમની અહિંસક ક્રાંતિની પ્રબળ ભાવનાને લીધે જ. એમના ગયા પછી આજે દુનિયામાં ક્રાંતિકારી દેશો પણ ભારતની સત્યાગ્રહની વાતો સાંભળે છે તેનું કારણ પણ ભારતની શાંતિમય ક્રાંતિની વાતને શીખેલ હોય એમ જણાય તેમ છે. સત્યાગ્રહથી કરેલો ફેરફાર તત્કાળ પૂરતો નથી હોતો પણ સ્થાયી બની શકે છે, તે ક્રાંતિ કરનાર તથા સામા પક્ષને પણ તારનારો છે તથા જીવનના એકાંગને અસર કરવાને બદલે વ્યક્તિ અને સમાજના સમગ્ર જીવનમાં પરિવર્તન કરવાનું તાકે છે. આમ સત્યાગ્રહી ક્રાંતિ એ ક્રાંતિને અનુકૂળ છે એટલું જ નહિ પણ તે ઉત્ક્રાંતિને ઝડપી બનાવે છે. તેથી એ ક્રાંતિનું પ્રબળ પ્રેરક બળ બને છે. ભારતને અને જગતને આવી શાંત સૌમ્ય ક્રાંતિ પણ ગાંધીજીનું એક અમૃત નવસર્જન છે, જે ભાવીમાં સમયે સમયે નવનવા રૂપાંતર પામતું રહેશે. ભૂદાન કાર્યમાં શાંત સૌમ્ય સત્યાગ્રહ ચાલી રહેલો છે એમ વિનોબાજી કહે છે તેમની સાથે આપણે ઉમેરી શકીએ કે ભૂદાન દ્વારા શાંત સૌમ્ય સત્યાગ્રહી ક્રાંતિ પણ થઈ રહી છે. ભવિષ્યમાં સત્યાગ્રહનું વધુ ને વધુ ખેડાણ થતાં આ શાંતિમય ક્રાંતિનો રાહ વધુ ને વધુ ખેડાતો જશે અને શાંત ક્રાંતિ નવનવા રૂપ ધારણ કરતી રહેશે. એમ થવા લાગતાં માનવ જાત પોતાનો પુરુષાર્થ શાંતિને માર્ગે વાળી પોતાનો ઉત્કર્ષ ઝડપથી સાધી શકાશે. માનવ જાતની આવી ઝડપી ઉત્ક્રાંતિ માટે સત્યાગ્રહી દર્શન માનવજાતના જીવનના વણાટમાં વણાઈ જવું જોઈશે.

**ટીકા બેબુનિયાદ** —આ શાંતિમય ક્રાંતિ અંગે એવી એક ફરિયાદ રહે છે કે તે બહુ ધીમી હોય છે. પણ આ ટીકા બેબુનિયાદ હોય છે. હિંસક ક્રાંતિની આપત્તિઓમાંથી બચાવી માનવ પુરુષાર્થને આંતરબાહ્ય ક્ષેત્રમાં પ્રબળ બનાવી સર્વાંગી ઉત્કર્ષ કરનાર પદ્ધતિને ધીમી કેમ કહી શકાય? એમાં પરાજયને સ્થાન જ નથી. જેટલું થયું તેટલું કામ વિજયવંત જ હોય છે. એનો વિજય સર્વપક્ષી વિજય હોય છે અને તમામ માનવી પુરુષાર્થને એક જ દિશામાં નહીં પણ સર્વ દિશામાં વ્યક્ત થવાને તક રહે છે તેથી આ શાંતિમય સત્યાગ્રહી ક્રાંતિ વ્યક્તિ તથા સમાજને માટે ક્રાંતિનું ઝડપી સાધન બની રહે છે.

**ઇતિહાસ અને સત્યાગ્રહ:**—આ શાંતિમય ક્રાંતિની સત્યાગ્રહી પદ્ધતિનું ઇતિહાસમાં કંઈ અનુમોદન મળે છે ખરું? કે માનવ ઇતિહાસમાં એ નવી જ વાત છે? ગાંધીજીએ આ અંગે બહુ સચોટ રીતે બયાન કર્યું છે. સત્યાગ્રહ ઇતિહાસને માટે બહુ જ સ્વાભાવિક બીના છે અને તેથી ઇતિહાસ એની નોંધ લઈ શક્યો નથી.

## ઈજન

આમન સાંપ્રતની સળગી રહી,
ગત સુધા સ્મૃતિ જાય ભૂલી વહી;
ઈજન ક્રૂર અવિધ્ય તણું રહે
અહ અને મુંઝરી, અધિકું દહે

'ઈજન કાર્ય નવા જ નવા તણું,
ઈજન ધ્યેય નવા જ નવાં તણું;
બધિર તો બનવું નવ શક્ય, કે
ઈજનનો પડઘો ન વળાય, રે'

બસ હવે, બળવું જળવું જ એ
નતત સાંપ્રતના જ્વલને લખ્યું;
નિરખ્યું ના યદપિ થયું બરસ એ,
કઠતા ના કંઈ લેશ, છતાં અહો
કરે દઈ શકું કો જનને ય તો
અવર કે ન, હું કેવળ એ ચહું.

રસિક બૂચ

" 'હીસ્ટરી' એ અસ્વાભાવિક બિનાની નોંધ લે છે. સત્યાગ્રહ એ સ્વાભાવિક છે એટલે એની નોંધ લેવાપણું રહેતું નથી (હિં. સ્વ. પા. ૬૫) ત્યાં ખૂબીની વાત એ છે કે ગાંધીજીના સત્યાગ્રહો અને તેમની સત્યાગ્રહી પદ્ધતિની નોંધ ઇતિહાસે લીધી પણ ખરી અને હવે પછી પણ લેતો રહેશે! મૂળ હકીકત તો એ છે કે ઇતિહાસ વિશેષ કે ધ્યાન ખેંચે એવા પ્રસંગોની નોંધ લે છે. જે સામાન્ય છે તેની નોંધ તેને લેવાની હોય નહીં. સત્યાગ્રહ જ્યારે વિશિષ્ટ પદ્ધતિ નહોતી બની ત્યારે માનવ જીવનનું તે એક સ્વાભાવિક અંગ હતી, તેની સ્વાભાવિક વિશેષતાનું પણ ભાન સમાજને નહોતું તેથી તેની નોંધ લેવાપણું હતું જ નહીં. 'હિસ્ટરી'માં દુનિયાના કોલાહલની જ કહાણી મળશે. તેથી ગોરા લોકમાં કહેવત છે કે જે પ્રજાને 'હીસ્ટરી' (કોલાહલ) નથી તે પ્રજા સુખી છે" (હિં. સ્વ. પા. ૬૪)

**ઇતિહાસનું નવું પ્રતિપાદન**:–માર્ક્સની જેમ ગાંધીજીએ પણ પોતાની રીતે ઇતિહાસનો અર્થ તારવ્યો છે. માર્ક્સે ઇતિહાસમાંથી વર્ગવિગ્રહ તારવ્યો જ્યારે ગાંધીજીએ તેમાંથી સંપ-સુલેહ શાંતિ અને સત્યાગ્રહ તારવ્યા છે તેમની સચોટ દલિલ એ છે કે આ બધા વિના માનવજાત ટકી જ ન શકત. માનવ જાત ટકી વધી અને વિકસી તે તેનામાં રહેલા સ્વાભાવિક સત્યાગ્રહના બળને લીધે જ હિંસાદિ બળો જગતમાં કામ કરતાં આવ્યા છે એ સમજવા ઇતિહાસ ખોળવા પડે એમ નથી પણ એ બધા અનિષ્ટ બળો હોવા છતાં જગત ટક્યું તેનું કારણ જગતમાં પ્રવર્તતું આવેલું અને વિકસતું પ્રેમબળ છે. માનવજાતનો પ્રગતિપ્રવાહ એટલે જ આ પ્રેમ પ્રવાહ તેથી જ ગાંધીજીએ લખ્યું, "આ દયાનો, પ્રેમનો કે સત્યનો પ્રવાહ રોકાય છે, તેમાં ભંગાણ પડે છે, ત્યારે જ તેની નોંધ તવારીખે ચઢે છે." (હિં. સ્વ. પા. ૬૫)

ઇતિહાસનું આ પ્રતિપાદન ગાંધીજીનું નવલું અર્થસર્જન છે. એમાંથી જડવાદી વર્ગવિગ્રહના સિદ્ધાંતોને સચોટ જવાબ મળે છે. એમાંથી ઇતિહાસનું ઉજળું પાસું આગળ તરી આવે છે, એટલું જ નહી પણ ઇતિહાસને એક નવી દિશા મળે છે ગાંધીજીએ નક્ સચોટતાથી કહ્યું કે સત્યાગ્રહ સનાતન બળ છે અને ઇતિહાસ તેનો સાક્ષી છે.

**સામાન્યતાની સપાટી પર**:–ગાંધીજીના સત્યાગ્રહમૂ ક દર્શનમાંથી અગાઉ જોઈ ગયા તેવા નવસર્જનો પેદા થયા છે. જગતના વ્યવહારની દૃષ્ટિએ અને એ વ્યવહારને શુદ્ધ અને સાચો કરવાની દૃષ્ટિએ એમણે કરેલુ જ્ઞાન ભક્તિ અને કાર્યનું સંયોજન (Integration) ખૂબ જ ઉપયોગી છે. આ સંયોજન એમની ફિલસૂફીને વ્યવહાર્ય બનાવે છે એટલું જ નહી પણ એના વડે તેઓ અધ્યાત્મને આમભોગ્ય બનાવી તેને સામાન્યતાની સપાટી પર લાવી શક્યા છે આ તેઓ કેમ સાધી શક્યા તે વિગતે જોવું, જરૂરી છે.

**કર્મજ્ઞાનભક્તિ એકતા**:–સેવાર્થી ગાંધીજી સ્વભાવથી જ સતત કામ કરવાના શોખીન હતા સેવા એમનો શોખ બની હતી. કર્મમાં એમની જિજ્ઞાસાવૃત્તિ ભળી અને જ્ઞાનની શોધ ચાલી, સારી પેઠે વાચન થયું, સત્સંગ થયો, ચર્ચાઓ થઈ અને સાથે જ જે સાચું લાગ્યું તેના પ્રયોગો આદરાયા આમ એમના કર્મ સાથે વિચાર ભળ્યો, જ્ઞાન ભળ્યું. પહેલેથી જ સદ્આશય, શુભ ભાવના એમનામાં રહેલા હોવાથી અને નાનપણથી હરિશ્ચંદ્ર, જેવા થવાની ભાવના દૃઢ થવાથી એમના નાનપણ કર્મમાં ભક્તિ ભળી. જે કરવું તે સારા આશયથી કરવું, જનકલ્યાણને સારુ કરવું એવી સહજ વૃત્તિને લીધે એમના શરૂઆતના જીવનમાં જ જ્ઞાન ભક્તિ અને કર્મનો સુમેળ સધાયો જ્ઞાન માર્ગ, કે ભક્તિમાર્ગ કે કર્મમાર્ગ જુદા જુદા રસ્તા નથી પણ તે એક જ છે એ વિચાર એમના જીવનમાંથી ઊગ્યો. એમના આ અનુભવ સત્યને માનસ વિજ્ઞાનનો પણ ટેકો મળી શકે છે. માણસ કામ વગર રહી શકતો નથી. પણ કામની સાથે માણસને ભાવભર્યું હૃદય છે અને વિચાર કરનારું મન પણ છે, દરેક કામમાં ભાવ અને વિચાર જોડાયેલા જ છે ભાવ, કામનું પ્રેરક છે. વિચાર શોધક કે માર્ગદર્શક છે–આમ ભાવ, વિચાર અને કર્મ એકીભૂત થઈ રહે છે. ભાવ શુદ્ધ બનતાં તે ભક્તિમાં પરિણમે છે, શુદ્ધ વિચાર જ્ઞાનનું રૂપ લે

## પ્રથમ લહરી

આઈ રે પ્રથમ મલયની લહરી
મંદ મંદ મધુગંધ લ્હાવતી ચોટ અજાણી-મહરી.
કોઈ પુકાર પડ્યો શું કાને? દલ દલ વ્યાકુલ વિહરી,
મુગ્ધ મનોરમ જુએ મંજરી ચોગમ શિહરી શિહરી.
કોનો પથ અટક્યો રથ ઝણતો? કોની દૃષ્ટિ આ ઠહરી?
તાપસકન્યા સમી નિહાળે મુકુલિત સૃષ્ટિ સુનહરી.
મકરન્દ દવે

છે. નિર્દોષ જ્ઞાન અને ભક્તિ બન્ને કામ સાથે જોડાતાં તે કર્મને અનાસક્ત બનાવે છે, અને તે સર્વે કર્મયોગમાં એકમેક થઈ રહે છે આ વૈજ્ઞાનિક સત્ય ગાંધીજીના જીવનમાં સ્વાનુભવથી પ્રત્યક્ષ થયું.

**સ્વાવલંબનનું રહસ્ય:**–કર્મ, ભક્તિ અને જ્ઞાનનો આ સમન્વય તેમણે નવી તાલીમમાં ઉતારી કામ દ્વારા કેળવણીનો સિદ્ધાંત શિક્ષણ ક્ષેત્રમાં વહેતો મૂક્યો આ સિદ્ધાંતનું મૂળ ભાવ વિચાર અને કર્મની એકતાના માનસ–શાસ્ત્રીય સત્યમાં જ રહેલું છે અનુભવ વગર જ્ઞાન નથી એ વ્યવહારસૂત્રનો એમાં પૂરેપૂરો અમલ છે એનો બાળકની કેળવણીમાં ઉપયોગ કરી નવી તાલીમનું એક વધુ નવસર્જન કર્યું એમાં ઘણી શક્યતાઓ પડેલી છે ગાંધીજીનું આ નવસર્જન સમય સાથે ફૂલતું ફાલતું રહેવાનું અને એમાં રહેલી આધ્યાત્મિક શક્યતાઓ ધીમે ધીમે પ્રત્યક્ષ થતી રહેશે કામ દ્વારા કેળવણીના સિદ્ધાંતમાં સ્વાવલંબનની સાથે આત્માનુસંધાનની શક્યતા પણ જોઈ શકાય છે એ શક્યતા દૂરની છે પણ એ વ્યવહાર્ય છે જ, એમાં શંકા નથી બાળક એક જ કામમાં તદ્‌વિષયક વિચાર અને ભાવમાં લીન થતા શીખે એટલે એ એકાગ્રિત ભાવ, વિચાર અને કર્મની પાછળ રહેલ આત્મા કે ચેતના સાથે અનુસંધાન કરતા શીખી શકશે આજે આ વાત કંઈક દૂરના ભાવીની લાગવાનો સંભવ પણ છે નવી તાલીમમાં ધર્મના સ્થાન વિશે પૂછવામાં આવતાં ગાંધીજીએ કહેલું કે હું તને આ શ્રમનો ધર્મ શીખવવા ચાહું છું સ્વાશ્રયના બે અર્થ થાય ગુજરાનનું ઉદ્યોગ દ્વારા સ્વાવલંબન અને આત્મનિર્ભરતા

એકાગ્રી સ્વાવલંબી કામમાંથી "સ્વ" એટલે પોતાના આત્મા કે ચેતનનું ભાન બાળકને ક્રમે ક્રમે થતું જવાનું; અને એમાંથી 'સ્વાશ્રય' પ્રગટે

**સેવક સંઘ** –આના જેવું ન ભુલાય એવું નવસર્જન તેમણે ઊભા કરેલા સમાજ સેવક વર્ગમાં જોવા મળે છે જ્ઞાનભક્તિ, અને કર્મ એક છે અને તે દ્વારા આત્માનુસંધાન શક્ય છે તો પછી આત્મસાધના માટે સમાજને છોડવાની જરૂર નથી એવો પ્રબળ વિચાર તેમણે ભારતમાં તાજો કર્યો અને ફરી પ્રચલિત કર્યો અનેક શક્તિશાળી સાધક પુરુષોને દુનિયા છોડી ભગવાં પહેરતા રોક્યા અને તેમને સત્યાગ્રહી વિચારસરણી તરફ આકર્ષી સ્વરાજની યાત્રામાં સાથે લીધા ત્યાગની કસોટી એમણે બદલી અને ભગવાં કપડાંને તેની કસોટી માનવાને બદલે સામાજિક કર્મને અનાસક્તિથી કરવામાં સાચી કસોટી રહેલી છે એમ તેમણે બતાવ્યું માણસની સામે લાલચ હોય છતાં તેને ત્યાગે તે ખરો ત્યાગી અને તે જ ખરો વૈરાગી વૈરાગ્યની કસોટી સંસારના એકી વખતના સમૂળા ત્યાગમાં નહીં પણ સમાજ સેવા કરતાં કરતાં ક્ષણે ક્ષણે આવતા આકર્ષણોથી અલિપ્ત રહેવામાં રહેલી છે આવી કસોટી માટે તૈયાર થનાર સેવકોનો સમુદાય તેમણે ઊભો કર્યો અને તેની પરંપરા તેમણે ચાલુ કરી આવા સેવક સંઘનું સર્જન ગાંધીજીના દર્શનની વ્યવહારુતાની એક નોંધી સિદ્ધિ છે

જન સામાન્યમાં સુપ્ત પડેલી સદ્‌વૃત્તિને, જનકલ્યાણની ભેખધારી વિભૂતિની મર્મવાણી, અથક કર્મયોગ જગાડે છે અને પ્રેરક પુનિત વાતાવરણ સર્જાય છે શરૂઆતમાં તો ઉત્સાહ ઉત્સાહ વર્તાય છે, પછી ધીરે ધીરે તેમાં ઓટ આવતી જણાય છે કાર્ય માટેનું જે ચોકઠું ગોઠવાયું હોય છે તે તો જેમનું તેમ હોય છે વળી આ નવું કાર્ય ટકી રહેવું જોઈએ એવો આગ્રહ પણ હોય છે એટલે શરૂ થયેલ નવી પ્રવૃત્તિનો પ્રાણ ધીરે ધીરે લોપાતો જાય છે છતાં તેનું માળખું તો ટકી રહેવાથી, સમયસાધુઓને માટે નિર્વાહનું કે લોકપ્રિયતાનું સાધન બની રહે છે એટલે એક વાર જનકલ્યાણ માટે ઊભી થયેલી પ્રવૃત્તિ વાસ્તવમાં દંભની ભૂમિકા બની જાય છે તે વધારેમાં વધારે ભયજનક છે કોઈ પણ મિશન જ્યારે દંભની ભૂમિકાએ પહોંચે છે ત્યારે માનવ જાતની સમય, શક્તિ, શ્રદ્ધા જેવી મૂડીનો વિનાશ કરે છે અને છેવટે જન સામાન્યમાં નિરાશા અશ્રદ્ધા અને નિષ્ક્રિયતા ફેલાય છે એવા પ્રવૃત્તિના માળખાનો તોડી નાખતો બોજ તેને સતત ઉપાડ્યા કરવાનો હોય છે આની અસહાયતા સાથે કોઈ પણ સમાજ આગળ વધે નહીં, પણ જ્યાં ને ત્યાં જ એ હાલ દશામાં રહી જાય દરેક મિશનો ઐતિહાસિક જરૂરિયાતરૂપ હોય છે, તેમને કાર્ય પૂરું થયે વિસર્જન કરવું એ જ હિતાવહ છે

—સં

## કોને કારણે આ અસહ્ય સજા?

—અનિલ

સરકારે પછાત બોર્ડની રચના કરી પછાતજાતિની ઉન્નતિ માટેનો કાર્યક્રમ વર્ષોથી હાથ ધર્યો છે "પછાત જાતિમા હરિજનો, પહાડી જાતિઓ, આદિવાસી વિગેરેને ગણીને, એ જાતિના કલ્યાણની યોજનાઓનો એમને લાભ મળે એવી જોગવાઈ કરી છે ભારતની નારીના અમુક ગણ્યા ગાઠ્યા ટકાને બાદ કરતા તેમને પણ એ વર્ગમા સમાવી તેમને પણ કલ્યાણ યોજનાનો લાભ મળવો જોઈએ, એવુ સ્ત્રીજાતિની વર્તમાન સ્થિતિનો વિચાર કરતા લાગે છે

અને ભિખારીઓનો કેટલો મોટો સમૂહ આ દેશમા ઠેર ઠેર પથરાયેલો છે? તે શુ કોઈ દેશનો આગળ વધેલો વર્ગ છે? તેમને પણ તેમા સમાવી તેમને માટે પણ કોઈક જોગવાઈ કરી છેવટે સમાજમાથી એ વર્ગની નાબૂદીનો પ્રશ્ન ગભીરપણે વિચારવા જેવો છે

એ વર્ગની હસ્તી સમાજને શોભારૂપ તો નથી જ, બોજારૂપ પણ છે, તે સિવાય પણ તે અનેક પ્રશ્નો ઊભા કરે છે કોઈને કોઈ પ્રકારની શારીરિક ખોડવાળા જ ભિખારી હોય એવુ નથી જોવામા આવતુ, મોટો ભાગ તો એવી શારીરિક ખોડથી મુક્ત હોય છે ખોડવાળાને તો કોઈ ને કોઈ પાઈ પૈસો આપનારુ મળી જાય, પણ સશક્ત ભિખારીને આજે, સહજપણે ભીખ મળી જાય એવુ નથી એટલે એ નોકરી ધધાદારી દૃષ્ટિએ સમાજ કોઈ ઉપાયો પણ અજમાવે છે ઘણી વાર સાભળવામા, વાચવામા આવે છે કે, અમુકનુ નાનુ બાળક કોઈ ઉપાડી ગયુ બાળકો ગુમ થવાના કિસ્સા સતત બનતા જ રહે છે એ બાળકોને ઉપાડી જનારા મોટે ભાગે ભિખારીઓ હોય છે છોકરાની મદદથી એમને ભીખ માગવી સહેલુ પડે એટલા માટે નિર્દોષ બાળકોને શારીરિક ખોડ ખાપણ વાળા પણ પરાણે કરે છે અને પોતાનો ધધો ધપાવે છે ઉજ્જ્વળ ભવિષ્ય અને ઉજ્જ્વળ જીવનના અધિકારી બાળકો કશાય ગુન્હા વિના આખુ જીવન કોઈક ખે દનુ દુ ખ સહે છે અને હિણપત ભરી જિદગી ગુજારવાનો દડ વેઠે છે એમનો ગુન્હો શો? આજે જ્યારે ગુન્હેગારને પણ દડવી નહી પણ કેળવણીથી સુધારી સારા નાગરિક બનાવવાનુ વિચારીએ છીએ ત્યારે જેમણે કશો જ ગુન્હો નથી કર્યો, એવા નિર્દોષ શીશુઓ સમાજ, સત્તાની અપૂર્ણતાએ કરીને આવી કારમી સજા જીવનભર સહે એ દયા, ધર્મ અને આધ્યાત્મિકતાની ડાહીવાતો કરનારા, આપણે સૌને માટે ભારે શરમનો વિષય ગણાવો ઘટે

ભિખારીઓનો ત્રાસ દૂર કરવા માટે આજે શુ થાય છે? કૂતરાઓ વધી પડતા, તેનો ત્રાસ દૂર કરવા જેમ તેમને પકડી, ખટારામા ભરી શહેરથી દૂર છોડી આવે છે તેમ, અમુક શહેરમા ભીખ બધી જાહેર કરીને ભિખારીને બીજી વસતિમા હડસેલી દેવામા આવે છે અને તે વસતિને, તેમના કશા ગુન્હા વિના વધારાના ભિખારીઓના ત્રાસ સહન કરવાનો દડ દેવામા આવે છે, જે રીતે સુધરાઈ પાડોની વસતિને વધારાના કૂતરાઓનો ત્રાસ સહન કરવાનો દડ દે છે તેમ

ભિખારીઓ પારકા બાળકોની જિદગી બગાડે છે તેમ પોતાના બે બહોળા વશ વિસ્તારને એવી ભેટ આપે છે જાતજાતના રોગો શારીરિક ખોડો એ તો વધારામા અને એમ ભિખારીઓની વર્ગ—સખ્યા વધતી જ જાય છે વર્ષોની આ પરપરા ચાલી આવે છે, એટલે આ પ્રશ્નનો ઉકેલ સહેલો તો નથી જ. જેઓ રીઢા ભિખારીઓ છે તે તો ઠીક, પણ નાની ઉમ્મરે ભીખ માગતા બાળકોને તો સાચે રાહે વાળવાનુ શક્ય છે સમાજને બોજારૂપ થઈ પડેલા વર્ગના એક સારા એવા ભાગને સમાજનુ અગ બનાવી શકાય તેમ છે અને તેમ થશે તો ધધાદારી દૃષ્ટિએ નિર્દોષ શીશુઓને મા-બાપનો વિયોગ, અને કુટુંબનો હૂંફ ખોઈ જીવનભર હિણપતભરી દશામા જીવવાનો દડ વેઠવો પડે છે તે પરિસ્થિતિ આપોઆપ જ દૂર થાય

કોઈક ભિખારી બાળક ઉપાડી જાય છે ત્યારે બધા જમા હોહા મચી જાય છે પણ એ હોહા મચાવનાર કદી વિચારતા નથી કે, એ અનિષ્ટને અમે જ નોતર્યું, ખોટી ધર્મભાવનાથી દાનને પોષીએ છીએ પોતાને આગળ ભીખ માગવા આવેલો બાળક ભિખારી જ છે કે એને પરાણે ભિખારી બનાવવામા આવેલો છે, એવુ કોઈ વિચારે છે ખરુ?

ગાંધીજયંતીને જેમ ચરખા જયંતી તરીકે ઊજવવામા આવે છે તેમ નહેરુ જયંતીને બાલદિન તરીકે ઊજવવાનો કેટલાક વર્ષોથી આરભ થયો છે તે બાળ

તે દિવસે બાળકોને મિઠાઈ વહેંચી તેમના મેળાવડા કરી ઉજવીએ તે ઠીક પણ એ દિવસને શીશુ ભિખારીઓના ઉદ્ધારનો દિવસ મનાવવો જોઈએ મિઠાઈ મેળાવડામાં ખરચી નખાતાં નાણાંમાંથી શીશુ ભિખારીઓને માટે કેળવણીની શાળા ઊભી કરવી જોઈએ

ઈસુએ કહ્યું છે કે ઈશ્વરના જગતમાં જે છેલ્લો છે તે પહેલો છે અને એમણે એમ પણ કહ્યું છે કે ઈશ્વર જે ભેદ મોટાઓથી છુપાવે છે તે બાળકો સામે પ્રકટ કરે છે ટૂંકમાં માણસોમાં બાળકો જ ઈશ્વરની વધુમાં વધુ નજીક છે ઈશુ બોધથી પ્રેરાઈ ને ખ્રિસ્તી મિશનો એટલે બાળકો માટે ઘણું કરે છે બાળકોમાં જે ભિખારી બાળકો ઉછરે છે, તેમને, ઈશ્વરનો આદેશ માની પ્રથમ ગણી તેઓ માટે આપણે કંઈ કરીએ તેમાં ઈશ્વરનિષ્ઠા અને ધર્મનિષ્ઠા પણ છે જ

☆

## અન્તનો પ્રતાપ

અર્જુનના બાણથી જ્યારે ભિષ્મ પિતામહ રક્તના પાવન થઈને પડ્યા ત્યારે કૌરવો અને પાંડવોમાં હાહાકાર થઈ ગયો

લડાઈ બંધ પડી. સૌએ આયુધો મ્યાન કર્યાં અને દુઃખભર્યા દિલે ભિષ્મ પિતામહ પાસે આવી ઊભા પાંડવો પણ આવ્યા. ભિષ્મ પિતામહ ભલે કૌરવોના પક્ષે હતા છતાં એમના પ્રત્યે પાંડવોનો પહેલા જેવો જ આદર ભાવ હતો

ભિષ્મ પિતામહ મરણશૈયા પર છે એ જોઈને યુધિષ્ઠિર તો રડી પડ્યા. અરેરે! આ વડિલનો વિયોગ થશે! એમણે ભિષ્મ પિતામહને ક્ષમા માગતા કહ્યું પિતામહ તમારા પુત્રોને સૂઝેલી અવળમતિને કારણે તમારે આ દુઃખ ભોગવવું પડે છે—એટલા માટે તમારો પાપ, અમે રડીએ છે! ક્ષમા કરો' ક્ષમા કરો કૌરવ પાંડવોમાં હેતભાવ હોત તો આવી કરુણ પરિસ્થિતિ પેદા ન જ થાત પિતામહ આ છેલ્લી ઘડીએ તમે એવો ઉપદેશ આપતા જાવ જેથી અમે અમારું જીવતર સફળ કરીએ અને ભૂલો ન કરીએ!"

યુધિષ્ઠિરની વિનંતિ પરથી ભિષ્મ પિતામહ કંઈક બોલવા પ્રયાસ કરતા હતા—કેમકે એમને અપાર વેદના થતી હતી—ત્યાં તો ત્યાં હાજર દ્રૌપદીથી ધીમું હસી પડાયું

આવા કરુણ પ્રસંગે દ્રૌપદીનું હસવું સૌને ખૂંચ્યું કૌરવો તો ગુસ્સાની નજરે તેની સામે જોઈ રહ્યા—પાંડવો તો શરમના માર્યા નીચે જ જોઈ રહ્યા.

પાંડવોને ધર્મસંકટમાં મુકાયેલા જોઈને ભિષ્મ પિતામહ ધીરેથી બોલ્યા 'દ્રૌપદી' તું કેમ હસી એ હું જાણું છું—તને હસવું આવ્યું એથી મને નવાઈ નથી અને—કૌરવ પાંડવો! તમને પણ ન થવી જોઈએ દ્રૌપદી! ભર્યા દરબારમાં કૌરવોએ તારાં ચીર ખેંચ્યાં ત્યારે મેં એમને ઉપદેશનો એક શબ્દ ન કહ્યો, મૂગા મૂગા જોયા જ કર્યું એમણે તમને વનવાસ મોકલ્યા ત્યારે પણ મેં એમને ઉપદેશનો એક શબ્દ ન કહ્યો કીચકે લાત મારીની ખબર પણ મેં સાવ મૂગા રહીને સાંભળી લીધી—આવા કંઈક પ્રસંગોએ મેં કૌરવોને ઉપદેશ ન આપ્યો અને હવે જ્યારે હું મરવા પડ્યો છું ત્યારે યુધિષ્ઠિર મને ઉપદેશના બે બોલ કહેવા વિનવે ત્યારે તને હસવું આવે એ સાવ સ્વાભાવિક છે તને એમ કે ખરા પ્રસંગે જે ન બોલ્યા તે હવે કઈ મોંએ એ હસવા જેવું જ છે કૌરવો પાંડવો સાથે લડવા તૈયાર થયા ત્યારે મેં એમને વારવા માટે ઉપદેશ નથી આપ્યો, દ્રૌપદી! હવે એ લોકોનો પરાજય સાવ નજીક છે, ત્યારે યુધિષ્ઠિર મને ઉપદેશના બે બોલ કહેવા વિનવે ત્યારે તને હસવું આવે એ સાવ સ્વાભાવિક છે ખરેખર આ હસવા જેવી વાત છે

દ્રૌપદી' છતાં હવે હું ઉપદેશ આપી શકું છું ઉપર જે જે પ્રસંગો મેં વર્ણવ્યા તે તે પ્રસંગે મેં કૌરવોને કેમ વાર્યા નહીં કેમ શિખામણ—ઉપદેશના બે બોલ કહ્યા નહીં એ તારા આશ્ચર્યનું કારણ છે, ખરું ને? પણ પુત્રી! ત્યારે મારા પટમાં કૌરવોનું અન્ન પડ્યું હતું અને તેથી મારો આત્મા અભડાયો હતો મારી નસોમાં એનું ભ્રષ્ટ લોહી વહેતું હતું હું કયે મોઢે કૌરવોને ઉપદેશ આપું! આજે, અર્જુનના બાણે મારું શરીર છેદીને એ બધું લોહી શરીરની બહાર કાઢી નાખ્યું છે—હવે મારો દેહ પવિત્ર છે હવે હું ઉપદેશના બે શબ્દ કહેવા લાયક થયો છું—અને બે શબ્દ કહીશ '

મરણશૈયા પર પડેલા ભિષ્મ પિતામહનો એકે એક શબ્દ સૌ કોઈના હૃદયમાં સોંસરો ઉતરતો જતો હતો

—રતિલાલ અનિલ

# 'વૈજ્ઞાનિક પદ્ધતિ'



સબ જેલમાથી સેન્ટ્રલ જેલમા જતા, પોલીસો સાથે મુસાફરી કરતા વાતવાતમા આ જાણવા મળ્યુ–

અમુક કોમના રીઢા ગુનેગારો તો એવા હોય છે કે ગમે તેટલી મારપીટ કરીએ, ધાકધમકી કે લાલચ આપીએ, તો યે સાચી વાત કહે નહી અને કેસની કડીઓ મળે નહી એમની પાસેથી વાત કઢાવવાની તરકીબો અમે ય શોધી તો રાખી જ છે પણ ઉનાળામા તો એવુ કરીએ કે ભાઈ પકડાયા હોય તે દિવસે સામાન્ય પદ્ધતિએ ગુનાની વિગત મેળવવા પ્રયત્ન કરીએ છતા પંતો ક્યુ જ રહસ્ય ન બતાવે ત્યારે કહીએ કે, 'આજે ભૂખે મર તે વિના તુ સાચી વાત કહેવાનો નથી,' અને તે દિવસે આખો દિવસ ખાવાનુ ન દઈએ બીજે દિવસે પૂછપરછ કરીએ અને અમને ખાત્રી હોય તે પ્રમાણે પંતો કશી માહિતી ન આપે પછી જાણે કટાળી ગયા હોઈએ તેમ, અધિકારી કહે 'આને હવે સબ જેલમા મોકલી આપો આથી વિગત હવે મળે એમ નથી '

ગુનેગાર તો મનમા રાજી થતો હોય કે આપણે જીત્યા હવે કેસ લૂલો જ રહેવાનો છૂટવાનો સભવ ખરો, ને સજા થશે તો ય ઓછી જ થશે '

પોલીસ કસ્ટડી એટલે પશુના પાંજરા જેવી કોટડી કેદી અને બિછાના સિવાય અદર કશુ હોય નહી રાત્રે, કુદરતી હાજત પણ અદર કરવાની પાણી પણ પોલીસ પાસે માગી લેવાનુ એવી કસ્ટડીમા કેદીને પૂર્યો હોય ઉનાળાના બપોર બરાબર તપતા હોય ત્યારે ફળફળતી ગરમ ગરમ ખીચડી પુષ્કળ તેલ રેડીને–બેએક માણસ ખાય એટલી–કેદીને ધરી દઈએ દોઢ દિવસનો ભૂખ્યો કેદી ઝટ ઝટ ખાવા માડે થોડુ ખાય ને પાણી માગે ફરજ પરનો પોલીસ બહાના કાઢી મોડુ કરે '–અલ્યા, ખીચડી પૂરી કરી થાળી દઈ દે, થાળી લેતો જાઉં ને પાણી લેતો આવુ ' આમ ગદના તલ્લા કરે પંતો ભૂખાળવો તેલથી પચપચતી ખીચડી ખાઈ જાય થાળી લઈને પોલીસ પાણી શેનો આપે? પંતો છેવટે કરગરે વ્યાકુળ થઈ જાય ત્યારે તેને બહાર કાઢીને અધિકારી પાસે ફરી રજૂ કરવામા આવે, 'સાચે સાચુ નહી કહે તો પાણી નહી મળે ટકા મળશે '

આખરે, કેદીના કઠે પ્રાણ આવતા ઘણુ ખરુ, સાચુ કહી દે

સત્યશોધનની આ વૈજ્ઞાનિક પદ્ધતિ!

અને આ યુગ રહ્યો 'વિજ્ઞાન-યુગ' એટલે, હૈયાઉકલતની, કોઠાવિદ્યાની, આતરસૂઝની વાતોને અશ્રદ્ધાની નજરે જોવામા આવે છે ઉપરછલ્લી, જૂનવાણી ગણી કાઢવામા આવે છે બધુ વૈજ્ઞાનિક ઢબે થવુ જોઈએ વૈજ્ઞાનિક પરિભાષામા કહેવાનુ સમજવુ જોઈએ અને એના વલણનો લાભ 'આ વસ્તુ વૈજ્ઞાનિક પદ્ધતિએ તૈયાર કરવામા આવી છે' ઇત્યાદિ કો એવો દાવો આગળ કરીને લેતા જણાય છે આ રીતે કાને આપણે એમ કહેવાનુ સાભળીએ કે, વૈજ્ઞાનિક રીતે ઉછેરેલા બાળકના જેમા સોએ સો ટકા ક્લોરોફિલ જળવાઈ રહે એવી વૈજ્ઞાનિક પદ્ધતિએ ઉતારવામા આવેલા દાતણો અત્યારે ત્યા મળે છે' તો બહુ આશ્ચર્ય જેવુ નથી

પણ આ વૈજ્ઞાનિકતા છે શુ? પોલીસે કેદી પાસે વાત જે રીતે કઢાવી એ પણ વૈજ્ઞાનિક પદ્ધતિ કહેવાય અને દહી મથીને માખણ તારવીએ છીએ તે પણ શુ વૈજ્ઞાનિક પદ્ધતિ ન કહેવાય?

અને છતા, એ બન્ને પદ્ધતિઓના સૌંદર્ય અને સત્ય, શેમા દેખાય છે?

કહેવામા આવશે કે વિજ્ઞાનમા સત્યને સૌંદર્યને ક્યા વચ્ચે લાવ્યા?–પણ ભાઈ વિજ્ઞાન સત્યની શોધ માટે જ છે એ ન ભૂલો અને આપણે વળી સસ્કારી માણસો છીએ, સસ્કૃતિ ઊભી કરી છે અને તે માટે ગૌરવ પણ ધરાવીએ છીએ–તો આ સત્યને ને સૌંદર્યને અવિભાજ્ય જ ગણવા જોઈએ

વર્તમાનની ભૂખ એ સત્ય હોય પણ એ જે રીતે એને શમાવે તે જ સત્ય છે એમ કહીશુ? નહી કહીએ, કેમકે, એમા સૌન્દર્ય નહી બીભત્સતા છે સસ્કૃતિમા એને સ્થાન ખરુ?

સૂક્ષ્મપણે જોઈશુ તો કેટલીય વૈજ્ઞાનિક પદ્ધતિ એમા એવી ક્રૂરતા અને બીભત્સતા દેખાશે.

એવી પદ્ધતિ એક માર્ગ હોય તો ય બીજો માર્ગ નથી જ, એવુ નથી.

પ્રજા માટે સ્વતત્રતા અને શાંતિ એ બન્નેની પ્રાપ્તિ માટે રાજપુરુષને 'વૈજ્ઞાનિક યુદ્ધ'ની વૈજ્ઞાનિક પદ્ધતિ

છેવટની લાગે છે અને એમાં બીજું ઘણું બધું હોય છતાં ક્રૂરતા અને બીભત્સતા તો છે જ. રૂપ ક્યારેક તો સાજ પુરુષો કરતાં ય વિશેષ સ્વતંત્રતા અને શાંતિના આગ્રહી હોય છે પરંતુ તેઓ સૌન્દર્ય દ્વારા સત્ય શોધે છે અને સાધે પણ છે.

વાસ્તવમાં વિજ્ઞાન સૌન્દર્યરહિત નથી. એ માત્ર જડ રસાયનો, જટીલ યંત્ર તંત્ર કે ગણિતમાં જ રહેલું છે એવું યે નથી, એ એના થોડાક સાધનો હશે—વિશેષ નથી.

આજે જ્ઞાન વિજ્ઞાનના ક્ષેત્રોમાં જે જે વૈજ્ઞાનિક પદ્ધતિઓ યોજાઈ રહી છે તે સિવાય બીજી કોઈ પદ્ધતિઓ સંભવિત નથી, ન હોય એવું યે નથી.

ગરમીની મોસમ છે. ખાટા લીંબુ ખૂબ મોંઘા મળે છે, અને આકરા તાપને કારણે વહેલા સુકાઈ જાય છે. વૈજ્ઞાનિક કહે છે કે એને રેફ્રીજરેટરમાં મૂકો. એ જળવાઈ રહેશે. પણ દૂરના ગામડામાં તો રેફ્રીજરેટરનું નામ પણ જાણતા નથી. એવી વૈજ્ઞાનિક પદ્ધતિની એમને ક્યાંથી ખબર હોય? તેઓ તો ગોળાનું ઠંડું પાણી કાચના ગ્લાસમાં ભરી તેમાં લીંબુ નાખી પાણિયારે રાખી મૂકે છે. લીંબુ જળવાઈ રહે છે અને ગ્લાસમાંનું પાણી પણ એવું મહેકે છે કે પાણિયારે જતાં ગામડાંનો જીવ પણ રાજી થઈ જાય છે.

કરોડોની વસ્તીવાળો દેશ. કરોડોને પ્રાથમિક શિક્ષણના વાંધા છે. જીવન નિર્વાહ માટે આવક પણ આછી પાતળી છે—એ બધા એમને ગમેલા સાધનો જતાં—ક્યા વિજ્ઞાન કે વૈજ્ઞાનિક પદ્ધતિ પર તે જીવી શકે છે? એમના એટલાયે સાધનો અને સંતોષને લૂંટ્યા વિના અહિંસા અને પ્રેમ (એમાં સૌન્દર્ય ઓતપ્રોત હોય જ)ના માર્ગે જેટલું જીવનવિજ્ઞાન જેટલી વૈજ્ઞાનિકપદ્ધતિઓ એમને આપી શકીએ તેટલા ભલે આપીએ પણ તેમની હૈયાઉકલત આંતર બુદ્ધિ સૂઝ, કોઠાવિદ્યાની ઠેકડી ન કરીએ તનકી ન ગણીએ.

રક્ષ પાળવવા અને ખંડન મંડન દ્વારા ધર્મ અને ઈશ્વરને પામવા મથતા પંડિત કરતાં, સરળ હૃદયનો નિરાભિમાની પાપભીરુ કર્મનિષ્ઠ નીતિપરાયણ કોઈ ગામડિયો ઈશ્વરની વધારે નજીક હોય એ સંભવિત નથી? એટલા એ ગામડિયો પોતાના તે તે સદ્ગુણો અને કર્મયચાન રાખી શાસ્ત્રાભ્યાસ કરી શકતા હોય તો તે જરૂર આનંદ પામવા જેવું છે.

તેમ જેના બળે કરીને કરોડોનો જનસમૂહ યુગોથી જીવે છે જે સંસ્કૃતિ તળેથી છે—અને તે જીવનદાયી હોવાનું જણાયું છે—તેને કાયમ રાખી વિશ્વની પ્રાપ્તિ માટે તેને અનુકૂળ વિજ્ઞાન અને વૈજ્ઞાનિક પદ્ધતિઓ જરૂર સ્વીકારીએ અને સતત યાદ રાખીએ કે આપણે અહિંસા—(એમાં પરમ સૌન્દર્ય આવી જ જાય છે) પરાયણ સંસ્કૃતિના બાળકો છીએ. એ પણ એ વારસા અને વૈભવને ભોગે 'વિશેષ'ની પાછળ નહીં પડીએ.

એક વાર રૂમ અને ચીનના ચિત્રકારો વચ્ચે હરિફાઈ યોજાઈ હતી. બંને પક્ષો કહે કે અમારી ચિત્રકળા ઉત્તમ છે. એ દાવો કેટલે અંશે સાચો છે તેની પરીક્ષા માટે ત્યારના બાદશાહે સામસામે આવેલી બે ભીંતો નક્કી કરી અને એક બાજુની ભીંત પર રૂમના ચિત્રકારોને ચિત્ર દોરવા કહ્યું અને બીજી બાજુની ભીંત પર ચીનના ચિત્રકારોને ચિત્ર દોરવા કહ્યું અને એ બંને ભીંતોની વચ્ચોવચ જેમાંથી કશું જોઈ શકાય નહીં એવો છત સુધીનો પડદો ટંગાવી દીધો. જેથી એકબીજાની ચિત્રકળાની કોઈ નકલ કરી શકે નહીં.

થોડાક દિવસ પછી રૂમી ચિત્રકારોએ બાદશાહને ખબર કરી કે અમે અમારું કામ સંપૂર્ણ કર્યું છે. ચીની ચિત્રકારોએ પણ કહ્યું કે અમે પણ અમારું કામ સંપૂર્ણ કર્યું છે.

બાદશાહે આવીને વચ્ચેનો પડદો ખસેડાવ્યો તો સૌના આશ્ચર્યનો પાર ન રહ્યો—આ શું? બંને બાજુ પર એક જ જાતના ચિત્રો હતા!

વાત એમ હતી કે રૂમી ચિત્રકારોએ ચિત્ર દોરવાની મહેનત નામેય લીધી નહોતી. એમણે તો ચિત્ર દોરવાને બદલે આખો સમય ભીંતને ઘસી ઘસીને ચકચકિત કરવામાં ગાળ્યો હતો. એટલે તે ભીંત પર ચીની ચિત્રકારોએ દોરેલી કળાકૃતિનું પૂર્ણ પ્રતિબિંબ પડતું હતું.

ગણપતિ અને કાર્તિકેયની હરિફાઈમાં બુદ્ધિબળે ગણપતિ જીત્યા હતા. પણ રૂમના ચિત્રકારોના બુદ્ધિબળે બંને સમાન માન પામ્યા. કોઈ જીત્યું નહીં ને કોઈ હાર્યું પણ નહીં!

[૯૧]

ભગવાનનાં દર્શન, વીજળી પેઠે એક ક્ષણમાં જ થાય છે.
અને એ જ રીતે, એ દર્શનોનો લોપ પણ થાય છે.
પણ લાંબા સમય સુધી બીજી વાર નથી થતાં.
એ દર્શનોનું સ્મરણ, એની વ્યાકુળતા લાગેલાં રહે છે.
હરકોઈને પૂછતો રહું છું કે એમનો મેળાપ ક્યારે થશે?
પરંતુ કોણ બતાવે?
છેવટે અત્યંત વેદનાં થતાં ફરી એક વાર મેળાપ થાય છે.
વાણી ઠરી જાય છે.
અને દેહભાવના સહિત,
ચૈતન્ય જાણે ખોવાઈ જાય છે.
અર્થાત્, અનુભવને માટે પણ અવકાશ નથી રહેતો.
પછી થોડી વાર પછી, એ જ પહેલાંની દશા આવે છે.

[૯૨]

ગોવાલણી માથા પર ઘડો લઈને બજારમાં લઈને નીકળી.
'ગોરસ લ્યો, ગોરસ લ્યો' ને 'ગોવિંદ લ્યો, ગોવિંદ લ્યો' પોકારવા લાગી.
સ્ત્રીઓ પૂછે છે:
ગોરસ વેચે છે કે ગોવિંદ?
ગોવાલણી કહે છે:
મારી ભાષામાં ગોવિંદ અને ગોરસ એક જ છે.
જ્ઞાનદેવ કહે છે:
જ્યારે ઈશ્વરની ધૂન સવાર થાય છે ત્યારે બધા પદાર્થોને તે પોતાનું રૂપ આપે છે.
પછી હું નથી અને મારો વ્યવહાર પણ નથી.

[૯૩]

'મેં તો તે ગોપાલનો વર્ણ લીધો છે.'
'એનો વર્ણ લઈને શું કરીશ? એની જાતિયે નથી ને વર્ણ પણ નથી.'
'મેં મનમાં એનો વર્ણ ધારણ કર્યો તે જ ક્ષણે મારાં જાતિ-કુળ જતાં રહ્યાં. હવે તમારી શીખામણ મને શા ખપની?'
'હા, એ તો ખરું, પરંતુ લોકો ન્યાતબહાર કાઢી મૂકશે અને ગૃહસ્થીનું સુખ ખોઈ બેસશે.'
'પરંતુ સુખની ઇચ્છા હોય ત્યારે ને? ઇચ્છા તો છે ભક્તિ-પ્રેમની.'
એ તો છે મધુર, મધુર, એને આખા શરીરમાં ધારણ કરી છે. હવે એ પ્રીતિ, કોઈ પણ સબબે, કેમ દૂર થાય?
સર્વ સુકૃતોનું ફળ હું પ્રાપ્ત કરીશ.

[૯૪]

દર્શન દેજો પ્રાણપ્યારા,
મને તો માત્ર ગોવિંદની લગની લાગી છે.
મારું ચિત્ત અને ચેતન બંને તે ચોરી ગયા છે.
હવે જગ્યા જ રહી નથી કેવું કોઈ બીજો વિચાર કરી શકું.
પરંતુ હજી સુધી મને તેનું દર્શન થયું નથી.
હું એને કહું છું:
મારી માનતા પૂરી કર
અને દર્શન આપ! તો પછી મનોભાવપૂર્વક હું તારી સેવા કરતો રહું.
દર્શન વિના, સેવા શી રીતે સંભવિત છે?
દર્શન વિના જ હું સેવા કરું તો તે અસેવા નહીં થાય?

[૯૫]

હે મારી મા! મારા હૃદયમાં આવીને રહે.
હું સાંભળું છું કે પ્રેમરૂપ વૈકુંઠનો નિવાસ તને પ્રિય છે.
અને, મારા હૃદયમાં તારા પ્રેમ વિના કશું નથી.
એટલા માટે ત્યાં તું અવશ્ય આવીને રહે.

તુ આ જગતની જનની છે,
તુ પોતે જ વિશ્વરૂપિણી છે
કમલવત નિર્લિપ્ત આંખોથી આ વિશ્વની લીલા જોનારી, તુ સાક્ષીરૂપિણી છે
નિર્લિપ્તતાની તો તુ ખાણ જ છે

[૯૬]

બીજા બધા આધારો છોડી દેવાને કારણે ઈશ્વરમા ધ્યાન લગાવવામા હવે કોઈ મુશ્કેલી નડતી નથી
આજનો દિવસ મારે સદ્ભાગ્યના છે
નામ સ્મરણ સાથે આજે એનો અર્થ પ્રગટ થયો છે
મોઢેથી નામ સ્મરણ કરવાનો અર્થ છે, એની સાથે સાથે પોતાનુ શારીરિક જીવન અને માનસિક ચિંતન ઈશ્વરના ચરણોમા સમર્પણ કરવા
મન, વાણી તથા શરીર, ત્રણે અંગો ઈશ્વરીય પ્રેમથી પરિપૂર્ણ કરવા છે
આજે મારી એવી ભાવના થઈ છે
એટલા માટે આજે દૃઢ નિશ્ચયથી કહી રહ્યો છુ કે હવે મને તારુ જ ધ્યાન લાગે

[૯૭]

આપણી ભક્તોની દૃષ્ટિએ નિર્ગુણ, સગુણ અને સાકાર, ત્રણે એક શ્રીમૂર્તિમા સમાયેલા છે
સુષુપ્તિમા નિર્ગુણની ભાવના કરીએ જાગૃતિમા સાકારને જોઈએ
પરતુ એ શ્રીમૂર્તિના દર્શનોની સામે આપણને એ ત્રણેનુ સ્મરણ નથી થતુ
આ સ્ફૂર્તિ હાર્દિક રુચિ એજ છે કે સસાર સરમા પરોપકારિની વિજયયાત્રા નીકળે અને ભક્તોના મેળામા એને પ્રસ્થાપિત કરે

[૯૮]

ઈશ્વર વિષે મારુ મન જરાયે ડામાડોળ રહ્યુ નથી મરણ, પોતાના દેહમા હુ એનો પ્રત્યક્ષ અનુભવ કરી રહ્યો છુ
હવે ઇચ્છા એટલી છે કે ભવિષ્યમા બધી ઇન્દ્રિયોથી હુ એનો અનુભવ કરુ

[૯૯]

મારી પ્રતિજ્ઞા છે કે સૃષ્ટિ અને સસાર, બધુ સુખમય કરીશ
એને માટે સતોના સમૂહમા જઈશ,
હૃદય પુંડરીકનો તાગ કાઢીશ,
નાના સાધન કરીશ.
અને બધા સાધનોના સારસ્વરૂપ ઈશ્વર દર્શન પ્રાપ્ત કરીશ
પછી એનો મેળાપ થતા
દરેક પદાર્થ પર એનો જ રગ ચઢશે

[૧૦૦]

હે પરમેશ્વર!
તુ નિર્ગુણ નિરાકાર, કેવળ અનિર્વાચ્ય છે
તારા મહિમાનુ આકલન અમારુ હૃદય કેવી રીતે કરે?
તને અમારી આખ શી રીતે જુએ?
તારુ વર્ણન અમારી ભાગી તૂટી વાણીમા કઈ રીતે કરીએ?
જ્યા વેદ અને પુરાણોને પણ 'નેતિ' 'નેતિ' કહેવુ પડ્યુ, ત્યા અમારી શી વિસાત?
પરતુ તેથી તો તુ ભક્તોની ભાવનાને વશ થઈને, અમારે માટે ઉદારતાપૂર્વક સગુણ, સાકાર, સુલભ થઈ ગયો છે
હવે અમે અમારા હૃદય પર તારા ધ્યાનની પછેડી ઓઢી શકીએ છીએ
આખો ભરીને તને જોઈ શકીએ છીએ
વાણીથી તારુ ગાન ગાઈ શકીએ છીએ
નિર્ગુણ તો તુ છે જ, પરતુ અમારી પ્રાર્થના છે કે જ્યા સુધી અમને આ આખો અને વાણી મળેલા છે, ત્યા સુધી તારુ એ જ સગુણ સુદર રૂપ અને સર્વોત્તમ મધુર નામ અમને નિરતર મળતા રહે

# ખાલી ઘર

લેખક વાઈકુમ મોહમ્મદ બશીર
અનુ 'અંજુમ' વાલોડી

પેલા ઘરની બંધ બારી ઉપર મોટા લાલ અક્ષરે લખાયેલી રમૂજપ્રેરક વિનંતિ તમે આજે પણ વાંચી શકો છો 'અતિશય થાકી ગયેલો હોવાથી હું ગાઢ નિદ્રા લઈ રહ્યો છું કૃપા કરીને મને જગાડશો નહિ"

પણ એ ઘરમાં એવું તે કોણ ઊંઘી રહ્યું છે?

છેલ્લા કેટલાયે વરસોથી એ ઘર ખાલી પડ્યું છે એમાં કોઈ નથી રહેતું એટલું જ નહિ પણ રહેવાની હિંમત પણ કરી શકતું નથી એ ઘરની ફરતે ઘાસ અને ઝાડ ઝાંખરા ઉગી નીકળ્યા છે ઘરની દીવાલોનો રંગ ઊડી ગયો છે, અને જ્યાં જુઓ ત્યાં કરોળિયાના જાળા લટકી રહ્યા છે ઘરની અંદર પણ ભયંકર નીરવતા વરતી રહી છે ત્યાં જતા જ ભય ગભરાટ અને એવી બીજી અકથ્ય લાગણીઓથી આપણું હૈયું ભરાઈ જાય છે, અને જાણે કોઈ પ્રાગૈતિહાસિક મહાન ખંડેર સામે આપણે ઊભા હોઈએ એવો ભાવ મનમાં જન્મે છે'

એ ખાલી ઘરના સંબંધમાં તરેહ તરેહની વાતો સાંભળવામાં આવે છે

એક કાળે એ ઘર એક બહુ જ કુશળ કલાકારનું નિવાસસ્થાન હતું આ જગતમાં તેનું કોઈ કહેતા કોઈ સગું હતું નહિ તે એકલો જ એ ઘરમાં રહેતો અને માનવ જીવનના પાસા રજૂ કરતા ચિત્રો દોર્યા કરતો

ફુરસદને સમયે ગીત સંગીત સાંભળવાનો પણ તેને ખૂબ શોખ હતો પણ તેની પાસે બેસી ગાનાર કોઈ હતું નહિ એટલે એક ગ્રામોફોન અને ઘણી બધી રેકર્ડો તેણે વસાવી લીધી હતી મનમાં આવે ત્યારે એનાથી તે પોતાનું મન બહેલાવી લેતો હતો

તે કાળમાં કલાકાર વિખ્યાત નહોતો થયો પણ તે કાળમાં દોરાયેલા ચિત્રોએ જ તેને પાછળથી આંતરરાષ્ટ્રિય ખ્યાતિનો અધિકારી બનાવ્યો એ ચિત્રો દોરાયાં તે કાળમાં યે કલારસિકોએ એ ચિત્રો જોયા હતા, પણ ત્યારે એ ચિત્રો લોકપ્રિયતા પામી સક્યા નહિ શા માટે? કારણ કે તે સમયે એ ચિત્રોની ટીકા કરવામાં જ તે લોકોએ ડહાપણ માન્યું એ ચિત્રોમાં આલેખાયેલ નવા ભાવ નવી કલ્પના અને નવી શૈલીમાં જ તેમને મુખ્ય ત્રુટિઓ જણાઈ દરેક કળામાં થતા નવીન પ્રયોગો પ્રતિ હમેશાં શંકાની નજરે જોવામાં આવે છે, અને એ ચિત્રોમાંની નવીનતાઓ જોઈ કલાના એ રૂઢિચુસ્ત વિવેચકો ગભરાઈ ગયા પ્રણાલિકાભંગ કરવા બદલ તેમણે એ કલાકારને વિદ્રોહી જાહેર કરી દીધો

બધા લોકો કલાકારના દુશ્મન બની ગયા દરેક રીતે તેને હેરાન કરવા લાગ્યા પોતાના એ ઘરમાં પણ શાંતિપૂર્વક તે બેસી શકતો નહિ જાણે ગાંડપણ વળગ્યું ન હોય તેમ, બધા લોકો, બધા વર્તમાનપત્રો અને વળી ધાર્મિક તેમજ રાજકીય સંસ્થાઓએ સૌ સાથે મળીને એ કલાકાર વિરુદ્ધ પોકારી ઊઠયા 'આ કલાકાર મનુષ્ય નહિ, પિશાચ છે માનવી જીવનના મૂલ્યોને દૂષિત કરનારો છે એના ચિત્રો અશ્લીલતાપોષક છે અમારી મહાન સંસ્કૃતિને બટ્ટો લગાડનારા છે'

કલાકાર એ બધું સાંભળતો, અને જવાબમાં માત્ર ધીમું હસી દેતો તે જરા વિનોદી સ્વભાવનો માણસ હતો એ કલાકારને એક કવિ સાથે ગાઢી મિત્રતા હતી. તેણે એ કલાકારનું જીવનવૃત્તાંત આલેખતું એક પુસ્તક લખ્યું છે

એક દિવસે કલાકારે કવિને કહ્યું 'પેલી બારી પર લખાયેલી વિનંતિ વાંચીને તું મનમાં મૂંઝાશ નહિ ભાઈ! એ ખરું છે કે હું સૌથી કંટાળી ગયો છું પણ તને છૂટ છે તું ચાહે ત્યારે મારી પાસે આવી શકે જ મારા ઘરના બારી બારણાં બંધ હોય અને ગ્રામોફોનમાંથી કોઈ ગીત નીકળતું ન હોય ત્યારે પણ ... ઘરમાં જ હોઈશ ચિટ્ઠાપટ્ટીમાં ચપ્પુનું પાનું નાખીને ફેરવશે એટલે બારણું ઉઘડી જશે"

અને એ પછી કવિ ઘણીવાર કલાકાર પાસે જતા અને કલાકોના કલાકો સુધી બંને મિત્રો સાથે બેસીને ચર્ચા વિચારણા કરતા રહેતા સદ્‌ભાગ્યે એ બંનેના વિચારો મળતા આવતા હોવાથી તેમની મિત્રતા અતૂટ રહી શકી

*

જુઓ, શહેરના વચ્ચેના ભાગમાં આવેલા આ ફૂલોના મોટા બાગમાં એનો કલામય દુનિયાનો નિદર્શક ઊભો રહ્યો છે એ કોઈ જીવતોજાગતો કલાકાર નથી પણ તેની એક વિરાટ પ્રતિમા માત્ર છે

એ પ્રતિમાના કપાળ પર ઝાંખા શબ્દો કોતરેલા છે

ચીજ ખાઝી ગયેલી જણાય છે. એના મસ્તક ઉપર કેટલાક પક્ષીઓ બેઠાં થાક ઉતારી રહ્યા છે. એ કલાકારના દેશબાંધવોએ જ તૈયાર કરાવેલી આ પ્રતિમાનું નિરીક્ષણ કરતાં જ તમને જરૂર હસવું આવશે. એવી હાસ્યાસ્પદ છે એ પ્રતિમા!

એ વિશે કવિ પોતાના પુસ્તકમાં લખે છે: "મૃત્યુ પામવું એ કાંઈ અસામાન્ય ઘટના નથી. કોઈ મૃત્યુ પામે તો શું તેની જગ્યા લેવા માટે તરત બીજી વ્યક્તિ આગળ નથી આવતી? ધારો કે હું મરી જાઉં, તેથી શું દુનિયાનો વ્યવહાર અટકી જશે? આ 'હું' હું માત્ર પોતાની જાત માટે જ નથી વાપરતો, પણ માનવજાતના ઇતિહાસ સાથે શરૂ થતા 'હું' માટે વાપરું છું, જે હું છુંની કડી તમે છો. હવે ધારો કે, તમે જ એ 'હું' છો, અને તમારી જ આ વાત છે. તમે કવિ હો, કલાકાર હો, પ્રકાંડ વિદ્વાન હો, પ્રબળ ચિંતક હો અથવા તો એક ગાયક જ કેમ ન હો, પણ તમારે આમજનતા વચ્ચે જ રહેવાનું હોય છે તમારી બધી શક્તિ આમજનતા માટે જ હોય છે

"પણ તમે જીવતા રહો ત્યાં સુધી, તમારે માટે લાગણીપૂર્વક બે મીઠા શબ્દો ઉચ્ચારનાર કોઈ તમને મળશે નહિ. એવી લાગણી દર્શાવવાનો કોઈ પાસે સમય જ નથી હોતો! છતાં, તમને દુઃખ પહોંચાડવા રંજાડવા માટે અને તમને સતાવવા-વગોવવા માટે સૌને પૂરતો સમય મળી રહે છે!

"તમને ભૂખે મારવામાં આવે છે, અને તોયે અંતઃકરણને વફાદાર રહીને તમે તમારું કર્તવ્ય બજાવ્યે જાઓ છો. પછી જ્યારે ભૂખ અને શ્રમને લીધે તમારી પેટની વધી જાય છે ત્યારે ઠંડું પાણી પીને અને વાજું વગાડીને તમે તમારા મનને બહેલાવી લો છો.

"દેશભરમાં તમારા 'વિદ્રોહ'ની ચર્ચા ચાલે છે વર્તમાનપત્રો તમને વગોવવાની જવાબદારી ઉપાડી લે છે. ઠેર ઠેર સભાઓ યોજાય છે, અને તેમાં તમારી વિરુદ્ધ ઝેરીલાં પ્રવચનો થાય છે. બધા ધર્મો તમારી સામે મોરચા માંડે છે. અને આમ અનેકવિધ રીતોએ ભોળી જનતાને તમારી વિરુદ્ધ ઉશ્કેરવામાં આવે છે!

"તમારી સામે મોરચા માંડનારાઓમાં એકલા આસ્તિકો જ નહિ, નાસ્તિકો પણ છે કારણ કે, એ સૌની નજરમાં તમે ગુનેગાર છો, બધા દુર્ગુણોનું મૂળ છો, દાંભિક છો, વિશ્વાસઘાતી છો, અને એવું એવું ઘણું કાંઈ છો! ટૂંકમાં એટલું જ કે, તમે માનવસંસ્કારિતા અને મંગલ ભાવનાઓના શત્રુ છો.

"હવે ધારો કે, તમારે માથે આરોપાયેલા બધા આરોપોનો તમે સ્પષ્ટ એકરાર કરી લો છો, ભૂખમરો વેઠો છો અને પછી દિવસ અગર રાત્રિની કોઈક શાંત ઘડીએ નિરાધાર અવસ્થામાં જ તમે મૃત્યુ પામો છો. પણ તેથી શું તમારી બધી આપત્તિઓનો અંત આવી જાય છે? ના! સભાઓ અને પ્રવચનોની પાછી એક પરંપરા ચાલે છે.. બધા ધર્મો, બધાં વર્તમાનપત્રો, બધી રાજકીય સંસ્થાઓ અને બધા આસ્તિકો અને નાસ્તિકો તમારા મૃત્યુ પર વિલાપ કરવા માંડી પડે છે! 'અફસોસ'...તે ચાલ્યો ગયો મૃત્યુ પામ્યો...તે ઉચ્ચ ચારિત્ર્યનો માલિક હતો નીતિમાન અને ધર્મનિષ્ઠ હતો.. મનુષ્યના રૂપમાં તે એક દેવદૂત હતો .."

'સમય વીતે છે. તમારા જીવનની બધીયે હકીકતો મંચસ્થ થાય છે, ચોરે અને ચૌટે તમારો મહિમા વર્ણવાય છે, અને તમે ગીતો અને કાવ્યોનો વિષય બની જાઓ છો!

"જો એ બધું તમને સાંભળવા અગર વાંચવા મળે તો તમે તમારી જાતને માણસથી યે કાંઈક અધિક માનવા લાગો!

"અને હજી એ તો તમારી વિપત્તિઓની શરૂઆત માત્ર છે દિવસો વીતે છે. પુસ્તકાલયો, વિદ્યાલયો, હોટલો, બજારો, થિયેટરો, માર્ગો, દુકાનો, બાગો, વગેરે સાથે તમારું નામ જોડી દેવામાં આવે છે એટલું જ નહિ, તમારી પ્રતિમાઓ પણ તૈયાર કરવામાં આવે છે, અને એ પ્રતિમાઓરૂપે તમે સૂર્યનો તાપ અને વરસાદની ઝડીઓ ઝીલતા ચોવીસે કલાક ઊભા થઈ રહો છો. તમારા કપાળ પર પક્ષીઓના અઘારથી નિત નવી આકૃતિઓ બનતી અને મટતી રહે છે!

"આહ દુનિયા! આવી બધી વિડંબના શા માટે? આવા બધા લહેરી અભિલાષોનો શો અર્થ?!

"એ બધી વાતોના ખ્યાલમાત્રથી જ શું તમને હસવું નથી આવતું?

"એ બધી વાતો કદાચ તે કલાકારના ખ્યાલમાં પણ હશે જ. એટલે જ તો પોતાના બાગમાં ઊભેલી તેની પ્રતિમા દુનિયાની વિડંબના કરતી ઊભી રહી છે!"

તે સમયે કલાકારનું એ ઘર વેરાન નહોતું. તેના આંગણામાં જંગલી છોડ અને ઝાડ ઝાંખરા ઊગી નીકળ્યાં નહોતાં. તેની દીવાલોનો રંગ પણ બહુ સુંદર હતો. ત્યાં જતાં કોઈને બીક લાગતી નહોતી. ગીત સંગીત અને મહેમાનો સાથે થતી ચર્ચાઓના અવાજોથી આખું ઘર ગૂંજતું રહેતું હતું.

આમ ને આમ સમય પસાર થતો ગયો.

અને કાજળકાળી એક રાત્રિએ કવિ એ ઘર સામે જઈ પહોંચ્યો. તેનાં બધાં બારી બારણાં બંધ હતાં. ચોતરફ ભય પમાડે એવી નીરવતા પ્રસરેલી હતી. કલાકાર ઘરમાં જ હશે એમ માની કવિ આગળ વધી બારી પાસે પહોંચ્યો. બારીમાંની એક નાની ફાટમાંથી પ્રકાશનું એક કિરણ બહાર નીકળી રહ્યું હતું. કવિએ વિચાર્યું: અત્યારે કલાકાર પોતાના કાર્યમાં મગ્ન હશે અને એવા સમયે તેના કાર્યમાં ખલેલ પાડવી એ ઠીક નથી. આથી તેણે ખીસામાંથી પોતાનો નવો કાવ્યસંગ્રહ કાઢ્યો. બહાર ટિંગાડાયેલા કલાકારના લેટર બોક્ષમાં તે મૂકી દીધો અને પછી પોતાને ઘેર ચાલ્યો ગયો.

એ પછી ત્રણ સપ્તાહ સુધી કવિ કલાકારને મળવા જઈ શક્યો નહિ. એક રાત્રે કવિ પાછો કલાકારને ઘેર જવા ઊપડ્યો. તે આખી રાત કલાકાર સાથે ગાળવાનો તેનો વિચાર હતો. કલાકારના ઘર પાસે તે પહોંચ્યો ત્યારે પણ ત્યાં સ્મશાનવત્ શાંતિ હતી. કવિ તે ઘરના ઓટલા ઉપર ચઢી ગયો. પોતાની ટોર્ચના પ્રકાશમાં તેણે જોયું તો કલાકારનું લેટર બોક્ષ પત્રો અને સામયિકોથી ચિક્કાર ભરાઈ ગયું હતું અને કેટલાક પત્રો ઓટલા ઉપર વિખેરાયેલા પડ્યા હતા. તેણે મૂકેલ કાવ્યસંગ્રહ પણ એમનો તેમ પડી રહ્યો હતો.

ઓટલા પરનું એ દૃશ્ય ભાળી કવિનું મન અનેક શંકાકુશંકાઓથી ભરાઈ ગયું. ત્યાં ઊભા ઊભા જ તેણે કલાકારને બેચાર બૂમો પાડી પણ કશો જવાબ મળ્યો નહિ. તેણે જોર જોરથી બારણું ઠોકવા માંડ્યું પણ વ્યર્થ. બારીની ફાટમાંથી પ્રકાશની એક આછી ધાર નીકળી રહી હતી. ઘરમાંથી વિચિત્ર પ્રકારનો અવાજ આવી રહ્યો હતો. કવિનું દિલ જોર જોરથી ધડકવા લાગ્યું. ધ્રૂજતા હાથે તેણે પોતાના ખીસ્સામાંથી ચપ્પુ કાઢ્યું, અને તેના વડે ઘરની સ્ટોપર ખોલી. બારણું ઉઘડતાં જ અંદરથી ભયંકર દુર્ગંધ બહાર નીકળી. ઘરમાં સળગતા વીજળીના દીવાના ઝળહળતા પ્રકાશમાં કવિએ મોટા મોટા ઉંદરોને આમતેમ દોડાદોડી કરતા જોયા. વચ્ચે જ ગોઠવાયેલા ટેબલ ઉપર ગ્રામોફોન પડ્યું હતું. તેની થાળી ઉપર પૂરી વાગી ચૂકેલી એક રેકર્ડ પણ હતી. ગીતના કરુણ અંત આવી ગયો હતો.

પછી ધીમે રહીને બારણામાં ઊભા ઊભા જ કવિએ કલાકારની પથારી તરફ પોતાની દૃષ્ટિ લંબાવી અને તરત જ તેના મુખમાંથી ભયંકર ચીસ નીકળી ગઈ. પથારી ઉપર કલાકારનો હાડપિંજર થઈ ગયેલો નિષ્પ્રાણ દેહ પડ્યો હતો.

અને ત્યારે પણ બારી પર લાગેલ અક્ષરોમાં લખાયેલી પેલી વિનંતીપૂર્ણ વિનંતિ જાણે કહી રહી હતી: અતિશય થાકી ગયો હોવાથી હું ગાઢ નિદ્રા લઈ રહ્યો છું. કૃપા કરીને મને જગાડશો નહિ.

☆

**છૂ**ટ એટલે જીવન ઘડનારને નુકસાન પહોંચાડવા માટે અપનાવવા જેવો નિયમ કે ધોરણ.

**અ**તિ દૂરના પ્રદેશમાં ગયેલ સ્વજન કે મિત્ર સ્નેહીજનની જે નિકટતા અનુભવી રાખે છે એ પણ એક કળા છે, તે જ રીત પીંછી કે રેખાના સ્થૂળ નિરૂપણથી આગળ જઈને ય કવિ અને ચિત્રકાર જ સુકવિતા અને સુચિત્ર આપે છે એનાં ય ઉદાહરણ જ હોય છે.

**સં**સ્કારી માણસને આંતરવિવેક વિના ન ચાલે. એ વિવેક એટલે શું એ સાચી કળા સમજાવે છે.

**કળા** મૂળે એક ક્ષણ જ હોય છે. કળાકાર એની કૃતિમાં ઉતારી ચિરંજીવ રૂપ અને આયુષ્ય આપે છે.

**ક્ષ**ણે ક્ષણે પલટાતા માનવભાવોનું સ્થિર રૂપ કળાકૃતિમાં જોઈ શકાય છે.

**સૂ**ક્ષ્મ ભાવોના પ્રકટીકરણ માટે કઈ સ્થૂળ વિગતોને બાદ કરવી જોઈએ એ કળાકાર વધુ સારી રીતે જાણે છે.

**સા**માન્ય દર્શકને પૂર્ણ લાગતી કૃતિને ય દિવસો સુધી ફરી ફરી મઠાર્યા કરતા કળાકારમાં સૌન્દર્યનિષ્ઠા તો છે જ, પણ સાચી શ્રમનિષ્ઠા પણ છે.

**ક**ર્ણપ્રિય સૌન્દર્યપૂર્ણ કવિતામાં જ છંદ જુએ એ અધૂરી દૃષ્ટિ છે, જે છંદથી સુકાવ્ય બને છે તે જ છંદથી સરસ ચિત્ર પણ બને છે.

જમનામા કહેતા 'મારા છોકરા જેવો છોકરો કોઈને ન હજો! દરરોજ, સાંજ પડ્યે ગામ આખાનો ઉકરડો ઘરમાં ભેગો કરે છે. ઓસરીના ખૂણામાં બેઠો બેઠો કંઈ ને કંઈ નવાજૂની કરતો જ હોય, અને લાકડું, કાગળના ડૂચા, કાગળની કાપલીઓમાંથી જેવા તેવા આકાર કરીને બોલી ઊઠે: 'જો બા, જો તો ખરી, મેં કૂતરો કર્યો' અને આ હાથી જોયો? ને બા, મારો આ મોર તો જો, કેવો કળાયલ થયો છે? જો, સારો થયો છે ને?"

'આવા તે કંઈ છોકરા હોય' ભણવાની ચોપડી કોઈ દિવસ ઉઘાડી હોય તો એની મા મરે! તથા પિતાજી ઈને એને ખૂબ મારું તો યે નીભર થઈને ચૂં કે ચાં કર્યા વિના બેસી રહે કે દયામણું મોઢું કરીને રડતો રહે. એના કરતાં તો પેટે પથરો લેડ્યો હોત તો યે સારું હતું. આ રોજરોજના સોઈઝાટકાળા તો નહીં!

'ગમે તેમ, પણ છેવટે હું રહી એની મા. એટલે ગુસ્સામાં આવી, ઢીબણી જઈને મારું તો ખરી, પણ પછી અંતર વલોવાય, ખૂબ પસ્તાવો થાય કે પેટના જીવને નાહક માર્યો પણ ત્યારે કરું પણ શું? એની હારનો મારી બહેનપણીનો દીકરો રમેશ આવતે વર્ષે મેટ્રિકમાં જશે, પણ આ બોથો, તો વીસ વર્ષે પણ મેટ્રિક પાસ નહીં થાય.

'ત્યારે, ગાતાની ફરજ શી? છોકરાને તેની ધૂન પોષવા દઈ મારે તેનું ભવિષ્ય બગાડવું? ખીજમાં ને ખીજમાં તેના રંગો ઢોળી નાખું છું. કાગળ કપડાની કતરણો બાળી નાખું છું, તોપણ એ હઠીલો છોકરો મને જરાય મચક આપતો નથી. હું કરાણું છું ને એને ધીબી નાખું છું. આકરા વેણ કહી નાખું છું, મારી આંખમાંથી આંસુ આવી નથી નીકળે છે. પણ બાજરીના ડૂંડા જેવો તે જરાય વળતો નથી. પેટે પાટા બાંધીને પણ મારે તેને ભણાવવો છે, ખૂબ ભણાવવો છે, પણ તેને તો ચોપડા અળખામણા થઈ પડ્યા છે, ભણવાની વાત તો બાજુએ રહી. તે ભણે, ગણે, બે પૈસા કમાય અને મારી ઢળતી ઉંમરે મારી આંખ ઠારે, એટલું જ હું ઈચ્છું છું. તે ભવિષ્યે કેમ અને શા રીતે સુખી થાય તે હું જાણું. એટલું એ શેતો જાણે? એવું હોત તો એણે મારું કહ્યું જરૂર માન્યું હોત.'

—અને છોકરો મોટો થયો. વરસને વીતતાં કંઈ વાર લાગે છે? છોકરો ઉંમરે જ નહીં, બીજી રીતે પણ લોકદૃષ્ટિએ મોટો થયો. કોઈ મહાન ચિત્રકાર તરીકે ગૌરવથી તેનો ઉલ્લેખ કરે છે. કોઈ વળી એણે કંડારેલ મૂર્તિ જોઈને મુગ્ધ થઈ જાય છે. રંગ, રેખા અને આકારના સ્વામી તરીકે દૂર દૂર તેની ખ્યાતિ છે.

એ મહાનતા લોકોએ તો હમણાં આપી છે પણ જમનામાના એ બાળકાએ એ મહાનતા પ્રાપ્તિની શરૂઆત તેના નાનપણથી જ કાગળ, કાપડની કતરણો માટીના લોંદા અને પથ્થરના ટુકડાઓ પર હાથ અજમાવી અજમાવી કરી હતી.

જમનામા, દીકરાએ બનાવેલી કનૈયા કુંવરની મૂર્તિ સામે બેસીને રોજ રોજ પોતાના પુત્ર માટે કનૈયાને પ્રાર્થના કરે છે અને પોતાની આગલી ભૂલ માટે પુષ્કળ પસ્તાવો કરી માફી માગે છે.

કનૈયાલા પોતાના પુત્રના યે દર્શન કરતા કરતા જમનામાને ભૂતકાળ સાંભરતાં ગદ્‌ગદ્ કંઠે બોલી ઊઠે છે 'બેટા મેં તને કેટલો માર્યો, કેટલો નિરાશ કર્યો તારા માર્ગમાં કેટકેટલી અડચણો ઊભી કરી? છતાં તું તારી લગનીને વળગી જ રહ્યો' તારી લગનીમાં મેં તારું ભવિષ્ય જાણ્યું હોત તો? મેં જીવતા પૂતળાને પથ્થર માન્યો અને તેં પથ્થરમાંથી જીવંત મૂર્તિ સર્જી'

અને જમનામાની આંખમાંથી ગરમ ગરમ આંસુની ધારા વહી નીકળે છે. એની ઉષ્મા નવી માન્યતાઓને સ્પર્શે તો!

માટીના પિંડની માટી અભીપ્સાને ચકાવી જો
કર્મના ચાકડે તો એ ચક્રચાલક નાથ રે'
ઘડનો ઘાટ દેવાને અધીરો આ હાથ બે.
જયન્ત પાઠક

# અવન્તિની શિપ્રા

કાકા કાલેલકર

જે નદીનું ભૂગોળમાં કોઈ નામ કે મહત્ત્વ ન હોઈ શકે એવી નદી કદી-કદી ઇતિહાસમાં સારું સ્થાન પામે છે અને આપણા આદરયુક્ત સ્મરણની અધિકારીણી બને છે. મહારાષ્ટ્રની ઇન્દ્રાયણીને લઈએ. લોણાવલાની પાસે પહાડમાં જન્મ લઈને દેહ-આલન્દીને રસ્તે આગળ જઈને એ ભીમાને મળે છે. ભીમા પોતાની વક્ર ગતિને કારણે ચન્દ્રભાગા નામ પામીને કૃષ્ણામાં જઈ મળે છે. અને કૃષ્ણા, એવી જ અનેકાનેક નદીઓનો જલભાર લઈને મહારાષ્ટ્ર અને આન્ધ્રને વીંધતી અને પશુ-પક્ષીઓનું કલ્યાણ કરતી પૂર્વ સમુદ્રને પોતાનું જીવન-સર્વસ્વ અર્પણ કરે છે. ક્યાં સાગરકામિની કૃષ્ણા અને ક્યાં નાનકડી ઇન્દ્રાયણી! પરન્તુ, તુકારામ અને જ્ઞાનેશ્વર જેવા લોકોત્તર સંતોને કારણે એ નદી ઇતિહાસ પ્રસિદ્ધ થઈ છે. એની પાવનતા તો નિર્વિવાદ કબૂલી શકાય છે.

એવી જ એક નાનકડી નદી માલવામાં પુરાણ-વિશ્રુત, ઇતિહાસ-પ્રસિદ્ધ અને કાવ્યગીત થઈ છે. એનું નામ છે સિપ્રા, શિપ્રા યા ક્ષિપ્રા. ખબર નહીં કે એ નામ કયા ઋષિ તરફથી એને મળ્યું. આપણા પુરાણકાર કોઈ પણ નામનું સંસ્કૃત કરવામાં ચતુર હોય છે. એટલું જ નહીં, એના નામને સિદ્ધ કરવા માટે કોઈ આડીઅવળી વાર્તા પણ ઉપજાવી કાઢે છે. શિપ્રાના 'શ,' 'પ' અને 'ર'—એ ત્રણ અક્ષર લઈ એમણે કહ્યું કે એ શિવજી તરફથી પાતિત રક્તથી બનેલી નદી શિપ્રા છે.' ભગવાન વિષ્ણુની આંગળીમાં પોતાના ત્રિશુલથી શિવજીએ છેદ કર્યો, અને આંગળીમાંથી નીકળતું લોહી પોતાના કમંડળમાં ઝીલી લીધું. કમંડળ ભરાતાં એ વહેવા લાગ્યું—એ જ છે શિપ્રા નદી. એ કથા મને તો કંઈ રોચક લાગી નહીં. મહારાષ્ટ્રીઓએ શિપ્રાનું ક્ષિપ્રા કમારનું કરી નાખ્યું છે. મને એ જ નામ સારું લાગે છે. ક્ષિપ્રા એટલે તેજથી દોડનારી. નર્મદા નદીનું મૂળ નામ છે રેવા. એ નર્મ આપે છે તે માટે તેનાં ગુણ-ગાનરૂપે નર્મદા નામ પાછળથી પ્રચલિત થયું. રેવાનો અર્થ છે 'કૂદનારી' એના પ્રવાહમાં અનેક નાના-મોટા પ્રપાત હોય છે, એને રેવા જ કહેવી જોઈએ. એ પ્રમાણે જે પહાડોમાં દ્રુત ગતિએ દોડે છે તે ક્ષિપ્રા જ હોઈ શકે. ગમે તે હોય, પુરાણોમાં અને કાવ્યોમાં ક્ષિપ્રા નહીં, પરંતુ સિપ્રા અથવા શિપ્રા નામ મળી આવે છે.

એ નદીનું વર્ણન કરતાં પુરાણકાર અને કવિ થાકતા નથી. તપસ્વિતા, જ્ઞાનોપાસના, રસિકતા, અને વિલાસિતા – માનવજીવનનાં આ બધાં પાસાઓનો ઉત્કર્ષ એ નદીને કિનારે થયો છે. હિરણ્યકશ્યપુના પુત્ર પ્રહ્લાદની વાત આપણે છોડી દઈએ. પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ અને એમના મોટાભાઈ બન્નેએ જ્યાં સુધી વાસુદેવ દેવકી દાસ્યમુક્ત ન થયાં ત્યાં સુધી ભણવાનો વિચાર કરવાનો ય ઇનકાર કર્યો. એ પ્રકારના પિતૃઋણથી મુક્ત થતાં જ એમણે મથુરા વૃન્દાવન છોડીને ઉજ્જયિનિ જઈને સાંદિપનિ ઋષિના આશ્રમમાં વિદ્યાલય કરવાનું ઠેરવ્યું. આજે પણ સાંદિપનિ ઋષિનો આશ્રમ ઉજ્જયિનીની પાસે, ક્ષિપ્રા નદીને કિનારે બતાવી શકાય છે. નદીનું દર્શન કરતાં જ મનમાં કૃષ્ણ, સુદામા આદિ બ્રહ્મચારી અહીં, પાણીમાં કેવા નાહતા હશે, તરતાં હશે અને એકબીજાના મોઢા પર પાણી ઉછાળી ઉછાળીને શ્વાસ લેવો પણ મુશ્કેલ કરતા હશે, એનું ચિત્ર અંતઃચક્ષુની સામે ખડું થાય છે.

જ્યારે હું પ્રથમવાર ઇન્દોરથી ઉજ્જૈન ગયો ત્યારે શિપ્રાનું દર્શન મહાકાળેશ્વરની પાસે જ પ્રથમ કર્યું હતું. શુભગ-સલિલા શિપ્રા ક્ષિપ્ર જોતાં હતી. મહાકાળેશ્વર ભારતના વિખ્યાત દ્વાદશ જ્યોતિર્લિંગોમાંનું એક છે. એટલે અસંખ્ય યાત્રાળુઓ અહીં આવે જ છે. અને કુંભ મેળાના ચાર સ્થાનોમાં ઉજ્જયિની પણ હોવાને કારણે સમસ્ત ભારતના

**એંધાણી**

જીવનનો ભલે રંગ ગયો છે ફટકી,
સંયમની રાખડીએ તો ટકવું જ રહ્યું;
જર્જર છે, છતાં દેવની એંધાણી છે,
મંદિરની ધજાએ તો ફરકવું જ રહ્યું!

મ

**અધૂરી ઇમારત**

વિશ્વકર્માએ દિશા કેરી દીવાલો ખોલી,
મુક્ત ધારાઓની કરી સોઈ ન રાખી સારી;
આવડા વિશ્વમાં મૂંઝાઈ મરે ક્યાં માનવ
ફેરવે એને મળી આપી મરણની બારી.

ગની દહીંવાલા

# ભગવાન બુદ્ધનો ઈર્યાપથ

ભરતસિંહ ઉપાધ્યાય

ઈર્યાપથનો સામાન્ય અર્થ છે 'શારીરિક હિલચાલ.' પાલિ સાહિત્યમાં ચાર ઈર્યાપથ મનાયા છે—૧ ચાલવું, ૨ ઊભા રહેવું, ૩ બેસવું, ૪ સૂવું, આ જ 'ચાર ઈર્યાપથ' કહેવાય છે. તાત્પર્ય કે કોઈ વ્યક્તિની રહેણીકરણી સાધારણ છે. એ અર્થમાં આપણે તથાગતના ઈર્યાપથનું વર્ણન કરીશું.

ભગવાન બુદ્ધની દિનચર્યા પાંચ ભાગમાં વહેંચાયેલી જોઈ શકાય છે—૧ ભોજન પહેલાનું કાર્ય, ૨ ભોજન પછીનું કાર્ય, ૩ રાતના પ્રથમ પહોરનું કાર્ય, ૪ રાતના વચ્ચેના પહોરનું કાર્ય, અને ૫ રાતના છેલ્લા પહોરનું કાર્ય.



પ્રાત કાળે—વહેલી સવારે ભગવાન બુદ્ધ જાગી જતા સૌચાદિ નિત્યકર્મ ને સ્નાન કરતા, એ વખતે કોઈને પોતાના કામ માટે ન બોલાવતા પોતાનું બધું કામ પોતાને હાથે કરતા સ્નાન કર્યા પછી કપડા બદલી કોઈ એકાન્ત સ્થળે ધ્યાન ધરવા માટે ચાલ્યા જતા ત્યા ભિક્ષા લેવા જવાનો સમય થાય ત્યા સુધી બેસતા. ભિક્ષા લેવા જવાનો સમય થતા ભગવાન બુદ્ધ પોતાના ત્રણ વસ્ત્રો બરાબર પહેરી લેતા કમરે કમરબંધ બાંધતા અને હાથમા ભિક્ષાપાત્ર લઈને કદી એકલા અને ક્યારેક ભિક્ષુસંઘ અથવા થોડા ભિક્ષુઓ સાથે પાસેના ગામ અથવા શહેરમા ભિક્ષા લેવા માટે નીકળી પડતા—ક્યારેક ક્યારેક એવું પણ બનતું કે પ્રાત કાળે ધ્યાન ધરવાના ને ભિક્ષા માગવાના સમય વચ્ચે થોડો અવકાશ મેળવી પડોશના માણસો અથવા ભિક્ષુઓને મળવા જતા અને તેમના ખબરઅંતર મેળવતા ભિક્ષાપાત્ર હાથમા લઈ, નીચી નજરે, આર્ય મૌન ભાવથી ગૃહસ્થોના ઘરને બારણે ઊભા રહી જતા. ગૃહસ્થો પણ એમના ગૌરવને ધ્યાનમા લઈ એમનું ભિક્ષાપાત્ર હાથમા લઈ આસન બિછાવી આપતા—જે પર ભગવાન બુદ્ધ અને તેમની સાથેના ભિક્ષુઓ બેસી જતા અને પછી ત્યા જ, મળેલું ભોજન કરી લેતા ત્યાર પછી ભોજન કરાવનારની યોગ્યતા પ્રમાણે ભગવાન બુદ્ધ તેમને ઉપદેશ દેતા એ જ વખતે કેટલાક લોકો—જમાડનાર—શીલ ગ્રહણ કરવાના વ્રત લેતા, અને કોઈ કોઈ તો બુદ્ધ સંઘને શરણે આવતા. ઉપદેશ દઈને ભગવાન બુદ્ધ આસન છોડીને ચાલવા માંડતા અને તે સમયે પોતાનો જ્યા મુકામ હોય ત્યા જતા.

આ ભગવાનનું ભોજન પહેલાનું કાર્ય.

વિહારમા પહોચીને ભગવાન પછીતે બેસતા અને જ્યા સુધી બીજા ભિક્ષુઓ ભોજન પતાવીને આવી જાય ત્યા સુધી ત્યા જ થોભતા જ્યારે બધા ભિક્ષુઓ એકઠા થઈ જતા ત્યારે ભગવાન ફરી ગન્ધકુટિમા પ્રવેશતા, પાથરેલા આસન પર બેસીને પોતાના પગ ધોતા. અને પછી ઊભા થઈને ભિક્ષુઓને ઉદાત્ત જીવન અને નિર્વાણ-સાધનના આકરા હેતુપાર્થ માટે બોધ દેતા—પ્રેરણા આપતા, મોટે ભાગે એ આમ કહેતા 'જીવોનું જન્મવું દુર્લભ છે, મનુષ્યજન્મ પ્રાપ્ત થવો દુર્લભ છે આવો અવસર પ્રાપ્ત થવો પણ દુર્લભ છે, ભિક્ષુ હોવું દુર્લભ છે

સદ્ધર્મનું શ્રવણ પણ દુર્લભ છે'

ભિક્ષુઓ ભગવાનને સમાધિના વિષયો વિશે પૂછતા અને ભગવાન દરેકની યોગ્યતા પ્રમાણે માર્ગ બતાવતા. પછી ભિક્ષુઓ એકાંત જંગલમાં ભગવાને સૂચવ્યા પ્રમાણે ધ્યાન ધરવા ચાલ્યા જતા. એ સૌના ગયા પછી ભગવાન ગન્ધકુટિમાં થોડો સમય સીધા, પડખે થઈને સ્મૃતિને સામે રાખી આરામ કરતા. મોટે ભાગે આરામ કરવાને બદલે બપોરે ખરા તડકામાં સમાધિ લગાવતા પણ દેખાય છે. ક્યારેક ક્યારેક એ વખતે ભગવાનના દર્શન માટે આવેલા દર્શનાર્થીને ભગવાનના પરિચારક શિષ્ય આનંદ આમ કહેતો સંભળાતો – 'જુઓ આ ઓરડો બંધ છે ત્યાં ધીરેથી જઈને રાહેજ ખોંખારો ખાઈને સાંકળ ખખડાવો – ભગવાન બારણું ઉઘાડશે.'

પોતાના શરીરને થોડો આરામ આપીને ભગવાન બુદ્ધ – નેત્રોથી સંસારના પ્રાણીઓને જોતા હતા. પછી બહાર ભેગા થયેલા માણસોને ધર્મોપદેશ કરતા. ધર્મોપદેશ સાંભળ્યા પછી જનતા ભગવાનને નમસ્કાર કરી વિદાય થતી.

આ પ્રમાણે ભોજન પછીના કાર્યને સમાપ્ત કરીને ભગવાન ઇચ્છા હોય તો સ્નાન કરવા બુદ્ધાસન છોડીને સ્નાનાગારમાં જતા. એમનો સેવક શિષ્ય એમનું આસન લઈ ગન્ધકુટિરમાં મૂકી આવતો. ભગવાન સ્નાન કરીને પહેરી કાયબંધન બાંધીને ઉત્તરાસંઘને એક ખભા ખુલ્લો રહે એ રીતે પહેરીને ત્યાં થોડા એકાન્ત ધ્યાનાવસ્થામાં રહેતા. ત્યાર પછી આમતેમથી ભિક્ષુઓ તેમની સેવા માટે આવતા. કોઈ પ્રશ્નો પૂછતું તો કોઈ ધર્મોપદેશ સાંભળવા માગતું – ભગવાન સૌની ઇચ્છા પૂર્ણ કરતા અને એમ રાતનો પહેલો પહોર પૂરો થતો.

જ્યારે ભિક્ષુઓ ચાલ્યા જતા ત્યારે એમ કહેવાય છે કે રાતનો મધ્ય સમય ભગવાન વિશ્વ લોકમાંથી આવેલા દેવતાઓને તેમના પ્રશ્નોના જવાબ અને ઉપદેશ આપવામાં ગાળતા. રાતના પાછલા પહોરની પહેલાંનો સમય ધ્યાન ધરતા ફરવામાં પસાર કરતા. પછી ગન્ધકુટિમાં સીધા પડખે ભેર સૂતા અને ભિક્ષુઓની નૈતિક પ્રગતિ બાબત વિચારતા.

ભગવાન બુદ્ધની આ સામાન્ય દિનચર્યા હતી. એના થી એમના દૈનિક જીવનનું ચિત્ર આપણી સામે ખડું થાય છે.

બહ્માયુ નામના એક બ્રાહ્મણ ગુરુએ માણવક નામના પોતાના શિષ્યને ભગવાન બુદ્ધની દિનચર્યા પ્રતિસ્પર્ધાની દૃષ્ટિએ જોવા મોકલ્યો હતો – તેણે ભગવાનની આખા દિવસની દિનચર્યા જોઈને સજીવ ચિત્ર દોર્યું છે તથા તમની એકે એક ક્રિયાનું નિગતે ઝીણવટથી અવલોકન કર્યું છે તે તો ઉપર આપેલ દિનચર્યાને વિશેષ સમર્થન આપે છે. અભ્યાસુએ તે જોવા જેવું છે. મહાપંડિત રાહુલ સાંકૃત્યાયને હિન્દીમાં અનુવાદ કરેલ 'મજ્ઝિમ નિકાય'ના બહ્માયુ સુત્તમાં એ વર્ણન આપેલ છે. (મૂળ પરથી સંક્ષેપ – અનિલ)

અતિ સ્તુતિ અને શંકા એ છેડા બન્ને વ્યવહાર રમતા હો. એવો દુઃખદ અનુભવ પગલે પગલે થાય છે. ગાન વેચનારો માનની અતિ સ્તુતિ કર્યા વિના રહેતો નથી અને માલ લેનારો પ્રથમ શંકા કર્યા વિના રહેતો નથી. અને એમ અનેક તપાસ કર્યા પછી યે માલ ખરીદનારો ક્યારેક અનુભવે છે કે છેતરાયો છું. આપણા વ્યવહારમાંથી પ્રામાણિકતા અને જવાબદારી કેટલા મોટા અંશે ઊડી ગઈ છે તે આના દાખલા આંખ ઉઘાડે તેવી રીતે બતાવી આપે છે. હકીકત એવી હોવાને કારણે ખોટી વાતુ કરવા ને ચાખવા સોનાની વધારે ચકાસણી થાય એવા દિવસોમાં આપણે જ્યારે કોઈ ને આમાં આપણો કેટલો બધો સમય અને શક્તિ ખર્ચાય છે? એ ખોટ કરતા ને વેચનાર લેનાર વચ્ચે વિશ્વાસનો અદૃશ્ય તંતુ હોવો જોઈએ તે જ તૂટી ગયો છે એ ખોટ વધારે મોટી છે.

નેક દેવડનો વ્યવહાર વિચારીએ છીએ ત્યારે ત્યારે વિચાર આવ્યા વિના રહેતા નથી કે આપણે દેશાભિમાની કોને ખરા? જે દેશના આંતરિક વ્યવહારમાં પ્રામાણિકતાને બદલે શંકા ને અવિશ્વાસ વસતા હોય તેના વહેવારીઓ દેશાભિમાની ખરા? આપણો વિશ્વાસ આપણો દેશભાઈ ન કરે તો બીજો તો કોણ કરવાનો હતો?

પંઢરપૂરના સર્વોદય સંમેલનમાં ચાના પ્રચાર માટે ટી. બોર્ડનું ખાસ મોટું પ્રચાર વાહન પણ ગયેલું અને એક આનેે ગરમાગરમ સારી ચાની ઓફર સંમેલનમાં આવેલા ભાઈ બ્હેનોને કરેલી, એ ખબર રમૂજ ઉપજાવે તેવી છે, તે સાથે ખેદ પણ ઉપજાવે છે

ત્યાગીઓના સંમેલનમાં કોઈ ઘરેણા કે પ્રસાધનો વેચવા જાય તે જેવું અરુચિકર લાગે તેના જેવો જ ઉપરનો દાખલો છે

હવે તો સાધારણ શહેરોમાં પણ ટી બોર્ડ તરફથી નારીના રૂપમાં એવી હરતી ફરતી હોટલો ફરે છે

પ્રશ્ન એ છે કે શું આ દેશમાં હજી, ચાના વિશેષ પ્રચારની જરૂર છે ખરી? આજે નાનામાં નાનું કોઈ ગામડું પણ ચાની હોટલથી બાકી રહ્યું નથી શહેરની શેરીઓમાં પણ લત્તે લત્તે ચાની દુકાનો છે રેલ્વે સ્ટેશને પણ ચાવાળાની દોડાદોડ અને એસ ટી ના કોઈ સ્ટેશને કે થોભવાની જગ્યાએ પણ ચાની દુકાન હોવાની જ સમયપત્રે વિચારીએ તો આજે ચાનો પ્રચાર મર્યાદા ઓળંગી ગયો છે આ ગરમ દેશની પ્રજાને ચા જેવું ગરમ પીણું કોઠે પડે એ એક આશ્ચર્ય જેવી બીના છે, છતા કોઠે પડી ગયું છે એ સાચું છે ચા સારી કે ખરાબ એ પ્રશ્ન જ બાજુ પર રાખીએ પ્રશ્ન એ છે કે શું આ દેશમાં ચાનો પ્રચાર ઓછો છે કે સરકારે ટી બોર્ડ દ્વારા શેરી ગલીએ બજારે, મેળા ને સંમેલનોમાં તેને ખપાવવાના, પ્રચાર કરવાના હવાતિયા મારવા પડે?

કોઈક ઠેકાણે મેળો ભરાવાનો હોય તો એક બે દિવસ પહેલા જ ચાવાળા ત્યાં પહોંચી જાય છે પાંચ દુકાનથી ચાલે ત્યાં પચાસ પોણોસો ચાની દુકાન ખડકાય છે અને ચા ખપાવવા એડીચોટીના પ્રયત્નો થાય છે છતાં હજી ટી. બોર્ડ દ્વારા લાખો રૂપિયાને ખર્ચે ચાનો પ્રચાર કરવા પાછળ કઈ દૃષ્ટિ રહી હશે, એ સમજાતું નથી એક બાજુ પ્રજાને ઊંચે લઈ જવાની યોજના થાય છે, અને આમ નીચે લઈ જવાના પ્રયાસો પણ થાય છે ત્યારે ખબર નથી પડતી, કે આની પાછળ કયા બળો કામ કરી રહ્યા છે?

ચાના એવા પ્રચારથી ધારો કે પ્રજામાં કોઈ નવો અવગુણ નથી દાખલ થતો છતાં વધે છે તો ખરો વધે નહી તો યે, પ્રજાના ઘણા નાણા બગડે છે એ તો ચોખ્ખું જ છે

ચા, આપણા દેશમાં ફાવે છે એટલે શું આપણે વધારેમાં વધારે પીવી, એવો કોઈ સિદ્ધાંત છે ખરો?

આ દેશનો સામાન્યમાં સામાન્ય પ્રજાજન પણ રોજ બે ચાર પ્યાલા ચા પીએ જ છે એ ચા પીતો થયો તેથી તેના વધેલા ખર્ચે જેટલો તેણે બીજી ઉપયોગી, કદાચ વધારે ઉપયોગી, ચીજ પર કાપ મૂક્યો જ છે કેમકે ટી બોર્ડના સામાન્ય કામદાર જેટલી પણ તેની સરેરાશ આવક ભાગ્યે જ હશે. હવે એ ટી બોર્ડના પ્રચારને વશ થઈ છ-સાત પ્યાલા—જો કે ઘણા એના મગી જાવે છે જે દિવસ દરમ્યાન એથી યે વધુ પ્યાલા ચા પીએ છે—પીતો થાય, તો બીજી ચીજની ખરીદી પર એટલો કાપ એ મૂકવાનો જ અને તની ચીજો તેને શરીર ટકાવી રાખવા માટે વધારે જરૂરી પણ હોય આથી આ દેશના પ્રજાજનોના શરીર કેટલા સુધરશે? આખા દેશના વ્યવહાર પર એની સારી અસર થશે કે માઠી?

અને જે ચીજોની ખપત ઘટશે તેનું શું? તે તે ચીજોના અલગ અલગ બોર્ડ સ્થાપી તે તે ચીજો માટે ચાની પેઠે પ્રચાર થશે?

આ તો નર્યું વિચિત્ર છે

ચા પ્રજાને ગળે વળગી છે તે છૂટવાની નથી જ માત્ર બીજી જરૂરી ચીજો છૂટી જશે અને એની માઠી અસર પ્રજાના શરીર પર થશે

પચાસ વર્ષ પહેલા દરેક ઘરમાં માણસદીઠ ગોળનો વપરાશ હતો તેટલો આજે નથી જ તેને બદલે ચાને કારણે ખાંડનો વપરાશ વધ્યો છે એથી પ્રજાને લાભ નહી પણ ગેરલાભ જ થયો છે કેમકે, ગોળમાં જે વિટામીનો છે ને મિલની ખાંડમાં મળી શકતા હોય છે

દારૂબંધી કરીને સરકાર પ્રજાહિતાર્થે કરોડો રૂપિયાની આવક હસતે મુખે જતી કરે છે ત્યારે એક બીજા સર્વવ્યાપી વ્યસનને માટે પ્રચાર કરે એ પરસ્પર વિરોધાભાસી બાબત છે

ટી બોર્ડ દ્વારા શરૂ થયેલો પ્રચાર બંધ થાય એ જ શોભારૂપ છે

અમારી પાડોશમાં એક લખપતિ રહેતો હતો. આજકાલ પૈસા સસ્તા થઈ ગયા છે, એટલે લખપતિની ખાસ ગણત્રી નથી. પણ અમારા બાળપણના વખતમાં તો એક રૂપિયાના ચોસઠ પૈસા તો હતા જ. પણ એક પૈસાની ચોસઠ કોડી પણ ચાલતી હતી. શાકભાજી ખરીદવા માટે કોડી દમડીનો હિસાબ કરવો પડતો હતો. એ જ દિવસોની આ વાત છે. ગોવિંદ નાયક પાસે કેટલા લાખ રૂપિયા હતા તેની કોઈને ખબર ન હતી. પણ બધા જાણતા કે એ ઘણો કંજૂસ છે. રોજ શું રાંધવું તે તો પત્નીને કહેતો જ, પણ કેટલું રાંધવું તે પણ નક્કી કરતું. જમ્યા પછી જોઈ પણ લેતો કે કંઈ વધ્યું કાઢ્યું તો નથી ને? વધ્યું હોય તો સાંજે એટલું ઓછું રાંધવું એવી સૂચના કરી દેતો. કોઈને કંઈ આપવાની તો વાત જ ન હતી.

ગોવિંદ નાયકનો પુરોહિત પણ એટલો જ કંજૂસ હતો. પાઈ પૈસો કરી કરીને એણે બે હજાર રૂપિયા ભેગા કર્યા હતા અને થાપણ તરીકે નાયકને ત્યાં જ રાખ્યા હતા. સગાં વહાલાંને એની ખબર પડે તો માગવા આવશે. છોકરાંઓને ખબર પડે તો ઉડાઉ થઈ જાય. ઘરખર્ચ વધી જાય. એ ભયે ભટ્ટજીએ નાયકને કહી રાખ્યું હતું: "મેં બે હજાર રૂપિયા તમારી પાસે રાખ્યા છે તે કોઈને કહેશો નહીં. તમે જાણો અને હું જાણું એટલું બસ છે."

એવામાં ભટ્ટજી બહુ બીમાર પડી ગયા. એમને લાગ્યું કે હવે હું આ માંદગીને ખાટલેથી ઊઠવાનો નથી. કુટુંબીઓ અને સગાંસંબંધી મોઢું જોવા માટે ભેગાં થયાં. ભટ્ટજીએ પોતાના છોકરાને કહ્યું કે ગોવિંદ નાયકને તેડી લાવો. મારે એની સાથે કંઈક વાત કરવી છે.

ગોવિંદ નાયકને તેડું આવ્યું પણ તેણે ગણકાર્યું નહીં. પણ પોતાના એક નોકરને કહી રાખ્યું કે તારે ભટ્ટજીના સમાચાર લઈ આવી મને કહેવું. જ્યારે એને ખબર પડી કે ભટ્ટજી હવે તો બોલી પણ શકતા નથી, માત્ર ઈશારાથી જ દરેકને સમજાવે છે ત્યારે ગોવિંદ નાયક તેની પાસે ગયો. આવીને ભક્તિપૂર્વક ભટ્ટજીના ચરણસ્પર્શ કર્યા અને મોઢા પાસે લઈ જઈને પૂછ્યું: "કેમ છો?"

ભટ્ટજીએ આકાશ તરફ આંગળી ચીંધી.

ગોવિંદ નાયકની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. ભટ્ટજીના બે ય દીકરા ખાટલાની પાસે જ ઊભા હતા. ગોવિંદ નાયકે બે હાથે જાણે રૂપિયાની થેલી ઉપાડી હોય તેમ ઈશારાથી ભટ્ટજીને પૂછ્યું કે તમારા મોટા દીકરાને આ આપું? અને હાથ મોટા છોકરા તરફ ધર્યા હતા પછી બંને હાથ ઉઠાવી નાના છોકરાની છાતી પાસે લઈ આવ્યો અને ઈશારાથી ફરી પૂછ્યું: "નાના છોકરાને આપું?"

ભટ્ટજીને સંતોષ થયો. એમની આંખો ભીની થઈ ગઈ. વાત પાકી કર્યા પછી ગોવિંદ નાયકે ભટ્ટજી તરફ બે આંગળી ચીંધી પછી એકેક આંગળીએ એકેક છોકરાને સ્પર્શ કર્યો. એ પછી બંને હાથ ઉપાડી ગોવિંદ નાયકના માથે મૂક્યા અને આશિર્વાદ આપ્યા અને ભારે સંતોષથી આંખો મીંચી દીધી. છેલ્લા શ્વાસ લીધા.

ગોવિંદ નાયકે સૌને કહ્યું: "આપણા પુરોહિત કેવા ધર્માત્મા હતા! એમનું સારણતારણ સારી પેઠે કરજો. ખાસ દમ રૂપિયા વધારે ખર્ચાય તો વાંધો નથી. મારી પાસેથી લેજો."

ઉત્તરક્રિયા શ્રાદ્ધ આદિ પતાવીને સગાંસંબંધી પોતપોતાના ઘરે ગયા. ભટ્ટજીના બંને દીકરાએ ગોવિંદ નાયક પાસે જઈને પૂછ્યું કે "અમારા પિતાજી સાથે છેલ્લી વેળા તમારે વાતચીત થઈ એનો મતલબ શો?"

ગોવિંદ નાયકની આંખો ભીની થઈ ગઈ. એણે કહ્યું: "દર વર્ષે ચોમાસામાં ખેતરમાં કોઠા પાકે છે. ભેગા થાય ત્યારે ... ઘરે લાવતો ત્યારે તેમાંથી સૌથી મોટું કોઠું તમારા પુરોહિતજીને ભેટ આપતો. હવે તો એ ચાલ્યા ગયા. હવે એક કોઠું તમારી બંને વચ્ચે આપવું એ મને ઠીક નથી લાગતું. એટલે મેં કહ્યું કે હું તમારા બંને દીકરાને એકેક કોઠું આપીશ. એમના અંતિમ આશીર્વાદ મને મળ્યા અને સંતોષ સાથે એમણે દેહ છોડ્યો. એ જ મારે મન મોટી વાત છે."

ભટ્ટજીના પુત્રોને પણ સંતોષ થયો કે સાચકાર કેવા સારા છે!

ગોવિંદ નાયકે મનમાં કહ્યું: "કોઈની હાય ન લેવી જોઈએ. જે હાય લે છે તેનું ભલું થતું નથી. મને તો રામે મનાવા દીધું જ મેળવી લીધું." [મરાઠી ઉપરથી]

☆

# અમારાં પ્રકાશનો

## આવા હતા બાપુ [ભાગ ૧-૨]

મૂલ્ય: દરેક ભાગનું પચાસ-પચાસ નયા પૈસા

પૂજ્ય બાપુજીની બહુમુખી પ્રતિભા અને વિરલ વ્યક્તિત્વના અનેક પાસાઓનો પરિચય કરાવતા પ્રેરક જીવન પ્રસંગોની પુસ્તિકાઓ

## ગાંધી-ગુરુ

લેખક: શ્રી ગુરુદયાલ મલિક : મૂલ્ય: સવા રૂપિયો

શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની પ્રસ્તાવના 'ભક્તની અંજલિ'માં આ લેખમાળાનું મહત્ત્વ સમજાવતા લખ્યું છે:

"વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચન્દ્ર અને લીલા વિગ્રહી કૃષ્ણચન્દ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમ જ ગુરુદયાલજી પણ ગુરુદેવ અને ગાંધીજી વચ્ચે અભેદ જુએ છે એમની એ અભેદ દૃષ્ટિ એમણે આ નાનકડી લેખમાળામાં અનેક રીતે વિશદ કરી છે"

## મસ્તીની પળોમાં

લેખક રતિલાલ-અનિલ મૂલ્ય: પચોતેર નયા પૈસા

પાકેટ સાઈઝના, ઊંચા રંગીન કાગળ પર રંગીન શાહીમાં છાપેલ આ સુંદર મુક્તક સંગ્રહ વિશે જાણીતા વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી લખે છે

"તમારા કેટલાક મુક્તકોમાં વિચાર અને રચનાની આકર્ષક ચારુતા છે. 'વસંત માગીને,' 'કહેવાતું સ્વર્ગ,' 'કોને ગમે?' જેવા એના ઉદાહરણો છે 'ઇચ્છા,' 'અધમતા જેવું લક્ષણ-' 'મૂર્તિના પથ્થરને,' જેવામાં ભાવને ધ્વનિ આહ્‌લાદક છે

'આત્મા સમૃદ્ધ થયા કરશે તેમતેમ તમારી કવિતામાં વધારે સૌન્દર્ય આવશે'

## ડમરો અને તુલસી

લેખક: રતિલાલ-અનિલ • મૂલ્ય: બે રૂપિયા

ગીતો, ગઝલો અને મુક્તકોના આ સંગ્રહની પ્રસ્તાવનામાં જાણીતા સાહિત્યકાર શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ લખે છે

"ભાઈ અનિલે પોતાની કવિતાઓને "ડમરો અને તુલસી" માન્યા છે એ પર્ણમંજરીમાં બે વસ્તુ જરૂર છે, ડમરાનું સૌરભ અને તુલસીનો તીવ્ર મધુર આસ્વાદ તે કરતાંય વિશિષ્ટ છે એ માનવ-જિંદગીના નમ્ર કવિની પર્ણમંજરીનો દ્રવ્યગુણ, જે અદૃશ્ય અર્કની પેઠે તેના પ્રત્યેક પર્ણમાં વ્યાપેલો છે અને તેનું પાન કરનાર પાઠક કે શ્રોતાને જીવનસ્વાસ્થ્ય માટે પથ્યકારક સત્ત્વ નીવડે તેવો છે"

## અંતરાહના અંદાઓ

સુદિનન સંતો, ઓલિયા, ફકીર અને ભક્તોના જીવનના પ્રેરણાદાયક પ્રસંગોના નાનકડા, સરળ, રોચક બાનીમાં અને સુઘડ છપાઈમાં રૂપાયતન પ્રકાશન તરફથી પ્રગટ થયો છે મૂલ્ય ૧૭ આના પોસ્ટેજ પાંચ નયા પૈસા

## ગાંધીજી સાથે જીવનયાત્રા લેખક ગુરુદયાલ મલિક

નાનવયજનને ઊંચે ને ઊંચે લઈ જવાની પ્રેરણા આપતા બાપુના આદેશોને સુબોધ નવાંસંદર્ભમાં ગૂંથી લેવામાં આવ્યા છે મૂ. ૨૦ નયા પૈસા

**રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ**

# નવાં પ્રકાશનો

## ગૂજરાત વિદ્યાપીઠનાં

**પાયાની કેળવણીનો પ્રયોગ:** લે. શિવાભાઈ ગોકળભાઈ પટેલ, મૂલ્ય-દોઢ રૂપિયો.

**ઈસપ અને તેની વાતો :** [ભાગ-૪] લે મગનભાઈ પ્રભુદાસ દેસાઈ; મૂલ્ય : આઠ આના.

**બોધક કહાનિયાં :** [હિન્દી] લે. મુકુલભાઈ કલાર્થી, અનુ. અભાશંકર નાગર; મૂલ્ય : ૮૬ નવા પૈસા

## પ્રકીર્ણ

**સર્વોદય વિજ્ઞાન :** [ભૂદાન પ્રવૃત્તિ અંગેના વિવિધ વિચારધારાના લેખકો, વિચારકોના વિવિધ લખાણો અને તે પ્રવૃત્તિની વિવિધ દૃષ્ટિએ થયેલ સમીક્ષા તથા વિનોબાજીના વિવિધ વિચારોનો સંગ્રહ] સં. ભોગીલાલ ગાંધી; પ્ર. ચેતન પ્રકાશન ગૃહ, રામજી મંદિરની પોળ, વડોદરા, મૂલ્ય : સાડાનવ રૂપિયા.

**અંબર :** [હિન્દી] લે. ચીનુભાઈ ગી. શાહ, પ્ર. ખાદી અને ગ્રામોદ્યોગ કમીશન, મિસ્ત્રી ભવન, દિનશા વાચ્છા રોડ, પો. બો. નં. ૪૮૨, મુંબઈ-૧; મૂલ્ય : દોઢ રૂપિયો.

**દિવાને માણેક :** [કાવ્ય સંગ્રહ : ભાગ ૧] કર્તા : ડૉ. માણેક નરેંતા; પ્રકાશક શ્રી માણેક મહેતા કૃત સાહિત્ય પ્રકાશન સમિતિ : નં ૧-એ, આનંદનગર ફોરજેટ સ્ટ્રીટ, મુંબઈ; મૂલ્ય : સાત રૂપિયા.

**સોવિયેત સંઘની શિક્ષણપદ્ધતિ :** લે. એફ. કોરોલેવ, **સોવિયેત સંઘના મુસલમાન :** લે. વી. ગેરોમોવ, એ જબારોવ; પ્ર. મેનેજર : 'સોવિયેત દેશ' કાર્યાલય, અઝીઝ મંઝિલ, ૭૬ ફલન રોડ, બોમ્બે સેન્ટ્રલ સ્ટેશન સામે, મુંબઈ. ૮; મૂલ્ય : અનુક્રમે ૫૦, ૨૦ નવા પૈસા.

**તીરંદાજ લી :** [ચીની લોકકથા : સચિત્ર] અનુ. મહેન્દ્ર મેઘાણી; લોકમિલાપ કાર્યાલય, ભાવનગર; મૂલ્ય : ૨૫ નવા પૈસા.

**ફૂલડાં :** [બાળગીતો : ત્રીજી આવૃત્તિ] લે. નિરંજન સરકાર; જનપ્રૂતિ મંડળ, સદર રાજકોટ; મૂલ્ય : બે આના.

# વાણિયો અને ઠાકરડો

એક નાનકડા ગામમાં એક વાણિયો અને ઠાકરડો પહોંચ્યા. બંને મિત્રો હતા એ લોકોએ જોયું કે આંહી તો તંત્ર જેવું કંઈ છે જ નહીં. ગામડું આખું પરસ્પરના સહકાર પર આધારિત છે. કોઈ સત્તા નથી અને કોઈ 'શરાફ' પણ નથી! કળાથી કામ લઈએ તો મોકળું મેદાન છે! બંનેએ ત્યાં જ સ્થિર થવાનું નક્કી કર્યું. ગામડાએ બંનેને મહેમાન તરીકે આવકાર્યો પણ તેઓ તો વનની પેઠે રહી જ ગયા.

વાણિયાએ ધીરે ધીરે નફા ટોટાની વાત, કેટલાકોને સમજાવવા માંડી, માલનો સંગ્રહ અને યોગ્ય સમયે વેચાણ દ્વારા નફો, માલ સંઘરવા માટે નાણાં કોઠીનાં લઈ શકાય ઓછા વ્યાજે, અને મોકાસર વેચેતાં વ્યાજથી વધુ ઊપજે, એવી એવી બધી જ વેપારી વિદ્યા સમજાવવા માંડી અને કેટલાકને પોતાના પક્ષના કરી ધંધાની શરૂઆત કરી બીજી બાજુ ઠાકરડો, આમ સાવ અરક્ષિત પડી રહીએ તો કોઈ હેરાન કરી જાય, વર્ષોથી સંચિત સાધન-સામગ્રી ફનાફાતિયા થઈ જાય, અને તેનાં ફળો વર્ષો સુધી ભોગવવાં જ પડે. માટે ગામનાં રક્ષણ માટે કંઈક કરવું જ જોઈએ. એમ કહી સમજાવીને થોડા જુવાનોનું રક્ષક દળ તૈયાર કરાવ્યું અને પોતે તેનો ઉપરી થયો. તેના એ કાર્યમાં વાણિયાની સંમતિ, પ્રેરણા અને નાણાંકીય મદદ હતી જ.

આમ લાંબે ગાળે વાણિયો ને ઠાકરડો ગામના સર્વોપરી ઉપરી થઈ ગયા ઠાકરડાને તો હવે હુકમ જ કરવાનો રહ્યો અને વાણિયાને માત્ર વેપાર પર ધ્યાન આપવાનું રહ્યું હવે એ બેઉને ગામનો કશો જ ભય, પોતાના કાર્યની આડે આવવાનો હતો જ નહીં, કેમકે બધાં પોતપોતાની ભીડ વિચારતા થયા હતા. પરસ્પરની મદદનો સંબંધ જતો રહ્યો હતો. ભીડમાં છે તો વાણિયા પાસે જા, રક્ષણની જરૂર છે તો ઠાકરડા પાસે જા અમને અમારું કામ કરવા દે આવો વિચાર સૌને વસી ગયો.

ગામડામાં પહેલાં કરતાં વધારે ઘરો. કેટલાંક વધારે સારાં ઘરો છે. વસ્તી પણ ઠીક વધી છે ખેતીની જમીન પણ પહેલાં કરતાં વધી છે, પણ પહેલાંની નિશ્ચિંતતા ચાલી ગઈ છે. પાડોશી પૈસા કે સાધનની મદદ આપશે, તેના બદલે વાણિયાને ત્યાંથી જ બધું લાવવું પડશે, પૈસા વ્યાજે ને માલ વધુ દામે. ને ઠાકરડાને તો વર્ષે દિવસે અમુક રૂપિયા આપવા જ પડવાના છે. આવો વિચાર સૌના મનમાં રહે છે. એટલે પૈસાનો ને સાધનોનો સંઘરો કરવાની વૃત્તિ વધી-ને તે સાથે છતી છતે ગામમાં અછત જેવી સ્થિતિ છે. માત્ર વાણિયો અને ઠાકરડો બધી ચિંતા અછતથી પર છે!

—અપનિષ્

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વ. ૨૧ | ૧૨ – ડિસેમ્બર – ૧૯૫૮ | અંક ૧૦ મો

હું પ્રત્યેક ક્ષણે અનુભવું છું કે
મૌન એ સર્વોત્તમ ભાષણ છે. બોલવું
જ પડે તો ઓછામાં ઓછું બોલો.
એક શબ્દથી ચાલે તો બે ન બોલો.

—બાપુ



( ધર્મ અને ગુરુદેવની ઉપાસનાનું અનુશીલન કરતું માસિક )

એકતા છે એના દર્શન થાય છે

પરકમ્માનો મેળો હોય કે મહાશિવરાત્રીનો, બસ એ જ લોકો અને એ જ પહેરવેશ મોટા પ્રમાણમાં જોવા મળે છે શિવરાત્રીના મેળામાં સહેલાણીઓની સંખ્યા જરા વધારે, કેમ કે, એમાં કાયાને કષ્ટ આપવાનું નહીં ને!

વર્ષોથી આ પ્રથા ચાલી આવી છે કોઈ કશી જાહેરાત કરતું નથી, કે ભાઈ પરકમ્મા આ દિવસે છે યાત્રા ફલાણા મહાજન કે ફલાણા મહર્ષિ જોડાવાના છે એવું યે કશું આકર્ષણ નથી, ટ્રેનની ખાસ કોઈ સગવડ થતી નથી, બીજા વાહનોની પણ ખાસ કોઈ સગવડ થતી નથી કે, જાહેર તરફથી કે સરકાર તરફથી રાધું સામાનની કોઈ રાહત દુકાન ઉઘડતી નથી છતાં ય, બસ એક ગિરનારના અદમ્ય આકર્ષણ અને ભક્તિભાવની પ્રેરણાથી હજારોનો માનવપ્રવાહ નિયત સમયે, નિયત સ્થળે ક્યાંય નધારાની કોહા વિના આવે છે, જમા થાય છે પરકમ્મા કરે છે અને ફરી વિખરાઈ જાય છે

આપણે હેતુપૂર્વક યોજેલા રાષ્ટ્રીય તહેવારો વિશે આવું બને છે? બની શક્યું છે? ના નથી બન્યું હજી એ તહેવારો લોકહૃદય સુધી પહોંચી શક્યા નથી કેમ પહોંચી શક્યા નથી એ શું વિચારવા જેવું નથી? આવા જીવતા તહેવારોમાં એવું શું છે જે આપણે યોજેલા રાષ્ટ્રીય તહેવારોમાં નથી? પંદરમી આગસ્ટ કે છવ્વીસમી જાન્યુઆરી આઝાદીપ્રાપ્તિ પછીના બે ત્રણ વર્ષોમાં જેવા ઉત્સાહપૂર્વક ઉજવાઈ એવું હવે ઉજવાતા એ તહેવારોમાં નથી દેખાતું એ ઉત્સાહ કેમ ઓછો થયો એ રાષ્ટ્રહિતચિંતકોએ વિચારવા જેવો પ્રશ્ન છે

પરકમ્મા જેવી જ પ્રથા મહારાષ્ટ્રમાં વારકરી સંઘની છે ભજન કીર્તન કરતા કરતા લોકો પગે ચાલતા દૂર દૂરથી વિઠોબાના દર્શને પંઢરપુર પહોંચે છે આપણા રાષ્ટ્રપિતાની સમાધિએ પણ એકાદ નાની મંડળી સુદ્ધાં પગે ચાલતી ગઈ હોય એવું સાંભરતું નથી લાગે છે કે સનાતની ભક્તિભાવના કરતા આપણી રાષ્ટ્રીયતા દેશભક્તિ, વીરપૂજા, સર્વોદયભાવના હજી પાંખી છે

પરકમ્માના હજારો યાત્રાળુઓમાં મોટા ભાગના ગામડાના અને તેમાં ય ખેડૂતો ઝાઝા દેખાતા હતા ગ્રામોદ્ધારનો કાર્યક્રમ હાથ ધરનારાઓમાંથી કોઈ એકને ય એમને કાર્યક્રમ સમજાવવા, બોધવા આવેલો જોયો નહીં ભૂદાન યાત્રીઓની નાની નાની ટોળી ગામડે ગામડે કરે છે કે, ફરે છે, એવી એકાદ ટોળી આ પ્રામનસી યાત્રાળુઓ સાથે જોડાઈને કંઈ નહીં તો હરિભજન ને ધૂન ગાતી નીકળી હોત તો યે જેમના હૃદયમાં એ લોકો પોતાનો સંદેશ પહોંચાડવા માગે છે, તેમનો કેવો સંપર્ક સધાયો હોત અને જેમને વધારેમાં વધારે જે કાર્ય સ્પર્શે છે તેનો મોટો ખ્યાલ ન આપી શકાયા હોત? વિનોબાજી અત્યારે સૌરાષ્ટ્રમાં પગપાળા ફરે છે એમને સાંભળવા કોઈ એકાદ જગ્યાએ સૌરાષ્ટ્રના જુદા જુદા વિભાગો માંથી આવેલા આટલા બધા ખેડૂતો ભાગ્યે જ ક્યાં ય ભેગા થયા હશે કે થશે ભક્તિભાવે યાત્રા સ્થળે આવેલા એ ભાવિક, ખંતીલ યાત્રાળુઓએ આ યુગના એક સંતનો પાવનકારી સંદેશો આ સ્થળે કેટલા મુક્ત મને હૃદયે ઝીલ્યા હોત? ભૂદાન પ્રવૃત્તિમાં પડેલા આ વિચારે.

### કપડું કફન બને છે!

વરસે છે મેહ ત્યાંથી, એ તો ખરું છે કિન્તુ,
એ મેહ પણ મસાણે જલતી અગન બને છે;
આકાશની નીચે હું જીવી રહ્યો છું કિન્તુ
કોને ખબર છે, ક્યારે કપડું કફન બને છે!

રતિલાલ—અનિલ

પ્રજાસમૂહના એક મોટા ભાગના વર્ગના ભક્તિભાવને સરકારના લોકહિત હેતુ ધારપૂર્વક કરેલી અનેક સંસ્થાઓ વ્યક્તિઓ અને સરકાર શું કરે છે? કશું જ નહીં! વાત નીકળે તો સાવ અલિપ્ત રહીને બહુ તો ચર્ચા ચૂંથણા કરે

ખ્રિસ્તી મિશનરીઓને ગુર્જરીના બજારમાં રેંકડીવાળાઓ સંભળાવતા અને ઈસુના સંદેશા આપતા મેં જોયા છે આપણે એવું કરવું એમ કહેવાનો લગીરે આશય નથી પણ એ મિશન ભારતમાં અત્યારે જે વ્યાપક થયું છે તેની પાછળ મિશનરીઓની ખંત અને નિષ્ઠા રહેલી જ છે એ જ સૂચવવાનો આશય છે તે કસ પર્ક શહેરી સભાઓમાં હોટેલોમાં રેડિયો પર કે છાપાંઓ મારફત દ્વારા સાધવાનો પ્રયાસ આ દેશમાં વધી સુધી સોટકા વધ્યું વાનો નથી જ કેમકે પ્રજાનો મોટો ભાગ ગામડામાં છે તેનો મોટો ભાગ અભણ છે

આપણા લોકમેળાઓ એ આ યુગમાં ન ભૂલવા જેવી બાબત નથી યુગને અનુરૂપ સનાતન ભાવનાને સંસ્કારવા માટે એ બહુ સારી તક પૂરી પાડે કે ઉત્તમ ભવ્ય

લોકનાટ્યની પ્રવૃત્તિને હમણાં હમણાં તો પ્રોત્સાહન આપી તમાશા સપ્તાહ ઉજવીને પ્રોત્સાહન આપે છે કોઈ કોઈ નાટ્ય સંસ્થાને ગ્રાંટ પણ આપે છે પણ આના વિરાટ લોકમેળામાં તો એ જ જૂની ,બની રામલીલા ચાલતી દેખાય છે સરકાર પ્રવૃત્તિ એ જાણે માત્ર શહેરીજનો માટે અને નાટ્યગૃહો પૂરતી જ હોય એવું લાગે છે આપણી સામુહિક પ્રવૃત્તિઓ માત્ર શહેરો પૂરતી જ જાણે મર્યાદિત થઈ ગઈ છે પછી રાષ્ટ્રીયતા અને સરકાર લોકહૃદય સુધી પહોંચાડવામાં આપણે નિષ્ફળ જઈએ તો તેમાં શું આશ્ચર્ય છે?

હવે તો સરકારી સંસ્થાઓ તરફથી રાસ હરિફાઈઓ પણ યોજાય છે પણ ક્યાં? એમાં લોકરસ પર્વે કે લોકોમાં વ્યાપકપણે ઉત્સવ સરકાર રેડવાનો પ્રયાસ કેટલો બધો મર્યાદિત! પરકમ્મા કે મહાશિવરાત્રીના મહામેળાઓમાં કેમ એવી કોઈ સરકાર ટુકડી દેખાતી નથી? એવા પ્રસંગે અમુક સંખ્યામાં પોલીસ હોવા જ જોઈએ, એવું સ્વીકારણ છે તો એકાદ સરકર મંડળી લોકનાટ્ય મંડળી કેમ નહીં? આ પ્રશ્નો પણ ગંભીરપણે વિચારવા યોગ્ય છે

મને તો એ જ વિચાર આવે છે પરકમ્માનો વણ અટક્યો માનવપ્રવાહ જોઈને કે આટઆટલાં વર્ષો પછી પણ આપણો કોઈ રાષ્ટ્રીય તહેવાર પ્રજાના પ્રત્યેક વર્ગમાં આટલો રૂઢ કેમ થયો નથી? તે અનાયાસે આવો ઉત્સાહ આનંદ રસ કેમ લોકોમાં પ્રગટાવતો નથી? આ જીવતા તહેવારોમાં છે એવું પ્રાણતત્ત્વ રાષ્ટ્રીય તહેવારોમાં કેમ કશું ખૂટે છે? એ ક્યારે પૂરાશે?

## ગુલાબજળ છાંટનારો

આનંદના પ્રસંગે ભેગી થયેલ નાનકડી રસિકમંડળીમાં એક ભાઈ ગુલાબજળ છાંટી રહ્યા હતા. ગુલાબજળ જેમ આસપાસ બેઠેલા ભાઈઓ પર ઊડતું તેમ ખુદ તેમના પર પણ થોડા છાંટા ઊડ્યા કરતા. સરવાળે થયું એવું કે બીજા કોઈ સજ્જન પર છંટાયું હોય તેના કરતા છેવટે, વધારેમાં વધારે ગુલાબજળ, છાંટનાર પર જ ઊડ્યું હવે એ ભાઈ બીજું કંઈ કામ કરતા હતા તે છોડીને ગુલાબજળ છાંટવા આવેલા એટલે કપડાં બહુ ચોખ્ખાં નહીં એટલે ગુલાબજળ છાંટીને તે ફરી ઘરમાં ગયા અને નવાં કપડાં બદલીને ફરી મંડળીમાં આવીને બેઠા, ત્યારે તેમના કપડાં પર ગુલાબજળનું એક ટીપું પણ ન હતું

આ પ્રસંગ એમ સૂચવે છે કે જે બીજા પર સુવાસ છાંટે છે, તેનો લાભ, સરવાળે સૌથી વધારે લાભ, તે છાંટનારને જ મળે છે, કોઈને માટે કોઈ સારું કામ કરવું કોઈની ઉન્નતિ માટે કોઈ સારું કામ કરવું એ પણ ગુલાબજળ છાંટવા જેવું જ કામ છે એમાં એ કાર્ય કરનારના કશા સીધા પ્રયાસ વિના પણ તેની પોતાની પણ ઉન્નતિ આપોઆપ જ થાય છે પણ પેલા છાંટનારે ગુલાબજળ છાંટતી વખતે જ યોગ્ય કપડાં પહેરી રાખ્યાં હોત તો, તે કપડાં બદલતાં ગુલાબજળની લહાણથી સર્વથા વંચિત રહી ગયો તેમ, વંચિત રહી જાત નહીં

આ પ્રસંગ એમ સૂચવે છે કે, આપણે જાહેર સેવકનું કોઈ કામચલાઉ પદ ધારણ કરી કોઈની ઉન્નતિ માટે કંઈક કરીએ, અને પછી તે પદ દૂર કરી દુન્યવી રીતે પોતપોતાના ધંધામાં ગૂંચવાઈ જઈએ તો, પેલા કપડાં બદલનાર ગુલાબજળ છાંટનાર પેઠે જ, સુવાસથી વંચિત રહી જઈએ

સાધુનો કે સંતનો વેશ બદલાતો નથી, તે કેમ, તેનો જવાબ ઉપરના દાખલામાંથી આપણને સાંપડી રહે છે બીજા પર સુવાસ છાંટનારો, કપડાં બદલે છે ત્યારે પોતે જ એનાથી વંચિત રહી જાય છે, પણ કપડાં નથી બદલવાનાં હોતાં ત્યારે વધારેમાં વધારે સુવાસનો ભાગીદાર તે જ થાય છે — અ

આરામચન્દ્ર લાટે અમારા ગામમાં સારા, ચતુર વૃદ્ધ બ્રાહ્મણ હતા. જ્યારે એ વાત કરવા બેસતા ત્યારે કલાકો સુધી વાત ચાલ્યા જ કરે વળી એમાં સાંભળનારને રસ તો એવો પડે કે ચાલતી વાતે વચમાં ઊઠવાનું મન જ થાય નહીં.

પોતાની આવી લોકપ્રિયતાનો કશો જ લાભ ન ઉઠાવવો એ નરી બેવકૂફી કહેવાય એવો એમનો સિદ્ધાંત હતો. ઘેર આંગણેની જગ્યામાં બેઠા બેઠા રસ્તે આવતાં-જતાં લોકોમાંથી કોઈને પણ બોલાવીને પોતાનું કામ સોંપી દેતા.

'મોરેશ્વર! જરા આવો તો, ભાઈ ક્યાં જાવ છો?'

'જરા કાગળ-પેન્સિલ ખરીદવા જાઉં છું.'

'તો એમ કરો, કાગળની દુકાનથી થોડેક દૂર ટપાલ ઑફિસ છે. ત્યાંથી મારે માટે એક રૂપિયાનાં પત્તાં-પાકિટ લેતા આવજો. અને પૈસા મારી પાસેથી લઈ લેજો.'

થોડેક દૂર એટલે બે ફર્લાંગ દૂર. મોરેશ્વર પાસે સમય ઓછો હતો પણ ના કહેવાની એનામાં હિમ્મત ન હતી. પત્તાં-પાકિટ લઈ આવ્યો. ચાર વખત માગ્યા પછી એને રૂપિયો મળી ગયો. લાટેજીનું ઘર છોડીને બીજે રસ્તેથી થઈને જો જઈ શકાતું હોત તો જરૂર એ બીજો રસ્તો જ પસંદ કરત. પણ કચેરી ગલીથી બજારે જવાનો બીજો રસ્તો જ ન હતો.

કોઈ માણસ બજારે જઈને શાકભાજી ખરીદી લાવે તો ચન્દ્રજી પોતાના લોભને રોકી શકતા નહીં. 'નિંબુભાઈ, એ નિંબુભાઈ! બજારેથી શું લઈ આવ્યા?'

'ખાસ કંઈ નહીં, ચન્દ્રજી! ઘરને માટે શાક અને કોથમીર લઈ આવ્યો છું.'

'કેટલા પૈસા પડ્યા?'

'બે આના'

'તો એમ કરો, શાક કોથમીર મને આપી દો. અને લો આ બે આના. તમે તો જુવાન છો ફરી બજારે જઈને શાક ખરીદી આવો એમ છે.'

નિંબુભાઈએ હજી શરમ છોડી નહોતી અંદારી, એટલે માની ગયા. ચન્દ્રજીને ત્યાં શાક મૂકી એ ફરી બજારે ગયા.

ધીરે ધીરે ગામમાં, ચન્દ્રજીના આવા સ્વભાવની ચર્ચા થવા લાગી.

એક દિવસ નિંબુભાઈના મિત્ર બંડૂ તાત્યા ઝોળીમાં વેંગણ લઈને પસાર થતા હતા. ચન્દ્રજીએ એમને જોતાં જ આદરથી નમસ્કાર કર્યો.

'ચંદ્રજી મઝામાં છો, ને?' બંડૂ તાત્યાએ સામો વિવેક કર્યો.

ચન્દ્રજીએ પ્રસન્ન થઈને પૂછ્યું: 'બંડૂ નાના, આ ઝોળીમાં શું લઈ જાવ છો?'

'બે આનાનાં વેંગણ. આજે બજારમાં વેંગણ ખાસ ભરીને આવ્યાં છે.'

'તો એમ કરો, લો આ બે આના. વેંગણ મારે ત્યાં મૂકી જાવો. આજે ક્યાંય જવાનું મન નથી થતું. તમે તો જુવાન છો. ફરી બજારે એક આંટો મારી આવો તમારે તો સહેલું છે.'

'હા, ચન્દ્રજી, તમારી વાત સાચી છે.' બંડૂ તાત્યાએ ઘરમાં જઈને શાકની ટોપલીમાં જઈને વેંગણ ઠાલવી દીધાં અને બે આના લઈને ફરી બજારે ગયા. મનમાં કહેવા લાગ્યા: 'એક શાક ખરીદવા દસ દુકાને રખડવું પડે છે. સારું નરસું જોવું પડે છે. કિમ્મત ઓછી કરાવવા કેટલીય રકઝક કરવી પડે છે, એટલી મહેનતે કરેલો સોદો આરામપસંદ ચંદ્રજી મફતમાં પડાવી લે છે. આજે ઠીક બોધપાઠ મળી જશે!'

બીજે દિવસે ચન્દ્રજીના ઘર આગળથી પસાર થતા બંડૂ નાનાએ ફરિયાદ સાંભળી: 'બંડૂ નાના કાલનાં તમારાં વેંગણ સાવ સડેલાં હતાં.'

બંડૂ નાનાએ અત્યંત ગંભીર અવાજે કહ્યું: 'એમ! હા, હોય પણ ખરાં. એટલે તો બે આનામાં આટલાં બધાં વેંગણ મળ્યાં હતાં!' એટલું કહીને બંડૂ નાના ઝડપથી આગળ ચાલ્યા ગયા.

થોડા દિવસ પછી કચેરી ગલીના જુવાનોની વાત ચીતમાં સાંભળવા મળ્યું કે 'ચન્દ્રજી હવે સુધરી ગયા છે. સાંજે ખરીદી માટે પોતે જ બજારે જાય છે. બંડૂ નાનાની બલિહારી છે!'

(મંગલ પ્રભાત)

ગ્રામદાનને અંગે સર્વોદય સમાજ રચનાના મહત્ત્વના અંગરૂપ આદર્શ ગામડાની કલ્પનાને મૂર્ત કરવાનો અવસર આવ્યો છે, ત્યારે ખરેખર સર્વોદય સમાજ રચના માટે કંઈ પણ કરવા માગે છે એવા નિષ્ઠાવાન રચનાત્મક કાર્યકરે એ ગ્રામદાની ગામમાં વહેલી તકે દૃઢ આસને બેસી જવાની જરૂર છે.

તે સાથે ભૂદાન પ્રવૃત્તિ ચાલકોએ તંત્ર વિશે ચોખ્ખી સ્પષ્ટતા કરી દેવી જોઈએ. સરકારી તંત્ર સાથે અસહકાર કરવાની સલાહ આજ સુધી કોઈએ આપી નથી, તે છતાં વર્તમાન લોકશાહી સરકારી તંત્રની ટીકાઓ તો થતી જ રહે છે. પણ તેનો અર્થ એ નથી કે ભૂદાન કાર્યકર્તાઓ સરકારી તંત્રનો ઇનકાર કરે છે. પણ સ્વીકાર કરે છે એવાં સ્પષ્ટ ચિહ્નો યે પ્રગટ નથી. ગ્રામદાની ગામમાં બેઠેલા કાર્યકરે ગ્રામપ્રજા અને સરકાર વચ્ચે જરૂર પડે ત્યારે જ ભલે, પણ કડી બનવું કે નહીં? સરકાર પર આધાર ભલે ન રાખવો, પણ સ્વાભાવિકપણે ગ્રામપ્રજા અને સરકારી તંત્ર વચ્ચે જે અનિવાર્ય સંબંધો છે તે બાબતમાં ગ્રામસેવકની કંઈક ફરજ તો ખરી ને? તો એ શી? તે બધું સ્પષ્ટ થઈ જવું જોઈએ.

ભૂદાન માટે કેટલાકોએ જીવનદાન આપ્યાં છે. એમણે ભૂદાન પ્રચાર માટે જ જીવન ખર્ચવું એવું નથી, તે જો કોઈ એક ગ્રામદાની ગામમાં બેસી જાય અને આદર્શ ગ્રામનો નમૂનો તૈયાર કરી શકે તો ભૂદાન પ્રવૃત્તિની તે સાધારણ સેવા ન હોય. એ કાર્ય ધીરજ અને લાંબો સમય માગી લે છે, એ તો દેખીતું જ છે.

આ જગત અતંત્ર નથી. કુદરતનાં કાર્યો પણ અતંત્રીય નથી. માનવી કાર્યો પણ કોઈ તંત્ર વિના ચાલતાં નથી. પછી ભલે એને વ્યવસ્થાનું નામ આપો, અથવા સારી અને ઇચ્છનીય, અનિવાર્ય વ્યવસ્થાનું નામ આપો એટલે તંત્રમુક્તિનો વિચાર કાર્યકરને કશીય દ્વિધામાં ન નાખે એ પ્રમાણે પૂરેપૂરો સ્પષ્ટ થવો ઘટે.

જ્યાં સુધી ગ્રામદાની ગામડામાં મિશનની ભાવનાવાળો નિષ્ઠાવાન કાર્યકર ચોક્કસ કાર્યક્રમ લઈને દૃઢ આસને સ્થિર ન થાય, સર્વોદય સમાજરચના માટે આવશ્યક એવી ભાવના, વ્યવસ્થા તે પેદા ન કરે, તંત્ર અને પ્રજા વચ્ચે સમન્વયની કડી ન બને ત્યાં સુધી તે ગામડું બાપુની કલ્પનાનું ગ્રામોદ્યોગ પ્રધાન સ્વાવલંબી ગામડાનું રૂપ લેશે કે કેમ એ શંકાસ્પદ છે. જ્યારે હેતુ તો એ જ હોવો જોઈએ. ભારતની મોટાભાગની વસ્તી ગામડામાં વસે છે ગ્રામદાની ગામડું જો સર્વોદય સમાજરચનાનો નમૂનો ન બને તો એવો સમાજ માત્ર વિચાર પ્રચાર અને દાનથી જ બને તે શક્ય નથી.

## ભેંસનું ધ્યાન

એક બ્રહ્મચારીએ આચાર્ય પાસે જઈને પૂછ્યું . . ધ્યાન કેવી રીતે લાગે?'

ગુરુએ કહ્યું : 'ભગવાન કૃષ્ણનું ધ્યાન ધર.'

બ્રહ્મચારીએ કહ્યું : 'મહારાજ હું તો મંદબુદ્ધિ છું ધ્યાનની કોઈ સરળ રીત બતાવો.'

ગુરુએ કહ્યું : 'સારું, સહેલી રીત બતાવું, ઝાડની નીચે કૃષ્ણની મૂર્તિ રાખો, તેની સામે આસન માંડી બેસીને એની સામે જોતા રહો'

શિષ્યે ફરી કહ્યું 'ગુરુજી, આસન લગાવું છું તો મારા હાથ પગ દુખવા લાગે છે.'

'ત્યારે એમ કર, તારા પિતાનું ધ્યાન ધર.' ગુરુજીએ સાવ સરળ માર્ગ બતાવ્યો

'પણ, પિતાજીનો તો મને ડર લાગે છે. કેમકે એ મને મારતા હતા.' શિષ્યે મુશ્કેલી દર્શાવી.

અંતે ગુરુજીએ પૂછ્યું કે, 'ત્યારે, તને શું ગમે છે?'

'ગુરુજી, મને ભેંસ બહુ ગમે છે!' શિષ્યે કહ્યું.

'ત્યારે, એનું ધ્યાન ધર.' ગુરુજીએ આદેશ આપ્યો.

શિષ્યે કુટિરમાં બેસીને ભેંસનું ધ્યાન ધરવા માંડ્યું. એમ કરતાં ત્રણ દિવસ નીકળી ગયા.

ગુરુએ કુટિરની બહાર ઊભા રહી શિષ્યને કહ્યું કે, 'હવે બહાર આવ!'

'ગુરુદેવ, હું શી રીતે બહાર નીકળું? મારું શરીર વધી ગયું છે અને માથે મોટાં શિંગડાં ઊગ્યાં છે!'

ગુરુજી સમજી ગયા કે શિષ્યને ધ્યાન લાગી ગયું છે, અને એ પોતાને ભેંસ સમજી બેઠો છે એમણે કહ્યું, 'એમ હોય તો હવે તું મુરલીધર શ્રી કૃષ્ણનું ધ્યાન ધર, તારાં શિંગડાં ગાયબ થઈ જશે.'

શિષ્યને હવે તો ધ્યાનનો અનુભવ થઈ ગયો હોય, એણે શ્રી કૃષ્ણનું ધ્યાન ધર્યું અને થોડી વારે કુટિરમાંથી બહાર આવ્યા —સ્વામી શિવાનંદ

## સત્યાગ્રહી જીવનદર્શન — શાન્તિભાઈ દેસાઈ

[ગાંધીવિચારદર્શનને અનોખી લેખમાળા ☆ લેખાંક ૧૧ મો]

'જેમ જેમ આપણી બુદ્ધિ અને આપણા હૃદયનો વિકાસ વધે તેમ તેમ શબ્દો વાક્યો વગેરેના અર્થનો વિકાસ પણ થવો જોઈએ અને થયા કરે છે જ્યાં ગોઠો અર્થને મર્યાદિત કરી મૂકે છે તેની આસપાસ દિવાલ ચણી લે છે, ત્યાં લોકોનું પતન થયા વગર રહેતું જ નથી અર્થકારણ અને અર્થ એ બન્નેનો વિકાસ સાથે સાથે થાય છે " (ધ. પા ૩૪૦)

ગાંધીજીનું આ કથન તેમના દર્શન નવસર્જન અને શાસ્ત્રોના રૂઢ શબ્દોના તેમણે કરેલા નવા પ્રતિપાદનને યથાર્થ રીતે લાગુ પડે છે આપણે જોયું કે સત્ય અને અહિંસા જેવા શબ્દોમાં નવા પ્રાણ અને નવા અર્થ પૂરાતા તેમાંથી તેમની ક્રિયાશક્તિનો જન્મ થયો. અર્થકાર અને અર્થનો વિકાસ થતાં સત્યાગ્રહ સર્વોદયાદિ નવસર્જનો દુનિયાને પ્રાપ્ત થયાં એ જ રીતે શાસ્ત્રોના અર્થમાં શાસ્ત્ર શબ્દોના અર્થમાં રૂઢ શબ્દોના અર્થમાં સત્ય અને અહિંસાની ટેમ્પી ગરમાવી લગાડીને નવા અર્થ પૂર્યા તેમને નવી ચમક આપી. અને જરૂર પડી ત્યાં તેમાં ક્રાંતિકારી અર્થપલટો પણ લાવી શક્યા આ બધું કરવામાં તમણે જણાવ્યું છે તેમ અર્થની સાથે અર્થકારનો પણ વિકાસ થતો ગયો. ગાંધીજીના જીવનવિકાસની સાથે જ આ નવા અર્થો સ્ફુટ થતા ગયા

**ખરી કસોટી.**—તેઓ કદી શાસ્ત્રાર્થ કરવા બેઠા નથી છતાં પોતાની વિચારસરણી શાસ્ત્રીય છે અને શાસ્ત્રોના સાચા અર્થને અનુકૂળ છે એમ બતાવવા ગીતાદિનું નવું અર્થપ્રતિપાદન પણ કર્યું છે શાસ્ત્રોને ઘણા વખાની ચાવી તેમને મળી ગઈ હતી ' શાસ્ત્રો વાચવાની સમજવાની—ચાવી મને હાથ લાગી છે જે શાસ્ત્રવાચન સત્યન અહિંસાના બ્રહ્મચર્યનું વિરોધી હોય તે ગમે ત્યાંથી મળ્યું હોય છતાં તે અપ્રમાણ છે શાસ્ત્ર બુદ્ધિથી પર નથી' (ધ. પા ૧૮) આ રીતે શાસ્ત્ર બુદ્ધિવિરોધી નથી પણ બુદ્ધિ પર પ્રતિષ્ઠિત છે એમ કહીને તેમણે શાસ્ત્રને શાસ્ત્રીસત્તા આપી અને તેમને આજના વિજ્ઞાનની રીતિની કસોટીએ ચડાવ્યાં પરંતુ બુદ્ધિ પણ છેવટનો નિર્ણય આપનારી નથી તેની એક કસોટી સત્યાદિ છે અને બીજી અંતઃકરણનો અવાજ છે અહીં જે બુદ્ધિની વાત છે તે શુદ્ધ સત્યશોધકની બુદ્ધિની છે શુદ્ધ બુદ્ધિ કરતાં ય એક મહાન કસોટી અંતઃકરણના અવાજની છે 'પરંતુ કેટલીક બાબતો એવી હોય છે કે તેમાં અંતઃકરણનો અવાજ કોઈ પણ પ્રયત્ન અર્થ કરતાં ચડી જાય છે (ધ. પા. ૧૧૩) શુદ્ધ હૃદયનો અંતરઅવાજ દૃઢ શુદ્ધ અને સત્યાદિની કસોટીમાંથી પસાર થાય જ અને એવો અવાજ કોકટીના પ્રસંગે નિર્ણાયક નીવડે છે ગાંધીજીના જીવનમાં હરિજન ઉપવાસ જેવા પ્રસંગે અંતરના અવાજ મુજબ ચાલવામાં જ સાચો માર્ગ મળવાનો તેમને એકથી વધુ વાર અનુભવ થયેલો

**નવું અર્થપ્રતિપાદન**—શાસ્ત્રોના અર્થ કરવામાં સંસ્કારની અને અનુભવની આવશ્યકતા છે શૂદ્રને વેદનો અભ્યાસ ન હોય એ વાક્ય સર્વથા ખોટું નથી શૂદ્ર એટલે અસંસ્કારી મૂર્ખ અજ્ઞાની વેદાદિનો અભ્યાસ કરી તેનો અનર્થ કરે—એટલે શાસ્ત્રોનો અર્થ કરનાર યમાદિનું પાલન કરનાર હોવો જોઈએ—શાસ્ત્રાર્થનો બીજો નિયમ એ છે કે તેના દરેક અક્ષરને ન વળગતાં તેનો ધ્વનિ તપાસવો તેનું રહસ્ય જોવું " (ધ પા ૩૧૮-૩૧૯) શુદ્ધ ચારિત્ર્યવાળો માણસ જિજ્ઞાસાને શુદ્ધ સંસ્કારી બનતાં શાસ્ત્રના રહસ્યને જ પકડીને સત્ય અહિંસાની કસોટીએ ચકાસી સાચો શાસ્ત્રાર્થ કરી શકે સત્ય એમને ગન ચેતન મત્ય હતું એટલે એમની ખરી કસોટી તો એ છે કે જે શાસ્ત્રાર્થ ચેતન વધારવાનું સમજાવે તે ખરો બાકી તેમાં કંઈક ખામી છે એમ ચક્કસ સમજવું ચેતન જ માણસના બધા કાર્યોની ખરી કસોટી છે અને ગાંધીજીએ એ કસોટી રહે જ બધું માપવાનું રાખ્યું એટલે તેઓ સાચો શાસ્ત્રાર્થ કરી શક્યા શાસ્ત્રોના અર્થ કરી શક્યા અને જૂના શબ્દોનું નવું અને ખરું અર્થપ્રતિપાદન કરી શક્યા

**ગીતામાંથી અહિંસા :** ગીતાને સત્ય અહિંસા કે ચેતનાની આ કસોટીએ ચડાવીને તેઓ તેમાંથી અહિંસાનો અર્થ તારવી શક્યા ગીતાનો ધ્વનિ અહિંસા છે એવું પ્રતિપાદન તેમણે 'અનાસક્તિયોગ'માં કર્યું પણ તેનો સમ્યાધાર ઉપર કહ્યો તે જ છે ચેતનનો હ્રાસ કરે તેવું સત્ય તે શાસ્ત્રાર્થ હ નથી ચેતનાની વૃદ્ધિ કર

## દર્શન

### ૧૪. હરિ-દર્શન

[૧૦૧]

જ્ઞાનદેવને ઈશ્વરનો સગુણ સાક્ષાત્કાર પ્રથમ વાર થયો
તે પ્રસંગનું વર્ણન કરી રહ્યો છુ.
સૌ સંતોને સાથે લઈને, ઈશ્વર મને મળવા આવ્યા છે
સંત સમાગમને કારણે જ મને આટલો આનંદ પ્રાપ્ત થઈ શક્યો.
દિક્કાળમાથી ઉત્પન્ન થયેલા બધા ભેદો ભલે હવે ભૂંસાઈ ગયા.
ભૂતકાળમા હવે એક હરિ સિવાય કંઈ પણ બાકી રહ્યુ નથી
બધી બુદ્ધિ શક્તિથી એને જાણીએ અને બધી વાદશક્તિથી એને વખાણીએ
એ સિવાય હવે બીજું કામ જ નથી

[૧૦૨]

આજનો દિવસ નિ સંશય સુવર્ણમય છે
કેમકે, આજે ધર્મ મેઘરૂપ સમાધિના અમૃતની વર્ષા થઈ રહી છે
ભક્તવત્સલ ઉપાસ્ય દેવ ઈંટ પર ઊભા છે
એ જ હૃદયના ગર્ભગૃહમાં દર્શન દઈ રહ્યા છે
અને એ જ વ્યાપક વિશ્વ રૂપમા પ્રગટ થયા છે
આવી ત્રિવિધ પ્રતીતિ ભેગી થયા પછી હવે કઈ કૃપાની અપેક્ષા કરુ !

[૧૦૩]

નિવૃત્તિનાથે જોતામા એક નાનકડુ જ પણ આત્મ રક્ષાનું બીજ નાખ્યું છે.
એમાથી એક જીવનવ્યાપી ઉપાસનાની વેલ આંકુરીત થઈને આકાશમા ચઢી.
જોતજોતામા વિવિધ વિચારરૂપ અસખ્ય ફૂલ ખીલ્યા.
ઉંડના ચુટે જ, બાગના નવા લાગે છે
એ વિચાર-પુષ્પોને મનનના માળખામા ગૂંથવાનુ-
જ્ઞાનદેવ કહે છે કે—મને સદ્ભાગ્ય મળ્યું.
એવી સુંદર માળા બનાવી જ્ઞાનદેવે એ ઉત્તરીય, ભગવાનને સમર્પણ કર્યું".

[૧૦૪]

કયા ગૂંથાયેલું રહે છે જીવ ભ્રમરનું ચિત્ત ?
સુખાનુભવની ગીંકાશમા !
પરંતુ અમને તો સગુણ ઈશ્વરના દર્શન થયા છે,
એમા બધા સુખો ઢાળી શકાય છે. અને તે એમ જ માનો કે, આનંદનું પ્રત્યક્ષ રૂપ જ છે.
યોગીઓને એ સુખ પોતાની ધ્યાનાવસ્થામા, ક્યારેક્રમા મળે છે.
તે જ એમને સાકાર મૂર્તિના ચિંતનથી ત્રણે લોકમા જોવા મળે છે.
પછી જ્યારે એવી અનુભતિ થાય છે કે અમારી એ સગુણ મૂર્તિ, અને અમે પોતે, અને આ વિશ્વ—ત્રણે એકરૂપ છીએ, તો મન કેવળ મતવાલું થઈ જાય છે

[૧૦૫]

નિર્ગુણનો ખાટલો ઢાળ્યો છે
એના પર સગુણની શય્યા પાથરી છે.
એ શય્યા પર સાકાર મૂર્તિ સૂતી છે.
આવું છે વિશ્વનુ સ્વરૂપ.
મારું મન—તે મૂર્તના ધ્યાનમા રમી ગયુ છે
આખ—તેના દર્શનમા.
ના, એનું દર્શન જ અમારી આખોમા રમી ગયુ છે.
અંત કરણની ચાર દિવાલોમા ચિંતનનું મંદિર,
અંદર જીવનનો ગર્ભાગાર.
અને એની ય અંદર પેલી મૂર્તિ.
આવો છે આ નિત્યાનંદ.
વિશુદ્ધ વૃત્તિ શૂન્યતા એ વૈકુંઠની તરફ જનારી વાટ છે, જેનો જ્ઞાનદેવ નિત્ય યાત્રી છે.
અને એટલે એ હમેશા વૈકુંઠમા જ રહે છે

[૧૦૬]

આત્મ, પ્રકાશરૂપ

પરંતુ બધો પ્રકાશ દેહરૂપી પડદાથી આચ્છાદિત!
આ હતી અમારી જીવદશા
પરંતુ ઉપાસના મૂર્તિના ચિંતનથી એ દશા હવે
બિલકુલ બદલાઈ ગઈ છે
દેહ તો આત્માની જ્યોતિ પ્રગટ કરનારો દીવો જ
બની ગયો છે
એ દીવાના પ્રકાશમાં આસપાસ નજર નાખો
તો બધે દીવા જ દીવા દેખાઈ રહ્યા છે
સૌના દેહ—જાણે કે આત્મજ્યોતિથી ઝગતા દીવા
પછી ધ્યાન શેનું કરશો?
કર્યા વિના એ થઈ જ રહ્યું છે
નિરાકાર વસ્તુ આકારમાં લુપ્ત થઈ હતી
પણ હવે તે જ આકારમાં પ્રકટ થઈ છે
હવે રજ્જુ સર્પનો અસ્ત થયો
અને 'સુવર્ણ' કંકણનો ઉદય થયો
એક કૃષ્ણમૂર્તિના ચિંતને આખી સૃષ્ટિ કૃષ્ણમય
કરી નાખી
જગતમાં સર્વત્ર જ્યારે એક જ વસ્તુ થઈ જાય છે
ત્યારે ચિત્ત ગમે ત્યાં ભટકે, તો પણ એકાગ્રતા
જ છે
ચિત્ત સ્થિર કરીને ધ્યાન ધરે તો યે એ જ એકાગ્રતા
અને ચિત્તને વિસર્જન કરે તો યે તે જ એકાગ્રતા
એટલું થતાં બધો ભય ચ ો ગયો
કિં બહુના! ભયનો યે ભય જતો રહ્યો
એટલે હવે પહેલાંની પેઠે ડરવામાં બેશક, વાંધો
નથી
સાધક અવસ્થામાં જે ભયોનું ઔચિત્ય હતું તેને
સિદ્ધ અવસ્થામાં પણ જો સાચવી લીધું —તો શો
વાંધો છે?

[૧૦૭]

જાગૃતિમાં ક્યાંક ચરણધ્વનિ સાંભળું છું
લાગે છે—આંગણામાં કોણ બોલ્યું હશે!
જોવા જાઉં છું, તો આગળ વૃંદાવન હોય છે,
અને સામસે હોય છે શ્રીકૃષ્ણ
સ્વપ્નમાં એ જ એક મૂર્તિના ચિત્રો હાવતા
દેખાય છે
સમજી જાઉં છું કે ચિત્તમાં હવે કોઈ બીજી વસ્તુની
પ્રીતિ રહી નથી
ઊંઘ આવે છે તો એવી ઘેરી કે બધી અનુભૂતિ
કૃષ્ણમય થઈ ગઈ ન હોય!
ગમે તે કરો જાગતો જ નથી
'જ્ઞાનદેવ' 'જ્ઞાનદેવ' કહી લોકો પોકારે છે
પરંતુ સાંભળે છે કોણ?
એટલા માટે છેવટે વિઠ્ઠલ નામની ગર્જના કરે છે
ત્યારે જ્ઞાનદેવ જાગે છે
જ્ઞાનદેવની હાલત વર્ણવવા જેવી નથી

૧૦૮]

હે કૃષ્ણ!
કોટિ કોટિ ચન્દ્રોની સૌમ્ય પ્રેમમય કાંતિ તારા
ભાલપ્રદેશ પર હું જોઈ રહ્યો છું
પ્રસન્નતાથી હસતું એ તારું મુખ
તારા એ નિર્લિપ્ત નિર્મળ નેત્ર,
મારી આંખોથી કદી ઓઝલ થતા નથી
પરંતુ તે છતાંય એટલાથી મને સંતોષ નથી થતો
હવે મારે તારી ચેષ્ટા જોવી છે
હું ચાહું છું કે હરેક ક્ષણે તું મારી સાથે પ્રેમા
લાપ કરી રહ્યો છે,
ચિંતનકાળનું દર્શન પર્યાપ્ત નથી
સક્રિય અને બોલતું દર્શન જોઈએ.
એટલું જ કહ્યું કે ત્યાં જ્ઞાનદેવના લાડની પૂર્તિ
કરનારા શ્રી કૃષ્ણ પોતાના હાથ હલાવવા લાગ્યા

૧૫ યોગીઓ માટે દુર્લભ

[૧૦૯]

તમારા ચરણોમે નીરખ્યાં
મારું મન શાંત થયું
હવે હું સુખથી આ દેહમાં રહી શકું છું
કાગળ દેહમાં રહેવા છતાં પણ, હું મારા સ્થળે
હોઈશ
અને ભગવાનના ગીત ગાતો રહીશ
મારા બધા સગાઓ—એ સંતોના મેળામાં છે
ભગવાનના સોગંદ છે કે હવે ભવિષ્યમાં હું પ્રાણ
ત્યાગની વાત કદી નહીં કરું

એક વાર કોઈ વાતનો હગામ ચસકો લાગે પછી લાખ વાતે ય તે છૂટતો નથી એમ છોકરા જ્યાંએ તેને વધુ વગર્ગે પછી રસક પાસે એ છૂપી રીતે માણસને મરાવી માંસ ખાવા લાગ્યો પરિણામે પ્રજામા હાહાકાર વર્ત્યો અને આખરે તેને રાજ્ય છોડી નાસી જવુ પડયુ

જગલમા થઈને જતા આવતા મુસાફરોને આંતરીને રાજા મારી ખાવા લાગ્યો. પછી તો એની ભૂખ વધી ચોરી છૂપીથી થતુ કામ મનની ભૂખ બહુ વધારે ? અંકુશ ખોઈ જતા જ એ વૃત્તિ બેફામ બની અને રાજા તથા રસક જે હાથ પડે તેને મારી ખાવા લાગ્યા આમ પાસના પ્રદેશમા આ વાત વાયુવેગે પ્રસરી ગઈ અને સમય જતા એ માર્ગ ઉજ્જડ બની ગયો એટલે તેમને ભારે મુશ્કેલી પડવા લાગી આખરે રાજાને ત્રણ દિવસના ઉપવાસ થયા બીજી કોઈ વસ્તુથી તેની ભૂખ શમતી ન હતી ત્રણ ત્રણ દિવસના ફાકા થયા એટલે એણે રસકને જ મારી ખાધો પછી તો એકલો રાક્ષસની જેમ દૂર દૂર ગામોએ જઈ માણસ મારી લાવી એ વૃક્ષ નીચે ઝૂપડી કરી રહેવા લાગ્યો

એક વાર એક ગામેથી દોડતા આવતા તેના પગમા ખેરનું ઠૂંઠું વાગ્યુ ઘણા વખત સુધી બ્રહ્મરાક્ષસ એની પીડાથી ઝાડ નીચે પડી રહ્યો એણે અનેક દેવદેવતાઓની માનતા કરી, આખરે એણે યમદેવતાને આરાધન કરી કહ્યું કે, "જો હું આમાથી સાજો થઈશ તો એક સો રાજકુમાર તમને ભેટ ધરીશ"

એક જ જગ્યાએ લાંબો સમય પડી રહ્યો અને જાતજાતની વનસ્પતિઓ લગાડ્યા કરી, માંસ ભક્ષણ ન કરી શક્યો તેને કારણે એનો ઘા રુઝાયો અને એ સાજો થયો

બસ યમદેવની કૃપાથી જ પોતે સાજો થયો અને માંદગીમાથી ઊગર્યો એમ માની તેણે એક પછી એક રાજકુમારોને ઝપટમા લેવા માડયા રાજકુમારને પકડી લાવી તેની હથેળીમા કાણું પાડી તેમા વડવાઈ પરોવી વડની ડાળે તેને લટકાવવાનુ શરૂ કર્યું પાચ પદર, પચીસ પચાસ પોણોસો એમ કરતા નવાણુ રાજકુમારો ભેગા થયા હવે એક રાજકુમાર મળે એટલે તેનો યજ્ઞ શરૂ થાય અને તેની માનતા પૂરી થાય

વૈશાલીના રાજકુમાર સુતસોમ એક બાકી રહી જતો હતો. બ્રહ્મદત્તની નજર બહાર એ નહોતો પણ વૈશાલીના પાદરમાથી એ પસાર થઈ જાતો પણ એનો જીવ સુતસોમને પકડતા અચકાતો હતો

જ્યારે એ પોતે તક્ષશિલાના ગુરુકુળમા અભ્યાસ કરતો ત્યારે સુતસોમ તેની સાથે હતો અને સુતસોમે તેની ખૂબ સભાળ લીધી હતી અને તેને અભ્યાસમા સહાય કરેલી એ એનો પરમમિત્ર અને હિતેચ્છુ હતો એટલે એને પકડતા એનુ મન માનતુ ન હતુ

એકવાર રાતે બ્રહ્મરાક્ષસ સૂતો હતો ત્યા એને સ્વપ્ન આવ્યુ દેવતા જાણે એના કાનમા કંઈક કહી રહેલ છે, ધ્યાન દઈને એણે સાભળવા પ્રયત્ન કર્યો ચોખ્ખો અવાજ સભળાયો 'પોતાને પ્રિયમા પ્રિય વસ્તુ હોય તેને જ યજ્ઞમા પ્રથમ હોમવી જોઈએ વહાલામા વહાલી વસ્તુના બલિદાનથી જ દેવતા પ્રસન્ન થાય છે સુતસોમ તારો મિત્ર છે તને તેના તરફ મમતા છે માટે તુ એને પકડતો નથી એટલે તારો યજ્ઞ અપૂર્ણ રહેશે"

બસ એ જ જોઈતુ હતુ તે મળી ગયુ એ સવારે ઊઠતા જ ઉપડયો અને વૈશાલીને પાદર એક સુંદર સરોવર હતુ તેના બાગમા એક જૂના સાડના પાછળ સંતાઈ ગયો પછી એમને એ નિર્ભય બન્યો એણે વિચાર કર્યો સુતસોમ પ્રાતઃકાળ થતા જ આ સરોવરમા સ્નાન કરવા આવશે આજે પુષ્પ નક્ષત્રનો યોગ હોવાથી વહેલો બ્રાહ્મમુહૂર્તમા જ આવવો જોઈએ બ્રહ્મદત્ત પોતે ખગોળશાસ્ત્રનો જ્ઞાતા હતો બરાબર સમય થતા જ એ સરોવરમા પેઠો અને કમળ ડૂંડા નીચે મુખ બહાર રાખી સતાઈ રહ્યો

સુતસોમ બ્રાહ્મમુહૂર્તમા આવી પહોચ્યો તેની સાથે રથ હાકનાર સારથી અને દરબારીઓ હતા એને રસ્તા ઉપર રાખી પોતે સ્નાન માટે સરોવરમા પ્રવેશ કર્યો

જેવો સુતસોમ સરોવરમા પ્રવેશ્યો તેવો જ બ્રહ્મરાક્ષસ બહાર નીકળ્યો અને તેને પકડી, પીઠ ઉપર ચડાવી નાઠો એ બૂમ ન પાડે માટે મો પર હાથ દબાવી રાખ્યો સુતસોમે હસતે સાદે કહ્યુ 'ભાઈ, તુ મને ભલે પકડ્યો, પણ મારી એક વિનતિ છે. મારે મોઢે હાથ દબાવવાની જરૂર નથી હુ નાસીશ નહી મને નવાઈ તો એ લાગતી હતી કે તુ આજસુધી મને પકડતો કેમ નહી"

આટલી વારમા તો એ દૂર બાગને બીજે છેડે પહોચી ગયો હતો સહેજ થાક ખાવા નીચે ઉતારી નિર્ભયપણે સ્વસ્થતાથી બોલી રહેલા સુતસોમ સામે એ જોઈ રહ્યો

'હવે તને જવા દઉ એટલો હુ મૂર્ખ નથી"

'ભાઈ મે તને વિદ્યા ભણાવી છે, તને સાચ યો છે, એ ઉપકાર યાદ કરાવી મારે એક માગણી કરવાની છે"

"બોલ, ઝટ મારે ભીત વળ છે"

"રસ્તામા આવતા મને એક યાચક બ્રાહ્મણ મળ્યો હતો એ ચાર શ્લોક મારે માટે બનાવી લાવ્યો છે કઈક દક્ષિણાની આશાથી એ આવ્યો છે મે તેને રાજમહેલે મોકલ્યો અને હુ સ્નાન કરીને આવુ છુ, એમ કહેતુ છે એ બિચારો રાહ જોઈ નિરાશ થશે એના શ્લોક સાભળી, દક્ષિણા આપી હુ પાછો આવી જઈશ"

સાચો માણસ સાચા દિલથી વાત કરે છે ત્યારે સામો માણસ ગમે તેવો હોય તોપણ એને સાચુ લાગે છે, વિશ્વાસ બેસે છે બ્રહ્મરાક્ષસ થયા છતા વિશ્વાસુપણુ હજી ગયુ ન હતુ સુતસોમને ભારે વિશ્વાસથી એણે જવા દીધો અને પોતે બાજુમા એક વૃક્ષ નીચે લપાઈને બેઠો

થોડી વારે સુતસોમ ઉતાવળો ચાલતો ત્યા આવી પહોચ્યો સુતસોમની સચ્ચાઈ જોઈને બ્રહ્મરાક્ષસને આનદ થયો અને તે વહાલથી એને ભેટી પડ્યો પછી બોલ્યો તને તારા માતપિતાએ રોક્યો નહી?

એ લોકો મને રોકી શક્યા નહી સત્યપાલન એ દુનિયાના સર્વ સબધોથી ચડિયાતુ છે"

ઠીક હવે મને વાત કર પેલા બ્રાહ્મણે તને કયા શ્લોકો કહ્યા? મે ઘણા વખતથી સસ્કૃત ભાષા સાભળી નથી અને તારે મુખથી એ સાભળવામા મને બહુ મજા આવશે"

સુતસોમે સુરીલા કઠે આરોહ અવરોહ સાથ ચારે ગાથાઓ ગાઈ સભળાવી

'હવે તેનો અર્થ કર

સુતસોમે અર્થ કરી બતાવ્યા

સુતસોમ આ ગાથાઓ સાભળીને મને બહુ જ આનદ થયો મને ચાર ગાથાઓ સભળાવી તેના બદલામા તુ ચાર વરદાન માગ"

તુ વરદાન આપી શકીશ?"

કેમ તને શકા છે? ભલે હુ મનુષ્યમાસ ખાઉ છુ એ આદત મને છૂટતી નથી પણ આપેલા વરદાન આપવાની શક્તિ મારામા છે'

'તો પહેલુ વરદાન એ માગુ છુ કે આ બધા રાજકુમારોને તુ છોડી દે"

'તથાસ્તુ હવે બીજુ માગ.'

બીજુ, એ રાજકુમારોને પોતપોતાને ઘેર પહોચાડી આવ"

"તથાસ્તુ હવે ત્રીજુ માગ"

'તને નીરોગી અને સ્વસ્થ એક સો વર્ષ સુધી નીરખુ.

"તથાસ્તુ. આમા તો તે મારુ જ હિત વિચાર્યુ હવે ચોથુ વરદાન માગી લે"

"તારા જેવા સત્યવાન્, શૂરા, વિદ્વાન, માણસનુ જીવન ધૂળ મેળવનાર આ ટેવ તુ છોડી દે"

આ સાભળતા જ બ્રહ્મદત્તનો ચહેરો પડી ગયો એની કળાઓ સકેલાઈ ગઈ એનુ તેજ ઝાખુ પડ્યુ ત્યાગ શક્તિ ઓસરતા જ એની સારમાણસાઈ ચાલી ગઈ દીનો થઈ ગયો સુતસોમે આ જોયુ અને બોલ્યો "મે તને નહોતુ કહ્યુ કે તુ વચન પાળી નહી શકે"

"વચન પાળવા તૈયાર છુ પણ કઈક બીજુ માગ આ વસ્તુ વિના હુ જીવી નહી શકુ"

"તો તારુ વચન ગયુ'

'ના વચન ન જાય તુ બીજુ માગ.'

"માગુ તો એ જ તુ એ જ મને આપ ભાઈ, ઢીલો ન પડ તારા જેવો સત્યનિષ્ઠ, શૂરો, ધર્મિષ્ઠ આમ નિર્બળ બને તે કેવુ? ખખેરી નાખ નિર્બળતા" આમ કહેતા સુતસોમ પાસે આવ્યો અને હેતથી બ્રહ્મદત્તને ખભે હાથ મૂક્યો ભાવથી એની દૃષ્ટિમા દૃષ્ટિ મેળવી ઊભો રહ્યો સત્યની અદ્ભુત શક્તિનુ મિલન થતા જ હૃદયનો ગર્ભ સ્થાયી થયુ ગયુ, એનો ચહેરો ખીલી ઊઠ્યો ત્યાગ શક્તિનુ તેજ પ્રગટી નીકળ્યુ અને તેણે હાથ ઊચો કરીને કહ્યુ 'જા આજથી એ પણ છોડ્યુ"

સુતસોમ પ્રેમપૂર્વક ભેટી પડ્યો

બન્ને જણ એના સ્થાન પર આવ્યા રાજકુમારોને તેમના સ્થાને પહોચાડ્યા સુતસોમ પ્રથમ પોતાના રાજ્યમા આવ્યો માતપિતાને મળ્યો અને પછી બ્રહ્મદત્તને લઈ તેના રાજ્યમા ગયો તેનો પુત્ર રાજ્ય કરતો હતો તેને જાણ થતા જ એ ગાજતે વાજતે સામે આવ્યો નગરજનો સામે આવ્યા આનદ ઉત્સવ થઈ રહ્યો સુતસોમની સત્યનિષ્ઠાથી સમગ્ર જીવનનુ પરિવર્તન થતા બ્રહ્મદત્તનુ જીવન સન્માર્ગે વળ્યુ અને લોકો એની વાત ચોરે અને ચૌટે કરતા સત્યપાલનમા વધુ જાગ્રત અને તત્પર બન્યા

સુતસોમ એ બુદ્ધના પૂર્વજન્મના જ એક બોધિસત્ત્વ હતા અને તેમણે સત્યપારમિતા સિદ્ધ કરી

લખું છું ત્યારે તો મને ક્યારેય વિચાર આવતો નથી કે હું શા માટે લખું છું

એ વિચાર તો ક્યારેક અનકારો આવે છે

લખતી વખતે તો જે લખતો હોઉં તેના જ વિચાર આવે છે, અને તેથી જ તે લખાણ હું લખી શકું છું

માણસ ખાય છે ત્યારે ભૂખનો વિચાર નથી કરતો ભોજનનો વિચાર કરે છે

ક્યારેક મને મૂગા રહેવું જ ગમે છે શા માટે—હું નથી જાણતો પણ કોણે કહ્યું કે, ત્યારે મૌન જ હોઉં છું? ત્યારે ત્યારે ય મન સાથે વાતો કરતો હોઉં છું—મૌન એટલે મન સાથે વાત માત્ર મન જ સાંભળે એવી વાત લખતા પહેલાં કે લખતી વખતે હું મોટે ભાગે મૂગો થઈ જાઉં છું શા માટે? વાત કરવા માટે? કોની સાથે? મનની સાથે સાથે સાથે વાચકો સાથે પણ

માત્ર મૌન ધારું છું ત્યારે માત્ર મન સાથે વાત કરું છું લખતી વખતે મનની સાથે ને તે સાથે વાચકો સાથે વાત કરું છું

શા માટે વાત કરું છું!

ક્યારેક અમસ્તા સમય ગાળવા પણ માણસ વાત કરે છે કોઈ વાર કોઈ ખાસ હેતુસર વાત કરે છે કોઈ વાર કોઈને કશું ચોક્કસ કહેવાનું હોય ત્યારે વાત કરે છે આ લખાણનું પણ એવું જ લાગે છે

જેમ છૂટી કરવા જેમ માણસ વાત કરે છે તેમ લખાણ પણ કલમ છૂટી કરવા લખે છે કોઈ વાર એ કશા હેતુસર લખે છે કોઈ વાર એને ભારપૂર્વક કશું કહેવાનું હોય છે માટે લખે છે

કોઈ વાત આપણે કોઈને કહ્યા વિના રહી નથી શકતા તેમ કોઈ વાત લેખક લખ્યા વિના રહી શકતા નથી પણ માનવના તેમ જ લેખકના જીવનમાં એવા પ્રસંગો હરરોજ નથી આવતા અને છતાં માનવ રોજરોજ—આખો દિવસ બોલે છે તેમ કેટલાક લેખકો રોજરોજ આખો દિવસ લખે છે!

દિવસમાં ગંભીરપણે કહેવાનું આછું જ હોય છે કહેવા જેવું એવું હોય છે ઘણા દિવસ સુધી યાદ રહી જાય એવું આછું મોતીએ મોતીએ લેખનનું પણ એવું જ બને છે

કેટલાક માણસને વાત કરનારું કોઈ હોતું નથી તો તે મૂંઝાઈ જાય છે કેટલાકને કશું લખવાનું નથી હોતું ત્યારે તે મૂંઝાઈ જાય છે

માણસને હૃદયનો ભાર હળવો કરવો છે માટે મૂંઝાય છે અને લેખકનું પણ એવું જ છે

ઘણા વડિલને ઘરમાં આવનાર પ્રત્યેક સાથે થોડા શબ્દો તો બોલવા જ પડે છે, ઔપચારિક પણ. પીઢ લેખકને પણ એમ બધા વિષય પર ઘણી વાર ઔપચારિક પણ લખવું જ પડે છે

કેટલાકને જેમ બધા વિષય પર બોલવાનો અધિકાર છે તેમ કેટલાકને બધા વિષય પર લખવાનો અધિકાર હોવાનું જણાય છે

વકીલો પૈસા લઈને ઘણું બોલે છે કેટલાક લેખકો પણ પૈસા લઈને ઘણું લખે છે

વકીલને પોતાના તરફથી કશું કહેવાનું હોતું નથી, અને છતાં અસીલની તરફથી તે ઘણું ઘણું બોલે છે, તેમ આવા લેખકને તો કશું લખવાનું નથી પણ જેમ વકીલને બોલતા આવડે છે તેમ લેખકને લખતા આવડે છે માટે અને આ લખવાના પૈસા મળે છે તેથી લખે છે

કેટલાકો વાતચીતમાં વાણીના ઘા કર્યા કરે છે, તો કેટલાક લેખકો પણ કલમના ઘા લખતા લખતા કર્યે જાય છે

કેટલાકનો સ્વર મીઠો આનંદી હોય છે, શાતા આપનારો હોય છે તેમ કોઈ લેખકની શૈલી—જે એના લેખનનો સ્વર છે—પણ એવી જ હોય છે

કેટલાક માણસો આકરા પ્રસંગે પણ વાણીની મીઠપ જાળવી રાખે છે કેટલાક લેખકો પણ એવા વિષયને ખેડતા પણ એવી જ મીઠપ દાખવે છે

કેટલાક નકામા નકામા ચિડાયા જ કરે છે, કેટલાક લેખકો પરસ્તનો વિરોધ આલેખતા બેઠા હોય ત્યારે ય મનાવવા કરતાં કે ચિડાતા હોય છે

માણસો શા માટે બોલે છે?—એનાં કારણો અનેક છે, તેમ લેખકો શા માટે લખે છે—એનાં કારણો પણ એવાં જ અનેક છે

પણ કેટલા બોલનારા છે એટલા સાંભળનારા છે ખરા? બોલનારામાં જે ધીરજ છે એટલી સાંભળનારા

વાપરીએ! ફરીને, કોઈ કોઈ તો લાંબા પેટારામાં ગોદડાં ય ભરી રાખે છે! વારંવાર ખોલવાનું ન બને તેથી. તેમાં વાંદા, કંસારી જેવી જીવાત પડે અને ગોદડાં બગાડે તેની ખબર પડે ત્યારે અફસોસ થાય.

સાવ સાધારણ સ્થિતિના માણસો વળી, પારસલનાં ખોખાં લાવી તેનું જ ફરનીચર બનાવે છે. તે સિવાય તેઓ બીજું શું કરે, એમ પૂછી શકાય, તેનો જવાબ એ કે તે માટે તેના પર કશાક રંગનો પટ તો દેવો જોઈએ, જેથી તે દીઠે કઠે એવાં લાગે નહીં.

પ્રશ્ન તો એ છે કે, આપણે જે કંઈ ચીજ ઉપયોગમાં લઈએ તેમાં આપણી સુરુચિ પ્રગટ થવી જોઈએ. ઘર એ કંઈ ચિત્રવિચિત્ર ચીજોની વખાર નથી, કે જાહેર ખબરનું સ્થાન નથી એટલું સ્વીકારવું જોઈએ. ઘરને શોભાવવા સામાન્ય સારી સ્થિતિના માણસો પણ અમુક ખર્ચ કરે છે, તે સાથે જ વ્યવહારની કેટલીક વિચિત્રતા શોભા બગાડે છે, તે તેઓ જોઈ શકે તો કેવું સારું!

કેટલાક વિદ્યાર્થીઓ બે-પાંચ રૂપિયાની કીમતી ચોપડી બગડે નહીં તે માટે ન્યૂઝપ્રિન્ટ છાપાનું પડ તેના પર ચઢાવે છે. તે કાગળમાંય ક્યાંક ને ક્યાંક ભૂત ને ઢેકાંની જાહેર ખબર છપાયેલી જ હોય છે! એક તો પાકા પૂંઠા પર, કે કાર્ડ બોર્ડ ઉપરણા પર છાપેલા ન્યૂઝપ્રિન્ટનું કવર ચઢાવીએ એ જ કેવું હસવા જેવું લાગે છે? છતાં એવું આપણે ત્યાં 'ગંભીરપણે' થતું જોઈએ છીએ, એ બુદ્ધિની બલિહારી જ કહેવાય.

સાહિત્યકાર તો સુરુચિને ઘડે છે. પણ આજ કાલ કેટલાક સાહિત્યકાર પૌરાણિક પાત્રોમાં સંસાર સુધારો, લોકશાહી રાજકારણના કહેવાતા આદર્શો આદિ ભરે છે! એમનું એ ડહાપણ પણ કેસરની ડબ્બીમાં તપખીર ભરનાર કરતાં જરા યે ઊતરતું નથી!

આમ જૂનાં પાત્રોમાં નવો સંભાર ભરવાની આદત ઠીક વ્યાપક છે. એમ કરવું હમેશાં ખોટું નથી હોતું, તેમાં જ્યારે કરકસરના ડહાપણ સાથે સુરુચિ પણ પ્રકટ થાય છે ત્યારે તે શોભી ઊઠે છે. એક બાજુ આપણે આપણી ને ઘરની શોભા વધારવા વધારાનો ખર્ચ કરીએ અને બીજી બાજુ થોડી કરકસર કરીને ઘરની શોભા બગાડીએ એમાં મેળ નથી, પરસ્પરવિરોધી વાત છે.

એક બાજુ, જૂનાં પાત્રોમાં નવો સંભાર ભરવાનું ડહાપણ આપણે દાખવીએ છીએ, પણ ઉમ્મરે જરા જૂના થતા, નવી નવી ઉપયોગી વાતો, બાબતો પોતાનામાં સમાવવાનો વર્તનથી જાણે ઇન્કાર કરીએ છીએ, તે કેમ? તે યોગ્ય ખરું કે? એટલો વિચાર આપણા મનમાં આવે તો યે કેવું સારું?'

કેટલાક પદાર્થો એવા છે કે જે જૂના થતા નથી, જેમ કે સોનું. તે છતાં અમુક અમુક સમયે, તેની શુદ્ધિ કરવી આવશ્યક ગણાય છે. આમ જ્ઞાન અને તે પણ સોના જેવા જ્ઞાનમાં પણ સમયે સમયે શુદ્ધિ અને સંશોધન થતા રહે એ જરૂરી છે. બાહ્ય વાતાવરણ—ભેજ, ધૂળના કણો આદિ—જેમ સુવર્ણ જેવી ધાતુ પર પણ બાહ્ય અસર કરે છે, તેમ આપણે જ્યાં છીએ તેની આસપાસનું વાતાવરણ પણ આપણા પર, આપણા જ્ઞાન પર અસર કરે છે, બધી જ અસરો આપણને ને આપણા જ્ઞાનને પુષ્ટ જ કરે એવું નથી હોતું, એટલે વાતાવરણની સાધકબાધક અસરો વિશે સતત જાગ્રત રહેવું અને શુદ્ધિ અને સંશોધનનો આગ્રહ રાખવો એ કાંચનશુદ્ધિનો આગ્રહ રાખવા જેવું જરૂરી અને ઉપયોગી પણ છે.

બધા સુવર્ણોમાં જેમ શુદ્ધ કાંચન જ વિશેષ કીમતી છે તેમ બધાં જ્ઞાનોમાં શુદ્ધ જ્ઞાન વિશેષ મૂલ્યવાન છે.

બીજી ધાતુઓ કરતાં સુવર્ણનો બાહ્ય રંગ, પ્રભા વિશેષ સુંદર હોય જ છે, પણ તેમાંથી આપણે જે કંઈ આકારો બનાવીએ છીએ તે તો એવાં સુંદર હોય છે કે તેને આપણે અલંકારો કહીએ છીએ.

તો શુદ્ધ જ્ઞાનનું કલેવર અને પ્રભા શા માટે રૂક્ષ હોય? જ્ઞાનની અભિવ્યક્તિ પણ સુવર્ણ પ્રભા જેવી શે ન હોય? જ્ઞાનીને શોભાવે તે જ્ઞાન વાસ્તવમાં સુવર્ણ પદાર્થ જ છે, અને જ્ઞાની અલંકાર છે.

*

# રાયના ભાવ રાતે વહી ગયા!

નવલચંદ શેઠની ગણત્રી મહાજનમાં થાય. ગામના દશ આગળ પડતાં મહાજનોમા યે એમનું નામ પહેલું આવે. પેઢી ઉતાર વેપાર ચાલ્યો આવે તેમ વડવાઓનું ડહાપણ, કુશળતા, ચતુરાઈ પણ એમનામાં ઊતરી આવેલાં. બાપિકો ધંધો એમણે ખંત અને કુનેહથી વધાર્યો હતો અને એમ બાપિકી મૂડીમા વધારો પણ કર્યો હતો.

દિવાળી નજીક આવી એટલે નવલચંદે ઘરમાં સફાઇ કરાવી, ઘર રંગાવ્યું, અને પૂજાનો ઓરડો તો, સારામા સારી રીતે રંગાવ્યો. એમ કરતાં ધનતેરસ આવી પહોંચી. ધનતેરસને દિવસે તો લક્ષ્મીપૂજન થાય. એમણે એ ઓરડામા વારસામા મળેલ લક્ષ્મી, વડવાઓ વાપરતા તે નાણાકોથળી વર્ષે વર્ષે જે સુવર્ણ સિક્કાઓમા વધારો થતો રહે અને અનામત રહે અને દર વર્ષે લક્ષ્મીપૂજામા તેનું પ્રથમ પૂજન થાય, એ બધું વ્યવસ્થિત મૂક્યું અને રિવાજ પ્રમાણે તેમા નવું નાણું ઉમેરી તેનું વિધિપૂર્વક પૂજન કર્યું.

પૂજાનો ઓરડો ઝગમગ ઝગમગ ઝગતા દીપકોથી પ્રકાશમાન હતો અને એમા ઈશ્વરમૂર્તિ સંમુખ વ્યવસ્થિત મૂકેલી લક્ષ્મી અહો, કેવી તો શોભતી હતી! શેઠ શેઠાણીએ જ્યારે પૂજન સમાપ્ત કરી ત્યાં નજર નાખી તો એમની આંખમા આનંદના આંસુ આવી ગયા એમને સંતોષ થયો કે, વડીલોએ વારસામા દીધેલી લક્ષ્મીમા અમે યથાશક્તિ વધારો કર્યો છે.

આનંદપૂર્વક કંસારનું ભોજન કરી, ઈશ્વર સ્મરણ કરી, શેઠ પથારીમાં પડ્યા.

લક્ષ્મીપૂજાની લક્ષ્મીને પૂજા પછી તરત ઉઠાવીને ક્યાંય મુકાય નહીં', એ તો જેમની તેમ આખો દિવસ અને રાત ખુલ્લી જ રહે. રાત્રે ઘીના દીવા સળગ્યા કરે, અને ઓરડાનું પ્રવેશ દ્વાર પણ ખુલ્લું રહે, એવો રિવાજ. ખુલ્લા ઓરડામાં લક્ષ્મી પડી હતી અને તેના પર ઝગી રહેલા ઘીના દીવાઓ સુવાસિત પ્રકાશ પાથરતા હતા.

દિવાળી નજીક એટલે શેરી-ગલીમહોલ્લામાં ક્યાં સુધી તો દારૂખાનું ફૂટ્યું, એટલે શેઠને ઊંઘ જરા મોડી આવી

ધન છે'

## ભગવાનની ભેટ

લાગણીઓ પામવી આસાન છે,
લાગણીઓ દેવ છે ઈન્સાનની;
કિન્તુ એ મળવી અતિ મુશ્કેલ છે,
માણસાઈ ભેટ છે ભગવાનની.

અમૃત ઘાયલ

'તે હોય જ ને! આ શેઠને ત્યાં તો પેઢીઓથી લક્ષ્મીનો વાસ છે. આ પણે સારા શુકન ને શુભ દિવસ જોઈ ને નીકળ્યા તે લાભ થયા વિના રહે! હવે ધીરે ધીરે બધું સમેટવા માંડો જોઈએ.

જરાય અવાજ ન થાય શેઠ જાગશે તો જરા પચાત થશે જો કે એમને તો આપણે પહોંચી વળીએ પણ હોહા થઈ પડે ને ધોડું ઘણું થઈને ભાગવુ પડે '

'હા, હા બરાબર છે '

બધા ધીરજથી મન સમેટવા લાગ્યા તેના અત્યંત ધીમે આવતા અવાજે શેઠને ભાન કરાવી દીધુ કે, બધુ જવા બેઠુ છે

હવે શુ કરવુ ? આ તો ત્રણ ચાર લાગે છે એમને પહોંચી વળાય એમ નથી, વળી તેમ કરવામા શું વળે ? તરત એમને એક યુક્તિ સૂઝી શેઠે હાવભાવથી ખોંખારો ખાઈ શેઠાણીને ધીરેથી હાક મારી કહ્યુ 'સાંભળે છે કે ?'

'કેમ, અત્યારે શુ છે ?' શેઠાણીએ જાગતા કહ્યુ

આ બાજુ ઓરડામા ચોરો શેઠનો સાદ સાંભળી બધુ અટકાવીને મૂગા મૂગા સાંભળવા લાગ્યા

'જો, મને અત્યારે યાદ આવ્યુ, વળી આજે ધનતેરસ, આજનો દિવસ શુભ ગણાય, એવા શુભ દિવસે લાભની વાત તને ન કરુ તો કોને કરુ ?'

'હે ! એવુ તે શુ છે ?' શેઠાણીએ આશ્ચર્યથી, જરા ઊંચા સાદે કહ્યુ

'જરા ધીરેથી બોલ કોઈ વાત સાંભળી જશે તો અમારો લાભ ઓછો થઈ જશે શુ તને ખબર નથી કે ભીંતને પણ કાન હોય છે ?'

'હા, હા, હવે જરા જલદી કહો ને !' શેઠાણી સાંભળવા માટે અધીરા થયા

તે સાથે તેમનો સંવાદ સાંભળતા ચોરોની અધીરાઈ પણ વધી પડી

'જો, આ વર્ષે આપણે રાય, દર વર્ષ કરતા કેટલી બધી ભરી છે !'

'અરે ઘર પછળનો આખો કોઠાર રાયથી ભરાઈ ગયો છે મને એમ કે આટલી બધી રાય આ વર્ષે કેમ લીધી હશે !'

'એ જ તો વાત છે ને ! મને ખબર મળ્યા કે, આ વર્ષે રાયના ભાવ ઊંચા જવાના છે,

એટલે મે ભરવા માંડી પણ મને એની કલ્પના નહીં કે આટલા બધા ભાવ ઊંચે જશે !'

'હે ! કેટલાક ઊંચા ગયા ?'

'અરે શેરના સો રૂપિયા થઈ ગયા ! અને એ ભાવે ખાણુ લેનારાનો તોટો નથી, હું તો હજી ભાવ વધે પછી જ વેચવા કાઢીશ આ એકના રાયના સોદામા આપણને દસ વર્ષ જેટલી કમાણી થશે !'

'તે થાય જ ને ! હુ ઓછા મત તિરથ કરુ છુ ! પુણ્ય આડે આવ્યા વિના રહે ?'

'ના પુણ્ય નકામુ જાય જ નહી આ રાયનો સોદો પતી જાય પછી તો આપણે સજોડે ચાર ધામની જાત્રા કરવી છે '

'હા હવે કરશુ જ તો !' શેઠાણીએ ગર્વથી ઉત્તર વાળ્યો

'ત્યારે હવે ભગવાનનુ નામ લઈને ઊંઘી જા આ આટલુ કહેવા માટે જ તને ઉઠાડી હતી દિવસે તો ધંધામા નવરાશ ન મળે ' શેઠે કહ્યુ

આ સંવાદ સાંભળીને ચોરો તો વિચારમા પડી ગયા આ વાણિયાને મધરાતે વાત કરવાનુ સૂઝ્યુ તે પણ ઈશ્વરની લીલા જ કહેવાય ને ! આ રાત્રે આવવુ અને આને વાત કરવાનુ સૂઝવું ! નહી તો આપણને શી ખબર પડત કે આ ઘર માથી મફત મફત લઈ જવા જેવુ શુ છે ! અલ્યા કોઠારમા ચાલો મફત આને કહ્યુ રાત જ ઢગના ઢગ ઉપાડી જઈએ ' ,

આમ કહીને ચોરો તો કોઠારમા ઘૂસ્યા અને ભાર માંડવા લાગ્યા

કાન સરવા રાખીને બધુ સાંભળતા શેઠને સંતોષ થયો કે મારી યુક્તિ સફળ થઈ છે એમણે ઈશ્વરના લાખ લાખ આશીર્વાદ માગ્યા અને ચોરોના ગયા પછી પૂજાના ઓરડામા લક્ષ્મીને જેમ ને તેમ રહેલી જોઈને તેને નમસ્કાર કરી ફરી પથારીએ આવી પોઢી ગયા

નવનચંદ સવારે ઊઠીને નિત્યકર્મો પતાવીને સીધા પોલીસ ચોકીએ ગયા અને રાતના બના

વની બધી વાત કરી અને કહ્યુ કે, 'એ ચોરો માના હવે રાય વેચવા નીકળશે, બનતા સુધી તો મારી દુકાને જ આવશે તમે તમારા માણસો મારી દુકાન આસપાસ ગોઠવી દેજો અને આવે ત્યારે પકડી લેજો '

એટલુ કહીને એ તો દુકાને આવ્યા દુકાન ખોલી રોજની પેઠે બેસી ગયા જાણે કશુ બન્યુ જ નથી, એવી રીતે શાંતિથી બેઠા કોઇને કશી વાત કરી નહી શરૂઆતમા બેચાર ઘરાકો જુદી જુદી ચીજો ખરીદવા આવ્યા, તેમને તે તે ચીજો આપી પછી એક અજાણ્યો લાગતો માણસ આવ્યો અને પૂછવા લાગ્યો 'શેઠ, કરિયાણુ લઈને આવ્યા છીએ કઈ લેવુ કરવુ છે?'

લઈએ, પણ શુ લાવ્યા છો એ તો કહો '

જુઓને, છે તો ઘણુ, પણ અમારી પાસે રાય વધારે છે લેશો ક?'

'નમૂનો જોયા વિના તે લેવાની ગમ કેમ પડે?

'તો આ લો નમૂનો!' કહીને આવનારે એક નાનકડી પોટલી છોડી તેમાથી રાયનો નમૂનો શેઠને આપ્યો

'હ રાય છે તો ઠીક ' નમૂનો જોઈ આખ ચમકાવતા શેઠે કહ્યુ–'પણ કેમ દેવી છે?'

તમે જ કહોને કે કેટલે લેવી છે!'

એમ નહી, માલધણી તમે છો તમે જ ભાવ કહો મને ગોઠશે તો લઈશ નહી તો રામરામ '

'ઠીક, હમણા તો રાયના ભાવ તેજ છે '

'એમ કે? મને તો એવી કઈ ખબર નથી '

ચોરને થયુ કે, વાણિયો પાકો છે કેવો ઠાવકો જવાબ આપે છે 'તો, તમારે રાય લેવી છે કે નહી?' તેણે જરા બેપરવાઈ બતાવતા કહ્યુ

'જો ભાઈ દુકાન નાખીને બેઠો છુ તે લીધા વિના વેચતો હોઈશ? લેવી છે, પણ ભાવ તો કહે'

'તમે લેવાની વાત તો કરો '

'જો ભાઈ, છુટક છ આને વેચુ છુ, દસ રૂપિયે મણ હોય તો બોલ, હોય તેટલી!'

'હે! દસ રૂપિયે મણ? તમે લૂટવા બેઠા છો!'

'ત્યારે, તારી પેઠે કાળી રાતે રાય લૂટવા નીકળુ?' શેઠે સામો પ્રશ્ન કર્યો પેલાના કાન ચમક્યા ઠાવકો થઈ પૂછ્યુ 'આ તો સોદાનો સવાલ છે કાલે તમે રાયના ભાવ સો રૂપિયે શેર કહેતા હતા અને અત્યારે ચાર આના થઈ ગયા?'

'ભાઈ, રાયના એ ભાવ તો, રાત વહી ગયા' એટલુ કહીને નજીકમા સાદા ડ્રેસમા ઊભેલ પોલીસને અણસાર કર્યો ત્યા તો ચાર પાચ માણસો ધસી આવ્યા અને પેલા રાયવાળાને પકડી લીધો

'કેમ ભાઈ, હુ લૂટવા બેઠો છુ કે તુ લૂટવા નીકળ્યો છે?' નવલચદ શેઠે રાયવાળાને પૂછ્યુ

પણ તે શો જવાબ આપે? એ તો મનમા ને મનમા સમસમી રહ્યો કે, આ વાણિયાની વાતથી ભરમાઈને આવેલી લક્ષ્મી ખોઈ અને જેલ વહોરી લીધી એના મનમા વાણિયાના આ શબ્દો ગુજી રહ્યા 'ભાઈ રાયના ભાવ તો રાતે વહી ગયા!'

---

અનુક્રમણિકા





પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાંધી ઉપાધ્યાય મુદ્રણાલય ...

# અમારાં પ્રકાશનો

## આવા હતા બાપુ [ભાગ ૧-૨]

મૂલ્ય: દરેક ભાગનું પચાસ-પચાસ નયા પૈસા

પૂજ્ય બાપુજીની બહુમુખી પ્રતિભા અને વિરલ વ્યક્તિત્વનાં અનેક પાસાંઓનો પરિચય કરાવતા પ્રેરક જીવન-પ્રસંગોની પુસ્તિકાઓ.

## ગાંધી-ગુરુ

લેખક: શ્રી ગુરુદયાલ મલ્લિક : મૂલ્ય: સવા રૂપિયો

શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની પ્રસ્તાવના 'ભક્તની અંજલિ'માં આ લેખમાળાનું મહત્ત્વ સમજાવતાં લખ્યું છે:

"વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચન્દ્ર અને લીલા વિગ્રહી કૃષ્ણચન્દ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમ જ ગુરુદયાલજી પણ ગુરુદેવ અને ગાંધીજી વચ્ચે અભેદ જુએ છે એમની એ અભેદ દૃષ્ટિ એમણે આ નાનકડી લેખમાળામાં અનેક રીતે વિશદ કરી છે."

## મસ્તીની પળોમાં

લેખક રતિલાલ-અનિલ : મૂલ્ય: પંચોતેર નયા પૈસા

પૉકેટ સાઈઝના, ઊંચા રંગીન કાગળ પર રંગીન શાહીમાં છાપેલ આ સુંદર મુક્તક સંગ્રહ વિશે જાણીતા વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી લખે છે:

"તમારાં કેટલાક મુક્તકોમા વિચાર અને રચનાની આકર્ષક ચારુતા છે. 'વસંત માગીને,' 'વહેવાતુ સ્વર્ગ,' 'કોને ગમે?' જેવા એના ઉદાહરણો છે. 'ઇચ્છા,' 'અધમતા જેવું લક્ષણ–' 'મૂર્તિના પથ્થરને,' જેવામા ભાવનો ધ્વનિ આહ્લાદક છે.

"આત્મા સમૃદ્ધ થયા કરશે તેમતેમ તમારી કવિતામા વધારે સૌન્દર્ય આવશે"

## ડમરો અને તુલસી

લેખક : રતિલાલ-અનિલ : મૂલ્ય: બે રૂપિયા

ગીતો, ગઝલો અને મુક્તકોના આ સંગ્રહની પ્રસ્તાવનામા જાણીતા સાહિત્યકાર શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ લખે છે:

"ભાઈ અનિલે પોતાની કવિતાઓને "ડમરો અને તુલસી" માન્યા છે....એ પર્ણ મંજરીમાં બે વસ્તુ જરૂર છે; ડમરાનું સૌરભ અને તુલસીનો તીવ્ર મધુર આસ્વાદ. તે કરતાંય વિશિષ્ટ છે એ માનવ-જિંદગીના નક્ર કવિની પર્ણમંજરીનો દ્રવ્યગુણ, જે અદૃશ્ય અર્કની પેઠે તેના પ્રત્યેક પર્ણમા વ્યાપેલો છે અને તેનું પાન કરનાર પાઠક કે શ્રોતાને જીવનસ્વાસ્થ્ય માટે પથ્યકારક સત્ત્વ નીવડે તેવો છે"

## અલ્લાહના બંદાઓ

મુસ્લિમ સંતો, ઓલિયા, ફકીર અને ખલીફાઓના જીવનના પ્રેરણાદાયક પ્રસંગોનો સંગ્રહ, સરળ, રોચક બાનીમાં અને સુઘડ છપાઈમા રૂપાયતન પ્રકાશન તરફથી પ્રગટ થયો છે. મૂલ્ય છ આના: પોસ્ટેજ પાચ નયા પૈસા.

## ગાંધીજી સાથે જીવનયાત્રા : લેખક: ગુરુદયાલ મલ્લિક

માનવજીવનને ઊંચે ને ઊંચે લઈ જવાની પ્રેરણા આપતા બાપુના આદેશોને સુબોધ પ્રવાસવર્ણનમાં ગૂંથી લેવામા આવ્યા છે. મૂ. ૨૦ નયા પૈસા.

**રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ**

# માર્ગના પીપળા

સૂકી ધરતી પર થઈને એક સડક દૂર દૂર ચાલી જાય છે. રસ્તો ક્યાંય જતો નથી છતાં ઘણે ઘણે દૂર પણ જાય છે, એ બલિહારી લોકબોલીની છે. આસપાસ દૂર દૂર સુધી નહીં જેવાં ઝાંખરાં કે બાવળ દેખાય છે, બાકી તો એ જ ભૂખરા પથરા અને ભૂખરી ધરતી. પણ રસ્તાની આજુ બાજુ રસ્તાની સાથે સાથે દૂર દૂર પીપળાની હાર ચાલી જતી દેખાય છે. ક્યાંક ક્યાંક વડ છે, પણ મોટે ભાગે તો પીપળા જ દેખાય છે.

આસપાસની ધરતી તો ભર બપોરે ધખે છે. પણ વૃક્ષોના છાંયડાને કારણે રસ્તે એટલી ગરમી લાગતી નથી. મને વિચાર આવ્યો: આસપાસ ખાસ વૃક્ષો દેખાતાં નથી. અને અહીં તો હારોહાર પીપળા દૂર દૂર સુધી દેખાય છે. એમ કેમ? હા ખાસ જહેમત લઈને આ વૃક્ષો ઉછેરવામાં આવ્યાં છે. બાકી અહીં પણ એ જ ઉઘાડી ને ભૂખરી ધરતી હોત. પણ બીજાં વૃક્ષો નહીં ને, આ પીપળા જ કેમ? પીપળાની તો ડાળ કાપી અને ચોમાસે જમીનમાં રોપી દીધી કે એ જામી જાય છે. પણ એક બે વર્ષ એને પાણી પાઈને જરા મોટો થવા દીધો કે પછી આ ભૂખરી ધરતીમાંથી યે એ પોતાનું પોષણ મેળવી લે છે. બીજાં વૃક્ષો તો બહુ લાડનપાલન માગે, અને તે ઓછાં પડે કે શરૂઆતમાં કરમાઈ જ જાય.

આ ભૂખરી ધરતીની જ શી વાત કરવી? જ્યાં કશો પાણી માટીનો સંભવ આપણને દેખાતો નથી એવી ભીંતમાં ય પીપળો જડ નાખે છે અને પાંગરે છે. લાડકોડ અને રિસામણા મનામણાથી એ પર છે.

મને વિચાર આવ્યો: હું આ પીપળા જેવો ખરો? મને સ્પષ્ટ જવાબ આપ્યો: ના, મારે આટલી સગવડ તો જોઈએ જ, આટલાં ને એવાં કપડાં ઓછામા ઓછા જોઈએ જ, આટલો પગાર ને આટલો હાથખર્ચ, આવડું ઘર ને આવડો ખોરાક જોઈએ જ! ન મળે એટલે પેલા કલમી આંબા પેઠે કરમાવા માડું! જરા હેત ઓછું પડે કે મોઢું પડી જાય.

ત્યારે આ પીપળા જેવું કોઈ હશે? હા, છે. એક બે નહીં, આ પીપળાની જેમ અનેક- આછો પાતળો રોટલો, આછાં પાતળાં કપડાં, નહીં જેવું ઘર, નહીં જેવો પગાર અને નહીં જેવો હાથખર્ચ મળ્યો કે ભયો ભાગો! કોઈએ દીધો નહીં, તો વાંધો નહીં, એમની જીવનશક્તિ તો, રસકસ વિનાની ભીંતમાં યે પીપળો ઊગીને પાગરે છે, એમ જીવનના સાધનોના અભાવવાળા વાતાવરણમાં જન્મે છે, ત્યાંથી જ જીવનશક્તિ મેળવે છે, અને પાંગરે છે. કોઈએ હેત કર્યું તો સારી વાત છે, ન કર્યું તો એમાં વળી કરમાયે કેમ ચાલે? આવું છે એમનું. તે ભીંતમાંના પીપળા પેઠે કોઈ વાર સમાજમાં તરડ પાડે છે ખરા, પણ મોટે ભાગે તો જીવનના ધોરી માર્ગે પ્રવાસીને છાંયડો જ આપે છે. જીવનના રાજમાર્ગની ખડી ચોકી કરે છે. અને પોષણ પણ ભૂખરી ધરતીમાંથી જ મેળવી લે છે.

ભગવાનનો વાસ, કહે છે કે પીપળાનાં પાંદડાંમાં હોય છે. પીપળા વિષે ઉપરના વિચાર આવ્યા પછી મને લાગ્યું કે, ખરેખર. ભગવાન પીપળાના પાંદડાંમાં જ વસતા હોવા જોઈએ.

—અનિલ

# થોડાંક ફૂલ

કીડી ભારે ખંતીલી છે. ખંત માટે તેનો દાખલો અપાય તે ખોટું નથી. પણ આપણે એ જાણવું જોઈએ કે ખોરાક ભેગો કરવાના અતિલોભમાં તે અધમુઆ જીવડાંને પણ ભેગી મળી પકડે છે અને તેનું મોત બગાડે છે, ભારે કષ્ટ આપે છે. માણસની ખંતમાં આવી હિંસા ન હોય. તો જ તે ખંત કહેવાય.

પોતાને માટે, બકરી કરતાં વાઘ વધારે સાહસ કરે છે, કેમકે તેનું પેટ મોટું છે—એટલે એનું આશ્ચર્ય કે વિશેષ ઉલ્લેખ ન હોય.

સાહસ તો ધાડપાડુ પે ઓછું કરે છે? પણ તેની પ્રસંશા કોણ કરે છે? શક્તિ કઈ દિશામાં, કેટલા વેગમા, કઈ અપેક્ષાએ વહે છે તેના પર સાહસનો આધાર છે.

ફરજને જ્યારે સેવારૂપે ઓળખાવીએ છીએ ત્યારે એમા સૂક્ષ્મ પ્રકારનું અભિમાન આવી જાય છે. તેથી ઊલટું, જે સેવાને ફરજ માને છે તેનામાં નમ્રતા આવે છે અને તેને કાર્યનો ભાર લાગતો નથી.

કેટલીક ઇચ્છાઓ વરાળ જેવી છે, તેને પ્રગટ કરવી હોય તો શાંત કરવી જોઈએ, નહીં તો બંધ વાસણમા ઉકળતું પાણી ઢાકણને ફેંકીને ઊડી જાય છે તેવું થશે.

લક્ષ્મી ચંચળ કહેવાય છે, એ અત્યંત ગતિશીલ છે. એની પાછળ દોડીએ તો, આપણી ગતિ એટલી નહીં હોવાથી ઝડપથી દોડ્યે જતા વાહન પાછળ દોડતી ધૂળ પેઠે જ નિષ્ફળ જઈએ—હાસીપાત્ર બનીએ.

બે હોડીઓ એકબીજાની વિરુદ્ધ દિશામાં પાસે પાસે થઈને જતી હોય છતા તેમની પ્રત્યેકની દિશા સાચી હોય છે, તેમ આપણાથી વિરુદ્ધ દિશામાં જતાં માણસનું ને આપણું હોય, એ અસંભવિત નથી.

તુલસીનો છોડ અનેક કારણે પવિત્ર ગણાય છે. એનુ જીવન સુવાસિત અને તીવ્રમધુર છે, તેમ મૃત્યુય આગવું છે. એ સુકાય છે ત્યારે ઉકરડે નથી જતો પણ મસાણે જાય છે, અને કોઈ શબની સાથે બળે છે.

તોરણ પાંદડાંનું હોય તેમ દીવાનું પણ હોય, જેવો સમય તેવી શોભા. સમયે શોભે તે કસમયે, ન યે શોભે, શોભા પણ બગાડે. આમ સમયને ઓળખે છે, દીપાવે—શોભાવે છે તે પોતે પણ શોભે છે.

દીવો તેલના અભાવથી બુઝાય તેમ વાયરાની ઝાપટથી પણ ઓલવાય—બંનેનો મેળ હોય ત્યારે તે બળે. આમ અનુકુળ વાતાવરણમાં કરેલું કામ તરત દેખાય છે. અને દીપે પણ છે. તે તો સ્વાભાવિક અને સામાન્ય પણ છે. વિરૂદ્ધ વાતાવરણમા જે કાર્યની જ્યોત સતત જલતી રાખે છે. તે અસાધારણ છે અને તેથી તેમાં વીરતા અને પુરુષાર્થ પણ છે.

મનની શક્તિ જેણે જાણી નથી, બુદ્ધિનો વૈભવ જાણ્યા નથી, આતરસમૃદ્ધિને ઓળખી નથી, પદાર્થોની આતરાયતા તેના અભાવની પૂર્તિ ન કરી શકે.

કાળમીંઢ સિંદુરીઆ પથ્થરને ઇશ્વરરૂપે પૂજનારો, કળા કારીગરીથી સમૃદ્ધ મંદિરની મૂર્તિને પૂજનારા કરતા ભક્તિભાવમા ઓછો નથી હોતો—પછી હબસીને તેના બાળક પ્રત્યે સાચી મમતા હોય તેમા શું આશ્ચર્ય?

વસ્તુનું મૂલ્ય તેનો લોકો આંકે તેનાથી વધારે હોય તો યે વાસ્તવમાં નથી હોતું, સાદી સુતરાઉ સાડીનું મૂલ્ય જેટલું સામાન્ય ઘરની ગૃહિણીને હોય એટલું રાણીને ન હોય. —અ.

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૧ [ ૧૨–જાન્યુઆરી–૧૯૫૯ ] અંક ૧૧ મો

પોતાના કુટુમ્બને માટે પ્રમાણિક-પણે તેમ જ કોઈ પણ પ્રકારની હિંસામાં સામેલ થયા વિના જે કમાણી કરે છે તે આજે દેશની સેવા કરે છે

—બાપુ



( ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક )

# સરદારશ્રીનો પત્ર

સેન્ટ્રલ જેલ નાશિક રોડ
તા. ૨–૭–'૩૪

ભાઈ શ્રી,........

તા. ૬–૬–'૩૪નો તમારો કાગળ મળ્યો હતો. તમારા ૩૮ વર્ષ પૂરાં કર્યાના જન્મદિવસે લખેલો હતો. તમે ભાગ્યશાળી છો કે જન્મદિવસ ચોક્કસ યાદ છે. મને તો, વરસ કેટલા થયાં એ વિશે પણ અટકળથી જ ગપ્પું મારવું પડે છે. સોગંદ પર કહેવાનો પ્રસંગ આવે છે ત્યારે તો, 'આશરે આટલાં' એમ જ લખાવું છું. કારણ કે મારી માને પેટે પાંચ પથ્થર પડેલા. તે પથરા કેવા નીકળશે અને શા કામમાં આવશે એનો કશો ખ્યાલ નહિ હોવાથી કોઈએ દિવસની કે વરસની કશી નોંધ કે યાદ રાખી જ નથી. પાછલું જીવન જોવામાં સાર નથી. માત્ર આગળ શું કરવું એનો વિચાર કરવા પૂરતું જ પાછળ જોવાની જરૂર પડે તો જોવું, નહિ તો આજે જ જન્મ થયો એ ગણીને જે કંઈ સારું થઈ શકે તે કરવું એના જેવું બીજું કશું સારું નથી.

બાપુ કાઠિયાવાડ આજે બે દિવસથી માંદા પડ્યા છે એટલે તમે બધા પાછા એમની પાછળ વીંટળાઈ વળ્યા હશો. હું તો લગભગ બાર મહીનાથી એમનાથી છૂટો પડ્યો છું. અને આવતી કાલે રાત્રે મારા અઢી વર્ષ અહીં પૂરાં થશે. એટલે એટલો ઘટાડો તો થયો જ ને?

આશ્રમવાસીઓ માટે બાપુ સાથે ચર્ચાના પરિણામે શું છેવટનો નિર્ણય થાય છે તે લખજો. ગુજરાતમાં જવાની તો તમને રજા પણ નથી. અને મળે તો યે ગુજરાતમાં હવે પાછલો વખત હતો તે આવતાં બહુ જ વખત લાગશે. લોકોનો વિશ્વાસ સંપાદન કરવો, ભય કાઢવો અને સામા પક્ષની સતત કનડગતને પહોંચી વળવું એ સહેલું તો નથી જ. આપણો હમણાં તો આથમતો દિવસ છે. વળી પાછો ઉદય થશે ત્યારે ખરો. પણ વળતા પાણીના અનુભવ પણ લેવા જેવા હોય છે.

....પાછો ચાથડાઈ પડ્યો એ તો સાંભળ્યું હશે. એનામાં નથી તે કલ્પી લઈને નકામો મોટો ભા કરી બગાડી દીધો છે. હવે શું કરવાનો છે એ તો ખબર નથી. પણ વર્ધાથી તો રજા મળી છે એમ સાંભળ્યું છે. ........ને હવે કોઈક સ્થિર સ્થળે ભણવા દેજો. તમારા રખડાટમાં છોકરાં રખડી જાય એવું ન થવું જોઈએ, નહિ તો ભવિષ્યમાં તમને ગાળ દેશે.

........ને પહેલાં બહુ લાડ લડાવેલા છે તે હવે ક્યાંથી મળે? ગાયનાં ઘી જોઈએ એ તો મોસાળમાં મળે કે સાસરે મળે, જેલમાં ક્યાંથી હોય? પણ આજ સુધી જેલ એ બેમાંથી એક સ્થાન મનાતું હતું, એ ન હોય એમ હવે ખબર પડતી જાય છે એ ઠીક છે

........ને આશ્રમમાં ક્યાં સુધી રહેવાનું પછી શું કરવાનું એ નક્કી થાય ત્યારે લખજો. એ અમદાવાદમાં છે તો ડૉ. પટેલને હાથ બતાવી આવે અને કંઈ કરવા જેવું હોય તો પૂછી આવે એ સારું છે.

તમારા સમાચાર લખતા રહેજો.

એ જ, વલ્લભભાઈના વંદેમાતરમ

—આપણે હાથે ભૂલ કદી થાય જ નહીં એવું માની બેસવાની ગફલતમાં આપણે ન ફસાઈએ.

—માણસ માત્ર ભૂલને પાત્ર છે. પરંતુ પોતાની ભૂલો પરથી ઘટતો બોધ લઈ તેવી ભૂલો ફરી ન કરવાની શક્તિ પણ માણસને મળેલી છે.

—પૂજા કરનારો પવિત્ર હોય તો જ સાચી પૂજા થાય

# ન પહોંચાડેલો પત્ર

નાતાલના દિવસ નજીક આવી રહ્યા છે કાગળોની સખ્યા રોજ રોજ વધતી જ જાય છે સાજના સમય છે ટપાલ ઑફિસમા લગભગ બધા કામ કરનારા ઘરે ચા ના ગયા છે પરતુ સૉર્ટર માર્ટિનને ઘરે જવાની ઉતા વળ નથી એ પોતાના કામમા જ ડૂબેલો છે

એનો નાનો પુત્ર આન્તોન ગુજરી ગયો છે ત્યારથી માર્ટિનને કશામા રસ રહ્યો નથી ઘરે એની પત્ની અને એક નાની દીકરી પણ છે પણ એમના પ્રત્યે પણ આજ કાલ એ ઉદાસીન થઈ ગયા છે જ્યારે એ જલદી ઘરે પહોંચે છે તો એને પોતાના બાળક આન્તોન I માનનીના પદ આવે છે, તે કેવી રીતે દોડતો ચાલ્યો આવતો હતો કેવી રીતે દરવાજે પહોંચતા જ આન્તાન દોડી આવતો હતો, અને મારી આગળી પકડીને મને અદર લઈ જતો હતો અને પોતાની કાલીઘેલી બોલીમા ક્યારેક મ ત્રિની તો ક્યારેક બહેન વિરુની ફરિયાદ સભળાવતો હતો ઘરે જલદી પહોંચતા જ એ બધુ યા આવતા હૃદય ભરાઈ આવે છે જીવ મૂઝાઈ જાય છે એટલે એણે આજકાલ ઘરે મોડા પહોંચવાનો જ નિયમ કર્યો છે

આજે પત્રોના નોખા નોખા કરતા એની સામે એક અજ મ જેવો કાગળ આવ્યો અને એ અટકી ગયા એના પર લખ્યુ હતુ – ક્રિસમસ ફાધર સાતાક્લોઝ' અને સરનામુ હતુ – સ્વર્ગ' અજબ જેવુ નામ અને અજબ જેવુ મ ન મુ' કોનો હશે આ કાગળ? કોણે કીનો!' એવુ વિચારી માર્ટિને કાગળ પોતાના ગજવામા મૂકી દીધો, અને તે ફરી પોતાના કામમા લાગી ગયા

પરતુ પેલો અજબ ગજબ નામ સરનામાવાળો કાગળ એની ઉત્કટાને ઉત્તેજિત કરવા લાગ્યા અટલે આજે કામ જરા વહેલુ પૂરુ કરી માર્ટિન બહાર આવ્યા અને એકાત જગ્યા જોઈને ત્યા બેસી પત્ર કાઢીને વાચવા લાગ્યા કાગળ વાચતા વાચતા એના ચહેરા પરના ભાવો બદલાતા ગયા કાગળમા લખ્યુ હતુ–

વહાલા પિતા સાન્તાક્લોઝ,

મારા તમને સાદર પ્રણામ હુ જાણુ છુ કે તમે પ્રત્યેક નાતાલને બ ળકો માટે સારા સારા રમકડા અને મેવો રાતે ચુપચાપ એમના બિછાનામા માથા આગળ મૂકી જાવ છો આજે હુ એટલા માટે કાગળ લખી રહી છુ કે આ નાતાલે મારે રમકડા નથી જોઈતા પરતુ મારા બે કામો તમારે કરવા પડશે મને ખબર છે કે તમે જ એ કામ કરી શકશો એટલે જ તમને પત્ર લખુ છુ

મારો એક નાનો ભાઈ હતો આન્તોન હતુ એનુ નામ કહે છે કે હમણા તરતમા સ્વર્ગમા ચાલ્યો ગયો છે પણ જતી વખતે તે પોતાના રમકડા સાથે લઈ ગયો નથી અહીં ભૂલી ગયો છે કહે છે કે હવે તો કદાપિ પાછો નહીં ફરે શુ તમે તેના રમકડા તને પહોંચાડી દેશો? રાત્રે હુ મારા માથા નીચે બધા રાખી મૂકીશ તમે એને મારુ વહાલ પહોંચાડશો અને એને કશી તકલીફ ન પડે એવી વ્યવસ્થા કરજો

બીજુ કામ એ છે કે જ્યારથી મારો એ ભાઈ ચાલ્યો ગયો છે ત્યારથી મા । પિતા બહુ દુખી રહે છે આજ કાલ એ સમયસર ઘરે પણ આવતા નથી અમારી સાથે વાત કરતા નથી, હસતા નથી પહેલા એ મારી સાથે ખૂબ હસતા રમતા હતા મા પણ બહુ દુખી રહે છે શુ તમે પિતાજીને સમજાવીને એમનુ દુખ દૂર કરશો?–જેથી એ પહેલાની પેઠે હસવા લાગે? તમને ખબર નહીં એમ થતા અમને કેટલો બધો આનદ થશે! તમે આટલા બે કામ જરૂર કરજો મારે બીજુ કશુ જોઈતુ નથી હુ તમારી રાહ જોઈશ.

—તમારી પુત્રી મેરી

કાગળ પૂરો થતા જ માર્ટિનની આખોમાથી આસુ ટપકવા લાગ્યા એ કાગળ એની જ પુત્રીનો હતો તરત જ એ ઊઠીને ઘરે ગયા અને પોતાની પુત્રી પાસ જઈ ને એને ચૂમીને પ્રસન્નતાથી હસ્યા–બરાબર પહેલાની જેમ જ! [ એક અગ્રેજી વાર્તા પરથી– મગલ પ્રભાત ]

ઊંચેથી પડતા ધોધને નીચેનો પથ્થર કહે છે કે તુ મારા પર પડશે તો તારા ભાગ પડી જશે, તુ ભાગી જઈશ '

ધોધ કહે છે કે તુ તો ભાગીને પણ ફરીથી એક થઈશ પણ તુ ભાગશે તો જ્યાત એક થવાના નથી માટે મારા રાહમાથી દૂર થા નહીં તો હુ તને દૂર કરીશ '

—અ

# ચાચાજીની વાતો

વિમળા પટેલ

"ઘણાં વર્ષો ઉપરની વાત યાદ આવે છે જ્યારે હું શાન્તિનિકેતન હતો. શાન્તિનિકેતનમાં શાળાની છુટ્ટી રવિવારે નહિ પણ બુધવારે રહેતી. રજાના દિવસે સંપૂર્ણ છુટ્ટી. જેને જે કરવું હોય તે કરે. તે દિવસે તેમને રજા રહેતી. હોય રમવું હોય તે રમે, ઊંઘવું હોય તે ઊંઘે. જેની જે ઇચ્છા તે પ્રમાણે તે વર્તે.

હું એક ઝાડ તળે બેઠો હતો. શૂન્ય મને બેઠો હતો. ભગવાન જાણે મારા મનમાં શાના વિચારો ચાલી રહ્યા હશે! લાગે છે કે કોઈ જ વિચાર હતા નહીં. એમ જ બેસી રહ્યો હતો. પણ એટલું તો હતું કે હું કોઈ મસ્તીમાં હતો. એવામાં એક છ સાત વર્ષનો બાળક મારી પાસે આવ્યો. ઊભો રહ્યો. મને એની ખબર ના પડી. બાળકે મારો ખભો હલાવ્યો. મને હલાવ્યો. બંગાળીમાં 'દાદા' એટલે મોટાભાઈ અર્થ થાય છે.

'મલ્લિક દાદા, મલ્લિક દાદા શું વિચાર કરો છો?' તે બાળકે મને પૂછ્યું.

(શાન્તિનિકેતનમાં તે વખતે હું ગૃહપિતાનું કામ કરતો હતો.)

'કાંઈ નહીં.' મેં જવાબ આપ્યો.

બાળકે માન્યું નહીં. સત્યાગ્રહ આદરીને તે મારી સામે બેઠો. 'તમારે કહેવું જ પડશે. તમે શેના વિચાર કરો છો?' એ પૂછવા લાગ્યો.

હું હાર્યો. સહસા અંદરથી ભગવાને જ પ્રશ્ન કરાવ્યો. (ભગવાન શબ્દ એટલા માટે છે કે સામે નાના બચ્ચાઓ બેઠા હતા.)

'હું તને પૂછું? કહે જોઉં ભગવાન કોના જેવો છે?'

બાળક ચૂપ રહ્યો. વિચારમાં પડી ગયો. પણ એકદમ બોલ્યો, 'મારી બાના જેવો.'

એટલામાં સામે રમતા બાળકોમાંથી કેટલાક બાળકો આવ્યા. પાસે બેઠેલા બાળકને (ઘણું કરીને એનું નામ જિતેન્દ્ર હતું) બોલાવવા લાગ્યા. 'ચાલ જિતેન્દ્ર કેમ બેઠો છે? ચાલ રમવા.'

તે ગયો.

હજી એમ જ હું બેઠો હતો.

ત્યાં બીજા ચાર પાંચ બાળકો દોડી આવ્યા.

'મલ્લિક દાદા, મલ્લિક દાદા' કહેતા મને ઘેરી વળીને પાસે બેઠા. એમને પણ મેં એ જ પ્રશ્ન પૂછ્યો. 'ભગવાન કેવા છે? કોના જેવો છે?'

કોઈએ કહ્યું, 'મારી બા જેવો છે.' કોઈએ કહ્યું, 'બાપુજી જેવો છે.' કોઈએ કહ્યું, 'ભાઈ જેવો છે.' કોઈએ કહ્યું, 'બહેન જેવો છે.' કોઈએ તો વળી કહ્યું, 'દાદીમા જેવો છે કેમકે તે મને મારતી નથી. રડું છું ત્યારે ખોળામાં લઈ લે છે. બા તો મને મારે છે.'

એટલામાં ક્રિકેટના મેદાનના બાળકો દોડી આવ્યા અને રમવા માટે બોલાવવા લાગ્યા. રમવા જતા ન હતા તેવા બાળકોને ય પરાણે લઈ ગયા.

હું બેઠો હતો તે ઝાડ જાતીમ તના સાંજનો વખત હતો. સૂર્ય મારો સાક્ષી છે. ઝાડ પણ સાક્ષી છે. મારા હૃદયમાંથી પહેલવહેલું એક જ ગુંજન નીકળ્યું, 'પ્રભુ જી મૈં હું તેરા દાસ.'

મેં કંઈ જ માગ્યું નહીં. માગ્યો માત્ર એનો સહવાસ. એ જ ભગવાન છે. એને જો બાંધી રાખીએ, તો એની લીલા પામીશું નહીં. આનંદની સીમાના દર્શન થશે નહીં. ભગવાનનો સહવાસ મહત્ત્વનો છે."

"આપણી આજની પ્રાર્થના એક ઝાડ તળે છે. એ ઝાડ જ આજે મારી પાસે વર્ષોજૂની ગાથા ગવરાવે છે. કેમકે, તે પણ સાક્ષી રહ્યું છે. આનો અનુભવ હું કરું છું."

* * *

"ચાર વાગ્યાનો સુમાર હતો. હું જુહુ દરિયા કાંઠે આંટા મારતો હતો. મને લાગ્યું કે કોઈએ મારા ખભા પર હાથ મૂક્યો છે. મેં પાછું વાળીને જોયું. કોઈ વિરાટ પુરુષ મારી પાછળ ઊભો છે. જાણીને હું તેમના ચરણમાં નમ્યો. પછી કોઈ અંદર બેસીને પૂછી રહ્યું ના હોય એવી દિવ્ય વાણી કાને પડી. 'તારે ઘેર આવ્યો છું. બોલ, આતિથ્ય કેવી રીતે કરે છે?'

શબ્દો સાંભળીને ખૂબ જ દુઃખ થયું. એવા વિરાટ પુરુષનું આતિથ્ય કેવી રીતે કરવું? હું મૂંઝાઈ રહ્યો. તેઓ અંતર્ધાન થઈ ગયા. ક્યાંથી આવ્યા, ક્યાં ગયા ખબર જ નથી. આશીર્વાદ આપ્યા અને ગયા. એ આવ્યા હતા. હું આતિથ્ય કરી ના શક્યો. એટલું યાદ છે. ત્યારથી મેં દરિયા સામે અને તારાઓ સામે પ્રતિજ્ઞા કરી કે બાકીનું જે જીવન છે, તેમાં મારી વૃત્તિ એવી રાખીશ કે જે કોઈ

# આબેપિયર અને ડોલચી

**જયપ્રકાશ નારાયણ**

અમે ફ્રાંસમાં 'રેગપિકર્સ કોલોની' — કચરોપૂંજો ભેગો કરનારાઓની એક વસાહત જોઈ. આબેપિયર નામના એક રોમન કેથોલિક પ્રિસ્ટ છે. એક દિવસ એવું થયું કે રાત્રે તેઓ પોતાના ઘરમાં સૂતા હતા ત્યારે કોઈએ બારણું ખખડાવ્યું. એમણે બારણું ખોલ્યું તો બહાર એક માણસને ઊભેલો જોયો. તેણે કહ્યું, 'બહાર બહુ ઠંડી પડે છે, શું તમે તમારા ઘરમાં મને રાત ગાળવા દેશો?' પ્રિસ્ટ ના પાડી શકે, તે ઉદાર દિલના હતા. આગંતુક રાતે તેમ દિવસે પણ રહ્યો. કેટલીક રાતો પણ રહ્યો. એકાદ રાત પછી બીજો એક માણસ એમ જ બારણું ઠોકતો આવી ઊભો. એને પણ આબેપિયરે ઘરમાં જગા આપી. અને એમ કરતાં એમના ઘરમાં પાંચ છ માણસો આવીને રહ્યા. પણ એમના ઘરમાં ઝાઝી જગા ન હતી. એમને વિચાર આવ્યો કે આ લોકોનો પ્રશ્ન શી રીતે ઉકેલવો? એમણે આવનારાઓને પૂછ્યું કે, 'પેરિસમાં તમારા જેટલા કેટલાક લોકો રહે છે?'

હવે પેરિસનો વિચાર કરો! એંસી ટકા પેરિસને આ વાત લાગુ પડે છે. જો પશ્ચિમ યુરોપમાં છે વીસ ટકાનો નમૂનો ઉપર પ્રમાણે છે. પેરિસ યુરોપનું સૌથી સુંદર અને સમૃદ્ધ શહેર છે. આજકાલ કેટલાકનો મત એવો છે કે ફ્રાંસ ગબડી રહ્યું છે, પણ વાસ્તવમાં એવું નથી. એનું રાજકારણ કંઈક ખોટા પાયા પર છે એટલે ત્યાં રાજકીય અસ્થિરતા રહે છે. વર્ષમાં ત્રણ પ્રધાનમંડળ બદલાય છે પરંતુ દેશની સમૃદ્ધિ સારી છે. કારખાનાઓ વધી રહ્યાં છે, ધન સંપત્તિ પણ વધે છે. સર્જનાત્મક કામ પણ ઘણું થઈ રહ્યું છે. કળામાં, સાહિત્યમાં, વિજ્ઞાનમાં — કશામાં એ દેશ પછાત નથી.

પરંતુ એવા દેશની રાજધાની પેરિસમાં એવા લોકો પણ રહે છે જેમને સૂવાની જગ્યા પણ મળતી નથી. એ ફૂટપાથ પર સૂએ છે! એવા લોકો સાથે વાતચીત કરતાં આબેપિયરને જાણ થઈ કે એવા લોકોની સંખ્યા ઘણી છે. એમણે કહ્યું કે એ સૌને ભેગા કરો. દેવળમાં બધા ભેગા થયા. આબેપિયરે આ પ્રશ્ન અંગે ઘણું વિચાર્યું ત્યારે એમને એક ઉકેલ સૂઝ્યો. ચારે તરફ ગલીકૂંચીઓ અને રસ્તાઓ પર ને ખૂણે ખાંચરે અનેક કચરાપેટીઓ પડી છે. તમે બધા જાઓ અને એ બધામાં શોધખોળ કરી કામની ચીજ લાગે તે ઉપાડી લાવો.

અને એમ કચરોપૂંજો ભેગો કરવાનું શરૂ થયું. ક્યાંકથી કપડાં, ક્યાંકથી કોકરી, ક્યાંકથી ભાંગેલાં વાસણો, ક્યાંકથી ભાંગ્યુંતૂટ્યું ફર્નિચર વગેરે સામાન મળ્યા. સૌએ મળી તેને ધોઈકરીને સ્વચ્છ કર્યો, જરૂરી મરામત કરી અને બજારમાં જઈને વેચી આવ્યા. એમાં કેટલાક પૈસા ઉપજ્યા. આબેપિયરે કહ્યું, 'ચાલો, એ પૈસાથી અને તમારી સૌની મહેનતથી આપણે વસવાટો બાંધીએ.' એ રીતે 'રેગપિકીંગ કોલોની' શરૂ થઈ. અખબારોમાં એની ખબરો છપાઈ પછી શું પૂછવું? ટેલિફોન પર ટેલિફોન આવવા લાગ્યા કે, અમારે ત્યાં જૂનો સોફા છે, ફર્નિચર છે, આલમારી છે, વાસણ છે, કપડાં છે, કોટ છે. તમે આવીને લઈ જાઓ.' આ પ્રમાણે ચારે તરફથી એમની પાસે સામાન આવવા લાગ્યો. એ લોકો સામાન વેચવા જેવો કરી વેચી નાખતા અને તેની ઊપજમાંથી પોતાની જરૂરિયાતો વસાવતા ગયા.

અમે જોયું કે ત્યાં એક કોલોની વસી છે. એક માણસના કોમળ હૃદયમાંથી કેવું સારું આંદોલન શરૂ થયું! એથી કેટલા લોકોને રાહત મળી! એ બધું 'ઇન્સ્ટિટ્યૂશન'થી નથી થયું, કાયદાથી નથી થયું. સર્વોદય સ્થાપવા પક્ષ પ્રશ્નો ઉકેલ થયો કે નહીં, એના કરતાં વિશેષ મહત્ત્વની વાત એ છે કે માણસનો પલટો થયો. એના આત્માની અંદર વિચારની સ્ફુરણા થઈ. મેં જોયું કે એ કોલોનીમાં સંતો, કેથોલિક, પ્રોટેસ્ટન્ટ થઈ, વિદ્યાર્થીઓ આવીને શિબિર ચલાવે છે અને 'રેગપિકિંગ'માં મદદ કરે છે. આ જ સર્વોદયની મૂળ ભાવના છે જેનો આપણે પ્રચાર કરવા માગીએ છીએ. મને ત્યાં એ જ સર્વોદયનાં દર્શન થયાં.

મારા પ્રવાસ સૌથી વિશેષ પ્રતિભાશાળી વ્યક્તિઓમાં ઈટાલીના મિસ્ટર ડોલ્ચીને ગણાવું. હું સ્ટોકહોમ પહોંચ્યો તો મને ત્યાંનો કાર્યક્રમ આપવામાં આવ્યો. એમાં લખ્યું હતું, 'મિટીંગ વિથ ડોલ્ચી કમિટી.' મેં પૂછ્યું કે, 'ડોલ્ચીની કમિટી અહીં ક્યાંથી? આ તો અત્યંત સમૃદ્ધ દેશ છે, ઈટાલી તો બિચારો ગરીબ દેશ છે. અહીં એમના નામે શી રીતે કમિટી બની?' એમણે કહ્યું કે 'ડોલ્ચી અહીં આવ્યા હતા. એમનું વ્યક્તિત્વ, આપણા

નનો સૌ દર્શન શ લોકોની જાણમાં ન આવી શક્યો

**જીવન સેવાને માટે** —આખું સત્ય શિવ સુંદરતામય કર્મ પ્રભુની સેવાને ખાતર હોય એમણે તો દરિદ્રનારાયણ, પૂર્ણનારાયણમાં ય પ્રભુના દર્શન કર્યાં અને તેમની પ્રત્યક્ષ સેવામાં જ કર્મમાત્રને સમાવી દીધા સમાજમાં મૂર્તિમંત થતા જનાર્દનની સેવા કરવી એ જ કર્મમાત્રનો હેતુ હોય અને એ કર્મ સત્ય શિવ સુંદરતાથી ભરેલું હોય અને આ રીતે કર્મમાત્ર સેવા બની રહે સેવા શબ્દને નવો અર્થ મળતા તે વ્યાપક બન્યો સેવામાં નિઃસ્વાર્થપણું સમર્પણભાવ તથા સત્યશિવસુંદરતાથી કર્મને શણગારવાનો આગ્રહ હોય આથી જ ગાંધીજીએ કહ્યું કે જીવન સેવાને માટે છે, ભોગને માટે નથી

**સેવામાંથી યજ્ઞ** —આવી સેવા પણ ઉજારાનું સાધન બને તો અરુચિ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે પરંતુ સેવા સાચા અર્થમાં તો તે નમ્રતાનું પ્રતીક છે નિરભિમાન થવાનું, સમાજની સેવા કરતા શૂન્ય થવાનું સહજ સાધન છે એમાં નિર્મળતા હોય અને સાથે આત્માનું પૂરું પ્રગટીકરણ પણ હોય એનામાં પણ આત્માનંદ જ અભિવ્યક્ત હોય છે તથા સેવા અને કલાનું મૂળ આત્માની અભિવ્યક્તિ હોવાથી તેમાં ઘણું સામ્ય છે આ દૃષ્ટિએ પણ ગાંધીજીનું કથન સાચું પડે છે કે કલામાં સોળે શણગાર પૂરવાના હોય સેવામાં સમર્પણભાવ હોય અને તેથી તે યજ્ઞની નજીક પહોંચી જાય છે

સેવાનો આવો વિશાળ ખ્યાલ યજ્ઞ શબ્દના અર્થની ઝાંખી કરાવે છે સમર્પણભાવથી કરેલું સેવાકાર્ય માત્ર યજ્ઞ છે યજ્ઞમાં જેમ ત્યાગ હોય સમર્પણભાવ હોય સમાજ અર્થે કરેલું તપ હોય તેમ યજ્ઞકાર્યમાં સમર્પણ, ત્યાગ અને તપ હોવા જોઈએ આ યજ્ઞ કર્મ એટલે હોમાદિ યજ્ઞ પણ સમાજની ધારણ પોષણ અને ઉન્નતિ ખાતર કરેલું સમર્પણકાર્ય

**ઉપવાસ અને તેનો અર્થ** —સતત્યત્નના બે ઉત્તમ સાધનો ઉપવાસ અને પ્રાર્થના છે કર્મમાત્રને શુદ્ધ અને આધ્યાત્મિક કરનાર પ્રાર્થના છે શ્વાસે શ્વાસે રામનામ લેવાની ઝંખના કરનાર અને તે અર્થે મથનાર ગાંધીજીને પ્રાર્થના હરઘડીની આવશ્યકતા થઈ પડી એમના જીવનમાં પ્રાર્થના કે રામનામ અનેક રીતે પ્રત્યક્ષ કર્મમાં ઉપયોગી થઈ પડ્યા હિંદુ મુસ્લિમ ઝઘડાના પ્રશ્નમાં એકતા અને સંપ સાધવાના પ્રયાસ પ્રાર્થના બની અને એકતાની ઝંખના જ જપ બની રહે બિમારની સેવા અને આરોગ્યની આરાધના પણ પ્રાર્થનાનું સ્વરૂપ બને કે પછી સંસાર ગમનાગમના અનુસંધાન થાય એ સતત પ્રાર્થનાનો જ પ્રકાર બની શકે ટૂંકમાં પ્રત્યક્ષ અને સતત સેવાકાર્ય માત્ર ભગવાનના તત્ક્ષણ જરૂરી ગુણની સાથે અનુસંધાન કરી કરતા તે કાર્ય પ્રાર્થનારૂપ બની જાય આવી પ્રાર્થના જીવનની આવશ્યકતા બની જવી જોઈએ જીવનના કર્મમાત્રમાં આવી ટેવ રૂઢ બને તે માટે પ્રાર્થનાનો અમુક સમય નિશ્ચિત કરવામાં આવે અને એ સમય સેવકને માટે અતિ આવશ્યક બની રહે સેવકની પ્રાર્થનામાં નમ્રતા હોય ઈશ્વરમાં તન્મય થઈ જવાની વૃત્તિ હોય તેથી તેને માટે ગાંધીજીએ સાધક જેવો મોટો શબ્દ છોડી 'સેવક' શબ્દ વાપર્યો 'સેવક'માં સાધનાના ભાન સાથે સેવાનો ભાવ પણ છે જ અને તેની સાથે તેમાં તેમણે નમ્રતાનો સમાવેશ કરી દીધો

**ઉપવાસની આવશ્યકતા** —પ્રાર્થનાની જેમ ઉપવાસ પણ ગાંધીજીને માટે એક આધ્યાત્મિક આવશ્યકતા થઈ પડી ઉપવાસ એટલે ઈશ્વરની હાજરીમાં સતત રહેવું એવો આધ્યાત્મિક અર્થ કરીને સ્થૂળ ઉપવાસનું મહાત્મ્ય પણ વધાર્યું શારીરિક કે માનસિક શક્તિના શુદ્ધિ વૃદ્ધિ અને તીવ્રીકરણ માટે ઉપવાસ સહજ સરળ સાધન છે એમ એમને જણાયું અને તેથી ઉપવાસ એમને મન એક અનિવાર્ય આવશ્યકતા થઈ પડી આથી સમાજ સાથેની તન્મયતાને કારણે અને સમાજમાં અસ્પૃશ્યતાદિ મેલનિવારણ માટે પણ કેટલીક વાર ઉપવાસ આવશ્યક થઈ પડ્યો કેટલીક વાર તે રાજકીય કારણો માટે પણ ઉપયોગી થયા આ હરિજન ઉપવાસને તેમણે શુદ્ધ આધ્યાત્મિક ઉપવાસ તરીકે ગણાવ્યા છે કારણ તેમાં હિંદુ ધર્મની શુદ્ધિનો પ્રશ્ન હતો આવા ઉપવાસની ખૂબી એ છે કે તે આત્માની માગ બને તો જ તે સહજ બને બહારથી બાહ્યાચારથી લાદેલા સેવા કે યજ્ઞાદિ કૃત્રિમ બને છે અને તથા જ ઘણી વાર તે હાસ્યને પાત્ર બને છે જીવનના ઊર્ધ્વીકરણના સર્વાંગી પ્રયાસ હોય ત્યાં સેવા પ્રાર્થના યજ્ઞાદિ સાધના આવશ્યકતા થઈ પડે છે અને ત્યાં તે દીપી પણ ઊઠે છે

**આશ્રમી પ્રયોગભૂમિ** —ગાંધીજીએ કર્મ વગેરે સેવાદિમાં બારેબાર તપશ્ચર્યા સાથે ત્યાગ શાંતતા ભરી દીધા એનો વ્યક્તિગત પ્રયોગ ગમે ત્યાં થઈ શકે પણ સામુદાયિક પ્રયોગ પણ તેમના જેવા સમાજસેવકે કરવા જ રહ્યો સામુદાયિક પ્રયોગની આવશ્યકતામાંથી જ

ગાંધીજીના ફિનિક્સ, ટૉલ્સ્ટૉય ફાર્મ, કોચરબ આશ્રમ, સત્યાગ્રહ આશ્રમ વગેરે આશ્રમપર પરાનો ઇતિહાસ શીખો. પછી આ બધાના નમૂનારૂપ સત્યાગ્રહ આશ્રમ ગણાતી શકાય. કારણ તેના નામકરણ પ્રમાણે આ બધાય આશ્રમો સામુદાયિક ધોરણે સત્યના પ્રયોગો કરવા માટે જ હતા. ગાંધીજીનો આશય પોતાના આશ્રમોમાં પ્રયોગો કરી સમાજ આગળ એનો નીચોડ મૂકવાનો હતો. એ માટે આશ્રમી જીવનમાં ઉદ્યોગ પ્રાર્થના સ્વાશ્રયાદિ દાખલ કરવામાં આવ્યાં. આવા પ્રયોગથી ગાંધીજીએ હિન્દુધર્મની આશ્રમપ્રથાને નવા જ ધોરણે તાજી કરી. મુક્તિને માટે મથનાર આશ્રમવાસીઓ દાંડીકૂચમાં કસાયેલા સૈનિકો તરીકે આગળ પડ્યા. આશ્રમ તપોભૂમિ જ નહીં પણ સેવાભૂમિ અને પ્રયોગભૂમિ બની રહેતાં તેની સાર્થકતા સિદ્ધ થઈ. એમાં સત્યાગ્રહી પદ્ધતિનું અનુપાન થયું અને સત્યાગ્રહી જીવન ઘડનારા માટે પ્રેરણાસાધન બન્યાં. કૌટુંબિક ભાવના સેવાની તાલીમ એકતાનો અનુભવ દેશાન્તરના એકત્ર થયેલા લોકોમાં આવ્યાં અને તે બધાના મૂળમાં સત્યની આરાધના. આ આશ્રમ કુટુંબના ચાલકબળો બની રહ્યાં. આ રીતે ગાંધીજીએ આર્ષ આશ્રમ પ્રથાને સજીવન કરી તેમાં જમાનાને આવશ્યક એવા આવશ્યક ફેરફારો કર્યા, તેને નવો આકાર આપ્યો અને તેને પોતાની સત્યાગ્રહી જીવનપદ્ધતિને કસી જોવાનું પ્રયોગ સ્થાન બનાવ્યો.

**સંગઠનનો નવો અર્થ** —ગાંધીજીની આ પ્રકારની કુટુંબભાવના સંગઠનમાં બીજી જ રીતે વ્યક્ત થઈ અને તેમને હાથે કોંગ્રેસ અમુક કાળ સુધી તો રાજકીય સેનાનું કુટુંબ બની રહી. ત્યાર કાંતણ, રાષ્ટ્રભાષા, ખાદી, સત્ય અને અહિંસાનું પાલન વગેરે દાખલ કરીને રાષ્ટ્રભરમાં કુટુંબભાવ પેદા કરવાનો પ્રયાસ કર્યો. આ ભાવ અમદાવાદના મજૂરોને શીખવ્યો અને તેમને સાચું મહાજન કરતાં બનાવ્યું. મજૂરોને કહ્યું કે તેમણે મહાજન એટલે સજ્જન થવાનું છે અને મહાજન જેવો કુટુંબભાવ અંદરોઅંદર અને સમાજમાં પેદા કરવાનો છે. મહાજન મારફતે કુટુંબભાવના, સંગઠનની રીત મજૂરોને શીખવી. તે જ રીતે ભારતની જનતાને કોંગ્રેસનું સંગઠન કરતાં શીખવ્યું. ગાંધીજીનો પ્રેમ આવો વ્યાપક હતો. વ્યાપક સ્નેહ સાધક હતા. સુસંગઠનકારક હતો.

બાપુના એકાદશ વ્રતો અને તેનો પૂર્ણ આચાર વિચારતાં સામાન્ય નજરે તેમાં નીરસતા કે કઠોરતા લાગે. અસ્વાદ અસંગ્રહ શરીરશ્રમ વ્રતો શહેરીજીવન ગાળનારને વધારે પડતાં લાગે. પણ કોઈ પણ વિચાર આદર્શ કે વ્રતને માત્ર તર્ક કે કલ્પનાથી નાપી જોવાથી તેનું સાચું સ્વરૂપ અને રહસ્ય સમજાય નહીં.

બાપુ વિષે તો એમ નિઃશંક કહી શકાય કે તેઓ જે કંઈ બીજા માણસ માટે જરૂરી લેખતા કે બીજાની સામે વિચાર કે આચાર મૂકતા ત્યારે તે પહેલાં જ તે તમણે પોતાના જીવનમાં દૃઢપણે સ્વીકારી લીધેલા જ હોય.

આપણે સ્વાદ કરીએ છીએ માણી શકાય તેવી ચીજ સંઘરવાની વૃત્તિ પણ રહે છે. ગાંધીજીના જીવનને મુકાબલે અસંયમી છીએ જ. એટલે કે વ્રતો આપણે ખાસ પાળતા નથી. ખરેખર એ વ્રતપાલનથી નીરસતા કે કઠોરતા આવતી હોય તો, આપણે આપણી જાતને તટસ્થતાથી પૂછીએ કે શું આપણે ગાંધીજી જેવા રસિક છીએ ખરા? આપણું જીવન કંઈ ગાંધીજી જેવું રસમય છે ખરું? અને જે મૃદુતા સરળતાની વ્યવહારની આચરણની વાણીની અને પ્રેમની, ગાંધીજીમાં હતી તે આપણામાં છે ખરી? બહુ જ તટસ્થતાથી આપણે પોતે આપણો તાગ કાઢીશું તો જવાબ નકારમાં મળશે. આમ કેમ? મૂળે વાત એવી છે કે ગાંધીજીના એકાદશ વ્રતો જીવનના સત્યો તો ખરા જ પણ જીવનના સૌન્દર્યની પ્રાપ્તિ માટેના નિયમો છે. એ સૌના સાચા પાલનથી કેવું જીવનસૌન્દર્ય પ્રગટ થાય એ કંઈ તર્ક કે કલ્પનાનો વિષય નથી. ચોખ્ખી પ્રતીતિ છે. કેમકે ગાંધીજીનું જીવન આપણી સમક્ષ પ્રગટ છે. અપરિગ્રહી અને અસંગ્રહી હોવા છતાં બાપુનું જીવન કેવું સમૃદ્ધ છે! જગતની કઈ સમૃદ્ધિ એની તુલનામાં મૂકી શકાય એમ છે?

અને અસંગ્રહી હોવા છતાં શું એમના જેટલો પ્રેમ લાગણી આપણામાંથી કોઈ પણ મેળવી શક્યું છે? અને એમની શક્તિ [illegible]

કહ્યું તે વાર [illegible]

માગતું છે? [illegible]

પ્રગટ થઈ જાય [illegible]

[૧૧૦]

યોગી વિશ્વને બાજુપર રાખી પરમેશ્વરને જોવાનો પ્રયત્ન કરે છે.
એટલા માટે એ સધાતો જ નથી.
બલ્કે, તત્ત્વવિચારોના નાના સંદેહો પેદા થઈ જાય છે.
જ્ઞાનદેવ કહે છે–
મેં એનાથી ઊલટી પ્રક્રિયા દ્વારા વિશ્વ સહિત જ ઈશ્વરને જોઈ લીધા છે.
એટલા માટે અનંત રૂપમાં અને અનંત વેશમાં મને એના દર્શન થયાં.
અને હમેશા થતા રહે છે.
પરંતુ એટલું હોવા છતા, દર્શનની ખૂબી એ છે કે વિઠ્ઠલ મૂર્તિરૂપી ઉપાસના સંકલ્પનો માત્ર લોપ નથી થયો.

[૧૧૧]

ઈશ્વરનું રૂપ હવે મારા જ રૂપમા સમાઈ ગયું છે.
એટલે દર્શન પણ કુંઠિત થઈ ગયું છે.
કેવળ એક ભાવ બાકી રહ્યો. અને દેહ પણ એમા વિલીન થઇ ગયો.
અહીં દેહ નથી, ત્યાં દેવ નથી.
એવી છે આ દશા.
પ્રલયકાળની વેળાએ જ્યારે બધું જલમય થઈ જાય છે,
નથી ઉદ્ગમ રહેતો, ન પ્રવાહ ન તો સંગમ,
બરાબર એવી જ રીતે, હવે ન તો કંઈ જોવા જેવું છે
ન કહેવા જેવું,
ન કરવા જેવું જ!
પરંતુ એનો અર્થ એ નથી કે કંઈ છે જ નહીં.
આશ્ચર્યની વાત એ છે કે જ્ઞાન સ્પષ્ટ છે, જ્ઞેય કશું નહીં.
એના પરિમલથી આ આખી સૃષ્ટિ સુરભિત થઈ ગઈ છે
એની કાંતિથી આખું જગત રમણિય થઈ ગયું છે.
કમલનયન ની એ કાંતિ, સંપૂર્ણ, મારી આંખોમાં સમાઇ ગઈ છે.
પાણીમાં પાણી મળી જવાની ઉપમા ઉપનિષદોએ આપી છે.
પરંતુ મારી સ્થિતિ
આકાશમાં આકાશ મળી જાય તેવી થઈ છે.
આખી સૃષ્ટિ પ્રજ્ઞાનંદથી વ્યાપ્ત થઈ જવાને કારણે પ્રપંચને રહેવાને માટે જગ્યા જ નથી રહી.
મધુથી ઓતપ્રોત એવા વેદ,
પરંતુ એમને પણ એના માધુર્યનું વર્ણન કરવામાં હાર કબૂલીને
અને 'નેતિ' 'નેતિ' કહીને
ચૂપ બેસવાનો વારો આવે.
કેમકે, એ રૂપ એવું નથી કે બોલીને બતાવી શકાય.
હા, પરંતુ હસ્તગત તો થઈ ચૂક્યું છે.
અને એટલું થવા છતાં યે–
મારી વાત પૂરી નથી થતી,
બીજી શોધ ચાલુ જ છે.
વિઠ્ઠલના મેળાપનો ચમત્કાર જ એ છે, કે લાભ છતાંય શોધ ચાલુ જ રહેશે.
આજ સુધી હૃદયમાં આત્મરૂપેણ, ઈશ્વરને જોતો હતો.
પરંતુ નિવૃત્તિનાથના ઉપદેશનો ચમત્કાર જુઓ,
એ શરીરનું અંગ અંગ થઇ ગયા છે.
એનું ન નામ, ન રૂપ,
પરંતુ આજે એણે બધાં નામ અને બધાં રૂપો ધારણ કરી લીધાં છે.
અને રોજ નવાં નવા ધારણ કરે જ છે.
આદિ એ જ,
અંતમાં એ જ છે,
અને મધ્યમાં મન એ જ બન્યો છે.

# સમૂહ-ભોગ્ય!

રતિલાલ-અનિલ

શાક માર્કેટમાં રીંગણાંના ગાડાં ને ગાડાં ઠલવાયાં હતાં. વળી લગનગાળાને અંગે ઘરાકી પણ સારી હતી વેપાર કરનારો એક સાથે બે ત્રણ મણ રીંગણાં જોખાવી જતો ત્યારે બીજાં શાકભાજી પ્રમાણમાં ઓછાં જ ખપતાં હોવાને કારણે છૂટક ખરીદનારા જ રતલ બે રતલ લઈ જતા. આથી રીંગણાંને થયું કે સમૂહભોગ્યતાનું તત્ત્વ મારામાં જ છે. આ બધાં શાકો તો વ્યક્તિવાદી છે! પોતાનો આ વિચાર એણે છુપાવ્યો પણ નહીં, આસપાસ નાના જથ્થામાં પડેલાં શાકભાજીને અતિશય ગર્વથી તેણે કહ્યું પણ ખરું! બીજાં શાકભાજીને જરા ખોટું તો લાગ્યું પણ કરે શું? પણ કારેલું સ્વભાવે કડવું રહ્યું તેણે કહ્યું 'આજે તું ટનબંધ જથ્થામાં અહીં આવી પડ્યું અને લોકો ટપોટપ ઉપાડી જાય છે એટલે તને ગર્વ થયો કે, સમૂહભોગ્યતાનું તત્ત્વ મારામાં જ છે! ભાઈ વાહ! તું તો મૂરખ છે લોકો લગનિયાં છે એક સાથે પાંચસો માણસ જમાડવાનાં હોય ત્યારે પૂરતા જથ્થામાં ને સસ્તા ભાવે મળે તે જ શાક લોકો ખરીદે એમાં નવાઈ શી? તેમાં તને ગર્વ થઈ ગયો કે હું સમૂહભોગ્ય છું! ઠીક ભાઈ મારી વાત કરે તો હું તો ગત પ્રમાણે વધારેમાં વધારે વ્યક્તિવાદી છું ગણાઉં! કોઈ દિવસ કોઈ વરાનાળાએ સમૂહ ભોજન માટે કારેલાં કર્યાં હોય એવું ધ્યાનમાં નથી કારણ કે, ભાઈ એમ રેડું પડવું નથી કે રોગાને ખુશ કરવા ઢગલે ઢગલા ઉતરાવું પડે! પણ તું સમૂહની વાત કરે છે ત્યારે તને હું પૂછું કે બધા ભેગા બેસી ખાય છે ખરા પણ જમે છે તો વ્યક્તિગત ને? આસ્વાદ તો વ્યક્તિગત લે છે ને? અને શું પોતાના પાંચ કુટુંબીજનો સાથે રીંગણું ખાનારાને રીંગણું કડવું લાગે છે? ને સમૂહમાં ખાનારને મીઠું મધ લાગે છે? ના રે ના એ તો જેવું લાગતું હોય તેવું લાગે. અને તું સમૂહને જોઈને ફૂલી પડે છે ત્યારે તને પૂછું કે રસોડામાં બેસી ખાનારો તારો સ્વાદ રીઝે છે અને જમણમાં તારું મુખ્ય સ્થાન પણ હોય છે અને તે પ્રમાણે તારું ગૌરવ પણ કરે છે પણ તું જરા પારખે માણસની પંગતમાં પ. માંડે પછી ખબર પડે કે તારું સ્થાન કેવું છે! તને તો પાતળી કોર પર મૂકે અને ગૌરવ તો મિષ્ટાન્નનું જ કરે અને આસ્વાદ પણ તેનો જ કરશે. અનાથી માંડ અડધું ઘણો

ત્યારે જ તારી તરફ નજર કરશે તે ય થોડા, બાકી તો પીરસાયેલ ભાગનો અમુક ભાગ એઠમાં જ જશે આવી સમૂહભોગ્યતા અમારામાં નથી તેથી અમારે લાજી મરવાનું નથી, પણ ઈશ્વરનો આભાર જ માનવાનો છે!'

'આ તો પેલા શિયાળને દ્રાક્ષ ખાટી લાગી એના જેવી વાત છે' ભાઈ ને કોઈ હાથ અડાડતું નથી, એટલે બ્રહ્મજ્ઞાન સૂઝ્યું!'

'વારુ ભાઈ એમ હોય તો એમ. તું તો સમૂહભોગ્ય થઈ વાડી રહી ન કચરાપટીમાં જઈ ન પડ, પડવું હોય તો, અમે એવી સમૂહભોગ્યતાની જરા યે ઈર્ષા ન કરીએ' કહીને કારેલું ચૂપ રહ્યું રીંગણું હજી કંઈક કહેવા જતું હતું ત્યાં તો કાછિયાએ ઘડ દઈને કાંટાના છાબડામાં નાખ્યું એટલે એ શું બોલે?

*

શહેરમાં પાણીની સવલત કરવા, ઘરે ઘરે નળ પહોંચાડવા સુધરાઈએ શહેર પાસેની નદીમાં કૂવા ગળાવી વોટર સ્ટેશન નાખવાનું નક્કી કર્યું એ નદી પવિત્ર ગણાતી બધી જ નદીઓ આપણે ત્યાં તો લોકમાતારૂપે જોવાય છે અને માતા જેટલી જ પવિત્ર ગણાય છે પણ કેટલીક નદીઓ વિશેષ પવિત્ર ગણાય છે તેવું આ નદી વિશે હતું આ નદીનો એક ઓવારો તીર્થ તરીકે અત્યંત ખ્યાતિ પામેલો અને ત્યાં વાર તહેવારે, હજારો લોકો સમૂહસ્નાન કરે ત્યારે એ તીર્થના પાણીને ખબર પડી કે અમારી આગળનો પ્રવાહ તો ઘરઘરમાં વહેંચાઈ જશે, વ્યક્તિગત થઈ જશે ત્યારે આગળ કૂવા તરફ વહી જતા પ્રવાહને કહ્યું કે તું આમ નાહક વહેંચાઈ મરે છે અહીં, અમારા ભેગા અમારામાં જ રહે, જો અહીં હજારો લોકો એક સાથે સ્નાન કરે છે અને અમને અત્યંત પવિત્ર માને છે, માથે ચડાવે છે, આમ વહેંચાઈ જઈ ને તું તારું ગૌરવ શા માટે નષ્ટ કરે છે?'

'અરે, તીર્થમાં રહેનાર તો અત્યંત ઉદાર હોય! તમારામાં આવો સંકુચિત ભાવ ક્યાંથી આવ્યો? શું આપણે કંઈ જુદા છીએ? ના એક જ લોકોને શુદ્ધિ માટે પવિત્રતા માટે આપણો જ્યાં ખપ પડે ત્યાં વહેંચી જાય' પણ સમૂહમાં વાલ ને કે અંગિગત આપણે એની સાથ શું? સમૂહમાં સ્નાન કરનારા પણ વ્યક્તિ

અત્યારે તમને થતું કે હું કઈ આવી નાની નાની બાબતોમાં પડવા નવરો છું! મારે માથે મોટા મોટા કામો પડ્યા છે, જે શક્તિ હજાર માણસના ખભામાં આવે તે એકલે હાથે માટે ખર્ચવી એ તે કેવું સારું કહેવાય!

જાહેરજીવનને કારણે ખુદ એમના પોતાના કુટુંબનો સતત સંપર્ક પણ ઓછો થઈ ગયો. આજે અહીં હોય તો વળી કાલે ૨૦૦ કિ. મી. ના શહેરમાં જવાનું હોય અને એક અઠવાડિયા, એક મહિને ૨૫ હજાર માઈલના પ્રવાસે બીજા કેટલાય કામો પતાવવાના રાખતા. તે વિશે કુટુંબીઓ કદી ફરિયાદ કરતા તો કહેતા કે મેં તો મારું જીવન સમાજ માટે આપી દીધું છે. એટલે આમ બનવું સહજ છે અને તે તમારે સહી લેવાનું છે તે સિવાય છૂટકો નથી.

પણ જ્યારે તેઓ માંદા પડતા ત્યારે એ જ કુટુંબીઓની સેવા અને સહવાસ ઝંખતા. અને જાહેર જીવન અંગે લોકો આવજા કરતા, પૂછપૂછ કર્યા કરતા ત્યારે એમને ત્રાસ ઉપજતો અને અભાવ થતો.

ક્યારેક થાકી જતા, ક્યાંક આરામ ગાળવા ચાલ્યા જતા ત્યાં પણ તેમની જાહેર કારકિર્દીને કારણે લોકો એમને કોઈ ને કોઈ કામમાં ખેંચતા કે આરામનો સમય બીજી રીતે પડાવી લેતા.

એમ કરતા કરતા તેઓ નિવૃત્ત થયા. એમના વિચારો નવા યુગને મુકાબલે મેળ ન ખાતા અને તેઓએ જાહેર જીવનમાંથી સંન્યાસ લીધો. જે લોકોના ટોળા તેમને એક વાર આનંદ અને ઉત્સાહ આપતા હતા તેનો હવે તેમને અભાવ સાલતો હતો અને ત્યારે તેમને પોતાના આપ્તજનો, સાચા મિત્રો અને કુટુંબીજનો જ ઢળતી વયે આશ્વાસનરૂપ, ટેકારૂપ થઈ પડ્યા. તેમણે જ જિંદગીનો નિવૃત્તિકાળ તેમને સહ્ય બનાવ્યો.

## રજનીનો પ્રશ્ન

જાહેરજીવનમાં પડેલા એક ભાઈ પોતાના નાના બાળક રજનીને કોઈ કોઈ વાર જાહેર કાર્યક્રમમાં સાથે લઈ જતા. રજની એ જોઈને ખુશ થતો અને આશ્ચર્ય પણ પામતો કે, મારા પિતાને લોકો કેટલું બધું માન આપે છે! હજારો લોકો એમને સાંભળવા ભેગા થાય છે, એમને તાળીઓથી વધાવી લે છે. ફૂલહાર પહેરાવે છે અને અભિનંદન પણ આપે છે. વળી ક્યાંય જાય છે ત્યાંના કાર્યકરો એમને કેવો સરસ આવકાર આપે છે, કેવા હસીને અને નમ્રતાથી વાતો કરે છે! બીજાઓને તો આવું કશું માન મળતું નથી. પણ બહાર એમનું આટલું બધું સન્માન થતું હોવા છતાં ઘરમાં તો બીજા માણસો સાથે કુટુંબીઓ જેમ વર્તે છે તેમ અમે વર્તીએ છીએ. એમને મળવા આવનારા રજા લઈને વિવેક કરીને એમને મળે છે, પણ મને તો જ્યારે મન થાય ત્યારે એ રૂમમાં ગૂંથાયેલા હોય તો પણ સીધો જ તેમની પાસે પહોંચી જાઉં અને કામ રોકીને પણ પૂછું છું. અને એમાં કશું ખોટું હોય એવું પણ મને કોઈએ કહ્યું નથી ત્યારે, શું અમે એમનું પૂરું સન્માન કરતા નથી? એના મનમાં ઘોળાતા વિચારો એણે છેવટે પોતાની માને કહી જ દીધા.

'રજની, આપણને તારા પિતા પ્રત્યે ઓછો સ્નેહ કે ઓછું માન છે એવું નથી. તારી ચોપડી તું કેવી સાહજિકતાથી લઈ લે છે તે માટે તું કોઈને પૂછવા જાય છે ખરો, કે વિવેક કરે છે ખરો? પણ મિત્રની ચોપડી હાથમાં લેવી હોય તો, તેને પૂછવું પડે. આપે તો આભાર પણ માનવો પડે. એવું છે તારા પિતા વિશે આપણું. એમાં ઓછા સ્નેહનો પ્રશ્ન જ નથી. આપણે પણ જો તારા પિતાના દરેક ભાષણે તાળી પાડીએ, ઘરમાં આવે ત્યારે હાર પહેરાવીએ તો તો ઊલટું તેમને ખોટું લાગે, કેમકે એ અવિવેક ગણાય. જ્યાં હૃદયની એકતા છે ત્યાં ઔપચારિક વિવેક ગૌણ બની જાય છે. અને લોકો તો આજે સત્કારે અને કાલે મતફેર થાય તો ફરિયે પણ બોલાવે. આપણે એમ ન કરીએ, મતફેર થાય તો એકબીજાને સમજવાનો પ્રયત્ન કરીએ અને એમની સાથેનું આપણું વર્તન તો, અગાઉ જેવું જ રહે. બાકી તો તું મોટો થઈશ ત્યારે બધું આપોઆપ સમજી જઈશ. ખરું ને!'

'હા મા. અત્યારે પણ મને તારા કહેવાથી સમજાયું તો છે જ.' રજનીએ નમ્રતાથી કહ્યું.

નહીં, પણ પાંચદસ હજાર કામદારોને રોજી આપતી મિલ બંધ પડે કે મોંઘવારી નડે એટલે સરકારે બધું પડતું મૂકીને એમના પ્રશ્નો હલ કરવા જોઈએ, નહીં તો હડતાળ, સરઘસો, સભાઓ અને તોફાનોની તલવાર શિરે લટકતી હશે! આવી પરિસ્થિતિને આપણે કયે મોઢે લોકશાહી કહી શકીએ? એક કારખાનું બંધ પડે એટલે સૌને ખબર થઈ જાય કે રોજ આટલું નુકસાન થાય છે. પણ ઘરઆંગણે કામ કરતા લાખો માણસોની રોજી અટકી ગઈ હોય કે મરતા હોય તો, તેથી દેશને એક પાઈનું યે નુકસાન થતું ન હોય તેમ, તેની ખબર પડતી નથી.

ખરું તો એ છે કે, પક્ષીય રાજકારણે તેમ, મોટા પાયા પરના ભારે યંત્રોઉદ્યોગોએ એક પ્રકારનો ટોળાવાદ ઊભો કર્યો છે જેમ ટોળું મોટું તેમ તેની ધાક વધારે, અને તેનો તોર પણ વધારે. તે પોતાના એકલાના જ હિતની વાત કરે. શિક્ષકને સાઠનો પગાર મળતો હોય તો એટલામાં તે પૂરું કરે. અમારે શું? અમને તો પગાર (પંદર સોથી)–અઢીસોનું મોંઘવારી ભથ્થું મળવું જોઈએ– જરાય ઓછું દીધું તો, જો જો, અમે શું કરીએ છીએ તે! આવી પરિસ્થિતિ જ લોકશાહીનો મોટામાં મોટો દુશ્મન ટોળાવાદ છે, એ કયે દિવસે સરકારને મારી નાખે તે કહેવાય નહીં. રાજપુરુષોને ચિંતા હોય તો એટલી જ કે, એ ટોળું અમારું હોય તો સારી વાત છે. બાકી ટોળું તો ખરાબ છે. ટોળું પણ પોતાની આવી કીંમત સમજે છે. અને તેને જોરે જ પોતાનું ધાર્યું કરાવે છે. વિકસતી લોકશાહી માટે આ સારું ચિહ્ન નથી.

ટોળાની રાજકીય અસરની વાત બાજુ પર રાખીએ, પણ જે સામાજિક અસર કે પરિણામો તે નીપજાવે છે, તે તો ગંભીરપણે વિચારવું જ જોઈએ.

એક જ શહેરમાં સો પચાસ મિલો ખડકી દઈ તેમાં કામ કરવા માટે આખા દેશના ખૂણેખૂણેથી માણસોને ખેંચી એકત્ર કરી તેમનો એક જુદો જ ખિચડિયા સમાજ રચવો. વળી તેની આર્થિક સ્થિતિ બાદ કરતાં બાકીના માનવીય ધોરણે તેમનો ખાસ વિકાસ થાય તેની પૂરેપૂરી વ્યવસ્થા ન કરવી એ શું ડહાપણભર્યું છે? વળી એ સમાજનો રાજકીય હેતુસર ઉપયોગ કરવાના હેતુએ કાચા માલ રૂપે રાજકીય ધૂર્તોને હવાલે કરી દેવો એ સ્વસ્થ, સહકારી માનવસમાજ રચવાનાં ચિહ્ન છે?

માત્ર આર્થિક અને રાજકીય ધોરણે મોટા પાયા પરના યંત્રોદ્યોગોનો વિચાર કરવાથી આપણી પ્રગતિને જ રૂંધે એવી પરિસ્થિતિ જાણે હાથે કરી સર્જતા હોઈએ એવું લાગે છે.

સર્વોદય દૃષ્ટિવાળા કે ગાંધીવિચારને વ્યક્ત કરનારા વિકેન્દ્રિત ઉદ્યોગોની વાતો કરે છે, તેમાં રહેલું તથ્ય આટલી ઉપરછલ્લી ચર્ચા પરથી પણ સમજાશે. —અનિલ

☆

હું ઈંગ્લેન્ડ ગયો હતો ત્યારનો આ પ્રસંગ છે.

શિયાળાના એક દિવસે હું ટ્રેનબ્રિજ વેલ્સની એક ગલીમાંથી પસાર થતો હતો ત્યાં એક અશક્ત ઘરડો સામે ઊભો હતો. તેણે મને કંઈ કહ્યું નહીં પણ મારી તરફ અપેક્ષાત્મક નજરે જોયું. કદાચ ભીખ માગવાની મનાઈ હશે ધારી મેં એના હાથમાં એક સિક્કો મૂકી દીધો. પણ એની ધારણા કરતાં એ વધારે હશે તેથી, હું જરા આગળ વધ્યો કે મારી પાછળ પાછળ આવી તેણે કહ્યું: 'ભાઈ તમે ભૂલમાં મને સોનાનો સિક્કો આપી દીધો છે!' એ સિક્કો મને પાછો આપવા લાગ્યો. મેં એને એ રાખી લેવા ઘણો સમજાવ્યો ત્યારે મારા આગ્રહથી તેણે એ સિક્કો પોતાની પાસે રાખ્યો.

મને આ પ્રસંગ યાદ ન રહેત પણ બીજો એવો જ પ્રસંગ થોડા દિવસ પછી બન્યો.

જ્યારે હું પ્રથમ વાર ડોર્કે રેલ્વે સ્ટેશને પહોંચ્યો ત્યારે એક મજૂરે મારો સામાન ઉપાડી ટાંગા સુધી પહોંચાડ્યો. મેં પરચૂરણ શોધવા પ્રયત્ન કર્યો પણ ન મળતાં મેં અર્ધો ક્રાઉન મજૂરી પેટે આપી દીધો. ટાંગો થોડેક દૂર ગયો ત્યાં તો તે મજૂરે હાંક મારીને રોક્યો. હું મનમાં ને મનમાં વિચારવા લાગ્યો: મને અજાણ્યો જાણીને એણે વધારે પૈસા પડાવવા હશે. ટાંગો અટક્યો, ત્યારે મને અર્ધો ક્રાઉન પરત કરતાં મજૂરે કહ્યું: 'ભાઈ, તમે ક્રાઉનને પેની સમજ્યા લાગો છો.'

એમ તો નથી કહી શકતો કે, ઈંગ્લેન્ડમાં હું કોઈ વાર ઠગાયો નથી. પરંતુ મારા મનમાં એ માન્યતા દૃઢપણે વસી ગઈ છે કે જે વિશ્વાસુ છે તે વિશ્વાસ મૂકવાનું જાણે છે. હું અજાણ્યો હતો અને શિક્ષા કે દંડનો મને ભય ન હતો. પૈસા આપવામાં ગરબડ કરી શકતો હતો, પણ લંડનના કોઈ પણ દુકાનદારે મારા પર કદી પણ અવિશ્વાસ કર્યો નથી.

—કાકા કાલેલકર

થતાં પરદેશમાં વેચી શકાય! પણ ઓછી ખરીદશક્તિવાળા લાખો દેશજનો પાસે પૂરતાં કપડાં નથી, તેઓ પોતાના આર્થિક ધોરણે, અત્યારે જેટલો ખર્ચ કપડાં પાછળ કરે છે, તેટલા ખર્ચમાં તેમને વધારે કાપડ પૂરું પાડવાનો, ને તેમને ઢાંકવાનો તો, આ સમાજવાદી સમાજના આદર્શવાળ। સમાજમાં યે વિચાર થતો નથી! એ કામ તો, પરોઢા ચક્ર અને અંબર ચરખો અને હાથશાળ વાળા વણકરો કરશે, ખરું ને? કેટલી બધી ઉદારતા! ખાદી હાથઉદ્યોગ પ્રત્યે કેટલી બધી મમતા!

આજનું અર્થશાસ્ત્ર બધી દલીલોને ખોટી પાડે એટલું આગળ વધેલું છે. અને આંકડાશાસ્ત્ર તો, વળી એથી યે આગળ વધેલું છે! મને લાગે છે કે તેની ગતિ ને ઉન્નતિ પેલા સ્પુટનિક કરતાં વધારે છે.

પણ આપણું તો રહ્યું સીધું-સાદું માનવ અર્થશાસ્ત્ર, કરોડો વાર કાપડ પડ્યું છે, છતાં વિશેષ કપડાંની જરૂરતવાળા કરોડો માણસો તે ખરીદી શકતા નથી, અને છતાં વધારે ઉત્પાદન કરે એવી યંત્રશાળો લાવવી છે. અને તેનાથી ઉત્પન્ન થતુ સસ્તું કપડું પરદેશના માણસોના આબરૂ ઢાંકશે સ્વયંચાલિત શાળાથી વળી જેટલા માણસોને રોજી નહીં મળે, તેમને તો રોટલો યે નહીં મળે, પછી કપડાંની જરૂર તો તેમને પડવાની જ નહીં ને! એટલે, એમનો તો કશો વિચાર કરવાની જ જરૂર નથી. વળી, સ્વયંચાલિત યંત્રશાળોનું સસ્તું કપડું દેશમાં વેચાશે તો, ઘોડાપણા વણકરોની રોજી ઓછી થશે. એટલે તેમને અન્ન નહીં મળે, પછી કપડાંની ય શી જરૂર? એટલા કાપડ ખરીદનારા વળી ઓછા થશે, એ જ ને?

" આપણા બધા મહાઉદ્યોગોને દુનિયાના આગળ વધેલા દેશોના ધોરણે મૂકવા પ્રયાસ કરીએ, એ આ વિજ્ઞાન યુગમાં યોગ્ય હશે, પણ તે સાથે વિચારીએ કે, તે દેશના જનસમાજ અને આપણા દેશના જનસમાજ વચ્ચે સામ્યતા કેટલી છે? સ્થિતિસામ્યતા ન હોય તે ચાલે પણ યાંત્રિક સામ્યતા તો જોઈએ જ, એવો વિચાર જો છૂપો છૂપો પણ કોઈના મનમાં હોય તો, તેમને હૈયે દેશની સમગ્ર જનતાનું હિત નથી. પણ એક વિષચક્રમાં એમનો વિચાર ફસાયેલો છે, અને તેમાં દેશના સમસ્ત માનવસમાજને ન્યાય આપવાની વૃત્તિ નથી રહેલી એ સ્પષ્ટ છે. એવા લોકો આખા દેશના લોકો વતી વાત ન કરી શકે એ દેખીતું છે. તેમણે, એવો દંભ ન કરવો જોઈએ.

નિસ્વાર્થભાવે જાહેર સેવા કરનાર પણ ઘણી વાર ટીકાનો ભોગ બને છે. એમ કેમ થતું હશે?

એવું હોય કે તે પ્રજાના કોઈ એક વર્ગનો સેવક હોય અને તે વર્ગની યોગ્ય ઉન્નતિમાં કોઈ બીજા વર્ગને કોઈ ને કોઈ પ્રકારનું નુકસાન થતું હોય તો તે વર્ગ સેવકની, સ્વાર્થ વશ થઈ ને ટીકા કરે. ખેડૂતને ધારાણું બેંક પાસેથી ઓછા વ્યાજના દરે સેવક અમુક રકમ અપાવે, તેથી ખૂબ ઊંચા વ્યાજે પૈસા ધીરનાર શાહુકારને નુકસાન જાય અને તે સેવકની નિંદા કરે ખરો. આની કશી ભીતિ ન હોય. એનો ઇલાજ તો એ જ છે કે શાહુકાર બીજો ન્યાયી ધંધો કરે અને રોજી મેળવે.

પણ ઘણી વાર એવું હોય છે કે ટીકા કરનારનું દેખીતું કશું અહિત થતું નથી તો પણ તે કોઈ સેવકની ટીકા કરે છે, એમ કેમ! એમાં ટીકાકારનું અજ્ઞાન પણ હોય. છતાં કોઈ વાર એવું ન હોય છતા ય ટીકા કરે, તે શા કારણે? સેવકે કોઈ અમુક જ ક્ષેત્ર પસંદ કર્યું હોય, કોઈ અમુક જ વર્ગ પસંદ કર્યો હોય અને તેની જ ઉન્નતિ માટે તે સતત મથતો હોય ત્યારે એવી જ અપેક્ષાવાળા બીજાં ક્ષેત્રો કે વર્ગો, પોતાની અવજ્ઞા કે ઉપેક્ષા થાય છે એવી લાગણીથી ટીકા કરે ત્યારે તેમાં તથ્ય રહેલું છે.

મા પોતાના બાળકોનું જ લાલનપાલન કરે એ તો સહજ જ છે, પણ તે સાથે તેણે આસપાસનાં બાળકોની ઉપેક્ષા પણ ન કરવી જોઈએ. તે બાળકોનું લાલનપાલન, ઉછેર તેમની માતાઓ જ કરશે, છતાં તે બાળકો પ્રત્યે સમભાવ હોવો જોઈએ, સમસંવેદન હોવું જોઈએ. આથી આસપાસનાં બાળકો અને તેમની માતાએની વેની ને દેના બાળકની સાથે એક એક પ્રકારની આત્મીયતા બંધાશે. ટીકા કરવાની તો વાત જ નથી

કોઈ એક જ ક્ષેત્રમાં પડેલા સેવકની આસપાસનાં ક્ષેત્રો અને અન્ય વર્ગો પ્રત્યે આવી જ લાગણી હોવી જોઈએ. એવું હશે તો, તેની વિનાકારણે કેવળ ઉપેક્ષાના કલ્પની કરેલી ટીકા થશે નહીં.

આઝાદીપ્રાપ્તિ પછી જેમ જેમ સરકાર સમાજહિત માટે બહુવિધ યોજનાઓ કરતી જાય છે તેમ તેમ લોકોમાં પણ એવું વલણ વધતું જાય છે કે સરકારે જ બધું કરવું જોઈએ. આ એક ખતરનાક પરાવલંબન છે, પરાશ્રયની નિશાની છે. સરકાર એ કે આખરે જ છે. છતાં સરકારનાં કાર્યોની સ્પષ્ટ મર્યાદા છે. ચલણ, રેલવે, સંરક્ષણ, ન્યાય, ટપાલ— આદિ કેટલાંક કાર્યો એવાં છે જે સરકારે જ કરવાં જોઈએ. પરંતુ આરોગ્ય, શિક્ષણ, વ્યસનમુક્તિ, અસ્પૃશ્યતા, લોકરંજન, સંસ્કારપ્રવૃત્તિ, સાહિત્ય આદિનાં કામ પણ તેણે ઉપાડવાં જોઈએ એ વાજબી ઇચ્છનીય નથી.

સામ્યવાદી શાસનમાં બધા જ સરકારનું કામ કરે છે, કેમકે, ઉત્પાદનનાં બધાં સાધનોની માલિકી સરકારની હોય છે. આપણે પણ સમાજહિતનાં નાનાંમોટાં બધાં કામો ધીરે ધીરે સરકાર પાસે કરાવતા થઈ જઈએ તો, આપણે સામ્યવાદની દિશામાં પગલાં માંડી રહ્યા છીએ એમ જ ઠરે.

સામ્યવાદી રાજ્ય અને લોકશાહી રાજ્ય વચ્ચે મોટામાં મોટો તફાવત એ છે કે એકમાં વધારેમાં વધારે કે બધી જ સત્તા સરકાર પાસે હોય છે, અને બીજામાં વધારેમાં વધારે સત્તા લોકો પાસે હોય છે. નહીં એ સત્તા, સત્તારૂપે નથી હોતી, જવાબદારીરૂપની હોય છે. એ ધ્યાનમાં રાખવા જેવું છે કે સરકાર 'પોતાની અમુક જવાબદારી છે' એવું તે પોતે જ કહે ત્યારે હમેશાં તે તેની જવાબદારી હોય જ એવું નથી હોતું. જવાબદારીને નામે લોકોનો અમુક કામ કરવાનો હક એવી રીતે તે છીનવી પણ લે.

સમાજ જે કંઈ જવાબદારી સ્વીકારે તે સ્વેચ્છિક હોય, અને સરકાર વિશે એમ બાહ્યદબાણમાં કહી શકાય નહીં. સરકાર કોઈ કામની જવાબદારી સ્વીકારે એનો અર્થ એ કે, તે કામ કરવાની સ્વતંત્રતા તે લોકો પાસેથી લઈ લે છે અને એવું આપણે સામ્યવાદી રાજ્યશાસનમાં જોઈએ પણ છીએ.

માણસ સ્વતંત્ર હશે તો તે રોટલો મેળવશે, શિક્ષણ અને સંસ્કાર પણ મેળવશે. પણ તેણે તે માટેની જવાબદારી સરકારને સોંપી હશે તો સરકાર તેને જે કંઈ આપે તે બધું તેણે સ્વીકારી લેવાનું રહે છે.

સરકારને હૈયે લોકોનું હિત હોય તો પણ તે પોતાનાં કામો પોતાની રીતે જ કરી શકે અને સરકાર એક વિરાટ તંત્ર છે. એમાં અમુક પ્રકારની બિનલાગણી, એકરૂપતા, દીન અને થોડીઘણી જડતા સ્વાભાવિક છે.

એટલે લોકશાહીનો આદર્શ એ છે કે તેની પાસે ઓછામાં ઓછી સત્તા હોય, આદર્શ રાજ્ય તે કે જે પ્રજા પર ઓછામાં ઓછું શાસન કરે. એવા લોકશાહી રાજ્યની પ્રજા પોતાનાં કામો પોતે જ કરી લેવાની તેવડવાળી હોય. તે પોતાની રીતે સમાજહિતની દૃષ્ટિએ કરે ત્યારે તે ઝડપી અને ઓછા ખર્ચાળ પણ થાય. સ્વેચ્છાએ કરે તે સહજતાથી થાય. એવી પ્રજા જાગૃત હોય, સરકારે કાંઈ કરીને તેને ટોકવાની કે ચેતવવાની જરૂર ન હોય.

આપણે કોઈ પણ શાસનપ્રણાલિ એવું તો નથી જ ઇચ્છતી કે પ્રજા પરાવલંબી, પરાશ્રયી, પોતાનાં કામો માટે પણ બીજા તરફ નજર નાખનારી થાય. પણ જ્યારે પ્રજાનાં નાનાં મોટાં સંખ્યાબંધ કામોની જવાબદારી સરકાર પોતાને માથે લઈ લે છે ત્યારે આગળ જતાં એવું જ પરિણામ આવે.

અને બીજું પરિણામ એ આવે કે, સરકારને પોતાનું તંત્ર વધુ ને વધુ વિસ્તારવું પડે, અને વધારે ને વધારે કરવેરા પ્રજા પાસેથી ઉઘરાવવા પડે. આ બધું સ્વાભાવિક હોવા છતાં પ્રજાને વારંવારના નવા નવા કરવેરા માગતી સરકાર ગમતી નથી. તેની વૃત્તિ સરકારને છેતરવાની ને ઓછામાં ઓછું આપવાની થતી જાય છે. અને ત્યાંથી એક એવું વિષચક્ર શરૂ થાય છે કે તેનો અંત જ આવતો નથી.

આજે પરિસ્થિતિ એવી છે કે [illegible] મહાજનો આપણે ત્યાં છે ખરાં, પણ બેકારોને નોકરી શોધી આપનાર ખાતું સરકારને ખોલવું પડ્યું છે. મહાજનો ઉદ્યોગધંધાદારીઓનાં મહાજનો છે પણ ખાલી પડતી જગ્યાઓની માહિતી બેકારોને પૂરી પાડવાનું કામ તેમને મંજૂર નથી.

શાળાનું મકાન બાંધવું હોય તો સરકાર કંઈ આપે તો થાય એવી પરિસ્થિતિ પ્રવર્તે છે. દવાખાનું પણ સરકાર કંઈ કરે તો જ શરૂ થાય. પુસ્તકાલય પણ સર

કાર માંટે કે મદદ આપે તો જ બૂને! સરકાર કર ઉઘરાવે છે એટલે એ જ સાર્વજનિક કામો માટે પૈસા આપે એવું વલણ ધીરે ધીરે વધતું જાય છે.

કાયઉદ્યોગો પણ સરકાર રાહત આપે, મદદ કરે, તો વળી ટકે! લોકોએ તે માટે કશું કરવાનું નહીં!

એક કાળે સાર્વજનિક સંસ્થાઓ કેવળ પ્રજાના પ્રોત્સાહન અને મદદ પર જ નિર્ભર હતી. લોકો જ પોતાની જરૂરિયાત પ્રમાણે વિવિધ સાર્વજનિક સંસ્થાઓ સ્થાપતા અને તે માટેના નાણાં પણ લોકોમાંથી જ મળી રહેતાં. એટલે એવી સંસ્થાઓ લોકવિમુખ પણ થતી નહીં. કેમકે, લોકોના સદ્ભાવ પર જ તેને ટકવાનું હતું.

આજે પરિસ્થિતિ જુદી છે. લોકહિતાર્થે વિવિધ સાર્વજનિક સંસ્થાઓ ચાલવી તો જોઈએ એમ સૌકોઈ સ્વીકારે છે. પણ, અમે સરકારને ઘણો મોટો કર આપીએ છીએ, ચૂંટણી ફંડો અને ધંધાદારી હિતની સંસ્થાઓનાં ફંડોમાં નાણાં આપવા પડે છે. સાર્વજનિક સંસ્થાઓ સરકાર પાસેથી જોઈતું બધું મેળવે. અમારાથી એ ન બને. એવું વલણ છે.

આમ ને આમ લાંબો સમય ચાલશે તો થશે એવું કે સાર્વજનિક સંસ્થાઓ પર લોકોનો કશો કાબૂ રહેશે નહીં, તેની નીતિ લોકો ઘડી શકશે નહીં. લોકો માટે, લોકો વચ્ચે કામ કરવાનું હોવા છતાં તે લોકવિમુખ અને સરકારમુખી થતી જશે. અને તે સરકારી યોજનાને અમલમાં મૂકનારી વહીવટી સંસ્થાઓ બની જશે.

જાહેર સંસ્થાઓ આજે ઓછી નથી. વધતી જાય છે. પણ તેમાં સાર્વજનિક સંસ્થાઓ કરતાં મિલ માલિક મંડળ, કામદાર મંડળ, ખેડૂત સંઘ, આદિ ધંધાદારી હિતોની રખેવાળી માટેની સંસ્થાઓ વધારે છે. લાગતાં વળગતાં તેવી સંસ્થાઓને સ્વાર્થને કારણે સ્થાપે છે અને પોષે છે. સર્વજનહિતાર્થ કામ કરનારી સાર્વજનિક સંસ્થાઓનો ફાળો ધંધાદારી હિત માટેની સંસ્થાઓ પડાવી જાય છે. સાર્વજનિક સંસ્થાઓને સરકારનું ઘર ગણવામાં આવે છે.

આ પરિસ્થિતિમાં મિશનરી વૃત્તિ ધીરે ધીરે ઓછી થતી જશે, અને મિશનો પણ નાનાં મોટાં તંત્રોનું સ્વરૂપ ધારણ કરતાં જશે. એમાં જટિલતા આવશે, લોકોને તેનો પૂરેપૂરો લાભ મળશે નહીં, અને એ દૃષ્ટિએ મિશનોને પૂરી સફળતા નહીં મળે.

સરકાર ખુદ લોકનિર્ભર હોવી જોઈએ, તેને બદલે લોકો સરકાર પર આધાર રાખતા થઈ જાય એમાં લોકો કે સરકારનું, કોઈનું સાચું હિત નથી.

સામાજિક કામોની, સમાજહિતનાં કામોની જવાબદારી સમાજે જ ઉપાડવી જોઈએ. અને સરકારને તેના અનિવાર્ય કામો માટે સંપૂર્ણ શક્તિ ખર્ચવાની સગવડ કરી આપવી જોઈએ. એમ થવાથી લોકોમાં સહકારવૃત્તિ જાગશે, જવાબદારીની ભાવના અને બળ આવશે, અને લોકહિત માટે કામ કરવાની કેળવણી પણ તે ઘણાને આપી શકશે અને તે દ્વારા તેજસ્વી લોકસેવકો પણ ઘડાશે, પ્રકાશશે અને સમાજને ઉજ્જવળ કરશે.

## સોનાની ખાણ

સર્વગુણસંપન્ન સોનાએ ભગવાન પાસે જઈને કહ્યું કે, 'મારો એકાદ ગુણ ઓછો કરી નાખો, ઉંચા સમાન મને ક્ષણજીવી બનાવો. સાકર પેઠે મને ગળી જનારું બનાવો, તારાઓ પેઠે અગ્રાહ્ય બનાવો, ગમે તે કરો, પણ માણસના હાથમાંથી મારો જાન છોડાવો. સતયુગની સુવાસ ક્યાં ગઈ? શા માટે મને કળિયુગનું પ્રતીક બનાવી મૂકવામાં આવ્યું છે? મને જોઈને માણસોની નજર બગડે છે, મારે માટે ભાઈ-ભાઈ અંદર અંદર લડવા માંડે છે. જ્યાં સામાજિક પ્રતિષ્ઠા ચારિત્ર્ય પર નિર્ભર હોવી જોઈએ ત્યાં મને ગુલામ બનાવીને રાખે છે તેઓ જ સૌથી મોટા છે એવું લોકો કહેવા લાગે છે. ભગવાન મેં એવો શો ગુનો કર્યો છે કે મારી ભલાઈ જ મારી દુશ્મન બની ગઈ છે?'

કિરીટ કુંડલધારી, હિરણ્યમયવપુ ભગવાન શું જવાબ આપે? એટલે સોનાએ ધરતી માતા પાસે જઈને કહ્યું: 'ભગવતિ વસુન્ધરે! દેહિ મે વિવરમ્' શું એવું કદાપિ બને ખરું કે માતા પોતાના બાળકને પોતાના હૃદયમાં જગા ન આપે? સોનાએ ગુફામાં પ્રવેશ કર્યો ત્યારથી લોભી માણસોએ પૃથ્વીના પેટમાં ગુફા ખોદીખોદીને ત્યાંથી સોનાને બહાર કાઢવાનો પ્રયત્ન શરૂ કર્યો છે, એને એ સોનાની ખાણ કહે છે.

['મંગલ પ્રભાત']

# આવા હતા બાપુ

### 'હું તો મહાત્મા છું ને!'

લાહોરમાં રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન ભરાયું ત્યારનો આ પ્રસંગ છે.

બાપુની સાથે બા પણ હતાં. બાપુ બેઠકમાં ભાગ લેવા જતા હતા ત્યારે બાને કહ્યું કે, 'તું મારી સાથે ચાલ.'

'પણ મારે થોડું કામ છે તે પતાવીને આવીશ.' બા બોલ્યાં.

'જો મારી સાથે આવશે તો મુશ્કેલી નહીં પડે, એકલી આવીશ તો સહેલાઈથી નહીં આવી શકે.' બાપુએ સમજાવ્યું.

'તમે સહેલાઈથી જઈ શકો ને હું કેમ ન જઈ શકું?' બાએ પૂછ્યું.

'હું તો મહાત્મા છું ને!'–બાપુએ હસતાં હસતાં કહ્યું–'એટલે મને મુશ્કેલી નહીં પડે'

'વારુ, તો હું જોઈશ. હું પછીથી આવીશ.' બાએ કહ્યું.

અને બાપુ બા સાથે એક ભાઈને મૂકી અધિવેશનમાં ગયા.

થોડું કામ પતાવીને થોડી વાર પછી બા અને એમના સાથેના ભાઈ, અધિવેશનમાં જવા નીકળ્યાં. પણ જ્યાં ત્યાં સ્વયંસેવકો રસ્તો રોકીને ઊભેલા. બાને કોઈ ઓળખે નહીં એટલે જવા દે નહીં. સાથેના ભાઈ સ્વયંસેવકોને સમજાવે તો ય એમના કહેવા પર કોઈ ખાસ ધ્યાન આપે નહીં. એવામાં ત્યાં કોઈ જાણીતી વ્યક્તિ જતી દેખાઈ. તેને બોલાવીને વાત કરી. તે ભાઈ પેલા સ્વયંસેવકોને સમજાવે ત્યારે બાને આગળ જવા દે. આમ માંડ બા બેઠકમાં પહોંચ્યાં.

બાપુએ જ્યારે હકીકત જાણી ત્યારે બાને કહ્યું: 'કેમ આવતાં મુશ્કેલી પડી ને?'

'હા, અમે થોડા મહાત્મા છીએ કે સહેલાઈથી આવી શકીએ!' બાએ હસીને જવાબ આપ્યો.

### 'સમય ચોરીને પણ આવીશ.'

બાપુ મુંબઈ આવ્યા હતા અને મહત્ત્વની કામગીરીમાં ગૂંથાયા હતા. આખો દિવસ મોડી રાત સુધી મહત્ત્વની રાજકિય ચર્ચાઓમાં ગૂંથાયેલા રહેતા. આમે ય બાપુનો આખો દિવસ મિનિટે મિનિટના હિસાબે મહત્ત્વની રાજદ્વારી ચર્ચાઓથી માંડીને માંદા આશ્રમવાસીની સારવાર જેવા અનેકવિધ કર્યોમાં જતો.

મુંબઈમાં બાપુ આવ્યા ત્યારે ગાંધી-કુટુમ્બના એક આશ્રમવાસી બહેન પણ તેમનાં વૃદ્ધ માતુશ્રીની સારવાર માટે આવ્યાં હતા. એમનાં વૃદ્ધ માતુશ્રી પણ પૂરા રાષ્ટ્રીય રંગે રંગાયેલાં; એટલું જ નહીં, પણ અસહકારની ચળવળમાં

ભાષણો કરવાથી માંડીને પિકેટીંગ જેવાં કાર્યોમાં પણ ઉત્સાહભેર ભાગ લીધેલો. એમને બાપુજીનાં દર્શન કરવાની હાર્દિક ઇચ્છા હતી. અને ક્યાંય જઈ શકે તેવી સ્થિતિમાં ન હતાં. અને આમ બાપુજીને તો ઘડીની યે નવરાશ ન હતી.

માંદા બહેનની-ઇચ્છા હતી કે એક વાર બાપુજીનાં દર્શન કરી લઉં પછી હું સુખે જીવ છોડું. એમનાં પુત્રી બાપુજી પાસે ગયાં. અને સંકોચપૂર્વક પોતાનાં માતુશ્રીની ઇચ્છા બાપુને કહી.

'અહીં તો કામનો ગંજ પડ્યો છે ને એક ઘડીની યે ફુરસદ નથી; પણ એમની ઇચ્છાની અવગણના મારાથી નહીં થઈ શકે. જાવ, મારા કામમાંથી હું થોડો સમય ચોરીને પણ આવી જઈશ.' બાપુએ કહ્યું.

અને ખરેખર, વચનમાં સદાય અટળ રહેનારા બાપુ મહાદેવભાઈ સાથે, પેલાં માંદા બહેન ઠેઠ પાંચમે માળે રહેતાં હતાં ત્યાં જાતે ચાલીને મળવા ગયા. અને એમની સાથે વાતચીત કરી.

પેલાં માંદા બહેનને બાપુના આવવાથી ખૂબ જ આનંદ થયો અને અંતિમ ઇચ્છા પૂર્ણ થયાના સંતોષ સાથે એમણે થોડા દિવસ પછી શાંતિથી દેહ છોડ્યો.

['રૂપાયતન પ્રકાશન' તરફથી હમણાં જ પ્રગટ થયેલ 'આવા હતા બાપુ' ભાગ ત્રીજામાંથી]

☆

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૧, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬, પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

અનુક્રમણિકા ............................................................ ૧૨ જાન્યુઆરી ૧૯૫૯



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# અમારાં પ્રકાશનો

## આવા હતા બાપુ [ભાગ ૧-૨-૩]

મૂલ્ય: દરેક ભાગનુ પચાસ–પચાસ નયા પૈસા

પૂજ્ય બાપુજીની બહુમુખી પ્રતિભા અને વિરલ વ્યક્તિત્વનાં અનેક પાસાઓનો પરિચય કરાવતા પ્રેરક જીવન પ્રસંગોની પુસ્તિકાઓ.

## ગાંધી-ગુરુ

લેખક: શ્રી ગુરુદયાલ મલ્લિક : મૂલ્ય: સવા રૂપિયો

શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની પ્રસ્તાવના 'ભક્તની અંજલિ'મા આ લેખમાળાનુ મહત્ત્વ સમજાવતાં લખ્યુ છે :

"વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચન્દ્ર અને લીલા વિગ્રહી કૃષ્ણચન્દ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમ જ ગુરુદયાલજી પણ ગુરુદેવ અને ગાંધીજી વચ્ચે અભેદ જુએ છે એમની એ અભેદ દૃષ્ટિ એમણે આ નાનકડી લેખમાળામા અનેક રીતે વિશદ કરી છે"

## ગસ્તીની પળોમાં

લેખક રતિલાલ–અનિલ : મૂલ્ય: ૫ચોતેર નયા પૈસા

પોકેટ સાઈઝના, ઊંચા રંગીન કાગળ પર રંગીન શાહીમા છાપેલ આ મુક્તક સંગ્રહ વિશે જાણીતા વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી લખે છે:

"તમારા કેટલાક મુક્તકોમા વિચાર અને રચનાની આકર્ષક ચારુતા છે. 'વસત આવીને,' 'કહેવાતુ સ્વર્ગ,' 'કોને ગમે?' જેવા એના દેષ્ટાન્તો છે. 'ઇચ્છા,' 'અધમતા જેવુ' લક્ષણ–' 'મૂર્તિના પથ્થરને,' જેવામા ભાવનો ધ્વનિ આહ્લાદક છે.

"આત્મા સમૃદ્ધ થયા કરશે તેમતેમ તમારી કવિતામા વધારે સૌન્દર્ય આવશે"

## ડમરો અને તુલસી

લેખક : રતિલાલ–અનિલ : મૂલ્ય: બે રૂપિયા

ગીતો, ગઝલો અને મુક્તકોના આ સગ્રહની પ્રસ્તાવનામાં જાણીતા સાહિત્યકાર શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ લખે છે

"ભાઈ અનિલે પોતાની કવિતાઓને "ડમરો અને તુલસી" માન્યા છે ...એ પર્ણમજરીમા બે વસ્તુ જરૂર છે, ડમરાનુ સૌરભ અને તુલસીનો તીવ્ર મધુર આસ્વાદ તે કરતાંય વિશિષ્ટ છે એ માનવ-જિંદગીના નમ્ર કવિની પર્ણમંજરીનો દ્રવ્યગુણ, જે અદૃશ્ય અર્કની પેઠે તેના પ્રત્યેક પર્ણમા વ્યાપેલો છે અને તેનુ પાન કરનાર પાઠક કે શ્રોતાને જીવનસ્વાસ્થ્ય માટે પથ્યકારક સત્વ નીવડે તેવો છે"

## અલ્લાહના બંદાઓ

મુસ્લિમ સતો, ઓલિયા, ફકીર અને ખલીફાઓના જીવનના પ્રેરણાદાયક પ્રસગોનો સગ્રહ, સરળ, રોચક બાનીમા અને સુઘડ છપાઈમા રૂપાયતન પ્રકાશન તરફથી પ્રગટ થયો છે મૂલ્ય ૬૭ આના · પોસ્ટેજ પાચ નયા પૈસા

## ગાંધીજી સાથે જીવનયાત્રા : લેખક: ગુરુદયાલ મલ્લિક

માનવવજીનને ઊંચે ને ઊંચે લઈ જવાની પ્રેરણા આપતા બાપુના આદેશોને સુબોધ નવામનર્ણનમા ગૂથી લેવામા આવ્યા છે મૂ. ૨૫ નયા પૈસા

**રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ**

# મન સાથે સાટાં

કચ્છિયો ખેડૂત સાથે અનાજનું સાટું કરે છે તે પહેલાં તે પોતાના મન સાથે સાટું કરે છે. આમાં લાભ ખરો કે? હોય તો કેટલો? તેને શી રીતે વધારી શકાય? ખેડૂતને ઓછા ભાવે અનાજ આપવાનું સમજાવીને કે બીજી રીતે? આમ મન સાથે નક્કી કરીને તે ખેડૂત સાથે અનાજનું સાટું કરે છે.

પછી તે મન સાથે વળી આમ સાટાં કરે – ચોખામાં ધોળી કાંકરી ઉમેરી હોય તો શું વાંધો છે? મરીમાં ખરેખર કસ્તૂરી પણ ઉમેરી શકાય? પણ એ ખરાબ ન કહેવાય? ખરાબ તો ખરું, પણ એમ ન કરું તો હરિફાઈમાં ટકવું ને નફો પણ કાઢવો એ બે વાનાં સાથે કેમ બને? અને હું એકલો જ થોડો આમ કરું છું? બધાં જ એવું કરે છે. આમ મન સાથે સાટાં કરી પછી તે પોતાનાં નિર્ણયો અમલમાં મૂકે છે.

વેપાર કરે તે વૈશ્ય. પણ મનોવ્યાપાર કોણ નથી કરતું? બધાં જ. એ દૃષ્ટિએ જોઈએ તો કોણ વૈશ્ય નથી! મન સાથે સાટાં કરવા એ ચોખ્ખો મનોવ્યાપાર નથી. 'તડજોડ' છે, મનમનામણાં, પોતાની સાથેની છેતરપિંડી છે.

આજકાલ બધાં ક્ષેત્રોમાં ઓછા વત્તા પ્રમાણમાં પ્રમાણિકતા ઘટી ગઈ છે, સમાજની નાની નાની અસંખ્ય પીડાઓ તેને આભારી છે. તે, મન સાથે સાટાં કરવાનું પરિણામ છે.

કોઈ એક ગામમાં આખી વસ્તી જ વૈશ્યની હોય, બધા જ વેપારીઓ હોય ત્યારે વેપારીઓને પોતાનામાંથી જ ગ્રાહક શોધી કાઢવાનો પ્રશ્ન રહે છે. અને એ પણ અઘરું છે. એટલે, ચોખ્ખી વેપારી નીતિ સિવાયની બીજી ચાલાકીઓ પણ અજમાવાય, મન સાથે સાટાં થાય અને જેમતેમ વેપાર ચાલે પણ સૌને 'પોતે છેતરાયો તો નથી ને?' એવી સતત સાવધતા રાખવી પડે. ગામવાસીઓની ઘણી શક્તિ એની પાછળ ખર્ચાય. એ થયો અનુત્પાદક શ્રમ. આપણા આજના સમાજની પરિસ્થિતિ લગભગ આવી છે. વેપારમાં ઉત્પાદક શ્રમ કરતાં, અનુત્પાદક શ્રમ વધારે થાય છે.

'મન સાથે સાટાં'ની રમતને કારણે બધાં ક્ષેત્રોમાં પ્રમાણિકતાનો ઓછોવત્તો લોપ થયો દેખાય છે. શિક્ષણ અને સાહિત્યના પવિત્ર ક્ષેત્રોમાં ય ધંધાદારીપણું પ્રવેશી ગયું છે. સમાજ ધીરે ધીરે માત્ર વેપારીઓની વસ્તીવાળા ગામનું રૂપ ધારણ કરતો જાય છે.

'મન સાથે સાટાં'ની રમતને મનોવ્યાપારનું રળિયામણું નામ ભલે અપાયું હોય, પણ તે વાસ્તવમાં પેટનો વિચાર છે. દલા તરવાડીએ વાડે ચીભડાં જોઈ વિચાર્યું કે ખોરાક એ પેટનો પ્રશ્ન છે, અને પેટ તો કહે છે કે આ ખાવા માટે સારાં છે, એટલે મનને કશું પૂછવાપણું હોય તો, એક લેવું કે પાંચ દસ એ જ પ્રશ્ન છે. પણ જ્યારે એને કૂવામાં ઝબોળવામાં આવ્યો ત્યારે એણે વિચારવું જોઈતું હતું કે કૂવામાં શરીર ઝબોળાય છે, ડચકિયાં પણ મોઢે આવે છે—ટૂંકમાં પ્રશ્ન છે શરીરનો, ભલે એ જ આ બાબતમાં વિચારે. પણ તેણે તો રાડ પાડવા માંડી કે ભાઈ બહાર કાઢો! મન અને હૃદય વચ્ચે ફાટી પડ્યા વિના રહ્યાં નહીં.

ખોટા કામ વિશે પેટથી વિચારીએ મન સાથે સાટાં કરીએ અને તેનું યોગ્ય પરિણામ—સજા ભોગવવામાં આવે ત્યારે, એ પ્રશ્ન કેવળ પેટને વિચારવાનો હોય તો તો મનોવ્યાપારની જરૂર જ નથી પણ કુદરતના કાયદા ચંચળ નથી.

પ્રમાણિકતા એ માત્ર વૈશ્યનો જ નથી, સૌકોઈનો ધર્મ છે. વૈશ્ય સમાજનો વ્યવસ્થાપક છે. એટલે એની ફરજ આ બાબતમાં વધારે છે. વૈશ્ય જો 'મન સાથે સાટાં' કરશે તો બીજા પણ એ જ માર્ગે ચાલીને સવાઈ વૈશ્ય થવાની હોડ માંડશે. અને કોણ કહેશે કે સમાજનાં પગલાં એ દિશામાં નથી જતાં!

પ્રમાણિકતા વિના વ્યવહારશુદ્ધિ નથી અને વ્યવહારશુદ્ધિ વિના આ જગત અભિમન્યુના કોઠા જેવું થઈ જાય. એ અભિમન્યુનો કોઠો ક્યારે લાક્ષાગૃહ બની જાય તે પણ કંઈ કહેવાય નહીં. પાંડવો તો એ સૌને છળી ગયા પણ કૌરવો એમાં ફસાયા હોત તો જીવ ખોયા હતન. આ જગતને આપણે એવું કરી મૂક્યું તો પાંડવોની પેઠે આપણે એમાંથી બહાર નીકળવાના નથી.

—ક.

# સરદારશ્રીનો પત્ર

૨૩–૫–'૩૪

સેન્ટ્રલ જેલ નાશિક રોડ

ભાઈ .....

તા. ૨૪ મીનો તમારો રાજકોટથી લખેલો કાગળ મળ્યો. ત્રણ દિવસથી તમારા કાગળની રાહ જોઈ રહ્યો હતો. તમે કાઠિયાવાડમાં કેદ થઈ પડ્યા છો. એ વચમું તો લાગતું હશે પણ એ અનુભવ હવે રોજનો થઈ પડવાનો સમજજો. અને એ સૌને માટે સમજજો. ગુજરાતમાં પણ ઝાઝી છૂટ રહેશે એમ ન માનશો. સૌને ન ગમતી મર્યાદાઓ અને બંધનો વેઠવાં પડશે; કારણ કે આપણાં હમણા વળતાં પાણી છે. અને તમે જુવાનિયાઓનો અનુભવ લખો છો એ એક મુખ્ય કારણ થઈ પડવાનું છે. કામ કરવું ન હોય, જો એમ ખેડવું ન હોય, અને લાંબી વાતો કરવી હોય, તો બીજું શું થાય? પણ મજા એમ જ ઘડાય એથી મૂંઝાવામાં લાભ નથી તેમ મૂંઝાવાનું કારણ પણ નથી. સૌ ઘડાઈ ને ઠેકાણે આવશે. જુવાનિયાઓમાં અસંતોષ છે એ શુભચિહ્ન છે. એમા સાથે કાર્ય કરવાની શક્તિ કે જવાબદારીનું ભાન નથી. તેમ સભ્યતાની ખામી છે એ દુઃખદ છે. પણ એ બધું સમય જતાં ઠીક થઈ જશે.

...ને દ્વારકામાં અનુકૂળ ન આવે એ સમજી શકાય એવું છે. હવે આટલે વર્ષે નવી આખે જુના તમાશા જોવાને માટે શક્તિ ન મળે. એ સ્થાનનો ત્યાગ કરવો એ જ ઉત્તમ છે.

બાપુ લખે છે એ પ્રમાણે ગરીબાઈ સ્વીકારવામાં મુશ્કેલીઓ આવશે. પણ ફરજિયાત ગરીબાઈ આવી પડવાની છે એટલે વાંધો શો છે? 'હથેળીમાં વાળ હોય તો પૈસો હોય' એવું કરી મૂકવાના છે. એટલે બાકી શું રહ્યું? રાજકોટમાં નારણદાસને રાખીને આશ્રમવાસીઓને બધાને ત્યાં રાખવાનો ઈરાદો છે શું? દુર્ગામણિ, અમીના વિગેરે બાઈઓ કયા રહેશે? મોટી મોટી છોકરીઓનું શું? એ બધાની શું યોજના કરી છે એ બધું મને ખબર નથી. રાજકોટમાં એ બધું નહીં ફાવે એવો મને ભય છે. ભાવનગરની સંસ્થા ખૂબ ખીલી છે, પણ એટલા બધા રૂપિયા દર વર્ષે માગી માગી મેળવવા એનું શું થાય? વિદ્યાપીઠનું શું કરવાનું છે? લાયબ્રેરી તો સોંપી દીધી. હવે માત્ર મકાન રહ્યું. અને કાકો ને નરહરિ પાછા આવે તો એ બે રહ્યા, બાકી બધા પ્રાય: છૂટા થઈ ગયા એમ સાંભળ્યું છું. છોકરાઓ તો હવે ભાગ્યે જ આવે

કાઠિયાવાડમાં હરિજન કાર્યમા પણ આટલા બધા ઝગડા એ કેવી આપણી દુર્દશા? બાપુ હોય તો જ એ પતે એ પણ કેવું? પણ એ આપણી સ્થિતિ છ. એમાથી શક્તિ પેદા કરીને સત્તા લવી રહી.

તમારી કસોટી ઠીક થઈ રહી છે. બજાર કિંમત કેટલી છે એની ખબર પડી રહેશે

બાળકો મઝામાં હશે.

નાકનું દરદ એમ ઓછું થાય તેવું નથી. એને માટે કંઈક ઉપચાર જોઈશે તે અહીં બનવા મુશ્કેલ છે.

લિ. વલ્લભભાઈના વંદેમાતરમ

☆

—અહિંસા એ કેવળ વ્યક્તિગત સદ્ગુણ નથી. વ્યક્તિ, સમાજ અને દેશ – એ બધાને માટે આધ્યાત્મિક અને રાજકીય આચરણનો એ એક સુગમ માર્ગ છે.

—મારી નજરમાં મારું નાનામાં નાનું કામ એ મોટામાં મોટા કામ જેટલું જ મહત્ત્વનું છે.

—હું કોઈના હથિયારથી મારા દેશનો બચાવ નહીં કરું.

—બાપુ

નિસર્ગોપચારનો સામાન્ય માણસો એટલો જ અર્થ કરે છે કે એ ઉપચારમા દર્દીને દવા આપવામા આવતી નથી અને બને ત્યા સુધી શસ્ત્રક્રિયા પણ કરવામા આવતી નથી નિસર્ગોપચારમા દર્દીને મોટે ભાગે એનિમા આપવો, કેટલાક દિવસ ઉપવાસ કરાવવા, માત્ર ફળાહાર કે ફળના રસ કે દૂધ પર રાખવો, ગરમ અને ઠડા–ગરમ પાણીના જાતજાતના સ્નાન કરાવવા માલિસ કરવુ ભીની માટીનો પેટ પર કે માથે લેપ કરવો – એવી બાબતો મુખ્ય હોય છે ઘણુ પાણી પીવડાવી નેતુ વમન કરાવવુ અને વીજળીનો શેક કરાવવો એ પણ નિસર્ગોપચારમા આવે છે ભાજી ગાજર, લીબુ, આદિ કદમૂળ ફળનો રસ દર્દીને આપવામા આવે છે, પણ એ દવા ન કહેવાય

થોડાક માણસો કહે છે કે રોગ ગમે તે હોય નિસર્ગોપચારની રીત તો એક જ હોય છે ઉપર બતાવેલા ઉપચારો જ સાર્વત્રિક થાય છે અનુપ્રમાણ ઓછુવત્તુ કરી શકાય છે દર્દીની હાલત જોઈને ઉપચાર ઘટાડવા કે વધારવા એ આ ઉપચારની ખાસ ખૂબી છે.

## કલ્પવલ્લી

ઉરથી મધુ ભેતર પૂર્ણ મૌનથી
એ કલ્પવલ્લી મુજ
ડાળડાળથી
એની જતી પ્રથ કરી આહી થકી
તે સીમની પાછળ લોકલોકમાં.

હુ એની છાયામહીં આપ્તકામ છુ.

મારે કમીના નહિ લેશ અન્નની,
કમી નહી વસ્ત્રકણ કે દુકૂલની,
કે રિદ્ધિનાં ’લ કરણોની
પ્રાણની
સ્પૃહાથી વાંઝો ફળરાશિ આંગણે
અહીં મધુ આગત હેતુ સાજન.

રાજેન્દ્ર શાહ

પરન્તુ નિસર્ગોપચારનો પાયો આ ઉપચારો દ્વારા ધ્યાનમા આવતો નથી. નિસર્ગોપચારની પાયાની શ્રદ્ધા તો એ છે કે દર્દીને રોગમુક્ત કરવાનો પ્રયત્ન કુદરત પોતે કરતી રહે છે રોગી પથ્ય પાળે કુદરતની વિરુદ્ધ ન જાય તો રોગ આપોઆપ જ મટવાનો છે કેમકે નિસર્ગની આતરિક પ્રેરણા જ પ્રાણીને રોગમુક્ત કરવાની હોય છે ઉપર જે ઉપાય, ઉપચાર બતાવ્યા છે તે કુદરતની મદદથી શરીર શુદ્ધિના કેટલાક પ્રયત્નો જ છે ઉપવાસ કરવા મ નિસ લેવુ, નાહવુ, સર્વ પ્રકારોનુ મંથન કરવુ અને અનુકૂળ પદાર્થો આહાર તરીકે લેવા આ બાબતો નૈસર્ગિક છે, જે આપણે કુદરતની મદદમા લઈએ છીએ. આપણા દર્દ શકાએ છીએ

પરતુ કુદરત પોતે શુ શુ કરે છે એ તો ગૂઢ બાબત છે – જો રોગ પેદા કરનારા કીટાણુઓ છે તો એવા કીટાણુઓનો નાશ કરનારા અને આરોગ્યનુ રક્ષણ કરનારા કીટાણુઓ પણ હોય છે રોગના જતુઓને સૂક્ષ્મ ઝેર આપીને મારી નાખવા એ નિસર્ગોપચારની રીત નથી એવુ ઝેર આપવાથી આરોગ્યદાયી જતુઓ પણ મરી જવાની સભાવના છે અને માણસના શરીરમા, લોહીમા જાતજાતના જતુનાશક ઝેરો ભરી દેવા એ પણ એક જોખમ જ છે એટલા માટે શુદ્ધ હવા શુદ્ધ પાણી, સુપાચ્ય અને નિર્દોષ આહાર, વ્યાયામ કસરત અને મનની સ્વસ્થતા – આ છે આરોગ્યને માટે જરૂરી પરિસ્થિતિ.

એ સિવાય નિસર્ગોપચારમા એક બીજુ તત્ત્વ પણ છે જેની તરફ આજકાલના લોકો પૂરુ ધ્યાન આપતા નથી.

કુદરતમા કેવળ પચમહાભૂતો અન્તર્ભાવ નથી હોતો, કુદરતમા મન બુદ્ધિ, અહકાર, વિકાર અને વિચાર – આ સૌનો પણ અન્તર્ભાવ હોય છે મન જ્યારે વિકારી હોય છે ત્યારે તની અસર શરીર પર થાય છે કામવાસના જાગ્રત થતા શરીરમા જે પરિવર્તન થાય છે તે તો સ્પષ્ટ છે એ જ પ્રમાણે કોઈ સ્વાદિષ્ટ વાનગી જોતા જ, અગર ખાવાની ઇચ્છા થતા મોમા રસ છૂટે છે લોકો ભયથી કપે છે ચહેરો ફીકો પડી જાય છે, એટલુ જ નહી, બલ્કે ડર અને ચિંતાની માત્રા વધવાથી શરીરના વાળ પણ જોતજોતામા સફેદ થઈ જાય છે (સિલોનના કોઈ બૌદ્ધ વિહારમા એક ગોરા ભિક્ષુના બિછાનામા સાપ ઘૂસ્યો અને આખી રાત બિછાનામા જ રહ્યો ભિક્ષુ એટલો બધો ડરી ગયા કે સવારે સાપ તો ચાલ્યો ગયો પણ ભિક્ષુમા એકાએક અકાળ વૃદ્ધત્વ આવી ગયુ અને

# 'પ્યારા બાપુ'ના ગ્રાહક બંધુઓને

આ અંક સાથે આપનું લવાજમ પૂરું થાય છે

આ અંક આપના હાથમાં આવે કે બનતી ત્વરાએ મનીઑર્ડરથી લવાજમ મોકલી આપશો એવી આશા છે.

લવાજમ મોકલવાની સૌથી સરળ ને ઓછી ખર્ચાળ પદ્ધતિ મનીઑર્ડરની છે.

આમ છતાં જે ભાઈઓ વી. પી. થી અંક મંગાવવા ઇચ્છતા હોય તેઓ અમને તરત લખી જણાવે. મંગાવેલ વી. પી. કોઈ કારણસર પાછું ન ફરવું જોઈએ એટલું ગ્રાહક બંધુઓ લક્ષમાં રાખે.

જે ભાઈઓએ મનીઑર્ડરથી લવાજમ મોકલ્યું નહીં હોય, વી. પી. થી મોકલવાની સૂચના કરી ન હોય તેવા ગ્રાહકો પર ન છૂટકે અમે આવતો અંક વી. પી. થી રવાના કરીશું. તે સ્વીકારી લેવાની અમે વિનંતી કરીએ છીએ.

કોઈ કારણસર ગ્રાહક તરીકે રહેવા ન માગતા હોય તેઓ અમને લખી જણાવે.

'પ્યારા બાપુ'ના ગ્રાહક થઈ આપે અમને સહકાર આપ્યો છે તે માટે અમે આપના આભારી છીએ, તે જ પ્રમાણે નવા વર્ષે સહકાર ચાલુ રાખશો એવો અમારો આગ્રહ છે.

છેલ્લાં વર્ષોમાં 'પ્યારા બાપુ'માં અગાઉ કરતાં વિશેષ, વિવિધ, રોચક અને છતાં પથ્યકારી વાચન આપવાનો અમારો પ્રવાસ આપ જોઈ શક્યા હશો. નવા વર્ષે હજી વધુ વાંચન અને અન્ય વિવિધતા વધારવા અમે ઇચ્છીએ છીએ. એ માટે આપનો સહકાર જરૂરી છે. કેમકે 'પ્યારા બાપુ'ને લવાજમ સિવાય કશાની આવક નથી.

અત્યંત કરકસરથી ચલાવવા છતાં 'પ્યારા બાપુ'ની આવક–જાવકનાં પલ્લાં સરખાં નથી થતાં એ અમારી સતત ચિંતાનો વિષય રહ્યો છે. છતાં ગ્રાહકોની ગુણ-ગ્રાહકતા ઉપર શ્રદ્ધા રાખી પ્રકાશન ચાલુ રાખ્યું છે. છેલ્લા વર્ષમાં કાગળો અને છાપકામના સાહિત્યની કિંમતમાં ભારે મોંઘવારી થઈ છે. તેણે અમારી ચિંતામાં ઓર વધારો કર્યો છે. જૂના ગ્રાહકો પોતાના મિત્રો કે સ્નેહીઓમાંથી ઓછામાં ઓછો એકેક ગ્રાહક મેળવી આપે તો પણ થશે.

પથ્ય અને મંગલકારી સાહિત્યનું સાચું મૂલ્ય વાચકના ચિત્તને મળતો સૂક્ષ્મ સુખાનંદ, કોઈ મંગલકારી વિચાર અને તેનાથી થતી જીવન–ઉન્નતિમાં રહેલું છે. બજારુ સાહિત્યનાં પાનાંના જથ્થા સાથે એની તુલના ન થઈ શકે.

વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૬, પરદેશમાં બાર શિલિંગ
'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન-જૂનાગઢ

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૧ [ ૧૨–ફેબ્રુઆરી–૧૯૫૯ ] અંક ૧૨ મો

એકલામાં કસોટી થાય તેના કરતાં
સમૂહમાં વધુ આકરી કસોટી થાય છે
એટલે સમૂહમાં રહેવાથી ઘણી વખત
ખૂબ જ અમૂલ્ય લાભ મળે છે.—બાપુ



(ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું)

એના વાળ પણ સફેદ થઈ ગયા )

કામ, ક્રોધ, ભયના માર્યા શરીરમા જે વિકૃતિ જન્મે છે અને ક્યારેક ક્યારેક રોગ પણ પેદા થાય છે, એની સાબિતી ઠેર સ્થળે મળે છે પરન્તુ ઈર્ષ્યા, દ્વેષ, અને મત્સર અથવા દેખાદેખીને કારણે પણ શરીરમા વિકૃતિ જન્મે છે ઈર્ષ્યા, મત્સર અથવા અદેખાઈની માત્રા વધવાથી મનુષ્યના પેટમા દર્દ શરૂ થાય છે (પેટના દર્દનુ આ જ એક કારણ નથી, પણ અનેક કારણોમાનુ એક જબરજસ્ત કારણ તો છે જ ઈર્ષ્યા અને મત્સરને કારણે પેટના આતરડામા વ્રણ (ચાંદુ) પેદા થાય છે અને એને કારણે બીજા રોગ પણ થાય છે ) હવે જ્યારે કામ, ક્રોધ, ભય, મત્સર, ઈર્ષ્યા આદિને કારણે શરીરમા વિકૃતિ થઈ શકે છે તો લોભ, મોહ, મદ અભિમાન આદિ વિકારો પણ શરીર પર અસર થતી જ હશે

એટલા માટે નિસર્ગોપચારમા રોગમુક્તિને માટે સયમ, શાન્તિ સતોષ, પ્રસન્નતા, ક્ષમાવૃત્તિ, મુદિતા કરુણા આદિ શુભ ભાવનાઓનો પ્રયોગ જરૂરી મનાયો છે માણસની ચિકિત્સા કરનારો નિસર્ગોપચારી વૈદ્ય જો સજ્જન હોય, પ્રસન્ન અને શ્રદ્ધાવાન હોય તો એની અસર રોગીના મન પર પણ થાય છે ઉપર બતાવેલા માનસિક વિકાર દૂર કરનારુ અથવા એનુ શમન કરનારુ સાહિત્ય સાભળવુ અથવા વાચવુ એ પણ નિસર્ગોપચારનુ એક જરૂરી અગ છે

ક્ષયરોગની ચિકિત્સામા બ્રહ્મચર્યનુ પાલન આવશ્યક છે જ, વિકારનુ શમન કર્યા વિના પાગેનુ બ્રહ્મચર્ય પૂરી મદદ નથી કરી શકતુ, એટલે જૂના વૈદ્યકે બે બાબતો સાથે વર્ણવી છે દર્દી બ્રહ્મચર્યનુ અને બીજી જાતના સયમનુ પાલન તો કરે જ, પરન્તુ તે સાથે એની ચિત્તવૃત્તિ પ્રસન્ન રહે એ માટે એને સ્નેહીજનોના સહવાસથી મુક્ત ન રાખવો જોઈએ સગા સબધી, મિત્ર સ્નેહી અને બીજા હિતકર્તાઓના દર્શન દર્દીને વાર વાર કરવા એ પણ જરૂરી ઉપાય છે

અને સૌથી મોટો ઉપાય તો, મનુષ્યના હૃદયની જીવત આસ્તિકતા છે ઈશ્વર પર, આત્માની અમરતા અને બધી શુભ ભાવનાઓની કલ્યાણકારિતા પર વિશ્વાસ જન્માવવો અને વધારવો—એ પણ નિસર્ગોપચારનુ સૌથી જરૂરી, સૌથી મહત્ત્વનુ અગ છે એવી આસ્તિકતા, નિષ્ઠા અને ભક્તિ દર્દીમા જન્માવવી જોઈએ અને ચિકિત્સા કરનાર વૈદ્ય સાથે જેનો નિત્યનો વહેવાર ચાલે છે તેનુ માનસ પણ સાત્ત્વિક, પ્રસન્ન, શુભાશયી અને સર્વકલ્યાણકારી હોવુ જોઈએ.

અને સૌથી મોટી વાત મનુષ્યના મનમા ઈશ્વર પ્રત્યે શ્રદ્ધા, નિષ્ઠા અને શરણાગતિ પૂરી માત્રામા, અને સ્થાયી રૂપમા હોવી જોઈએ ઈશ્વર છે, આખી સૃષ્ટિ અથવા તેનો કોઈ પણ ભાગ અનાથ નથી, અને શુભ ભાવનાઓનુ ફળ શુભ જ હોય છે એના વિશ્વાસને જીવત શ્રદ્ધા અથવા આસ્તિકતા કહે છે

એવી આસ્તિકતા પોતાની અમર અદ્ભુત રૂપમા દર્દી પર, એના રોગ પર કરતી જ રહે છે, એવી શ્રદ્ધાને જાગ્રત કરવા માટે અત્યત સુલભ રસ્તો રામનામનો જ છે પ્રકૃતિના સ્વામી પરમાત્માનુ જ્યારે આપણે આવાહન કરીએ છીએ અને એના હાથમા દર્દીનુ સ્વાસ્થ્ય સોપી દઈએ છીએ ત્યારે પ્રકૃતિમા રહેલી દૈવી શક્તિ પોતાનુ કામ કરે છે અને તે પછી દર્દીને જે આરોગ્યલાભ થાય છે તે ખરેખર આશ્ચર્યજનક હોય છે

એક વાત ધ્યાનમા રાખવી જોઈએ કે, આખી વિશ્વ સસ્થાની રચના આપણે જાણતા નથી, કનાણી પરિસ્થિતિમા શુ સારુ અને શુ ખરાબ છે એ પણ આપણે સમજી શકતા નથી આપણા શુભ સકલ્પની પૂર્તિને માટે કયા કયા તત્ત્વ મદદગાર છે અને કયા કયા વિરોધ કરી રહ્યા છે એ સમજવુ પણ મુશ્કેલ છે એટલે આપણે કઈ પણ કહી શકતા નથી ફક્ત આપણે આપણી શ્રદ્ધા વધારવી જોઈએ અને પરિણામની બાબતમા નિરાગ્રહી થઈને સમગ્ર પરિસ્થિતિને ઈશ્વરના હાથમા સોપી દેવી જોઈએ આ પણ નિસર્ગોપચારનુ જ અગ છે અને સૌથી મહત્ત્વનુ અગ છે ગાધીજીએ આ દૈવી તત્ત્વને નિસર્ગોપચારમા દાખલ કર્યું અને પોતાની નિસર્ગોપચારની પદ્ધતિ નોઆખલી જેવી પરિસ્થિતિ પેદા થવાથી એમા પણ દાખલ કરી આ આશ્ચર્યજનક બીના છે માણૂની દુનિયા જે શ્રદ્ધાની બુનિયાદ પર નિભાર છે એ જ બુનિયાદને સ્વાભાવિક યા ખરી સમજવાની જરૂર નથી

☆

બહેનોને મે અહિંસાની સાક્ષાત મૂર્તિ કહી છે બહેનોમા પ્રભુએ એક એવુ પ્રેમાળ હૃદય મૂક્યુ છે, જે પુરુષોમા નથી.

—બાપુ

કરીએ છીએ, એટલી સહજતાથી સર્વ ધર્મોમાં એક જ ઈશ્વર રહેલો છે એ જોવું ઘટે, સ્વીકારવું ઘટે ગાંધીજીએ એ જોયું અને સ્વીકાર્યું પણ એમણે તો પોકારી પોકારીને કહ્યું કે હું સાચો હિન્દુ છું તેમ સાચો મુસલમાન પણ છું જ, અને વળી ખ્રિસ્તી હોવાનો ય મારો દાવો છે

જુદા જુદા ધર્મોમાં ચોગઠા વાણીની સંપૂર્ણ એકતા ન દેખાય, પણ સર્વ ધર્મના સંતોના ઉંચે ઉડ્ડયનમાં એવી એકતા સંપૂર્ણ દેખાય છે સંતવાણીનો જો અભ્યાસ કરીએ તો આ અનુભવ થયા વિના રહેતો નથી સ્થિતિ સરખી તેમ અનુભવ પણ સરખો જ હોય ઈશ્વરમિલનનો તો ઠીક પ્રિય વ્યક્તિના મિલનનો આનંદ અને વિરહનું દુઃખ સૌને સરખું થાય છે કેમકે, સૌને હૃદય સરખું મળ્યું છે તેથી અનુભૂતિ ય સરખી જ થાય છે

અનુભૂતિની ચરમ સીમાએ જે જે વાણી પ્રગટ થઈ છે તેમાં અદ્ભુત એકતા છે, કેમકે તે સાર્વભૌમ છે

આ રીતની સર્વધર્મ સમભાવની વાતમાં રહેલું સત્ય સમજવા, અનુભવવા આ દૃષ્ટિએ સંતવાણીનો અભ્યાસ આપણે હવે કરીએ તો બહુ લાભ થશે

## દેહની ચાદર

કબીર એમ કહે છે કે આ શરીર અથવા માણસનો અવતાર મને ઈશ્વર તરફથી મળ્યો છે એ મારો નથી, કેવળ હું એનો ભોક્તા છું, ટ્રસ્ટી છું ઈશ્વરે એ જેવા શુદ્ધ સ્વરૂપમાં મને સોંપ્યું છે તેવા જ શુદ્ધ સ્વરૂપમાં તેને પરત કરવાનું છે

પણ સામાન્યપણે આપણે તો આ અવતાર દેહ આપણી માલિકીના છે, એમ એનો ભોગવટો મન ફાવે તેમ કરીએ છીએ એમ કરી તેને બગાડીએ અને નુકસાન પણ કરીએ છીએ એવા તોરથી કે મારી ચીજને હું ગમે તેમ વાપરું, મને વળી પૂછનારું કોણ? પણ વાસ્તવમાં દેહ અને અવતાર આપણા છે જ નહીં, કોઈ તો કાળે કરીને તેને ત્યાગવાના હોય નહીં અને તે ય અનિચ્છાએ ત્યાગવાના હોય નહીં પોતાની ચીજવસ્તુ પોતાની જ અનિચ્છાએ કોઈ ત્યાગતું નથી

ગાંધીજી કહેતા કે મારું શરીર અને જીવન લોકો માટે છે, અને તેનો સદુપયોગ મારે લોકો માટે જ કરવાનો છે હું તો એનો ટ્રસ્ટી માત્ર છું એમાં કબીરના કથનનો જ પડઘો સંભળાય છે લોકો એટલે દરિદ્રનારાયણ

આપણામાં પણ એવું ભાન જાગે તો કેવું સારું!

કોઈ ચીજની આપણને જરૂર હોય અને તે આપણી પાસે ન હોય ત્યારે તેનો ઉપયોગ કામચલાઉ જ હોય તો તે બીજાની અગર ભાડેથી લાવીએ

સુજ્ઞ માણસ તો પોતાની અને પારકી વસ્તુ એવા ભેદ પાડી એકને વધારે અને બીજાની નહીં જેવી સંભાળ લેતો નથી બંનેની સરખી સંભાળ રાખે છે પણ સામાન્યપણે બીજાની કે ભાડે લેવાયેલી વસ્તુની આપણે વધારે સંભાળ રાખીએ, કેમકે, તે બગડે, તેને નુકસાન થાય તો, નુકસાની ભરી આપવાની હોય છે પારકું ઘરેણું વધારે સાચવીએ કેમકે તે બગડે કે ખોવાય તો તેની નુકસાની કે મૂલ્ય ચૂકવવાના હોય છે

કબીરે તેના એક પદમાં શરીરને ચાદરની ઉપમા આપી છે અને કહ્યું છે કે એ તો મને ઈશ્વર તરફથી મળી છે, અને છેવટે કહે છે—

**દાસ કબીરને જતન સે ઓઢી**
**જ્યોં કી ત્યોં ધર દિની ચદરિયા**

નાવ પાણી પર તરે છે, પણ એમાં પાણી ન પ્રવેશે તેની તકેદારી રાખવી પડે છે. એમાં જો પાણી ભરાય તો એ ડૂબી જાય. આવી જ સ્થિતિ સંસારમાં રહેનાર ભક્તોની હોય છે. એણે સંસારને પોતાના મન પર સવાર ન થવા દેવો જોઈએ. જો એના પર સંસાર સવાર થયો તો એ સંસારના પંકમાં ફસાઈ જશે.

ગૃહસ્થનું સાંસારિક જીવન વિતાવો. ગૃહસ્થ ધર્મ એના કાર્યોનું પાલન કરો, પણ ભગવાનનું સતત ધ્યાન ધરતા રહો. જ્યારે તમે ઘરબાર છોડીને એકાંતમાં કામે લાગ્યા હો ત્યારે તમારું બધું ધ્યાન, સમગ્ર મન ભગવાન પર કેન્દ્રિત કરો.

ધાવ રેઠાણીના બાળકને પોતાનું દૂધ પાય છે. પ્રેમથી પાળે પોષે છે. બાળક એનું જ હોય એવું લાગે છે. પરન્તુ એ તો કેવળ એનું કર્તવ્ય બજાવે છે. અંતરમાં એ જાણે છે કે બાળક મોટું થશે ત્યારે એની સાથે મારે કશો સંબંધ નહીં રહે. સાચા ભક્તની પોતાના કુટુંબ પ્રત્યે આવી જ ભાવના રહેવી જોઈએ, જેવો ધાવ અને શેઠાણીના બાળક વચ્ચે હોય છે.

જ્યારે કોઈ નોકરડી શેઠના ઘરનો ઉલ્લેખ કરે છે ત્યારે 'અમારું ઘર' કહે છે, ત્યારે એના મનમાં કયા ભાવ હોય છે? ખરી રીતે એનું ઘર તો ગામમાં હોય છે અને શહેરમાં તો એ નોકરી કરવા આવી છે. છતાં ય શેઠાણીના ઘરને જ 'અમારું ઘર' કહે છે. શેઠાણીના બાળકને ખોળામાં લઈને ખવડાવે છે, રમાડે છે અને કહે છે 'મારો બચુ' 'મારો ગોપાલ તો ભારે નટખટ છે', 'મારા ગોપાલને ભૂખ લાગી છે' આમ તેના પ્રત્યે પોતાનો પ્રેમ દર્શાવે છે. પણ એ બધું કહેવા છતાં એ જાણતી નથી કે ગોપાલ તો શેઠાણીનું બાળક છે. મારું બાળક તો મારા ગામમાં એની દાદીમા પાસે છે. એ જ પ્રમાણે ગૃહસ્થોએ પણ પોતાના કામ કર્તવ્યોનો નિર્વાહ એ નોકરડી જેવી ભાવનાથી જ કરવો પડે.

ઘર તો ભગવાનનું છે. મનમાં એવી ભાવના ધારણ કરો કે ઘર ભગવાનનું છે, અને એ જ રીતે જીવન વિતાવો. જો એ ભાવના મનમાં વસી જશે તો તે જીવનમાં પણ ઊતરી જશે. જે ભક્ત ગૃહસ્થ જીવન ગુજારતા સાથે ભગવાનને મેળવવા માટે પ્રયત્નશીલ રહે છે, તે પેલા સૈનિકો જેવો છે કે જેઓ કોટ કિલ્લાની પાછળ રહી બહારના શત્રુઓ સાથે યુદ્ધ કરે છે. કિન્તુ ભગવાન સાથેનો નાતો તોડીને ઈશ્વરને પામવા માટે ભટકનારો ભક્ત કિલ્લાની બહાર નીકળી શત્રુઓની સાથે હાથોહાથ ઝૂઝનાર સૈનિક જેવો છે. બન્ને કુશળ યોદ્ધાઓ છે. પરન્તુ કોટ કિલ્લાની પાછળ રહી લડવામાં કંઈક લાભ છે, એમ કરવામાં કશો દોષ નથી.

તમે જોયું હશે કે સૈનિક લડાઈમાં જતા પહેલાં નિશાન તાકવાનો અભ્યાસ કરે છે. એ જ પ્રમાણે કૌટુમ્બિક જીવન પણ ત્યાગના અભ્યાસની ભૂમિ છે. કુટુમ્બમાં રહેવાનો લાભ એ છે કે એમાં કૌટુમ્બિક જીવનની બધી સુવિધાઓનો ઉપભોગ કરતાં છતાં ત્યાગનો અભ્યાસ કરવાનો અવસર મળે છે. કુટુમ્બને એક વ્યાયામશાળા માનો — ત્યાં મનને શુદ્ધ બનાવી શકાય છે.

જો તમે તમારા પિતા અથવા પત્ની સાથે કજિયો કરીને ઘરત્યાગ કરો તો તમે સંન્યાસી નથી. એ તો—

નારી મૂઈ ગૃહ સંપત્તિ નાસી,
મૂંડ મૂંડાય, ભયે સંન્યાસી

જેવું થયું. એવો સંન્યાસ ઝાઝો ટકે નહીં. એવા સંન્યાસીનું મન ઝડપથી આગલી બાબતોમાં ફરી લપટાય છે.

જે પોતાના સાંસારિક કાર્યોને ભગવાનનું કાર્ય સમજીને નિષ્ઠાપૂર્વક કરે છે, બધા કાર્યોને ભગવાનની અર્ચના સમજે છે અને વિશુદ્ધ અંતઃકરણથી ત્યાગ કરે છે એ જ ત્યાગી પોતાના ત્યાગનો સાચો લાભ મેળવે છે. સંસારમાં જે કંઈ છે તે બધું ઈશ્વરનું જ રૂપાન્તર છે એ સત્યનો અનુભવ એવા જ લોકો કરી શકે છે.

✿

જગતની આ યે છે સોદાગરી ને ખોટનો ધંધો,
જીવનમાં મેં જે ગુમાવ્યું તે યાદ રાખું છું'
ગરીબ તો હું નથી—છે ઘણી ય સમૃદ્ધિ,
જગત હિસાબ છે મારો—એ યાદ રાખું છું'

વહે જો વાયરા તો વાદળો વીખી નાખે,
તમારું હાસ્ય તો દુઃખનાં જ વાદળો વીંધે,
ખુશી તમારી નથી એટલે ઊંચે પહોંચી,
અમારું દુઃખ તો હમેશાં રહ્યું છે આકાશે'

નિયાઝ—અનિલ

[ ગાંધીવિચારદર્શનને અનોખી લેખમાળા ☆ લેખાંક ૧૩ મો ]

ગાંધીજી હિંદુધર્મના મહાન સિદ્ધાંતો સ્વીકારીને આગળ ચાલ્યા તે પોતે હિંદુ હતા તેથી નહી, પણ એ સિદ્ધાંતો માનવજીવનના મહાન સત્યો છે, તેથી પુનર્જન્મ કે વર્ણાશ્રમાદિ સિદ્ધાંતોનો આ રીતનો સ્વીકાર કરી તેમાં જમાનાને અનુકૂળ, તેમાં નવા નવા અર્થ પૂર્યા સિદ્ધાંતમાં રહેલુ સત્ય સનાતન છે, પણ તેનો વ્યવહાર જમાને જમાને બદલાતા સંજોગો અનુસાર બદલાય પરંતુ પુનર્જન્મ એક વાદ નથી પણ સનાતન સત્ય છે એના પોતાના સમર્થનમાં તેઓ લખે છે 'મેક્સમુલરે ચાળીસ વર્ષો પહેલાં કહેલુ કે, યુરોપ હવે સમજતુ જાય છે કે પુનર્જન્મ એ વાદ નથી પણ સત્ય હકીકત છે એ પણ સર્વાંશે હિન્દુ ધર્મની ભેટ છે" (ધ પા ૧૫)

વર્ણાશ્રમ"—પુનર્જન્મની જેમ વર્ણાશ્રમ ધર્મ પણ એક મહાનિયમ છે આજે તેમાં જ્ઞાતિમદ, ઊંચ નીચ—ભાવાદિ અનિષ્ટો દાખલ થયા છતા તેની પાછળ રહેલુ સત્ય સનાતન છે તેથી ગાંધીજી એ પાછળના સત્યને પકડી ક્ષણિક અનિષ્ટોને દૂર કરવા સૂચવે છે આજે વર્ણાશ્રમ ધર્મને અને હિંદુ ધર્મને તેના પૂજકો ખોટા સ્વરૂપે બતાવીને તેનો ઇન્કાર કરી રહ્યા છે એનો ઉપાય એનો વિનાશ નથી પણ હિંદુ આપણુ આપણા જીવનમાં સાચી હિન્દુવૃત્તિને સજીવન કરીએ પછી પૂછીએ કે, એથી અંતરાત્માને સંતોષ છે કે નહીં ?" (ધ પા ૫૫)

આ વર્ણાશ્રમ ખરેખર શુ છે ? ગાંધીજીએ તેનો સાદો સીધો સનાતન અર્થ કર્યો 'વર્ણ' અને આશ્રમ એ જુદા શબ્દો છે આપણી આશ્રમ વ્યવસ્થા મનુષ્યને મોક્ષ ચાલાદિ જીવનના હેતુ પાર પાડવા વધુ લાયક બનાવે છે વર્ણધર્મ તો એને સારુ અનિવાર્ય વસ્તુ છે વર્ણધર્મ કહે છે કે માણસે પોતાની આજીવિકાને સારુ પોતાના પૂર્વજોનો ધર્મવિહિત ધંધો જ કરવો જોઈએ આ નિયમ સાર્વભૌમ છે અને આખા માનવ કુટુંબ પર સામ્રાજ્ય ભોગવે છે એમ હું માનુ છુ" (ધ પા ૫૬) ગાંધીજીના આ ભારપૂર્વકના કથનની પાછળ આનુવંશિક સંસ્કાર વારસાના મહાનિયમનુ સમર્થન રહેલુ છે સામાન્યત આ નિયમને આધારે ધંધા ચાલુ રહેતા અને થતા જોવામાં આવે છે આજના ઔદ્યોગીકરણના જમાનામા આ નિયમમા કંઈક વધુ અપવાદ દેખાય છે છતા ઔદ્યોગીકરણ જે દેશમા સ્થિર થયુ છે, ત્યા સરવાળે આ નિયમ જ હકીકતે સિદ્ધ થતો દેખાય છે એટલે વર્ણધર્મ ધંધાની વ્યવસ્થા કરે છે, એટલુ જ નહી પણ સમાજની વ્યવસ્થા પણ કરે છે વર્ણ સમાજના આયોજનનો કુદરતી નિયમ છે એમાં ઊંચનીચના ભાવ જ નથી પણ સત્ય અને અહિંસાના ધોરણે સમાજમા સમાનતા કરવાની વ્યવસ્થા છે એની પાછળ માનવતા રહેલી છે એવુ સમર્થન કરતા તેઓ લખે છે "યોજનાના મૂળમા અહિંસા છે, ઈશ્વરી નિયમનુ જ્ઞાન છે, શુદ્ધ અર્થશાસ્ત્ર છે, મનુષ્યત્વ છે એ વર્ણધર્મનુ પાલન ન થાય તો તો કદી નથી થઈ એવી અવ્યવસ્થા રચાવાની જ" (ધ પા ૨૧

ગાંધીજીની આ ચેતવણી બહુ તકસરની હતી જગતમા ચાલી રહેલી ખોટી હરીફાઈની પાછળ ઊંચા ધંધાની પસંદગી અને હલકા ગણાતા ધંધાના તિરસ્કારમાથી પેદા થયેલી સાઠમારી જ છે આવી સાઠમારીમાથી જ મહાયુદ્ધો જન્મે છે મહાયુદ્ધોના અનેક કારણો પૈકી આવી સાઠમારી પણ એક એક મહત્ત્વનુ કારણ ગણવુ જોઈએ આનો ઉપાય કરવો જ રહ્યો આજે ભૌતિકતા અને ભૌતિક આબાદીની પાછળ ગાંડી દોટ છે તે ભાંગવી જ રહી, અને તેને સ્થાને માણસમાત્રને સારુ એક માત્ર સર્વસામાન્ય પુરુષાર્થ આત્મપ્રાપ્તિ બનવો જોઈએ આ કામ વર્ણધર્મ જ કરી શકે તેની સ્પષ્ટતા કરતા તેઓ જણાવે છે 'મનુષ્યની મહત્ત્વાકાંક્ષાને લાયક જે એક ગાન વસ્તુ—આત્મપ્રાપ્તિ—તેને તે પદે સ્થાપિત કરનાર પણ વર્ણધર્મ જ છે આજે આપણે સ્વભાવે ક્ષણભંગુર એવી આર્થિક પ્રવૃત્તિઓ પાછળ વિચાર અને પુરુષાર્થ દોડાવતા દેખાઈએ છીએ અને એમા એટલા પરોવાઈ જઈએ છીએ કે, જે એકમાત્ર આવશ્યક વસ્તુ છે તેને ભૂલી જઈએ છીએ" (ધ પા ૨૮) ગાંધીજીએ જોયુ કે ત્યા જે તે ક્ષેત્રમા આધ્યાત્મિકતાની પુનર્સ્થાપના કરી મૂલ્યપરિવર્તન કરી જીવનની સપાટીને ઊંચી લેવાનુ વિચાર્યું વર્ણધર્મ અંગેના તેમના વિચારો પણ એમના આ મહાપ્રયાસના સાક્ષી બને છે એમનો વર્ણધર્મ આધ્યાત્મિક સમાજવાદની સ્થાપના કરનારો નીવડે એવી

તેમની આશા છે. 'મનુષ્ય આત્માને ઓળખવા સરજાયેલું પ્રાણી છે, ને તે આત્મારૂપે એક છે તેથી કોઈને કોઈ દિવસ ઊંચનીચના પ્રપંચમાંથી નીકળી, ઐક્ય વધારનારી વર્ણવ્યવસ્થાનો તે સ્વેચ્છાએ સ્વીકાર કરશે" (ધ પા ૩૩)

**ધર્મ અને રસ :**—વર્ણધર્મને સમાનતાકારક ગણ્યો કારણ કે કર્મમાત્ર સમાન છે એમ તેઓ માનતા કર્મ જ એવું સાધન છે જે સર્વમાં સમાનતા આણી શકે કર્મનો સમાનતાકારક સાધન તરીકે ઉપયોગ કરવાથી કામમાં હલકા મોટાનો ભેદ રહેતો નથી એટલું જ નહિ પણ એ કાર્ય ધર્મકાર્ય બને છે અને એ કર્મમાંથી જીવનનો સાચો રસ પેદા થાય છે આ અંગે ચોખવટ કરતા તેમણે જ જણાવ્યું 'જેની દૃષ્ટિ પારમાર્થિક બને છે તેને એક પણ કામ હલકું કે તુચ્છ નથી લાગતું જે આવે તેમાં તે ઈશ્વરને જોશે તેની જ સત્તા જોશે તેનો રસ કાર્યની જાતભાત ઉપર નિર્ભર નથી તેનો રસ અંતરમાંથી નીકળે છે જે અનાસક્તિયોગ સમજવા સાધવા ઇચ્છે છે તેણે પ્રત્યેક કાર્ય આમ કરવું ઘટે છે '

ધર્મમાં અને ધર્મકાર્યમાં કેટલો રસ હોઈ શકે તેનું આ સુંદર વર્ણન છે ધર્મ સાથે ઉદાસીનતા નીરસતા અને કંટાળાનું સામાન્યત આરોપણ કરવામાં આવે છે ગાંધીજીએ આ ખોટી માન્યતા તોડી અને સાથે જીવનના સાચા રસના સ્થાન અને પ્રકાર પણ બતાવી દીધા જીવનનો સાચો રસ અંતરમાંથી નીકળે અને તે આધ્યાત્મિક છે સત્યની સાધના આનંદમય હોય કારણ ગાંધીજીએ માનેલું સત્ય સનાતન—સત્ય છે તે સચ્ચિદાનંદ સ્વરૂપ છે સત્યાર્થીના રસનું સરસ વર્ણન તેઓ કરે છે

સત્યના પૂજારીના રસનો અંત જ ન હોય સત્યનારાયણની પૂજા કરવા સારુ તે કદી પોતાને ધરેડો નહીં સમજતો જે પ્રત્યેક પ્રવૃત્તિ સત્યરૂપી ઈશ્વરને જ સારુ કરે જે બધે સત્ય જુએ તેને ઘડપણ અંતરના રૂપે ન જ નડે સત્યાર્થી પોતાના ધ્યેયને સારુ અમર જ છે એમ જાણે છે ' (આ પ્ર પ ૭૫) સત્યાર્થીના જીવનમાં રસ આટલો ભરપુર હોય અને તે અંતરમાંથી નીકળતો હોય

અંતરનો અવાજ :—ગાંધીજી અંતરને જ ઈશ્વરનો આધાર માનતા એમને મન અંતરનો રમ ઉત્તમ સાક્ષી છે તેમ અંતરનો અવાજ ઈશ્વરનું નિર્ણાયક બળ છે અંતરના અવાજને અનુસરીને એમણે ઘણાં મોટાં કામો કર્યાં અને એ અવાજને અનુસરીને ઘણાના કલ્યાણ સાધ કાર્યો રચ્યા 'આવા અવાજો મે પૂર્વે પણ સાંભળ્યા છે એને વશ વર્તતા મે કોઈ ખોયુ નથી, ઘણું મેળવ્યું છે, અને બીજા જેણે એવા અવાજો સાંભળવાનો દાવો કર્યો છે, તેઓનો પણ એ જ અનુભવ છે " (ધ. પા ૧૮૦) આ અવાજ આત્મવંચના તો ન હોય એવી શંકા ઉઠાવ્યા કરે છે પણ આત્મવંચના હોય તો જીવનની પ્રગતિ સધાય નહી અંતરના અવાજ કે ગેબી અવાજ વિષેની પોતાની શ્રદ્ધા તેઓ ખૂબ જ મક્કમતાથી જણાવે છે આખું જગત મારા કહેવાને ન માને અને વિરુદ્ધ અભિપ્રાય આપે તો યે મે જે ગેબી અવાજ સાંભળ્યો અથવા મને ઈશ્વર પ્રેરણા થઈ એ મારી માન્યતાને હું વળગી રહું ' (ધ પા ૧૮૦) ત્યારે સહેજે સવાલ થાય કે આ અંતરનો અવાજ કે ગેબી અવાજ છે શું ? આનું વર્ણન ગાંધીજીએ બહુ સચોટ રીતે આપ્યું છે મારે સારુ ઈશ્વર પ્રેરણા ગેબી અવાજ અંત પ્રેરણા સત્યનો સંદેશ વગેરે એક જ અર્થના સૂચક શબ્દો છે, મને કોઈ આકૃતિના દર્શન નથી થયા ઈશ્વરનો સાક્ષાત્કાર નથી થયો. આ જન્મે થવાનો હશે તો પણ કોઈ આકૃતિના દર્શન થશે એવું હું માનતો નથી. ઈશ્વર નિરાકાર છે તેથી ઈશ્વરનું દર્શન આકૃતિરૂપે હોય નહી ઈશ્વરનો સાક્ષાત્કાર જેને થાય તે સર્વથા નિષ્કલંક બને છે, એ પૂર્ણતમ થઈ રહે છે એના વિચારમાં વે દોષ અપૂર્ણતા કે મેલ હોતા નથી એનું કાર્યમાત્ર સંપૂર્ણ હોય છે કારણ કે તે પોતે કંઈ જ કરતો નથી, તેનામાં રહેલો અંતર્યામી જ બધું કરે છે તે તો તેનામાં સમી જ ગયો છે આવો સાક્ષાત્કાર કરોડોમાં કોઈકને જ થતો હશે થઈ જ શકે એ વિષે મને મુદ્દલ શંકા નથી મને એવો સાક્ષાત્કાર કરવાની અભિલાષા છે, પણ મને નથી થયો અને તેનાથી હું બહુ દૂર છું એટલું જાણું છું " (ધ પા ૧૭૮) આટલા શબ્દમાં ઘણું ઘણું કહેવાઈ ગયું છે સુરેખ નજરવાળો તો સમજી શકે એમ છે કે અંતરનો અવાજ તે જ ગેબી વાણી અને તે જ આકાશવાણી. પુરાણાદિમાં આકાશવાણી સંભળાવાની ઘણી વાતો આવે છે અન્યોની જેમ આ જમાનામાં ગાંધીજીને એ વિષનો અનેકવાર પ્રત્યક્ષ અનુભવ થયો એનાથી આકાશવાણી અંગે એ શંકા નિર્મૂળ થઈ શકી છે બીજી એક વાત પણ આમાંથી ફલિત થાય છે ગાંધીજી સદેહે સત્યનો સંપૂર્ણ સાક્ષાત્કાર અસંભવિત માને છે જ્યાં ઉપર બતાવ્યા તથા મર્યાદિત જાત સાક્ષાત્કાર સહેજે

શક્ય છે એમ પણ જણાવે છે. સાક્ષાત્કાર અંગે ગાંધીજી નિશ્ચિત નિર્ણય પર આવી શક્યા નથી છતાં તેમને જ્યારે જ્યારે જે પ્રતીતિ થઈ તેનું તેમણે વર્ણન કર્યું. પોતાની મર્યાદા તેઓ જાણતા હતા તેથી સાક્ષાત્કાર અંગે વધુ વર્ણન ન કરતા તેની સંભવિતતાનું વર્ણન કરીને જ સંતોષ માને છે. અને તે જ તેમના જેવા સત્યશોધક માટે વાજબી વલણ ગણાય.

અંતરનો અવાજ સાંભળવાની શક્તિ કઈ રીતે પેદા થાય એવો સવાલ સહેજે ઊભો થાય. ગાંધીજીએ આ અંગે ચોખવટ કરતાં સાધનાની અગત્ય બતાવી: "સામાન્યમાં સામાન્ય વસ્તુ કરવાની શક્તિ મેળવવા સારું યે જો કંઈક પ્રયત્ન, કંઈક સાધનાની આવશ્યકતા રહે છે, તો ઈશ્વરની પ્રેરણા મેળવવાની યોગ્યતાને સારુ પ્રયત્ન અને સાધનાની આવશ્યકતા હોય એમાં શી નવાઈ?" (૫ પા. ૧૭૯) સત્યાર્થીને માટે તો સાધના જ સિદ્ધિ છે. આત્મજ્ઞાન વિના સાધના વ્યર્થ છે એમ નરસિંહ જેવા સંત કવિએ ગાયું છે. તો આત્મજ્ઞાન માટે સાધના કેમ કરવી? ગાંધીજીએ આનો ટૂંકો ને ટચ જવાબ આપી દીધો છે. "આત્મજ્ઞાન જીવમાત્રની સાથે એટલે ઈશ્વરની સાથે ઐક્ય – તન્મયતા – સાધવાથી જ થાય. જીવમાત્રની સાથે ઐક્ય સાધવું એટલે તેને દુઃખે જ્ઞાનપૂર્વક દુઃખી થવું, તેના દુઃખનું નિવારણ કરવું."

**નિર્બળનું બળ**:–દુઃખી માત્રને વહારે ધાનારી ગાંધીજીની ફિલસૂફી અને પ્રવૃત્તિ હતી. દુઃખી નિર્બળ હોય છે અને તેને નિર્બળતામાંથી છોડાવી તેના દુઃખનું નિવારણ કરવાનું આ ફિલસૂફી શીખવે છે. નિર્બળનું બળ રામ છે તેમ નિર્બળનો ખરો આધાર આ દર્શન બતાવે છે. ભારત ગુલામ બન્યું, નિઃશસ્ત્ર બન્યું અને તેની આઝાદીનો કોઈ રાહ દેખાયો નહીં. ગાંધીજીએ ધાર્યું એટલું આત્મબળ પણ તેના પાસે નહોતું છતાં કોઈ પણ બાહ્ય બળના કે, રસ્તાના અભાવે અને હજારો વર્ષોના આર્ય સંસ્કારના દોરાયા ભારતે ગાંધીજીનું સત્યાગ્રહી શસ્ત્ર સ્વીકાર્યું. ઢીલા મોળા મને તે સ્વીકારી અને ડગમગતે પગે થોડા પગલા એ રસ્તે માંડ્યા છતાં ય ભારત આઝાદ બની શક્યું. ગાંધીજીનું દર્શન નિર્બળનું પણ બળ બન્યું: નિર્બળનું ખરું બળ જ રામ છે, સત્ય છે. ગાંધીજીની ફિલસૂફીમાં રામ છે, તેમાં સત્ય છે તેથી તે નિર્બળ બનેલા ભારતનું બળ બની શકી. આટલેથી તેની શક્તિનું માપ પૂરું નથી મપાતું. તે છેવટના માણસ સુધી પહોંચે એવી વ્યાપક છે, સરળ છે, સીધી છે અને છતાં તેમાં એટલી જ સર્વગ્રાહ્યતા પણ રહેલી છે. ગાંધીજીનું જીવનદર્શન જનસર્વમાં સત્યનું અવતરણ કરવા ચાહે છે અને એ ચાહનાની સિદ્ધિમાં જ, એમાં જ એની સાર્થકતા રહેલી છે.

**ગાંધી ફિલસૂફીની મર્યાદાઓ**:–ગાંધીજીની આ બધી સિદ્ધિ અને સફળતા છતાં તેની કેટલીક મર્યાદાઓ પણ છે એ ભૂલવું ન જોઈએ. એનામાં છેલ્લા મનુષ્ય સુધી પહોંચવાની ક્ષમતા છે છતાં વ્યવહારમાં તે હજી બહુ આગળ વધવા પામી નથી. સત્યાગ્રહ અને સત્યાગ્રહી પદ્ધતિ મૂલ્યવાન છે છતાં જનસમાજના દૈનિક જીવનમાં તેની ઉપયોગિતા હજી સમજાઈ નથી. બીજી કોઈ પણ ફિલસૂફી કરતાં એ વહેલી સમજાય એવી છે છતાં બહુ ઓછા એના અભ્યાસ તરફ આકર્ષાયા છે, એનો પ્રચાર પણ જોઈએ તેટલો કે જોઈએ તે રીતે થયો નથી. એમાં રસને સ્થાન છે, છતાં ઘણાને તે લૂખી લાગે છે. અહિંસાની કાર્યપદ્ધતિ હજી લોકસમજમાં ઊતરે એટલી સરળ નથી થઈ કે લોકસમજ એટલી પાકી નથી કે તે તેને એકદમ પચાવી શકે. બ્રહ્મચર્યાદિ વ્રતોનું માહાત્મ્ય એમાં ગવાયું છતાં એની વિગતવાર ઝીણવટભરી દોરવણી મળે એવું માર્ગદર્શન નથી મળ્યું; એ અંગેના વિચાર મળે તેટલેથી જનતાનું કામ નથી સરતું, પ્રજાને તો તેનું વ્યવહારુ વિજ્ઞાન જોઈએ છે.

મોટા પ્રશ્નો અંગે પણ આ દર્શનની મર્યાદાઓ મપાઈ છે. ભારત પાકિસ્તાનના વિભાગ વખતે જે હિજરત થઈ તેમાં લાખોનો નાશ થયો. આ ફિલસૂફી ન તેનો ઉપાય બતાવી શકી, ન તેનો અટકાવ કરી શકી. ગાંધીજીના જીવતાજીવત તેમના વિરોધ છતાં ભાગલા પડ્યા, લાખો નાશ પામ્યા. એનો અટકાવ ન જડ્યો, ન આવી શક્યો. એ જ રીતે હિંસક આક્રમણ સામે પણ વ્યવહારમાં સામાન્ય જન અપનાવી શકે એવો કોઈ સક્રિય અહિંસક રસ્તો એમાંથી હજી સુધી જડ્યો નથી. વળી અસ્પૃશ્યતાની જડ હલી ગઈ છતાં હજી તે નિર્મૂળ થઈ નથી. સામાજિક કે રાજકીય પ્રશ્નો અંગે આ ફિલસૂફીની આ બધી મર્યાદાઓ છે.

આધ્યાત્મિક ક્ષેત્રમાં પણ સાક્ષાત્કાર અંગે એ માર્ગદર્શન નથી કરી શકતી. સત્યાગ્રહી શક્તિ વધારવાના ઉપાયો બતાવવા છતાં તેની ઝીણવટભરી શાસ્ત્રીય પદ્ધતિ નથી મળતી. શક્તિના ઉર્ધ્વીકરણ (Sublimation)

અંગે પણ તેમાંથી સ્પષ્ટ વિગતવાર માર્ગદર્શન મળતું નથી. ચેતનાનો ઝડપી વિકાસનો માર્ગ દેખાડતા છતા તેનો કોઈ ક્રમ કે તેમાં નડતી મુશ્કેલીઓ અંગે ક્રમવાર કે વિગતવાર ઉપાય મળતા નથી.

મર્યાદાનાં કારણો —ગાંધી-વિચારદર્શનની આ બધી મર્યાદા છે પણ તેની પાછળ સચોટ કારણો પણ રહેલાં છે. ગાંધીજીએ કદી શાસ્ત્રીય ઢબે પોતાના પ્રયોગોનું તારણ નથી કર્યું એ તો એક મહાન પ્રયોગવીર હતા અને જ્યારે અને જે પ્રસંગોમાં જે કર્તવ્ય લાગ્યું તેનો ઉપાય શોધતા ગયા એ પ્રયોગો શાસ્ત્રીય ઢબે કર્યા હતા ખરા, પરંતુ તેનું તારણ કરવાનું તેમણે ભાવિ પેઢી પર છોડયું. વળી સત્યાગ્રહી વિચારસરણી કે પદ્ધતિ સચોટ છે, અને જીવનના બધાંય ક્ષેત્રોમાં તે ઉપયોગી થઈ શકે એમ હોવા છતાં તેને એટલી હદે કે એટલી વિગતે ક્રમી જોવા જેટલો સમય કે પ્રસંગો એમને પણ મળ્યા નહોતા કે એમના ગયા પછી હજી પૂરતો સમય કે પ્રસંગ પ્રાપ્ત થયા નથી. છતાં એમના ગયા બાદ એમની ફિલસૂફી વિકસી રહી છે તે ભારતની આજની કારવાઈ પરથી જોઈ શકાય છે. વિનોબાજી ગાંધીવિચારને આગળ લઈ રહ્યા છે અને એને સુભગ વળાંક આપી રહ્યા છે તે જ રીતે રાજ્યક્ષેત્રે શ્રી નહેરુ પણ તેનો યોગ્ય વિકાસ સાધી રહ્યા છે આજના તેના વિકાસ પરથી ગાંધી ફિલસૂફીના ગર્ભમાં શું શું સમાયું છે અને એની કઈ કઈ શક્યતાઓ છે તેનો અંદાજ સારી રીતે કાઢી શકાય એમ છે

ગાંધીવિચારદર્શન વિશ્વના શાશ્વત સત્યોનું સંશોધન સાધનાર વ્યવહારદર્શન છે અને તે સતત વિકાસશીલ છે એનો આ રીતનો સતત વિકાસ સાધવો તે આજની અને ભાવિની પેઢીઓનું કર્તવ્ય છે

૨

બાળકો અને જુવાનોની ઉદ્દંડતા વિશે આકરી ટીકા અને ભારે ઠપકાના વેણો વડીલો વારંવાર ઉચ્ચારતા જોવામાં આવે છે ઉદ્દંડતા એ કોઈ આવકારલાયક લક્ષણ તો નથી જ ઉદ્દંડ બનનારો પોતાના સ્વભાવની ઘણી સારપ ગુમાવે છે, એટલું જ નહીં તેના આગળના સારા કાર્યોની અસર પણ તે ધોઈ નાખે છે અને ઘણી વાર તેની ઉદ્દંડતા જ વગોવાયા કરતી હોય તો તેના પ્રત્યાઘાતરૂપે આકસ્મિક આવેલી ઉદ્દંડતા ઓછાવત્તા પ્રમાણમાં કાયમની થઈ જાય છે એ વિકૃતિ ઘર કરી બેસે છે પણ જેનું વર્તન અગાઉ સામાન્યતઃ સારું હતું તે એકદમ, કોઈ એક પ્રસંગે અવિવેકી કેમ બની ગયા ? એ પ્રશ્ન વિચારવા સરખા છે

બાળક, કાગળની કતરણ, ડૂચા, ઠીકરા, લાકડીઓ આદિ વડીલોને નકામી લાગતી ચીજો ભારે લાગણીથી ભેગી કરે છે, અને તેનો ચિત્રવિચિત્ર ઉપયોગ કરે છે આપણને ન ગમે તેવો પણ ઉપયોગ કરે છે, આપણને ન ગમે એવે સ્થળે પણ રાખે છે ઘણી વાર વડીલો ખીજાઈને એ બધી વસ્તુઓ ભારે ગુસ્સામાં આવીને બહાર ફેંકી પણ દે છે, અને બાળકને ધમકાવે પણ છે અને બાળક રડારોળ કરી મૂકે છે ભણવાના કે એવા બીજા કામોમાં તે નિરુત્સાહી થઈ જાય છે અને જ્યારે તેની વહાલી ચીજો ફેંકવામાં આવે ત્યારે તો તે વ્યાકુળવ્યાકુળ થઈ જાય છે, અને ઉદ્દંડ પણ બને તો નવાઈ નહીં એનું કારણ સ્પષ્ટ છે એ ચીજો સાથે એની હાર્દિક લાગણીના નાજુક તંતુ વણાયેલા હોય છે એમાંથી એને ઉત્સાહ, પ્રેરણા અને આનંદ મળતા હોય છે એની પાછળ એની પોતાની કંઈક કલ્પનાઓ હોય છે, સપના હોય છે મોટા માણસની કલ્પના કે સ્વપ્નાંનો નાશ થતાં જે આઘાત, હતાશા, આકુળતા તે અનુભવે છે તેવું જ બાળક પણ અનુભવે છે મોટો માણસ તેના પ્રત્યાઘાતો જીરવી શકે છે, અથવા તેનું બાહ્ય પ્રદર્શન એટલું નથી કરતો પણ બાળકના પ્રત્યાઘાતો ગુસ્સા અને રોષમાં પરિણમતા ઉદ્દંડતા કે અવિવેકમાં પરિણમે છે પદાર્થોની વાસ્તવિક કીમત તેનો ભોક્તા આંકે તેટલી હોય છે, દુન્યવી મૂલ્યાંકનો આવી બાબતોમાં લાગુ પાડતાં અન્યાય જ થાય

આ જ બાબત જુવાનોને પણ લાગુ પડે છે, ધીંગી, વ્યવહારી, ટાઢી પણ અચૂક કરામત આણધારો આઘાત તેમને આપે છે ત્યારે તેના પ્રત્યાઘાતો ઉદ્દંડતા, અવિવેક કે ભાંગફોડ રૂપે પડે છે એનું નિવારણ આકરી ટીકા, કેવળ બોધ કે ઠપકાના આકરા બોલ કે ઉહાપોહશાસ્ત્ર નથી કરી શકતા. માનસિક વળગણો પાછળ માનસશાસ્ત્ર જ કામ કરતું હોય છે, તેને માટે તેનો ઉપયોગ ન થાય તો, બાકી બધાં થીગડાં છે

માણસમાત્રના અણધાર્યા અમ્ય વર્તનો પાછળ તેમને તેમ કરવા પ્રેરતા બાહ્ય નજરે વાંધાજનક નહીં એવા ખીમા ગાઢી તાકાતવાળા વ્યવહાર ક્ષેત્રોના ઝપાટા પણ હોય એ વિચારવું ઘટે

[૧૧૭]
પાંચ ઇન્દ્રિય-વૃત્તિઓના નિરોધ દ્વારા,
સમાધિની સાધના કરવાની હોય છે.
પણ મેં તો સમાધિને પણ પાછળ મૂકી દીધી છે.
અને ભગવાનના સગુણ સ્વરૂપનું, કૃષ્ણમૂર્તિનું વરણ કર્યું છે.
બધી ઇન્દ્રિય વૃત્તિઓ એને સમર્પણ કરી દીધી છે,
અને પ્રેમસ્વરૂપ ભક્તિ ચાખી લીધી છે.
નામ અનુરૂપ કૃષ્ણ ખરેખર કાળો જ છે,
મહામાયાવી છે,
પ્રાચીનકાળથી એ એવો જ છે,
એટલે તો વેદ જેવાને પણ પાગલ કરી મૂક્યા છે.
એણે મને પ્રપંચથી છોડાવ્યો,
જનમ મરણથી જુદો કર્યો,
એટલે હું એની એકનિષ્ઠ ભક્ત થઈ શકી.

[૧૧૮]
માયાની કાળી રાત ફેલાઈ છે,
અને એ માયાવી પ્રભુ, બરાબર એવું જ કાળું રૂપ લઈ નેફ્રસંતાકુકડી રમે છે,
કાળામાં કાળું છુપાઈ જાય છે.
અને કોઇ ને ઓળખાતું નથી.
પરંતુ હું બરાબર અને સહજ એની તરફ ખેંચાઈ જાઉં છું.
કાળી રાત મને અડચણકર્તા નથી.
આકાશની ભૂરી પાર્શ્વભૂમિમાં,
જલથી પરિપૂર્ણ કૃષ્ણ મેઘ જેમ સુંદર દેખાય છે,
એમ મને એનું રૂપ દેખાયું.
એ તો નિર્ગુણ છે, એને રૂપ કેવું?
પરંતુ શૂન્ય આકાશ પર પણ ભૂરો રંગ ઊતરે છે,
અને એ જ મેઘાચ્છન્ન થઈને ઘેરો કાળો બને છે,
એ જ રીતે, નિર્ગુણનો સગુણ અને સગુણનો સુંદર સાકાર શ્યામ બનેલો એ શ્યામ મારી આંખોને વશીભૂત થઈ ગયો, મારી દૃષ્ટિમાં જાણે સમાઈ ગયો.
ત્યારથી એની સંતાકુકડી બંધ થઈ, અને મારે માટે બિલકુલ સરળ થઈ ગયો. કાળાશના સરખાપણાને કારણે માયા અને માયાવીનો ભેદ હું આંખી શકી નહોતી.
અને એટલે, આજ સુધી, એણે મને ખૂબ જ ભ્રમમાં રાખી હતી.
પરંતુ દૃષ્ટિના પ્રકાશે એ ભેદને ખોલી નાખ્યો.
હવે હું માયાવીને જ ઓળખું છું.
માયાને ઓળખતો જ નથી.

[૧૧૯]
છેલ્લા દિવસોમાં ભગવાનનું ધ્યાન ધર્યા કરતો હતો.
ફળસ્વરૂપ, મન અંતરાત્મામાં એટલું લીન થઈ જતું હતું કે એ કંઈ પણ બહાર આવી જ ન શક્યું,
પરંતુ હવે તો બિલકુલ ઊલટું થયું છે,
જ્યારથી આખી દુનિયામાં કૃષ્ણમૂર્તિ પ્રગટ થઈ ત્યારથી મન પાછું ફરીને આંખોમાં આવી વસ્યું છે,
જાણે એ આંખ જ બની ગયું છે.
પ્રભુનું એ ઉજ્જવળ અમૂલ્ય રૂપ—જોતો જ રહું.
કેવું છે એ રૂપ?
એ છે કાળી શાહી જેવું,
(હું આ વિનોદભાવે નહીં સરળભાવે કહી રહ્યો છું)
અને એ આટલું કે તેટલું પણ નથી
ઢગલે ભર્યું પડ્યું છે,
એની એક પીંછીથી, આખું જગત રંગેલું છે.
માયા ઇશ્વરને ઢાંકી દે છે એટલા માટે એ કુરૂપ,
કાળી,
માયાને ઈશ્વર ઢાંકી દે છે એટલે એ ઉજ્જવળ શ્યામ.

[૧૨૦]
પ્રભુ તે, જે આ હૃદયાકાશમાં વિરાજતા રહે છે.
એ જ મહાકાશમાં પણ છે
અખંડ! એકરસ!

પરંતુ, એના વિષયમા, પોતપોતાના દૃષ્ટિભેદને
કારણે, ભિન્ન ભિન્ન અનુભવ થાય છે
કોઈને એ સત્ પ્રતીત થાય છે,.
કોઈને ચિત્ત,
કોઈને આનંદ,
અને કોઈને સચ્ચિદાનંદ રૂપમા દર્શન આપે છે
વાસ્તવમા એને એથી યે પર કહેવો જોઈએ
પરંતુ એનુ વર્ણન કરવા માટે
શબ્દ જ અપૂર્ણ છે
એટલા માટે સાર એમા છે કે બધો શબ્દવાદ
છોડીને અખંડરૂપ એમા જ નિવાસ કરીએ
જ્ઞાનદેવ કહે છે કે મને એ દૃષ્ટિ મળી ગઈ છે
એટલે ભેદ અભેદની ગૂંચ ઉકલી ગઈ છે
અને આત્મરૂપમા મને એનુ દર્શન નિરંતર થતુ
રહે છે

[૧૨૧]

ધ્યાનાવસ્થામા, યોગમાયાથી ઘેરાયેલા ઈશ્વરનો
કૃષ્ણવર્ણ, સાક્ષાત્કાર થતો રહે છે
એ જ રીતે આકાર પ્રતીક દ્વારા,
એની વ્યાપકતા પર ધારણા ધ્યાનાદિ કરતી વખતે
એનો નીલવર્ણ સાક્ષાત્કાર પણ થતો રહે છે
એ અનુભવ વર્ણવતા જ્ઞાનદેવ કહે છે
ઈશ્વર સ્વરૂપ નીલુ જ નીલુ દેખાય છે
આકાશ પેઠે વ્યાપક
પરંતુ આકાશ પેઠે પોલુ નહી
પ્રીતિથી પરિપૂર્ણ
પરંતુ પ્રીતમા પક્ષપાતની કલ્પના આવવા પામે છે
એવુ પણ નથી,
સમત્વ યુક્ત
એ પ્રકારના અપ્રતિમ દર્શનમા
બધી સાધના નીલા રંગે રંગેલી,
બધો વ્યવહાર પણ એ જ રંગમા રંગેલો
જ્ઞાનદેવ આખે નીલવર્ણની નિશામા વિલીન થઈ
રહ્યો છે
ગોપી, શ્રીકૃષ્ણના નીલવર્ણની લગનીમા
સ્વય એવી જ બનીને એની સાથે સમરસ થઈ ગઈ

એ જ આ સ્થિતિ

[૧૨૨]

સામે ભૂરુ દર્પણ સજાવ્યુ છે,
એના પર ભૂરા રંગનો પટ દીપે છે,
અંદર ભૂરા રંગનો ચહેરો દેખાય છે,
વચ્ચેનુ આકાશ પણ ભૂરા રંગમા લુપ્ત થઈ
ગયુ છે,
ભૂરા થઈએ,
ભૂરામા રમીએ,
ભૂરામા પાવન થઈએ.
એવો આ હરિરંગ જ્ઞાનદેવના હૃદયમા સમાઈ
ગયો છે

[૧૨૩]

એક વાર જ્ઞાનદેવ અને ચાંગદેવ પરસ્પરના આધ્યા-
ત્મિક અનુભવોનુ અનુસંધાન કરતા હતા
જ્ઞાનદેવે ચાંગદેવને પૂછ્યુ
ધ્યાનાવસ્થામા જે વિવિધ ભાવો, સૂક્ષ્મ વિચિત્ર
વર્ણોથી ખેલે છે,
જે અંતરનાદ સંભળાવે છે,
અને જે જરા વારમા શાંત થઈને સૌને ખાલી
કરી નાખે છે,
એ તત્ત્વ કયુ છે?
પ્રિયથી જે પ્રિયતર લાગે છે,
ગગનથી યે વિશાળ પ્રતીત થાય છે,
ત્રિભુવનને જેની અત્યંત આવશ્યકતા છે,
છતા પણ એની ઉપલબ્ધિ નથી,
એ તત્ત્વ શુ છે?
ચાંગદેવે જવાબ આપ્યો
કદાચ આપણે જ તે છીએ!
ધ્યાન તો એક આપણી કલ્પનામાત્ર છે,
અને સઘળુ બધુ માધુર્ય આપણી જ અંદર
છુપાયેલુ છે
જ્ઞાનદેવે કહ્યુ:
મને બહુ પ્રિય લાગ્યુ
મારા મનની જ વાત તમે કહી,
હવે હુ અને તમે એક થયા

પાર્વતીએ પોતાનુ અંગ્રેજી ભાષાનુ થોડુ ઘણુ જ્ઞાન ફરી તાજુ કર્યું રાકેશ ઊંઘી ગયો હતો તેને ફરી જગાડીને તેને અંગ્રેજીનો પાઠ આપવાનો હતો એ વિદ્યા રસીની ટેવે આજે એને ગળે પડી હતી વિવાહ પહેલા માનુ મૃત્યુ થતા અને આર્થિક મુશ્કેલીને કારણે ફાઈનલ ભણીને જ એને ભણતર છોડવુ પડયુ હતુ ત્યારે એ કેટલી બધી રડી હતી! કેટલી દુખી થઈ હતી! પિતાની સમજાવટથી ઘર બેઠા જ તૈયારી કરીને કેટલીક હિન્દી પરીક્ષાઓ આપી હતી અને પાસ પણ થઈ હતી પણ એને લાગ્યુ કે 'વિદ્યાવિનોદિની'થી લઈને તે 'વિશારદ' અને 'વિદુષી'ની ડિગ્રીઓ ભાઈની બી એની ડિગ્રી આગળ ફીકી છે સારા ઘરોના માગા આવ્યા ત્યારે બી એ તો ઠીક પણ ઈન્ટર પાસ તો જોઈએ જ એના કારણે પાછા વળ્યા હતા પાર્વતીએ ઘર બેઠા જ 'મેટ્રિક ગાઈડ' 'છ મહિનામા ઘર બેઠા અંગ્રેજી' 'સરળ મેટ્રિક પરિક્ષા' આદિ અનેક પુસ્તકો ગોખી કાઢ્યા હતા અંગ્રેજી વાચવામા કોઈ કસર રાખી ન હતી પણ ભાગ્યની વાત કહો કે પરિસ્થિતિની મેટ્રિકનુ ફૉર્મ ભરેલુ જ પડયુ રહ્યુ અને એના વિવાહ ઉમાશકર સાથે થઈ ગયા

ત્રણ વર્ષની આકરી દોડધામ પછી છોકરો મળ્યો હતો ઈન્ટર સુધી ભણ્યો હતો અને એક ઓફિસમા ટાઈપીસ્ટ હતો મોટા દહેજની વાત ન હતી એટલે પિતાએ એની સાથે જ વિવાહ કરવાનુ યોગ્ય ધાર્યું ભાઈએ તો કહ્યુ પણ હતુ કે દાદા ઉનાળા સુધી થોભી જાવ પાર્વતી પરીક્ષા આપી દે પછી વિવાહ થાય તો ઠીક પણ પિતાએ માન્યુ નહી અમણે નીલ કરી પરીક્ષા આપવાથી શુ ફેર પડવાનો હતો? એને કોઈ નોકરી તો કરવાની નથી ઓગણત્રીસ વર્ષની તો થઈ ચૂકી છે હવે હુ એક દિવસ પણ મોડુ કરવા માગતો નથી!"

વિવાહ થઈ ગયા પાર્વતીના જીવનમા એ ઘટનાથી ફક્ત એટલો જ ફેર પડ્યો કે એ પહેલા પિયરનુ ઘર સભાળતી હતી તેને બદલે હવે પતિનુ ઘર સભાળવા લાગી

ઉમાશકરનો પગાર સાધારણ હતો આજની મોઘવારીમા ૧૦૫ રૂપિયાનો શો હિસાબ! બે નાના ઓરડાવાળુ મકાન ભાડે રાખ્યુ હતુ તેનુ માસિક ભાડુ જ ત્રીસ રૂપિયા હતુ લગ્ન કર્યા તે વર્ષ તો સારુ ગયુ પણ એ ઘરકામ માટે એક નોકર પણ ન રાખી શકયો માત્ર વાસણ માજનારીને રાખી હતી પછીના પાચ વર્ષમા જ પાર્વતીને ત્રણ બાળકો થયા ઘી દૂધના જ્યા વાધા હતા ત્યા દવા તો કયાથી મળે? નાના બાળકોવાળા ઘરમા ખેચી તાણીને ચલાવતા ય પગાર ઓછો પડતો હતો ઉમાશકરના કહેવા પહેલા જ પાર્વતીએ મહિને ૭ રૂપિયા બચાવવા વાસણ માજનારીને પણ રજા આપી દીધી

સારી નોકરી મળવાની આશાએ ઉમાશકરે ખાનગીમા બે વાર બી એની પરીક્ષા આપી પણ એ ફેઈલ થયો ત્રીસથી યે ઓછી ઉમ્મરના એ દમ્પતિની એક માત્ર આશા એમનો પહેલો પુત્ર રાકેશ જ હતો

ઉમાશકરનુ હિન્દી સારુ હતુ, પણ અંગ્રેજી કાયમ નબળુ જ રહ્યુ બબ્બે વાર એ અંગ્રેજીમા ફેઈલ થયો હતો એટલે એણે નક્કી કર્યું કે રાકેશને શરૂથી જ અંગ્રેજીમા હોશિયાર કરવો પગાર એટલો ન હતો કે પુત્રને સારી નર્સરી સ્કૂલમા ભણવા મોકલી શકે એટલે એણે પોતે જ પુત્રની ત્રણ વર્ષની ઉમ્મરથી જ અંગ્રેજી ભણાવવુ શરૂ કર્યું

રાકેશ શરીરે ઘણો નબળો હતો માનુ દૂધ પણ એને પૂરુ એક વર્ષ પણ મળ્યુ ન હતુ, કેમકે દોઢ વર્ષમા તો એની બહેન વિમળા આવી પહોચી હતી એ વખતે તો રાકેશ માટે સ્તન દૂધ બાધ્યુ હતુ પણ વિમળા મોટી થતી ગઈ તેમ બમાથી યે અર્ધો ભાગ પડી ગયો હવે તો દૂધ તો એટલુ જ આવતુ હતુ પણ એમ ભાગ પડવાના એની બીજી બહેન પણ આવી પહોચી હતી વળી ઉમાશકર બી એની તૈયારી કરતો હતો ત્યારે એ જ સ્તન દૂધમાથી દૈહિક પાગર અના પેટમા ય જતુ હતુ

ઉમાશકરે જ્યારે પુત્રને હિન્દી સાથે અંગ્રેજી શીખવવાનુ માના પગ રોપવાની વાત કરી ત્યારે પાડોશના મુન્શીજીએ કહ્યુ "અરે ઉમા બાબુ છોકરો હજી નાનો છે માંડ ત્રણેક વર્ષનો હશે ત્યા તમે કેટલો ભાર મૂકો છો? અત્યારથી જ એનો શુ ઉપયોગ?"

ઉમાશકરને એ સાભળીને પોતાનુ અપમાન થયુ હોય એવુ લાગ્યુ અંગ્રેજી ક ખ ગ કરવાથી જ ના (આપ્યા

'મુન્શીજી, એ છે જ એવો! બાકી ખાવાપીવાની શું કશી કમી છે? એને માટે તો પરોઢિયે ઊઠીને નજર સામે ગાય દોહાવીને શેર દૂધ લઈ આવું છું.'

મુન્શીજીએ એક શેર દૂધ પીને ભણનારા પહેલવાન પર દયાની નજર નાખીને રસ્તો પકડ્યો અને આમ ઉમાશંકર બમણા જોશથી છોકરાને ભણાવવા મંડી પડ્યો. પરંતુ ભણાવવાનું કામ એને અનુકૂળ ન હતું. દિવસ આખો મશીન સાથે મશીન થઈને કામ કરવાથી એનું મગજ સાવ થાકી જતું હતું. તેમાં વળી રાકેશ સહેજ તોતડાતો, અંગ્રેજીના શુદ્ધ ઉચ્ચારો કરી શકતો નહીં.

પહેલે દિવસે એને પાંચ અક્ષર પણ યાદ ન રહ્યા, એને બદલે ઉમાશંકરના પાંચ આંગળાની છાપ એના કોમળ ગાલ પર પડી ગઈ.

તે દિવસે પહેલી જ વાર પાર્વતી, પતિ સાથે ઝઘડી પડી. 'વાહ વાહ! દીકરા પર કેવું ભારે હેત છે! એક દિવસમાં જ ગધું ખાધું પીધું કાઢી નાખ્યું! આમ તે છોકરા ભણાવાતા હશે?'

ઉમાશંકરે પણ એવા જ ગુસ્સાથી જવાબ આપ્યો. 'બહાર જઈને નોકરી કરે તો ખબર પડે કે કેટલી વીસે સો થાય છે!' થાકેલો માણસ, ઘરે આવીને છોકરા સાથે ધમાચકડી કરે, એટલું બધું વહાલ હોય તો તું જ ભણાવને! ભણાવવા જેટલું અંગ્રેજી તો, તું જાણે જ છે!'

પાર્વતી બગડી. 'મને એટલી ફુરસદ જ ક્યાં છે? પરોઢિયાથી માંડીને રાતના દસ અગિયાર સુધી તો કામમાં જોતરાયેલી રહું છું!'

'અને હું તો, આખો દિવસ પાસા બદલીને આરામ કર્યા કરું છું, કેમ?'

અને પતિ પત્ની બંને એકબીજાથી મોઢાં ફેરવીને સૂઈ ગયાં.

પરન્તુ થયું એ જ. બેચાર દિવસની રકઝક પછી રાકેશને ભણાવવાનો ભાર પાર્વતીને જ માથે લેવો પડ્યો. ઘર આખાનું કામ પતાવીને બંને બાળકીઓને આમપાસ સુવાડીને ઘડી ભર એ આરામ કરતી હતી તેને બદલે હવે એ સમયમાં રાકેશને પકડીને એ.બી.સી.ડી. ને અ આ ઇ ઈ શીખવાડતી. પહેલાં છોકરો દિવસે એ સમયે ઊંઘતો હતો, હવે માની સિખામણ અને બાપની ધમકીનું મિશ્રણ પીને ઊંઘવાનું છોડી બારાખડી ગોખવા લાગ્યો.

છ મહિનામાં રાકેશે પહેલી હિન્દી ચોપડી પૂરી કરી અને 'ઞોમ રીડર'ના દસ પાના પણ ગોખી કાઢ્યા.

☆

આખા ઘરમાં જોરશોરથી સાફસૂફી ચાલતી હતી. ઉમાશંકરે, દિવાનખાનામાં પલંગ પર ગોદડું નાખી તે પર ચાદર નાખી અને જૂની ખુરશીઓને તેલપાણી લગાડીને ચમકતી કરી. તૂટેલા મેજ પર, દહેજમાં મળેલો રૂમાલ પાથર્યો હતો. સ્ટૂલ પર પાડોશીને ત્યાંથી માગી આણેલું ટાઈમપીસ પણ ટિકટિક કરતું હતું. રાકેશે નવું નકોર ખમીસ પહેર્યું હતું. આટલી નાની ઉંમરે ય મોટા માણસ પેઠે એના માથાના વાળ આછા પડીને ખરવા લાગ્યા હતા. એથી ગંજી ખોપરી પર તેલ ચોપડાવીને ચમકાવેલો. આંખોમાં ભરપુર કાજળ આંજીને એક કડક કચોરી ખાતા એ ઘરમાં આમતેમ આંટા મારતો હતો.

વાત એમ હતી કે દોઢ્ગીના ટાંકણે ઉમાશંકરે આજે ખાતાના મોટા સાહેબને ઘરે નોતર્યા હતા. સાહેબો સાથે સારાસારી રાખવાથી કામો વહેલા પતે છે, એટલું જ નહિ વળી એ ખુશ થઈ જાય તો પગાર પણ વધે. અરે પગાર ન ય વધે તોપણ, સાહેબ ખુશ રહે એ જ શું ઓછું છે? આફિસમાં જરા નહેનામોટા પડી જાય તો એમના ઠપકા ગોળારમાંથી તો છૂટકારો મળે!

સાહેબ આવ્યા, ચા પીધી, નાસ્તો કર્યો અને પછી રાકેશના અંગ્રેજી જ્ઞાનનો નમૂનો જોયો. નાનકડા, દૂબળા પાતળા, નમન છોકરાનું આ પરાક્રમ આશ્ચર્યજનક હતું. સાડા ચાર વર્ષના રાકેશને સાહેબે તો સાડાત્રણ વર્ષનો જ માન્યો, ખુશ થઈને એમણે કહ્યું. 'મિસ્ટર ઉમાશંકર, તમારો છોકરો તો ભારે ઇન્ટેલીજેન્ટ છે! આટલો નાનો છે છતાં આટલું અંગ્રેજી જાણે છે! એને કોઈ સારી સ્કૂલમાં દાખલ કરાવો અને હા, એની તબિયત પર પણ જરા ધ્યાન આપો. ઘણો નબળો લાગે છે. હેલ્થ ઇઝ વેલ્થ!'

ઉમાશંકર ગદ્‌ગદ્‌ થઈ ગયા. સુકા મોઢાના આખી બત્રીસી ચમકી ઊઠી. 'સાહેબ, તબિયત તો, એની પહેલાથી જ એવી છે, હું તો એને નજર સામે દોહેલું દૂધ પીવડાવું છું. ભણતા છોકરાને દૂધ ન ગમે તો બાળું કેમ! પૂરો એક શેર દૂધ એને માટે બાંધ્યું છે.'

સાહેબે પણ ટાપસી પૂરી. 'ઓહ યસ, દૂધ સૌથી સારો ખોરાક છે. હું પણ મારા બાબાને ચા પીવા દેતો નથી.'

પછી એક શેર દૂધ પીતા એ ચામાચીડિયા રાકેશની પીઠ થાબડીને સાહેબ ઊઠયા.

પોળને નાકે સાહેબની મોટર સાયકલ પડી હતી ત્યાં સુધી ઉમાશંકર એમને મૂકી આવ્યો. પાછો ફરીને પત્નીને ઉલ્લાસભેર કહેવા લાગ્યો: 'જોયું રાકેશને જોઈને સાહેબ અચંબામાં પડી ગયા! હવે હું યે એને ભણાવવા માટે થોડો સમય આપીશ. મારું અંગ્રેજી સારું હોત તો, હું બી. એ.માં ફેઈલ થાત? મારું તો થવાનું હતું તે થયું, પણ છોકરાનું ભવિષ્ય તો આપણે સુધારવું જ જોઈએ.'

પાર્વતીએ પણ પાનખરના પીળા પાંદડાના રંગવાળા પોતાના બાળક પર પ્રેમભરી નજર નાખીને કહ્યું: 'એ તો છે જ. એના આશરે તો આ ત્રણ પથ્થર-બહેનો-ટકયા છે. ભણીને પાંચ પૈસા કમાશે તો સૌને ટેકો થશે.'

રાકેશ મે ચક્કાના પડગા પીસાના લાગ્યા. 'ગ્રેબ રીડર' જોઈને એના હોશ ઊડી જતા હતા, પણ ભણતર તે ભણતર-એમાં મીનમેખ ન ચાલે.

સાત રૂપિયે શેરની બદામ ખરીદવાનું ગજું તો ભલભલાનું યે નથી. ઉમાશંકર રાકેશ માટે અધોં શેર બદામ લઈ આવ્યો. પાર્વતી બદામને હિરા મોતી પેઠે સંતાડીને રાખતી. નણે નાની છોકરીઓથી છુપાવીને રોજ પાંચ બદામ પલાળી રાખતી અને સાકર મેળવીને રાકેશને આપતી. ઘણી કોશિષ કર્યા છતાં બદામ ઘસવાની એને ફુરસદ મળતી ન હતી. પાર્વતી આખી મોસમના તરબૂચના બિયાં ધોઈ સૂકવીને સાચવી રાખતી અને તેની મગજતરી કરીને રાકેશને પીવરાવતી. પણ કોણ જાણે કેમ પણ રાકેશનું શરીર વળતું નહી. તેના ચહેરા પર લાલી યે આવતી નહી. એનાથી એક મહિને મોટા પાડોશીનો છોકરો કદમાં એનાથી દોઢો અને વજનમાં ત્રણ ગણો હતો. પાર્વતી એને જોઈને પતિને કહેતી: 'કેવો મસ્ત બેસ જેવો છે! કોણ જાણે કઈ ઘંટીનો લોટ ખાય છે! આપણો રાકેશ તો એની સામે બચ્ચું લાગે છે.'

ઉમાશંકર તસલ્લી આપતો: 'મા યે, કાંઠે એક્કી અમથી છે! જેવી મા તેવો દીકરો! આખો દિવસ પેટમાં કંઈ ને કંઈ ઓરતો જ રહે છે. ન ભણવું ન વાંચવું કશી ચિંતા નહી.'

પરંતુ ભારે આશ્ચર્યની વાત કે પેલો જાડિયો પણ નવમે વર્ષે પાંચમા વર્ગમાં રાકેશ સાથે એની જ સાથે દાખલ થયો. વળી, ગણિત, હિન્દી અને ભૂગોળમાં તો એ રાકેશ કરતા ય આગળ હતો.

રાકેશ હવે કંઈક સમજદાર થયો હતો. નવ વર્ષનો હોવા છતાં પોતાની વયના બાળકો કરતાં એ ગંભીર હતો. એ જોતો કે મા નાની બહેનોને દૂધ આપતી નથી. એક એક બદામ માટે બહેનો કેવી તરસે છે! એમની દાળમાં ઘી પણ પડતું નથી. એનું મન નાની બહેનોની રોકકળથી પીગળી જતું. માથી છાનાછપના પાંચ બદામમાંથી ત્રણ બહેનોને અડધી કરી વહેંચી આપતો. દૂધમાંથી પણ ભાગ આપતો. મા કોઈ વાર જોઈ જતી તો, એને તો કંઈ કહેતી નહી પણ દીકરીઓને ધમકાવતી: 'ડાકણો, એને જરા યે ખાવા દેતી નથી! દેખાતું નથી તમારાથી, એના શરીરમાં તાવ રહે છે? એને અંગ્રેજી ભણવાનું છે! ખબરદાર એ ખાતોપીતો હોય ત્યારે રસોડામાં ઘૂસી છો તો!'

રાકેશને દૂધના ઘૂટડા ઝેરના ઘૂટડા થઈ જતા. બદામ કડવી થઈ જતી. અને જ્યારે પાસેનો જાડિયો કહેતો: 'અરે જા, દૂધ પીનારો ને બદામ ખાનારો નહી જોયો હોય તો. લે હાથના પંજા મેળવ, તાકાત હોય તો!' ત્યારે એ હવ બચાવીને ભાગી જતો.

૫

જાડિયાએ કહ્યું: 'અલ્યા રાકેશ, આવે છે કે નહીં?'

રાકેશે પુસ્તકમાં મોઢું રાખીને જ જવાબ આપ્યો: 'ના ભાઈ હું નથી આવતો. મારે હજી વાંચવાનું છે.'

જાડિયાએ ઝટકો દઈને એનું પુસ્તક આંચકી લેતા કહ્યું: 'અલ્યા તારે એકલાને જ ભણવાનું છે શું?'

રાકેશે દુખતા હાથને દબાવતા કહ્યું: 'ના ભાઈ તું તો જાણે જ છે કે મારે અંગ્રેજી ભણવાનું છે. આપી દે ભાઈ મારું પુસ્તક મને આપી દે!'

એનું રૂક્ષ મોઢું અને નિખરાયેલા વાળ તરફ કરુણાભરી નજર નાખતા જાડિયાએ પુસ્તક આપી દીધું. પણ જતા જતા કહેતો ગયો: 'ભણ ભાઈ ભણ! તું જ ફર્સ્ટ ડિવીઝન લેજે!'

રાકેશ રાતદિન વાંચતા ભણતા છતાં આજ સુધી કોઈ વર્ગમાં ફર્સ્ટ આવ્યો નથી. ખુદ એને પોતાને સમજાતું ન હતું કે સાડા નવ વર્ષની ઉંમરથી હું અંગ્રેજી શીખું છું, અને એ બરાબર શીખાય એટલા માટે પિતાજીએ ગણિતના વિષયને બાજુ પર રખાવ્યો છે છતાં એ જ અંગ્રેજી સાત વર્ષની ઉંમરે અકળાવે છે! દિવસ

રાતની મહેનતથી હિન્દીમાં તો એ એના વર્ગના બીજા છોકરાની લગોલગ આવી ગયો પણ, જેને માટે પિતાનો માર ખાધો, એ અંગ્રેજી હજી સંતોષકારક નથી. આમ તો, વર્ગમાં એ ત્રણ છોકરા જ અંગ્રેજીમાં તેજ છે, બાકીના બધા તો એથી તાણીને સાથે થવા દોડા મારે છે. એમાં બીજાઓને ભલે શરમ જેવું ન હોય પણ નાનપણમાં ગોખેલી અંગ્રેજી કવિતા સંભળાવી પિતાના બધા પરિચિતોની શાબાશી મેળવનાર રાકેશને તો ડૂબી મરવા જેવું લાગતું હતું. નાનપણમાં એને લાગતું કે હું બુદ્ધિશાળી છું, પણ નિશાળના વર્ગમાં એને ખબર પડી ગઈ કે મારી બુદ્ધિ સાવ સાધારણ છે.

દેશને આઝાદી મળી જવા પછી સમાચાર ફેલાયા કે શિક્ષણમાંથી હવે અંગ્રેજી જશે ત્યારે રાકેશે શાંતિનો શ્વાસ લીધો. જેટલો શ્રમ અને સમય એ અંગ્રેજી પાછળ ખર્ચે છે તે વિષય દૂર થતાં એટલી મહેનતે બીજા વિષયો તો સહેલાઈથી શીખી શકાય.

દિવસ વીતતા ગયા અને ધીરે ધીરે એનો એ ભ્રમ પણ દૂર થતો ગયો. પિતાએ એને સારી પેઠે સમજાવ્યું કે દેશ, એક વાર નહીં પણ લાખ વાર આઝાદ થઈ જાય તો પણ, જે મહત્ત્વ અંગ્રેજીનું છે તે હિન્દીનું કદી યે નહીં થાય! સારી નોકરી કરવી હોય તો અંગ્રેજી પાકી કર!

રાકેશ દિનરાત અંગ્રેજી ઉપર મંડ્યો રહેતો. અને પાર્વતી એના માથામાં આગળાનું તેલ નાખીને માલિસ કરતી. પરીક્ષાના દિવસોમાં એ ચૌદ ચૌદ કલાક વાંચતો. ઉમાશંકરે પોતાની જૂની વીંટી વેચીને એને માટે ખરું ઘી ખરીદ્યું અને તે હાથે જાતે બરાબર માપ રાખીને રાકેશને ખવડાવ્યું. પરંતુ પરિણામ? રાકેશ અંગ્રેજીમાં બે ગુણ માટે નાપાસ થયો!

તે દિવસે ઉમાશંકરના ઘરે ચૂલો સળગ્યો નહીં. ઉમાશંકરે મારી મારીને છોકરાને અધમૂઓ કરી નાખ્યો.

*

ઇન્ટરમાં રાકેશ સેકન્ડ આવ્યો. પણ એટલા માટે એણે શું ગુમાવ્યું એ કોઈએ જાણ્યું નહીં. એના માથાનો દુખાવો કેટલો બધો વધ્યો. આંખનું તેજ કેટલું ઘટ્યું, એની ખબર પાર્વતીને ન પડી કે ન ઉમાશંકરને પડી. એમને એટલું જ દેખાયું કે છોકરાનો ચહેરો ચહેરો જરા વધારે લાંબો થઈ ગયો છે અને પાટલૂન કોઈ રીતે કમરે ટકતી નથી. એમણે રાકેશને એક પેટી ખરીદી આપી.

પણ આ વખતે અંગ્રેજીમાં એને સાઠ માર્ક મળ્યા હતા. ઉમાશંકરે એને કહ્યું, 'બેટા, આજ પ્રમાણે મહેનત કરતો રહેજે તો તારે બી. એ. માં ફર્સ્ટ આવવું જોઈએ. તું જુએ તો છે જ કે તારું બહેનો મોટી થઈ છે, નાના ભાઈના ભણતરનો ખર્ચ પણ વધ્યો છે.'

રાકેશ શું એ બધું સમજતો ન હતો? એકવીસ દિવસના ટાઈફૉઈડ પછી જેવો એ ઊઠવા બેસવા જેટલો સારો થયો કે તરત વાંચવા મંડી ગયો! પાર્વતીએ એને વારતાં કહ્યું, 'ભાઈ, હમણાં બધું મૂક જરા જો તો ખરો, તારા શરીરમાં કંઈએ છે? આગ લાગે આવી આઝાદીને કે ઘી દૂધ તો ઠીક પણ ઘઉં પણ નસીબે રહ્યા નથી!'

પરંતુ રાકેશ જાણતો હતો, દેહમાંથી જીવ ભલે નીકળી જાય પણ, આરામ કર્યો? કદાચ આગળનું બધું ભૂલી જવાય તો? કોઈ કોઈ વાર એનું મગજ એવું શૂન્ય થઈ જતું કે નામનો એક અક્ષર પણ યાદ રહેતો નહીં. કોઈ વાર દર્દનો એવો કંપ શરીરમાં ઊઠતો કે જીવ તણાઈ જતો. પરન્તુ એ તો સંકટો જ હતાં. અર્ધો સમય અંગ્રેજી પાછળ અને અર્ધો સમય બીજા વિષયો પાછળ.

હવે એને આછી આછી દાઢી મૂછ પણ ફૂટી હતી. પણ એણે પ્રતિજ્ઞા કરી હતી કે બી. એ. પાસ કર્યા પછી જ હું શેવ કરીશ. મેં વર્ષમાં ઓછામાં ઓછા દસ દિવસ શેવ પાછળ જ ચાલ્યા જશે. તેના કરતાં એટલો સમય અભ્યાસ ન કરું?

ઉમાશંકર અને પાર્વતી દીકરાથી સંતુષ્ટ હતાં. હવે ત્યાંથી એક એને બાપ્પોન સરખા તો રહ્યા ન હતા, પણ એટલું તો જાણતાં હતાં કે દીકરો ફિલ્મ જોવા જતો નથી કે કોન્ટ્રિબ્યુટરીમાં યે ફરવા જતો નથી. રાતદિવસ ચોપડીમાં આંખો ગાડી રાખે છે.

પરીક્ષા આવી. રાકેશે શક્તિ પ્રમાણે પ્રશ્નપત્રો કર્યાં. પણ અંગ્રેજીના બીજા પેપર પછી ફર્સ્ટ આવવાની આશા ન રહી. સેકન્ડ આવું તો યે લાજ રહી જાય.

રાકેશની આખા રાતદિવસ પરિણામની રાહ જોવા લાગી.

સાતમી જૂને સાડાત્રણે એ રાકેશને જર્નલ મેલ અડી આવે આવતું. છાપું આઠ દસ આના સુધી વેચાતું. રાકેશ પિતાએ આપેલા આઠ આનામાં પોતે બચાવેલા આઠ આના ઉમેરીને પૂરો રૂપિયો સાથે નાખ્યો હતો.

ચાર વાગે ગાડી આવી. છાપાનું પાર્સલ ખૂલ્યું, છૂટ્યું તેવું જ છાપાવાળાના હાથમાં રૂપિયો પકડાવી છાપું લઈ લીધું. બી. એ.નું રિઝલ્ટ ની ભૂમ મારતા

ફેરિયા દોડવા લાગ્યા

રાકેશ યાદીમા પોતાનુ નામ શોધવા લાગ્યો એની નિસ્તેજ આખો સો સો પાવરના ગ્લોબ પેઠે ઝગી ઊઠી હતી. યાકૂના માથામા લોહી ઝડપથી ફરતું હતુ નેશનલ કોલેજવાળુ આખુ પાનુ પૂરેપૂરુ એ જોઈ ગયો પણ આ શુ ? ક્યા ય એનુ નામ ન હતુ શુ એ સભવિત છે? એનુ માથું ફરી ગયુ અને ફરી એક એક કરીને બધા નબરો ધ્યાનથી જોયા ના, ક્યાય નામ નથી! ફર્સ્ટ, સેકન્ડ, થર્ડ તો આવે રહ્યા — કમ્પાર્ટમેન્ટમા પણ રાકેશકુમાર સક્સેનાનુ નામ ન હતુ

અદરથી આવતા ઉબકાને બળાપૂર્વક રોકીને એ પ્લેટફોર્મના બાકડા પર ઢળી પડ્યો આખો સામે અધારુ છવાઈ ગયુ પ્રો ફાટતા સૂર્યના કિરણોમા કાળા ભૂરા તારા દેખાતા હતા

એ સુન્ન થઈ ગયો પણ ઘડીભર માટે જ નિરાશાના દર્દના આચકાએ એને ચોકાવી દીધો હવે? બાપુજી શુ કહેશે? માની સામે કયે મોઢે જવુ? ફેઈલ, બસ ફેઈલ થઈ ગયો! ચોક્કસ અગ્રેજીમા જ રહી ગયો! મૃત્યુની સજા સાભળીને પણ એને આટલી પીડા, આટલી નિરાશા ન થાત! હુ ક્યાક સમાઈ જાઉં ક્યા? ક્યા?

સામેથી ટ્રેન આવી રહી હતી

બપોરના તીખા તડકામા પ્લેટફોર્મ પર ટોળુ ભેગુ થઈ ગયુ હતુ પોલિસો, સ્ટેશનના કર્મચારીઓ, નેશનલ કોલેજના વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો, કુલી . . વચ્ચે ખાલી ટીફીનને સેહોશ થતી જતી પાર્વતી, ઉમાશંકરને કોલેજના પ્રિન્સીપાલે પકડી રાખ્યો હતો અને ટ્રેનથી કચડાયેલુ ચીથરા જેવુ રાકેશનુ શબ એજ પરિણામવાળા અખબારથી ઢાક્યુ માની ગોદમા નિસ્પદ પડ્યુ હતુ

☆

ગોવાળને ત્યા છાશ લેવા જવા માટે સોનાની દોણી કે પચધાતુનુ પાત્ર લઈ જવાની શિખામણ કોઈ આપતુ નથી, ઊલટુ કોઈ તેમ કરે તો તેની ટીકા થાય, પાસેના ઘેરથી માગી આણેલા પાત્રમા પણ છાશ લેવા જવાનુ કોઈ કહેતુ નથી પણ અર્વાચીન શિક્ષણની બલિહારી એ છે કે તમારે જ્ઞાન જોઈતુ હોય તો માતૃભાષા કે પ્રાન્ત ભાષાનુ માધ્યમ જે તમારે કોઠે પડી ગયુ છે, તમારુ જ છે તેને પડતુ મૂકી અને દરિયાપારથી આયાત કરેલુ માધ્યમ લઈ આવો અને એમા જ બધુ જ્ઞાન ઝીલો! આથી ગોવાળને ત્યા છાશ લેવા જનારો સુવર્ણ કે પચધાતુનુ પાત્ર મેળવવામા જ અટવાઈ જાય છે! સાધન જ સાધ્ય થઈ જાય છે!

ટેમ્સ નદીમા પાઈપ નાખી ત્યાનુ પાણી ઘરઆગણે લઈ આવવાનુ મહા પરાક્રમ ડહાપણભર્યું ગણાય છે, પણ આપણો પ્રદેશ બને માળવા જેવો હોય તાપણ ત્યા નીલોતરી વધારી ગાદરા બકરાના ટોળાને ચાકી મહી પાતાળકૂવા ખોદાવવાની વાત ગળે ઊતરતી નથી!

ઘણુ ઉત્તમ અને પૌષ્ટિક અનાજ છે જેને એ સદતા નથી તેને માટે તો તેને કોઠે પડેલુ કોરી જેવુ હલકુ ગણાતુ સ્થાનિક ઉપજનુ અનાજ વધારે સારુ છે સ્થૂળ પદાર્થોની બાબતમા આપણે આવો વિવેક કરીએ છીએ ખરા, પણ સૂક્ષ્મ બાબતો જે વિશેષ સૂક્ષ્મ વિવેકની અપેક્ષા રાખે છે તેને માટે જાડી ગણતરી કરીએ છીએ

વિદ્યાર્થી જે ભાષા બાળપણથી સાભળતો આવ્યો છે અને સાભળી સાભળીને તે બોલતા શીખ્યો છે, બીજાના સૂક્ષ્મ અને સ્થૂળ અનુભવો તેણે જે ભાષામા ઝીલ્યા છે પોતાના ય સૂક્ષ્મ અને સ્થૂળ અનુભવો જે ભાષામા વ્યક્ત કર્યા છે તેની વ્યજના અને મર્મ અભિવ્યક્તિ શક્તિ અનાયાસે, સહજપણે ઝીલે એ સામાન્ય બાબત છે કુદરતી છે પોતે તે ભાષામા સહજપણે પોતાના વિચારો વ્યક્ત કરી શકે છે તેમ બીજાના વિચારો પણ ઝીલી શકે છે એની એ કુદરતી શક્તિને વિશેષ વિકસાવવાને બદલે પરભાષામા શિક્ષણ આપીને કુઠિત કરી નાખવી એ માત્ર બેહૂદો સોદો જ નહીં, અત્યાચાર પણ છે જ

અને આ બધી કાળિવિદી વ્યાયામ શા માટે? નોકરશાહીને જીવતી રાખવા માટે! પોતાના દેશનો વહીવટ પરભાષામા, સાહેબ સિસ્ટમથી ચલાવવા માટે.

કોઠે પડવા માંડેલુ ઝેર વામી નાખીએ ત્યારે કેટલોક સમય શરીરમા અશક્તિ તો આવી જ જાય, તેથી ગભરાવાનુ ન હોય પથ્ય પરહેજ બરાબર પાળશુ તો શરીર આપોઆપ વળશે પરદેશી ભાષાના શિક્ષણમાથી કાઢતા શરૂઆતમા એવુ થશે ખરુ, પણ સ્વભાષાના પિયુષ પીવા માડશુ તો માતૃભાષાને વધાવવુ કૂટશે અને શિક્ષકાંતિ વધશે

— મ

# સદ્ નહિ હોય ત્યારે ?

લલિતકુમાર શાસ્ત્રી

અત્યંત મનોહર સૃષ્ટિ છે. પ્રકાશના રંગો પવન સંગે રમે છે અને નાના પક્ષીઓની અનાજની દુનિયા એમને પોતાના મન તરફ આકર્ષે છે. વગી ઝાડમાંથી ચળાઈને આવતા તેજકિરણો ધરતી પર જાણે જિંદગીના નકશા ચીતરે છે!

એક નાના બેઠા ઘાટના એક માળના મકાનના ઉપરના ભાગમાંથી એક વૃધ્ધે આ જોયું. એમની આંખો આગળ કરચલીઓ પડી ગઈ છે — નદીને કિનારે પડેલી છીપો પર અંકાયેલી રેખાઓની જેમ અને એ આંખોમાંથી પૂર્તિ, સ્નેહ નહિ પણ પ્રશ્નાર્થનો ભાર વરતાય છે. પગ, શરીરના ભાર ઝીલવાને પહેલા જેટલા શક્તિમાન નથી. જાણે એના પર શરીર કરતા બીજો ભાર વધારે લાગી ગયો. લાકડી આજે ચાલતા પરની હાથની પકડ મજબૂત બની છે અને લીલી નસ ઉપસી આવી છે. જાણે શરીરની અશક્તિની જાણ કરી રહી છે.

પણ વૃધ્ધ ફરી અત્યારે હસી દેખાયું. ક્યારનું જ સવાર થઈ છે. પૂર્વનો પ્રકાશ પથરાઈ ગયો છે ને ફૂલો ખીલી ઊઠ્યાં છે. જાણે રોક દૂર રહ્યા આનંદનું આગમન થયું. બધું ભૂલીને એ આ સૃષ્ટિને નીરખી રહ્યા. બધું ભૂલવા માટે તો એ અહીં આવ્યા હતા! એમણે ફરીથી પોતાની દૃષ્ટિને આનંદે ફેરવી — જાણે સમસ્ત આનંદને એમની આંખો આવરી લેવા ઈચ્છતી હોય!

**મનમોજી**

(ગાન)

ફુલડાની આંગળીએ આવ્યો, રે આવ્યો,
એ વાયરો મનમોજી'
આંધીની પાવડીએ આવ્યો, રે આવ્યો,
એ વાયરો મનમોજી'
ચંદનનો રાગ લઈ આવ્યો, રે આવ્યો,
એ વાયરો મનમોજી'
ઝળહળતી આગ થઈ આવ્યો, રે આવ્યો,
એ વાયરો મનમોજી'
ઝરણાનું ગીત લઈ આવ્યો, રે આવ્યો,
એ વાયરો મનમોજી'
દુખિયાની ચીસ થઈ આવ્યો, રે આવ્યો,
એ વાયરો મનમોજી'
બીડ્યાં કમાડ તોડ્ય આવ્યો, રે આવ્યો,
એ વાયરો મનમોજી'
કાયાને પાંખથી વધાવ્યો, રે તોય ના આવ્યો,
એ વાયરો મનમોજી'

હસિત બૂચ

આનંદના અનેક સ્વરૂપો એમણે શોધવા રહીને જોયા હતા. ધનથી ભોગવી શકાય એવો એક પણ આનંદ એમનાથી અજાણ્યો ન હતો. આજે સીત્તેર વર્ષની ઉમ્મર થઈ છે ત્યાં સુધીમાં તે સુખની સર્વ બાજુઓને ફરી વળ્યા છે.

એટલામાં એમના આત્માએ પ્રશ્ન કર્યો 'કેમ, કેવી છે આ દુનિયા!

'આ' દુનિયા અને 'એ' દુનિયા

'એ' દુનિયામાં એમને પુત્રો છે, પુત્રી છે, પત્ની પણ જીવે છે. પુત્રો આજે ધંધો સંભાળતા થઈ ગયા છે. બધા પરણીને પુત્રોવાળા બની ગયા છે. પુત્રી પણ પરણીને સાસરે ગઈ છે. પત્ની જાત્રાએ ગયા છે.

'એ' દુનિયા અને 'આ' દુનિયા

અહીં તો કોઈ નથી! ના ના ઘણું બધું છે' વૃધ્ધ વિચારે છે. 'હોવું જ જોઈએ! નહીં તો આમ જોયા કરું ખરો!

એમણે ધંધામાંથી નિવૃત્તિ લઈ લીધી છે. સમયની ગતિએ અને વિધિના હાથોએ એમને ખૂબ ધનની ભેટ આપી છે, પુત્ર પુત્રી પૌત્રો બધું જ છે પણ જાણે 'કંઈક' નથી અને એ શું નથી! એનો એ હજુ સુધી નિર્ણય કરી શક્યા નથી.

અને એ ખૂટતી કડી એમને આ એકાંતમાં ખેંચી લાવી. એમને લાગતું હતું કે કેટલાક મહિનાઓથી પુત્રો, પત્ની એમની સાથે નિરાંતે વાત પણ કરતા નથી અને પોતાને પણ એમની સાથે વાત કરવી ગમતી નહોતી. જગત એમને સ્વાર્થના બ વિચાર સાગર જેવું લાગવા માંડ્યું હતું. આખરી જિંદગી ઈચ્છા પડી ભાંગતું એમણે ધાર્યું હતું. તે પછીના થોડા જ દિવસોમાં તેઓ અહીં

દોડી આવ્યા હતા કોની સાથે? પોતાના આત્માની સાથે!

એટલામા સામેથી આઠેક વર્ષની બાલિકા હાથમા અનેક રંગના ફૂલો લઈને દોડતી કૂદતી દેખાઈ જાણે સાક્ષાત સ્નેહની સરવાણી મુક્ત છંદમા વહી રહી છે! વૃદ્ધના હૈયામા કઈ થયુ વૃદ્ધનુ મન વિચારતુ હતુ એ શુ થયુ? શુ એ લાગણીની દોડધામ છે?

એ બાલિકા પોતાને જોઈ ન જાય એટલે વૃદ્ધ બારીની બાજુમા ખસી ગયા નીચે દાદર પર અવાજ થયા એટલે તુરત પડેલા ની જેમ ઊભા રહ્યા ને ફરીથી એમણે બારી બહાર નજર નાખી પ્રકાશની માત્રા વધતી જતી હતી

જાણે એમનો આત્મા કોઈ સ્નેહસૃષ્ટિની પરિક્રમા કરી રહ્યો હતો એમણે આખો મીચી તો એમને લાગ્યુ કે પોતે આનદના આસન પર બેસીને આકાશના કોઈ અગોચર સ્થાને જઈ રહ્યા છે

પણ સાથે "કોણ" ... કોણ છે ... એ'?

વૃદ્ધને ખબર પડી ગઈ છે કે બાલિકા ઉપર આવી ગઈ છે પણ તેઓ તેને જણાવવા ઇચ્છતા નથી કે તેનુ આગમન પોતે જાણે છે અને બાલિકા પણ નથી ઇચ્છતી કે એનો નવો મિત્ર પોતાના આગમન વિશે જાણી જાય!

આ હમણાથી રોજનુ બની ગયુ છે

બાલિકાનુ નામ છે સર્જિકા સરુ તે ગામના માળીની છોકરીની છોકરી છે માળીએ છોકરીને મુબઈ પરણાવી છે પણ હમણા બીજી સુવાવડ માટે તે પિયર આવી છે જો કે સરુ તો પહેલેથી જ મામાને ત્યા રહે છે ગામ અને આ વૃદ્ધના મકાનની વચ્ચે જ એના મામાની વાડી છે

એ સરુ રોજના નિયમ મુજબ આજે પણ ફૂલો લઈને આવી એના મિત્રને બારી બહાર નજર નાખતો જોઈ એણે બાજુમા પડેલુ સ્ટૂલ વૃદ્ધના પગ પાસે પાછળ મૂક્યુ ધીરો અવાજ થયા પણ એ તો એમ જ માને છે કે આટલા અવાજની કોઈને ખબર ન પડે તેથી એ સ્ટૂલ પર ઊભી થઈ ને એણે વૃદ્ધની આખો દાબી

પછી અવાજ બદલવાનો જરાયે કૃત્રિમ પ્રયાસ કર્યા વિના તે બોલી, 'બોલો, હુ કોણ છુ?

પણ જવાબ આપવાને બદલે વૃદ્ધ તો સરુના કુમળા હાથ–જે એમની આખોને દાબી રહ્યા હતા–તે હાથો પર ધીરે ધીરે પોતાનો હાથ ફેરવવા લાગ્યા જાણે નવજાત ચેતનમા તેઓ વાત્સલ્યનુ આરોપણ કરવા માગતા ન હોય!

પણ એકાએક વૃદ્ધના હાથ ફરતા અટકી ગયા સરુ અને વૃદ્ધના રોજના કાર્યક્રમમા આવુ બધ થવાનુ કદી બનતુ નહોતુ સરુ પહેલા તો વિચારમા પડી ગઈ પણ બહુ વિચાર કરવાની, એને આદત નહોતી એટલે એણે ફરીથી પૂછ્યુ 'બોલો ને, હુ કોણ છુ?

એટલામા સરુની આગળીઓને ગરમ પાણીનો સ્પર્શ થયો એણે એક આખ પરથી હાથ હટાવી લીધો ને જોયુ તો એના મિત્રની આખમાથી આસુ સરી રહ્યા હતા અને એટલે જ એણે બીજો હાથ પણ આખ પરથી હટાવી એક હાથે વૃદ્ધની દાઢી હલાવતા કાકલૂદીભર્યા સ્વરે પૂછ્યુ 'બોલોને, તમને શુ થયુ છે?'

વૃદ્ધની આખો પૂર કરુણ બની ગઈ અને એમણે એવી ગહનતાથી બાલિકા સામે જોયુ કે સરુને કઈ સૂઝ્યુ નહિ ને તે પણ રડી પડી એટલે વૃદ્ધે એને સ્ટૂલ પરથી ઊચકી લઈ સોફા પર બેસાડી વૃદ્ધના મનમા ઘણી વાર પ્રશ્ન ઊઠ્યો હતો કે મારા પુત્ર–પૌત્રોમાથી કોઈ નહિ ને આ અજાણી બાલિકાએ કેમ મારા હૃદયને સ્નેહથી સભર અને પોચુ બનાવી દીધુ છે? પોતાના પૌત્રો પણ બાળકો હતા અને આ યે બાલિકા હતી પણ એમણે બુદ્ધિના પ્રશ્ન પૂછવાનુ માડી વાળ્યુ ને પોતે સરુના સ્નેહમા ડૂબી ગયા

અને રોજના કાર્યક્રમ મુજબ સરુની નાનકડી આગળી પકડી આગળ...ની પરિક્રમા કરવા નીકળ્યા એમને ત્યારે લાગ્યુ કે બ્રહ્માડનુ રહસ્ય આટલામા ક્યાક સતાઈને પડ્યુ છે પાછા ફરતી વખતે સરુએ પ્રશ્ન કર્યો બોલો ને, તમે કેમ રડતા હતા?

'અમસ્તો જ'

અમસ્થા એટલે શુ? નિર્દોષ પ્રશ્નના પ્રતિભાવે વૃદ્ધને ફરી હસવુ આવ્યુ

'અમસ્થા એટલે અમસ્થા ... બાની' વૃદ્ધને લાગ્યુ કે સરુને સમજાવવા માટે પોતાની બુદ્ધિ ખૂબ નાની–ટૂકી છે સરુના હૃદય સુધી પહોચતા પહેલા એણે ઘણુ શીખવુ પડશે– ઘણી રીતે બદલાવુ પડશે

'જા ... તુ તો જૂઠો છે!' અને ફરીથી ઘણા વખતે સરુના મોઢેથી આ તુકાર સાભળીને તો વૃદ્ધનો આનદ અપરિમિત બની ગયો

'હું તમને ક્યા વિશેષણથી નવાજું ? એ જ મને સૂઝતું નથી તમારો પ્રેમ, તમારું ચારિત્ર્ય મને મુગ્ધ કરે છે તમારી કસોટી કરવા હું અસમર્થ છું તમે જે તમારી પોતાની પરીક્ષા જાતે કરી તે સ્વીકારું છું અને તમારી ખાતર હું 'પિતા'ની પદવી ગ્રહણ કરું છું મારી ઇચ્છા તો તમે લગભગ પૂરી જ કરી છે એમ હું માનુ છું સાચો પિતા તો એ જ કે જે પોતાથી પણ સવિશેષ ચારિત્ર્યવાન પુત્રને પેદા કરે અને સાચો પુત્ર પણ એ જ કે, પિતાએ જે કંઈ કર્યું હોય તેમા અભિવૃદ્ધિ કરે તમે જે મને પિતાનુ પદ આપ્યુ છે, તેને હું તમારા પ્રેમની ભેટ સમજીને સ્વીકારુ છું તે પદને યોગ્ય બનવા પ્રયત્ન પણ કરીશ'

'પરમાત્મા તમને દીર્ઘાયુ બક્ષે તમારો ઉપયોગ ભારતની ઉન્નતિ માટે થાય એ મારી ઇચ્છા છે'

આવા મર્મસ્પર્શી શબ્દોમા બાપુએ વિનોબાના પત્રનો ઉત્તર આપ્યો હતો એમના હૃદયમા વિનોબા માટે કેટલી લાગણી કેટલી શ્રદ્ધા હશે ? પિતાના આદર્શ અધૂરા પુત્ર પૂરા કરે એનુ કાંતદર્શન પણ ગાંધીજીના વાણીમા અહી દેખાય છે

### જન્મજાત વૈરાગી

વિનોબા જન્મજાત વૈરાગી છે નાનપણથી જ એમનામા ત્યાગ અને તપસ્યાની ભાવનાઓ જાગૃત થવા લાગી હતી તેમા સાધ્વી માતા'ના પુણ્ય સંસ્કારોએ વળી કંઈ ઓર ઓપ આપ્યો બાર વર્ષની નાની વયમા તેમણે આજન્મ બ્રહ્મચારી રહેવાની ભીષ્મ પ્રતિજ્ઞા લી ધી અને સ્વદેશસેવાનુ વ્રત ધારણ કર્યું

આવા ઉત્કટ વૈરાગને લીધે તેઓએ શાળા શિક્ષણ છોડી દીધુ, પ્રમાણપત્રો આગમા હોમી દીધા અને તપ કરવા માટે ઘર છોડી ચાલી નીકળ્યા પરંતુ પરમાત્માની પ્રાપ્તિ માટે હિમાલય જવા પહેલા ગાંધીજી જેવા સમર્થ પુરુષનો મેળાપ થયો તેઓએ વિનોબાને આદેશ આપ્યો કે સંસાર ત્યાગ એ મુક્તિ નથી, પરન્તુ સંસારમા રહીને સંસારના જીવોની સેવા કરવી એ સૌથી મહાન તપસ્યા છે દરિદ્રો જ સાક્ષાત્ દેવતા છે, દરિદ્રનારાયણની પૂજાથી વિશેષ કોઈ પૂજા કોઈ તપસ્યા અથવા કોઈ ધર્મ નથી

ત્યારથી વિનોબાજી પૂ બાપુના સહગામી અને આત્મીયજન બની ગયા

### પૂ. બાપુજીની છાયામાં

પૂ બાપુ આ નવા શિષ્યથી ઘણા જ પ્રભાવિત થયા. તેથી જ તેમણે વિનોબાના પિતાજી ઉપરના પત્રમા લખ્યુ 'તમારો વિનોબા મારી પાસે છે આટલી નાની ઉમરમા તમારા પુત્રે જે તેજસ્વિતા અને વૈરાગ્ય પ્રાપ્ત કર્યા છે, તે પ્રાપ્ત કરતા મને કેટલાય વર્ષો લાગ્યા હતા"

બનતા સુધી, આ જ પત્રમા ગાંધીજીએ 'વિનાયક'ને બદલે વિનોબા' સંબોધન લખ્યુ હતુ આ નામ પછીથી પ્રચલિત થયુ

વિનોબા એટલી તન્મયતા, નિષ્ઠા અને લગનથી કામ કરતા કે પૂ બાપુ ગદ્‌ગદ્ થઈ જતા આશ્રમના પાયખાના સાફ કરીને અછૂતો પ્રત્યે સમ વ્યવહારને પ્રયોગરૂપમા સૌથી પ્રથમ રજૂ કરનાર વિનોબા હતા બાપુએ આ સાહસની મુક્તકંઠે પ્રશંસા કરી અને એ કાર્યને આશ્રમવાસીઓની ફરજનો એક ભાગ બનાવ્યો આ પરિવર્તને આશ્રમમા એક પ્રકારનો વિરોધવંટોળ ઊભો કર્યો અને ખુદ ગાંધીજીના બહેન આશ્રમને તિલાંજલિ આપી ચાલ્યા ગયા પરન્તુ બાપુ અડગ રહ્યા

વિનોબાનુ આશ્રમજીવન એક આદર્શરૂપ હતુ તેમના ત્યાગપૂર્ણ સંયમિત જીવનથી મુગ્ધ થઈને સ્વ જમનાલાલ બજાજે એક વાર કહ્યુ હતુ 'જો પરમાત્મા મને આ શરીરથી વિનોબાની શ્રદ્ધાને પાત્ર બનાવે, તો હું મારા જીવનનુ પરમ સૌભાગ્ય ગણુ આ દુનિયામા ગાંધીજી મારે માટે પિતાનુ અને વિનોબા ગુરુનુ પદ બની રહે છે'

આ સમય દરમ્યાન ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહનો સંકલ્પ કર્યો પરન્તુ એ પ્રશ્ન ઉપસ્થિત થયો કે આના શ્રીગણેશ કોણ આરંભે ? નિ:સંકોચ બાપુએ વિનોબાજીને પસંદ કર્યા તેથી બાપુની સત્યાગ્રહ સેનાના સેનાની વિનોબા બની ગયા ત્યા તેમનો પ્રયાસ ધાર્યા કરતા વિશેષ સફળ થયો.

ભારતની જનતાને 'વિનોબા' અજાણ્યુ નામ હતું 'હરિજન સેવક'ના હજારો વાચકોએ આ સંબંધમા જિજ્ઞાસાભર્યા પ્રશ્નો પૂછ્યા હતા 'વિનોબા કોણ છે?'

પ્રત્યુત્તરમાં બાપુએ જણાવ્યું, 'વિનોબા કોણ છે? મેં તેને સત્યાગ્રહમાં શા માટે અગ્રગણ્ય બનાવ્યા? બીજા કોઈને કેમ નહિ?'

તેઓ મહાન ત્યાગી અને તપસ્વી છે. સંસ્કૃતના પ્રકાંડ પંડિત છે. તેઓ મારા આશ્રમના પ્રથમ હરોળના આશ્રમવાસી છે. તેમની સ્મરણશક્તિ અદ્ભુત છે. સ્વભાવે તેઓ અધ્યયનશીલ છે. ખરેખર તેમની તુલના કરી શકાય તેવા બહુ થોડા માણસો છે.'

### ગાંધીજીને પગલે પગલે

જે કાર્ય ગાંધીજીએ વિનોબાને સોંપ્યું તે તમણે પૂરી લગનથી પાર પાડ્યું. અને વિનોબા માટે પરમાત્મા પછીનું જો કોઈ બીજું પદ હોય તો તે ગાંધીજીનું છે. તેમણે ગાંધીજીને સર્વસ્વ તો શું પણ સાક્ષાત્ દેવ માન્યા. બાપુ પણ તેમની આ પરમ ભક્તિથી ઘણા જ પ્રભાવિત થયા. વિનોબાના એક પત્રનો ઉત્તર કેવા હૃદયસ્પર્શી શબ્દોમાં બાપુએ આપ્યો હતો, 'તમારી શ્રદ્ધા તથા ભક્તિ આ દામામાં આનંદાશ્રુ ભરી દે છે. હું આને યોગ્ય હોઉં કે ન હોઉં, પણ તમને તો આનું ફળ મળશે જ. ખરેખર તમે કોઈ મોટી સેવાનું નિમિત્ત બનશો.'

બાપુ ગર્વપૂર્વક હરવખત કહેતા: પુત્ર પિતા કરતા પણ સવાયા નીકળ્યા.

બાપુના અવસાન પછી સર્વત્ર નિરાશારૂપી ગાઢ અંધકાર વ્યાપી ગયો. સામે એ પ્રશ્ન ઉપસ્થિત થયો કે 'ગાંધીવાદનું ભાવિ હવે કેવું હશે? સર્વોદય હવે શું આગળ પ્રગતિ કરી શકશે? ખરેખર શું ગાંધીજીનું મહાકાર્ય હવે સમાપ્ત થઈ ગયું છે?'

આ અંધકારમાં પણ આશાનું એક ઝાંખું કિરણ ચમકી રહ્યું હતું, તે હતું– વિનોબા. 'સાચે જ ગાંધીજીએ જે મહાકાર્યનો આરંભ કર્યો હતો તેની માત્ર ભૂમિકા જ સમાપ્ત થઈ હતી. સર્વોદયનો કેવળ ઉદય જ ભારતના અંતરિક્ષમાં થયો હતો. વિનોબા આશાદીપના રૂપમાં આવા કઠિન સમયમાં તેઓ પ્રગટ થયા. બાપુના અધૂરું કાર્ય પૂરું કરવાની તેમણે પ્રતિજ્ઞા લીધી. બાપુએ બતાવેલ માર્ગે ચાલવાનો મારો પ્રયત્ન છે'– આવા એવા શબ્દો સાથે તેઓ કર્મક્ષેત્રમાં ઉતરી પડ્યા.

### નવો રાહ

હૈદ્રાબાદના રાસેલનમાંથી વિનોબા તેલંગણ પહોંચ્યા. ત્યાં શોષણ–દમન અશાંતિ–અરાજકતાનું એકછત્ર સામ્રાજ્ય જામ્યું હતું. દરિદ્રનારાયણની આવી દીનહીન સ્થિતિ જોઈને તેમનું હૃદય કરુણાથી ભરાઈ આવ્યું. એ સ્થિતિની વાસ્તવિકતા તેમના નીચેના ઉદ્ગારો ઉપરથી સ્પષ્ટ થાય છે–

'અહિંસામાં મારી અવિચલ આસ્થા છે તેથી જ હું ત્યાં કાર્ય કરતો રહ્યો. નહિ તો હું સામ્યવાદીઓમાં દાખલ થઈ ગયો હોત. આવી ત્યાંની હાલત છે.'

આટલાથી પણ વિનોબા સંતોષ ન પામ્યા. શોષણખોરોને તેઓએ પડકાર કે ર્યો, 'અમે ઇચ્છીએ છીએ કે આપણા દેશમાં રક્તપાત ન થાય. ગરીબ તવંગરની લડાઈ ન થાય. ગરીબોને ઉતારી પાડી હલકા ગણવાનો પ્રયાસ ન કરો. પરંતુ જો આ સંતોષપ્રિય જનતાને ઉતારી પાડવાનો પ્રયત્ન કરવામાં આવશે, તો હું સાફ સાફ કહું છું કે તે આપને કરોળિયાની માફક નષ્ટ મારીને ખાઈ જશે.'

ખરી રીતે આ વિનોબાની વાણી ન હતી. આ તો યુગનો અવાજ હતો. સમયની માગણી હતી. તેને કોણ ટાળી શકે એમ હતું?

સન્ ભૂમિ ગોપાલકી –વિનોબાની આ વાણી કન્યાકુમારીથી હિમાલય સુધી ગુંજી ઊઠી. તેલંગણના પોચમપલ્લી ગામથી ભૂમિદાનની ભાગીરથી કિ અમૃત ધારા ઉદ્ભવ પામી. પ મહિનામાં તો ૧૨ હજાર એકર જમીન આ પ્રવાહથી પ્રવાહિત થઈ.

વિનોબાની ભૂમિયાત્રા હવે શરૂ થઈ. દીનદલિતાના દેવદૂત બનીને તેઓ ઘેર ઘેર, દ્વાર દ્વાર જઈને અલખ જગાવવા નીકળી પડ્યા.

'આ દાન નથી, ઉપકાર નથી. આ તો મારો હક છે તેથી મને આપો'–એમ કહેતા કહેતા તેઓ પોતાનો છઠ્ઠો ભાગ લેવા માટે ભારતના ઘેર ઘેર જઈ રહ્યા છે. આ મહાવ્રતને તેઓએ જપ તપ નિયમ ધર્મ માન્યા છે અને તેઓ પ્રજાસૂય યજ્ઞ કહે છે. આને જ તેઓ ધર્મપરિવર્તન કહે છે. અને આને જ તેઓએ કિસાનમજૂરોનું રાજ્ય કહ્યું છે. ખરેખર આવું જ બાપુની કલ્પનાનું ભારત છે.

હવે ભૂદાન ભાગીરથીની કેટલીય ધારાઓ ફૂટી નીકળી છે. સંપત્તિદાન, શ્રમદાન, જીવનદાન, ગ્રામદાન, સર્વોદયપાત્ર, શાંતિસેના વગેરે અનેક શાખાઓ તેમાંથી ઉદ્ભવ પામી છે. વિનોબા પૃથ્વીને જેવી રીતે પરમાત્માએ બક્ષેલી ભેટ માને છે, તેવી રીતે સંપત્તિને પણ પરમાત્માની માને છે. તે તો સમાજરૂપી નારાયણની

લક્ષ્મી છે, આપણે તો કેવળ નારાયણના સેવક છીએ, તો પછી લક્ષ્મી ઉપર આપણો અધિકાર કેવી રીતે થઈ શકે!

તેમનું આ કથન કેટલું અર્થગંભીર, કેટલું ભવ્ય છે!

### દીનોના દેવતા

વિનોબા વિશ્વની મહત્તમ ક્રાંતિના પ્રવર્તક છે. તેઓ સ્વયં મહાન છે. તેમનું જીવન આદર્શ તેમ જ અનુકરણીય છે. તેમનું દર્શન પ્રાચીન ઋષિમુનિઓનું સ્મરણ કરાવે છે. તેઓ સાક્ષાત્ દરિદ્રોના દેવ છે. પરન્તુ તેમના પોતાના ઉપાસ્યદેવ દરિદ્રનારાયણો છે. તેમની સેવા એ તેમનો એકમાત્ર ઉદ્દેશ્ય છે. રામ ઉપર તેમની અતૂટ શ્રદ્ધા છે. એક વાર ચિત્રકૂટ થઈને તેઓ નીકળ્યા હતા, પણ તેઓ રામના મંદિરમાં ગયા નહીં. તેથી કોઈએ તેનું કારણ પૂછતાં જણાવ્યું: 'આ બધા રામની તો સેવા છે. આથી મોટી બીજી કઈ સેવા હોઈ શકે?'

વિનોબામાં દરિદ્રો પ્રત્યે કેટલી મમતા છે! પ્રાર્થના-સભાઓમાં તેઓ વારંવાર કહે છે: 'જ્યાં આપ સહુ રહો છો, તે સ્થાન મારે માટે પવિત્ર છે. આપનું શરીર મારે માટે પંચતત્ત્વોનું ખાલી પૂતળું જ નથી. હું તો આપને ઈશ્વર માનીને આપની સેવા કરવા આવ્યો છું. લાંબા પ્રવાસોથી મારું શરીર થાકી જાય છે. પરંતુ જ્યારે આપની સેવા કરવાનો સુઅવસર મળે છે, ત્યારે થાક તો કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ જાય છે.'

અનંતના અદ્ભુત પ્રવાસી છે આ વિનોબા. અણુથી મહત્ ભણી, વ્યક્તિથી વિશ્વ ભણી, વિજ્ઞાનથી પરજ્ઞાન સુધી એનાં પગલાં પડતાં જાય છે. અને અર્વાચીન જગતમાં અનેકવિધ વિચાર વમળોમાંથી પરમ શુદ્ધ અને પરમ મંગળ વિચાર-કમળો પ્રકટાવે છે.

*


## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬, પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ




અનુક્રમણિકા... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ૧૨ ફેબ્રુઆરી ૧૯૫૯




પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

રજીસ્ટ્રેશન ઑફ ન્યૂસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬, રૂલ ૮
ફૉર્મ IV અનુસાર નિવેદન

| | | |
|---|---|---|
| ૧ | પ્રકાશન સ્થળ | રૂપાયતન, જૂનાગઢ |
| ૨ | ક્યારે ક્યારે પ્રસિદ્ધ થાય છે | દર માસની બારમી તારીખે માસિક તરીકે |
| ૩ | છાપનારનું નામ | ધીરેન ગાંધી |
| | રાષ્ટ્રીયતા (નેશનેલિટી) | ભારતીય |
| | સરનામું | રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ |
| ૪ | પ્રકાશકનું નામ | ધીરેન ગાંધી |
| | રાષ્ટ્રીયતા (નેશનેલિટી) | ભારતીય |
| | સરનામું | રૂપાયતન જૂનાગઢ |
| ૫ | તંત્રીનું નામ | નવીન ગાંધી |
| | રાષ્ટ્રીયતા (નેશનેલિટી | ભારતીય |
| | સરનામું | રૂપાયતન, જૂનાગઢ (સૌરાષ્ટ્ર) |
| ૬ | માલિકનું નામ | રૂપાયતન સંસ્થા જૂનાગઢ (સૌરાષ્ટ્ર) |

હું, ધીરેન ગાંધી આથી સોગંદપૂર્વક જાહેર કરું છું કે ઉપરની હકીકત હું જાણું છું અને માનું છું ત્યાં સુધી ખરી છે.

તા. ૩૧–૧–'૫૯

(સહી) ધીરેન ગાંધી
પ્રકાશક